આ પુસ્તક મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી હાઈસ્કૂલોને માટે મંજુર થયલું છે.

# સાહિત્ય વિલાસ

## પ્રાચીન અર્વાચીન ગુર્જર લેખોનો સંગ્રહ.

(સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ, લેખકોના જીવનની રૂપરેખા તથા ટીકા સહિત.)

તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**રતનરામ ઉત્તમરામ ભટ,**

માજી સંસ્કૃત શિક્ષક, સાર્વજનિક હાઈ સ્કૂલ, નાનપુરા–સુરત.

**The glory of a nation consists in her literature.**

"સાહિત્યબોધનું મહાફળ એ છે કે ઉત્કૃષ્ટ સંસ્કારોથી સહૃદયનું હૃદય ભરાઈ જાય."

**ગોવર્ધનરામ.**

સુરત–ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં વજેરામ માનસિંહે છાપ્યું.



**આવૃત્તિ આઠમી.**

ઇ. સ. ૧૯૩૧—સંવત્ ૧૯૮૭.

આ આવૃત્તિના સોલએજન્ટ્સ,

**મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ,**

**બુકસેલર્સ, નાણાવટ, સુરત.**

કિમ્મત રૂા. ૧–૮–૦

# Opinions.

The get-up of the book is good and the price is moderate.

(Sd.) K. H. DHRUVA, B. A.
RETIRED HEAD MASTER,
*R. C. High School, Ahmedabad.*



I am glad that you have so well succeeded in making a very interesting collection of writings from Gujarati authors and hope the book will serve the purpose of popularising Gujarati writers and of being useful to students, beginning their study of Gujarati literature.

(Sd.) PROF. T. K. GAJJAR,
M. A. B. SC. F. C. S.

No doubt it is a welcome production. Favourably impressed as I am with the neat get-up of the book, let me frankly tell you that it is a valuable addition to the several such compilations, made for the use of our High School-boys.

(Sd) J. P. JOSHIPARA, M. A.
(BARODA EDUCATIONAL DEPARTMENT.)

......આ સંગ્રહમાં ઉત્તમ લેખકોની ઉત્તમ કૃતિઓ માલમ પડે છે. પુસ્તક સારૂં ને ઉપયોગી છે. ટીકાનો પ્રદેશ પણ ઠીક ખેડાયલો છે અને એથી આ પુસ્તકની કીંમત કાંઇક વિશેષ છે. આશા છે કે સમસ્ત ગુર્જર આલમ આ પુસ્તકને વધાવી લેશે અને સંયોજકે લીધેલી મહેનતનો બદલો તેને યોગ્ય પ્રમાણમાં આપશે.

**સમાલોચક,** જાનેવારી–માર્ચ ઇ. સ. ૧૯૧૧.

# અર્પણ પત્રિકા



સદ્દગત સાક્ષરવર્ય

## ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી,

બી. એ; ઍલ્ઍલ્. બી.

વકીલ મુંબઈ હાઈ કોર્ટ; સરસ્વતીચંદ્ર તથા સ્નેહમુદ્રા વગેરેના કર્તા

અને

તેમના પરમ મિત્ર—મારા શિરચ્છત્ર સ્વર્ગસ્થ બંધુ

## હરિરામ ઉત્તમરામ ભટ,

બી. એ; ઍલ્ઍલ્. બી.

દક્ષિણા ફેલો, એલ્ફિન્સ્ટન કૉલેજ, મુંબઈ; જગન્નાથ શંકરશેઠ સંસ્કૃત સ્કૉલર;
ભગવાનદાસ પુરુષોત્તમદાસ સંસ્કૃત સ્કૉલર વગેરે.

એઓના અમર આત્માને

ગુર્જર સાહિત્યનો આ સંગ્રહ સપ્રેમ અર્પણ કરું છું.

ર. ઉ. ભટ.

# કાવ્ય દેવીને

## ઝૂલણા.

ચળકતાં, ઝળકતાં, ચકિત કરી નાંખતા,
દર્શનો દિવ્ય તુજ અહીં દઈને,
**કાવ્યદેવી!** અમારો થયો દોષ શો,
રોષથી ક્યાં ભરાઈ જઈને?
**માત ગુર્જર** રડી, શૂન્ય અહીં છે પડી,
તું હવે આપ કંઈ તેજ સારૂં;
ક્યાં ગઈ **કાવ્યદેવી** છુપાઈજ તું?
કહે મને કહે મને ગુહ્ય તારૂં!
**માત ગુર્જર** તજી શીદને ક્યાં ગઈ?
ક્યાં ગઈ તાહરી મિષ્ટ માયા?
બંધ કીધો હવે પ્રેમરે શીદ તુજ?
ક્યાં ગયા તાહરા **કાવ્યજાયા**?
શિથિલ કવિતા પડી, ઊર્મિ રંગની ઉડી,
સ્વર વિશે કંપ દુઃખ છે વસંતુ!
**અદલ** દર્શન હવે દિવ્ય તુજ આર્પોને,
મુખ **ગુર્જર** તણું કર હસંતું?

**ખબરદાર.**

# નિવેદન.

'સાહિત્ય વિલાસ'ની સાતમી આવૃત્તિ ખપી જવાથી આ આઠમી આવૃત્તિ સુજ્ઞ વાચક વર્ગની સમક્ષ ધરતાં મને ઘણો આનંદ થાય છે. આ આવૃત્તિમાં છેવટે આપેલાં 'સુદામાચરિત્ર' તથા 'નિબંધલેખન'ને બદલે બે નવા લેખ મુકવામાં આવ્યા છે. આશા રાખું છું કે આ સંગ્રહ તરફ અત્યાર સુધી બતાવેલો સદ્‌ભાવ ગુજરાતી પ્રજા ચાલુ રાખશે.

સુરત, તા. ૧૨–૨–૩૧. ર. ઉ. ભટ.

## પ્રસ્તાવના (તૃતીયાવૃત્તિ.)

આ આવૃત્તિમાં કેટલાક વિદ્વાન ગૃહસ્થો તરફથી કરવામાં આવેલી સૂચનાનુસાર થોડો ઘણો વધારો ઘટાડો કરવામાં આવ્યો છે. નરસિંહમહેતાકૃત 'સુદામાચરિત્ર' પરિશિષ્ટમાં વધાર્યું છે.

લેખકોના જીવનની સંક્ષિપ્ત રૂપરેખામાં અથવા અન્યસ્થળે દોષ માલમ પડે તો તે તરફ મારૂં ધ્યાન ખેંચવાની સાક્ષર વર્ગને પ્રાર્થના છે.

આ આવૃત્તિમાં પણ મારા મિત્રો રા. વૈકુંઠપ્રસાદ સી. જોશીપરા, બી. એ. રા. મુળજી જેઠાભાઈ અંજારીઆ, બી. એ. એસ. ટી. સી. ડી. તથા રા. દયાશંકર ભાઈશંકર શુકલે જે મદદ કરી છે તેને માટે હું તેમનો આભારી છું.

સુરત, ૧–૧૦–૧૯૧૩. ર. ઉ. ભટ.

## પ્રસ્તાવના (દ્વિતીયાવૃત્તિ.)

'સાહિત્ય વિલાસ'ની બીજી આવૃત્તિ વાચક વર્ગ સમક્ષ મૂકવામાં આવે છે. આ પુસ્તકને માટે કેટલાક વિદ્વાન ગૃહસ્થોએ ઘણો સંતોષ જણાવી તેના સંબંધમાં કેટલીક અગત્યની સૂચનાઓ કરી છે તે માટે હું તેમનો ઘણો આભાર માનું છું. તદનુસાર આ આવૃત્તિમાં સુધારો વધારો કરવાનો નિશ્ચય હતો પરંતુ એક મહિનામાં છસો કરતાં વધારે નકલ ખપી જવાથી તથા ઘણે ઠેકાણેથી સંખ્યાબંધ નકલોની માગણી થવાથી ગુર્જરસાહિત્યવિકાસની રૂપરેખાના વધારા શિવાય ધારેલો કંઈપિણુ ફેરફાર હું કરી શકયો નથી, પણ તૃતીયાવૃત્તિ વખતે વિદ્વાન વર્ગ તરફથી થયલી કીમતી સૂચનાઓ ઉપર ખાસ લક્ષ આપીશ.

છેવટે, મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાના મે૦ ડિરેકટર સાહેબે આ પુસ્તક હાઈસ્કૂલોને માટે મંજુર કર્યું છે તેને માટે હું તેમનો અતિશય આભારી છું.

સુરત, ૧–૩–૧૯૧૨. ર. ઉ. ભટ.

# પ્રસ્તાવના.

## (પ્રથમાવૃત્તિ.)

ગુર્જર સાહિત્યના આ લઘુ ગ્રંથને પ્રસ્તાવનાની આવશ્યકતા તો નથીજ; તથાપિ એના ઉદ્દેશ તથા એની અંતર્ગત રચના વિષે બે શબ્દ અપ્રાસંગિક ગણાશે નહિ.

હાલમાં પ્રતિદિવસ ગુજરાતી સાહિત્ય તરફ લોકોનો પ્રેમ તથા ઉત્સાહ વધ્યો જાય છે. મેટ્રિકની પરીક્ષામાં પણ ગુજરાતી ભાષા ફરજીઆત થઈ છે, અને તેથી કરીને હાઈસ્કૂલના દરેક ધોરણમાં ગુજરાતીનું શિક્ષણ અપાય છે.

આવે પ્રસંગે ગુજરાતી ભાષાના પ્રાચીન તથા અર્વાચીન લેખોનો સંગ્રહ તૈયાર કરી સટીક પ્રસિદ્ધ કરવામાં આવે તો અયોગ્ય નહિ ગણાય એમ માનીને લોકોપયોગી તથા શાળોપયોગી થાય એવે ઉદ્દેશે આ લઘુ પુસ્તક યથામતિ રચી, શિક્ષકો, વિદ્યાર્થીઓ તેમજ સાહિત્યવિલાસી જનોની સમક્ષ મૂકવામાં આવે છે. કેટલે અંશે આ પ્રયાસ સફળ છે એ તો સાક્ષરવર્ગે જોવાનું છે.

જોડણીની બાબતમાં ગુજરાતી વાંચનમાળા માટે રિવિઝન કમિટીએ સ્વીકારેલા નિયમોને અનુસરવાનો પ્રયત્ન કર્યો છે. લેખોનો ક્રમ તેના કાળ પ્રમાણે બહુધા રાખવામાં આવ્યો છે. કયો લેખ ક્યા ધોરણમાં શીખવવો એ શિક્ષકની વિવેકબુદ્ધિપરજ રાખેલું છે કારણ કે બધી શાળાઓમાં અભ્યાસક્રમ એક હોતો નથી. ગ્રંથારંભે આપેલો સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, તથા છેવટે આપેલી ટીકા અને લેખનપદ્ધતિ સંબંધી સૂચના વિદ્યાર્થીવર્ગને ઉપયોગી માલમ પડશે એવી આશા છે.

દોષરહિત તો કાંઈ હોતું નથી. આ પુસ્તકમાં દોષ તો હશેજ તો તે સુધારી લેવાની વિદ્વાનવર્ગને વિનતિ છે. કોઈ પણ સદ્‌ગૃહસ્થ તરફથી આ પુસ્તકને સંબંધે કાંઈ સૂચના કરવામાં આવશે તો હું માનપૂર્વક તે સ્વીકારીશ.

આ સંગ્રહ રચવામાં મારી સ્કૂલના માનવંત હેડ માસ્તર રા. રા. ચુનીલાલ ઘેલાભાઈ શાહ તથા મારા મિત્રો રા. રા. વૈકુંઠપ્રસાદ સી. જોશીપરા બી. એ. અને રા. રા. મુળજી જે. અંજારીઆ બી. એ. એ જે સહાયતા કરી છે તે માટે તેમનો હું આભારી છું.

છેવટે જે ગૃહસ્થોએ પોતાના પુસ્તકોમાંથી ઉતારા લેવાની પરવાનગી આપી છે તેમનો હું ઉપકૃત છું.

સાર્વજનિક હાઈસ્કૂલ, સુરત;<br>
તા. ૧, નવેમ્બર સન ૧૯૧૦.

ર. ઉ. ભટ.

# અનુક્રમણિકા.



# સાહિત્ય વિલાસ.

## પદ્ય.

---

## નાટ્ય.



---

## ગદ્ય.

# ગુર્જરસાહિત્યવિકાસની રૂપરેખા.

પ્રત્યેક વસ્તુનું રૂપાંતર થયાજ કરે છે. સામાન્ય રીતે ઇતિહાસનો અર્થ રૂપાંતરના યથાસ્થિત વિવરણમાં સમાપ્ત છે. અમુક વસ્તુ કેવી રીતે અને કેવા સંયોગોમાં જન્મ પામી અને વિકાસી, એની રૂપરેખા જનસમૂહને લાભકારી થાય એમાં શંકા નથી. આપણા સાહિત્યનો જન્મ અને વિકાસ શુષ્ક નથી પણ રસમય અને કંઈક અંશે ગર્વપ્રદ છે; સાહિત્યોદ્યાનમાંથી વીણેલાં કુસુમોની પરિમલ ઉદ્યાનવિહારી લઈ શકે તે માટે તેનું સંક્ષિપ્ત અવલોકન આવશ્યક છે. વ્યવહારિક, નૈતિક અને આધ્યાત્મિક જ્ઞાનના દિવ્ય મંદિર તરફના પંથમાં આપણા સાહિત્ય રસપોષકો બુદ્ધિ અને હૃદય પ્રદીપની જ્યોતિથી ઝળહળ પ્રકાશ નાંખતા ગયા છે, અને તેજ પ્રકાશના બળે અજ્ઞાનનાં પડ ભેદી તેમણે કરેલાં સ્તુત્ય કાર્યની સંક્ષિપ્ત નોંધ લઈ કૃતકૃત્ય થવું એ આપણો ધર્મ છે.

સાહિત્ય શબ્દનો પ્રયોગ જેટલો રૂઢ છે તેટલો તેનો ગૂઢ અર્થ ભાગ્યેજ સમજાય છે. મહાન તત્વવિદ્ એમર્સન કહે છે કે "The man is half himself, the other half is his expression." ભાષા એ માનવીનું ખાસ લક્ષણ છે. પૃથ્વીપર માનવીના જન્મથીજ ભાષાનો જન્મ છે એમ કહી શકાય. ભાષા વિના જનસમાજ મેષસમૂહ (congregation of sheep) કરતાં ઉંચી પંક્તિ પ્રાપ્ત કરી શકી હોતજ નહિ. એક તરફ કુદરત અને બીજી તરફ સર્વશક્તિમાન ઈશ્વરની સાથે માનવીને જોડનાર સર્વથા ભાષારૂપી સુવર્ણ કડી છે. ભાષાનો શુદ્ધ અને વિશાળ પ્રયોગ અને અસ્ખલિત વિકાસ એ ઉચ્ચ સાહિત્યનાં લક્ષણ છે. સાહિત્યની અભિવૃદ્ધિ પ્રજાનો અભ્યુદય સૂચવે છે. જે પ્રજાનું સાહિત્ય ઘણું ખીલેલું હોય છે અને સદંતર વિશેષ ખીલતું જાય છે તે પ્રજા જનમંડળમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે એ સિદ્ધાંત ઐતિહાસિક પ્રમાણોને આધારે અશંકનીય થયો છે. ગુર્જરસાહિત્યની અભિવૃદ્ધિ દિનપ્રતિદિન થતી જાય એ આપણું સર્વનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. તે અભીષ્ટ લક્ષ્યબિંદુ પ્રતિ ગુર્જરયુવકનો પંથ સરળ થાય એટલા વાસ્તે ગુર્જર સાહિત્યવિકાસની રૂપરેખા સંક્ષેપમાં આંકવાનો પ્રયત્ન કર્યો છે.

સાહિત્યના મુખ્ય ત્રણ વિભાગ છે:—પદ્ય, ગદ્ય, અને નાટ્ય. અન્ય દેશોના સાહિત્યપ્રારંભની માફક ગુર્જર સાહિત્યનો પ્રારંભ પણ પદ્યમાંજ થયો છે.

ઐતિહાસિક અવલોકનથી જણાય છે કે પંદરમી સદી પહેલાં ગુજરાતી ભાષા મિશ્ર હતી; એટલે પંદરમી સદીથીજ ગુજરાતી સાહિત્યનો પ્રારંભ થયો લેખાય. પરંતુ બીજી તરફથી વિચાર કરીએ તો નરસિંહ મહેતાની ભાષા આપણી ભાષાને બહુ મળતી આવે છે; અને તેના ઉપરથી એવું અનુમાન સહજ બાંધી શકાય કે નરસિંહ મહેતાના જન્મ પહેલાં થોડા કાળ થયાં તેના જેવીજ ભાષા બોલાતી હોય. એ અનુમાનને આધારે આપણે ગુજરાતી ભાષાના પ્રયોગ અને પ્રચારની તવારીખ સહેજ દૂર લઈ જઈએ તોપણ સાહિત્યનો પ્રારંભ તો નરસિંહ મહેતાના સમયથીજ લેખાવો જોઈએ, કારણ કે અમુક ભાષા બોલાવા લાગે અને તેનો વિકાસ થઈ સાહિત્ય પ્રારંભે તેની વચ્ચે થોડું ઘણું પણ સમયાન્તર હોવુંજ જોઈએ, એટલા વાસ્તે ગુજરાતના આદિ કવિનું માન, ગુજરાતના ચૉસરનું નામ ભક્તરાજ નરસિંહ મહેતાનેજ આપવું યોગ્ય છે. ખરી વાત છે કે તેની પહેલાં અથવા તેના સમયમાંજ કેટલાક પદ્યકારો હતા. થોડે ઘણે અંશે પણ ભાલણે ગુર્જર સાહિત્યના બી રોપ્યાની વાત સુપ્રસિદ્ધ છે; પણ ભાલણ વિશેષ કરી ભાષાંતર કર્તા હતો. નૈસર્ગિક વિચારો સંપૂર્ણ સ્વાતંત્ર્યથી સરળ અને સબળ શૈલીમાં પદ્યમાં પ્રથમ ઉતારનાર નરસિંહ મહેતોજ છે એ નિર્વિવાદ છે. નરસિંહ મહેતાની કવિતામાં વિવિધ રસ જામેલા છે. ભક્તિરસ પ્રાધાન્ય ભોગવે છે:—

“જાગીને જોઉં તો જગત ભાસે નહિ
ઉંઘમાં અટપટા ભાસ ભાસે.”

આ અને એવી ઘણી પંક્તિઓ નરસૈંઆની વૈરાગ્યસીમા સૂચવે છે, વિશુદ્ધ ભક્તિ દાખવે છે, અને આત્મમાન, આત્મજ્ઞાન અને આત્મસંયમનું ભાન કરાવે છે. રસ અને અલંકાર એ સારી કવિતાનાં લક્ષણ છે. નરસિંહ મહેતાની કવિતાને નીરસ કહેવી એ તો મૌર્ખ્યની પરાકાષ્ઠા છે; અને જો રસ સુવ્યક્ત હોય તો અલંકારનો અભાવ કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે દોષ લેખાતો નથી. પરંતુ નરસિંહ મહેતાની કવિતામાં અલંકાર પણ સ્થળે સ્થળે જોવામાં આવે છે; તેની શૈલીની સચોટતા કંઈક અનન્ય છે. પ્રત્યેક દેશકાળમાં વિશુદ્ધ

ભક્તિ હૃદયમાં દૈવાંશ સ્ફુરાવે છે; અને જ્યારે સબળ પદ્યમાં તે ઉતારવામાં આવે ત્યારે હૃદય આંદોલવા માંડે એ સ્વાભાવિક છે. મહેતાનાં પ્રભાતીઆં વાંચતાં હાલ પણ કયા મૂઢનું હૃદય ડોલશે નહિ? સાંભળતાં વારજ કયા સંસારીને ભક્તિભાવની સ્ફુર્ણા અનાયાસે ઉછળશે નહિ! "What comes from the heart must appeal to the heart." નરસૈંઆના સ્વયંભૂ ઉદ્ગારો અન્તર્લાગણીને સચેત કેમ ન કરે? વિષ્ણુસ્તુતિ અને વિશુદ્ધ ભાવનાજ જેનું જીવનસત્વ હતું એવા દિવ્ય પુરૂષની હૃદયોર્મિઓ ગમે તેવી જડ વ્યક્તિને પણ પિગાળી નાંખે એ સ્વાભાવિક છે.

નરસિંહ મહેતા પછી સાહિત્યોદ્યાનમાં વિચરનાર એક સ્ત્રી વિહંગ હતું. જ્યારે નરસિંહ મહેતાની કવિતામાં બધા રસ કરતાં ભક્તિ રસ પ્રાધાન્ય ભોગવે છે ત્યારે મીરાંબાઈની કવિતામાં ભક્તિની સાથે પ્રેમનું સંમેલન થયલું છે. અબળાનાં લક્ષણ પણ સ્થળે સ્થળે સુવ્યક્ત છે.

"સાસુ અમારી સુષુમણા સસરો પ્રેમ સંતોષ" વિગેરે પદોમાં બુદ્ધિવિકાસના કરતાં હૃદયનું પ્રાબલ્ય વિશેષ છે. મીરાંબાઈની કવિતા વાચકના હૃદયમાં વિશુદ્ધ પ્રેમ સિંચે છે. અને પ્રેમસિંચનથીજ ભક્તિનો રોપ ઉગાડે છે. આથી કરીને તેની કવિતા સાંસારિક જનોને માટે વિશેષ હૃદયદ્રાવક છે. વ્યવહારિક કાર્યોની અવગણના ન કરતાં પરમેશ્વરરક્ત રહેવું એ બોધ સ્થળે સ્થળે મળી આવે છે. મીરાંબાઈના હૃદય-કુંજમાંથી કાવ્યફુવારા દ્વારા ઉદ્ભવતી જળોર્મિઓ ખરેખર અતિ સુખકર લાગે છે.

નરસિંહ મહેતા અને મીરાંબાઈ બન્ને જ્ઞાતિશૃંખલાને તોડી સ્વાત્મબળના પ્રભાવે પોતાનાં જીવન કાર્યમાં નિમગ્ન રહેતાં. સંસારનાં બંધનો તેમને અતિ પીડાકર હતાં. "ઘેલાં અમે ભલે થયાં રે" અને એવી બીજી અનેક પંક્તિઓ મીરાંબાઈનું અડગ સ્વાતંત્ર્ય સૂચવે છે. સાધારણ રીતે કવિઓ, તત્વચિંતકો વિગેરે મહાન વ્યક્તિઓને સંસારની ભુલવણીમાં અથડાવાનું થોડુંજ ગમે છે. એક તરફ ટીકા, મશ્કરીથી ભરપુર દુનિયા અને બીજી તરફ ભક્તલીન નરસિંહ મહેતા અને મીરાંબાઈ જેવી અનુપમ વ્યક્તિઓ-એ બેનાં યુદ્ધ અને દુનિયાના પરાજય અને ભક્ત કવિઓના વિજયનો વિચાર જેટલો આશ્ચર્યકારક છે તેટલોજ આનંદપ્રદ છે.

નરસિંહ મહેતાને ભક્ત કહેવો કે કવિ એ વિષે આધુનિક સાક્ષરોની અંદર કોઈ કોઈ વાર તકરાર સંભળાય છે; આ તકરારનું નિરાકરણ એટલુંજ થઈ શકે કે કવિનું વર્તુલ સંકુચિત નથી પરંતુ અતિ વિશાળ છે અને તેની અંદર ભક્ત નરસિંહ, રક્ત દયારામ, સ્નેહી કલાપી સર્વ આવી જાય છે. નરસિંહ મહેતાને ભક્ત અને કલાપીને સ્નેહી કહેવાથી તેઓના ખાસ પ્રદેશ સ્પુટપણે અંકાય છે એ વાત ખરી, પરંતુ તેની સાથે 'કવિ'નો પ્રદેશજ જાણે નિરાળો હોય એવી અસત્ય ભાવના ઉદ્ભવે છે.

આ સમયે સાહિત્યક્ષેત્રનો એક ફાલ પુરો થાય છે. ત્યાર પછી વિવિધ સંયોગોને લઈ કેટલાએક કાળ સુધી સાહિત્યક્ષેત્ર ખેડાવું બંધ પડયું. ઐતિહાસિક નિરૂપણથી જણાય છે કે તે સમયમાં ગુજરાતની રાજકીય સ્થિતિ વ્યવસ્થિત ન હોતી અને તેને લીધે ગુજરાતની પ્રજાની સ્થિતિ પણ ઘણીજ બારીક અને અપ્રિય હતી. સાધારણ રીતે એવા પ્રતિકૂલ સમયની અંદર જનસમૂહનું ચિત્ત કવિતા તરફ આકર્ષાય એ સંભવિત નથી, તેમ છતાં પણ ધ્રુવાખ્યાન લખનાર તુલસી, શુકદેવ ખ્યાન લખનાર વસ્તો અને રસમંજરી લખનાર વચ્છરાજ નામના કવિઓના જન્મથી સોળમી સદી કંઈક અવંધ્ય બને છે. જો કે એક તરફથી ભક્તિરસમય નરસિંહ મહેતા અને મીરાંબાઈની કલમ અને બીજી તરફથી અનેક રસમય પ્રેમાનંદની કલમની સાથે સરખામણી કરતાં તુલસી વચ્છરાજની કલમ શુષ્ક લાગે છે તોપણ નરસિંહમીરાંની ભક્તિમસ્તિ અને પ્રેમાનંદના સાહિત્ય પ્રતિ અનંત પ્રેમ અને તેના વિકાસમાં અનન્ય આનંદ—એ ઉભયને જોડનાર એવી દેવાખ્યાનની પ્રવૃત્તિ તુલસી વચ્છરાજ વગેરે કવિઓથી પ્રારંભે છે એ લક્ષમાં રાખવા જેવું છે.

પરંતુ ગુર્જરસાહિત્યક્ષેત્રમાં અભિનવ ફાલ પ્રાપ્ત કરવાને વાસ્તે એક મહાન કૃષીવલની આવશ્યકતા હતી; અને તે આવશ્યકતા પુરી પાડવાનેજ ઈશ્વરે પ્રેમાનંદ-કૃષીવલને ગુર્જર ભૂમિપર જન્મ આપ્યો અને તેના અતિ સ્તુત્ય મનોબળે—કાર્યબળે તે ક્ષેત્રમાં કંઈક નવા પ્રકારની પ્રવૃત્તિ પ્રસરી.

ગુર્જર સાહિત્ય માટે પ્રેમાનંદે ભગીરથ પ્રયત્ન કર્યો છે. ગુર્જર ભાષાની દુઃસ્થિતિ એને હૃદયશલ્યરૂપ હતી. તેના સમયમાં ગુર્જર ભાષાનું સ્વાતંત્ર્ય સ્વીકારાયેલું ન હતું. નાટ્ય તો સંસ્કૃતમાંજ લખાય

અને કવિતા તે હિંદીમાંજ લખાય એવી લોકમાન્યતા હજુ દૂર થયેલી ન હોતી. ગદ્યનો તો જન્મ પણ થયો ન હોતો એવા સમયમાં ગુર્જરોના હૃદયમાં સ્વભાષાભિમાન પ્રકટાવનાર, ભક્તિભાવ ઉપરાંત બીજા નૈતિક અને વ્યવહારિક વિષયોને સાહિત્યમાં સ્થાન આપી સાહિત્યને બહુ દેશીય કરનાર, પદ્ય ઉપરાંત નાટક* વિગેરેને પણ સાધારણ મત પ્રમાણે સાહિત્યનાં મુખ્ય અંગ ગણનાર પ્રેમાનંદને વાસ્તે આપણે જેટલું માન હોય તેટલું ઓછુંજ લેખાય. પ્રેમાનંદની કૃતિમાં શ્રોતા અને વિષયાનુસાર શૈલી જમાવવાની દુર્લભ શક્તિ સુવ્યક્ત છે. તેની કૃતિમાં સંસ્કૃત શબ્દોનો ઉપયોગ ઘણીજ છુટથી થયેલો જોવામાં આવે છે. પરંતુ કોઈ કોઈવાર કંઈક ગુજરાતીના પ્રબળ આકર્ષણથી તો કોઈવાર કંઈક વાચકની વૃત્તિ સેવવાના લોભથી ગ્રામ્ય-ભાષા વપરાઈ ગયેલી છે. "અલ્યા તું ગાડુઓ થઈ કેમ ગાડો" એવી પંક્તિઓ છુટી છવાઈ પણ નજરે પડે છે પરંતુ નવે રસમાં એક સરખી રીતે તરનાર શિષ્ટ તેમજ કર્ણસુભગ શૈલી ધરાવનાર પ્રેમાનંદનું કવિવર્ગમાં આદિસ્થાન અવિવાદિત છે. શ્રાન્ત જગપાંથ! પ્રેમાનંદે રચેલાં સાહિત્ય ઉપવનમાં તને અપૂર્વ વિશ્રાન્તિ મળશે; તારી વૃત્તિ અનુસાર તને કંઈને

---

*જે નાટકો પ્રેમાનંદની કૃતિ તરીકે પ્રસિદ્ધ થયલાં છે તે નાટકો ખરેખર પ્રેમાનંદનાં છે કે નહિ તે વિષે આધુનિક સાક્ષરોમાંના કોઈ શંકા દર્શાવે છે અને કોઈ પ્રેમાનંદના નાટકો નથી એવો બેધડક મત પ્રતિપાદિત કરે છે. રા૦ નરસિંહરાવે આ સંબંધમાં માત્ર બેધડક મત દર્શાવી બેસી નહિ રહેતાં મજબુત પ્રમાણાનુબદ્ધ લેખ લખી સાહિત્ય પોષકોને આ બાબતપર નિર્ણય લાવવાનો અતિ સ્તુત્ય આગ્રહ બતાવ્યો છે. રા૦ નરસિંહરાવના મતના વિરોધમાં તેવાજ કોઈ પ્રમાણાન્વિત લેખના અભાવે તેમના મતની સત્યતા સ્વીકારવી જોઈએ. પરંતુ સાક્ષરવર્ગમાં બહુ અંશે આ બાબતમાં નહિ નિખાલસ સ્વીકાર, કે નહિ નિખાલસ વિરોધ—પણ મૌન, કેમ પ્રવર્ત્યું હશે એ વિચાર કંઈક આશ્ચર્ય જનક છે ખરો. પ્રેમાનંદે અમુક નાટક લખ્યાં કે નહિ લખ્યાં તે સવાલ બાજુપર મુકતાં, તેણે તે દિશામાં કંઈ પ્રવૃત્તિ કરી હતી કે નહિ, સાહિત્યના અંગ તરીકે નાટકને પ્રસ્થાપિત કર્યું હતું કે નહિ. એ પ્રશ્નનું પણ જો નિરાકરણ થાય તો પ્રેમાનંદનાં કાર્યની તુલના ઘણી સરળ થઈ પડે.

કંઈ મળી આવશે; તારો ક્ષોભ શમશે. હાસ્યરસપૂર્ણ મામેરૂં, વીરરસપૂર્ણ ઓખાહરણ, દ્રૌપદીહરણ વગેરે તેની કૃતિઓ તેની કવિત્વશક્તિની પરિસીમાનું સચોટ ભાન કરાવે છે.

પ્રેમાનંદના સમકાલીન કવિમાં મુખ્ય અખા અને સામળની ગણત્રી કરી શકાય. વેદાન્તનો અભ્યાસી પોતાને કવિ ન કહેવડાવવા ઇચ્છતો અખો કંઈક જુદાજ પ્રદેશમાં ઘુમી રહ્યો છે. આધ્યાત્મિક જ્ઞાનના અગાધ વિષયને તેમને તેમ પદ્યમાં ઉતારવાનો તેનો બહુ અંશે સફળ પ્રયાસ તે સમયનું પદ્ય પ્રાબલ્ય સૂચવે છે. કલ્પનાની ઉત્કૃષ્ટતાથીજ કવિતા અર્થવતી બને છે. કલ્પના રહિત કવિતા રસહીન અને શુષ્ક લાગે છે. ક્યાં આધ્યાત્મિક વિષયના વિવરણને માટે વપરાતી ન્યાયસંકલના ( logical chain ) અને ક્યાં સકલ વિશ્વને એક ચરણ, એક લીટી એક શબ્દથી વીજળીના ઝબકારાની માફક દાખવનાર કવિતાનું કલ્પનાસ્વાતંત્ર્ય ! પરંતુ નવીન યુગના નેતામાંના એક—અરાડમા સૈકાના શિરોમણિ કવિઓમાંના એક કવિવર દલપતરામના શિષ્યે “ એ. બી. સી. ડી. ”ને કવિતાની અંદર ગોઠવી, તો સોળમા સૈકાનો પોતાને માત્ર પદ્યકાર ( કવિ નહિ ) તરીકેજ જાણતો અખો ગુરૂ, ભાષા, ઇત્યાદિનાં લક્ષણ વિશેની ફિલસુફી પદ્યમાં આલેખે એ વિચિત્ર નથી. વિષયની અગમ્યતાને લીધે અખાની શૈલી ઘણી વખત મરડી મચડેલી, ક્લિષ્ટ જણાય છે; તેમ છતાં તેનાં લેખિનીબાણ બહુધા હૃદયવેધક છે; સ્થળે સ્થળે તેની કવિતા હાસ્યરસથી છલકાય છે, તેથી અખાની કવિતા વાંચવામાં અમુક જાતનો આનંદ ઉદ્ભવે છે. ખરી વાત છે કે અખાએ પોતાના વિચાર ગદ્યમાં આલેખ્યા હોત તો તેની અસર વિશેષ નહિ તો વિસ્તૃત તો થાતજ. પરંતુ “ ગુરૂ થઈ બેઠો હોંશે કરી ” “ ભાષાને શું વળગે ભૂર, ” તિલક કરતાં ત્રેપન વહ્યાં ” વગેરે પંક્તિઓ પદ્યમાંજ શોભે, પદ્ય તરીકેજ વાચકના ઉપર ઉંડી અને સચોટ છાપ પાડી શકે એમ કહીએ તો ચાલે. આધ્યાત્મિક વિષયને ક્લિષ્ટ શૈલીમાં પણ રસમય બનાવવાની અને ઇચ્છાથી યા અનિચ્છાથી લોકસમૂહને પ્રવાહમાં ઘસડી જવાની અખાની બલિહારી છે. અનેક કવિઓના અનુકરણ જોવામાં આવે છે, પરંતુ અખાનું અનુકરણ ભાગ્યેજ દૃષ્ટિગોચર થાય છે. આ બાબત અખાની કારમી કલમની અનન્યતાની સાક્ષી પુરે છે.

શ્રોતાઓમાં ભળી જઈ શ્રોતાઓને આનંદ આપનાર, અનેક પ્રદેશોમાંથી વિષયો લઈ મધ્યમ વર્ગના માણસોને આકર્ષનાર સામળભટના છપ્પા તર્કપૂર્ણ, અસરકારક અને બોધદાયક છે. કૃપીવલ્લાદિ મધ્યમ વર્ગના માણસોની સાથે સામળને જીંદગી ગાળવાનું પ્રાપ્ત થયેલું અને તેથી કરી સામળની કવિતાની વસ્તુ તેમજ ઢબછબ બહુ અંશે સંસાર વ્યવહારના પ્રદેશને અનુસરતી છે. વિદ્યા, મૃત્યુ, સત્ય, વચન ઇત્યાદિ ઘણા ઘણા સામાન્ય વિષયો ઉપર સામળના છપ્પા ઘણાજ સુઘટિત છે. કહેવાય છે કે "ચોપાઈ તુલસીદાસકી છપ્પય સામળ ખાસ." સામળની પોતાની કવિતાની વ્યાખ્યા પણ સૂચક છે. લખે છે કે,

"સાદી ભાષા સાદી કડી સાદી વાત વિવેક
સાદામાં શિક્ષા કથે એજ કવિજન એક."

રાજકીય અને તેના અંગે સામાજીક અશાંતિને લીધે પુઃન સાહિત્યક્ષેત્ર ઉપેક્ષિત બન્યું. પ્રેમાનંદના શિષ્યો (આસરે ૩૭) ગુરૂની પદ્ધતિ અનુસાર સાહિત્યવૃક્ષને પોષવાના પ્રયાસ કરતા રહ્યા, પણ તેમાનો કોઇકજ ચિરસ્થાયી થઈ શક્યો છે. એ શિષ્યોમાં મુખ્ય તેનો જ્યેષ્ઠ પુત્ર વલ્લભ તરી આવે છે. ભાષા પ્રસંગોપાત યાવની શબ્દોથી ક્લિષ્ટ થવા છતાં તેની કવિત્વશક્તિ લુપ્ત રહેતી નથી. ગુર્જરસાહિત્યને બહુ દેશીય કરવાના અતિ સ્તુત્ય વિચારથી પ્રેમાનંદે પોતાના શિષ્યોને માટે કાર્યક્રમ નિર્ણીત કરી રાખ્યો હતો. પરંતુ ઘણા ખરા શિષ્યો સ્વેચ્છાનુસાર સાહિત્યને ખીલવવાનો પ્રયાસ કરવા લાગ્યા અને પ્રેમાનંદ જેવા નાયકને અભાવે થોડા સમયમાં અંધકારમાં ડુબી ગયા.

થોડા સમયને અંતરે કવિશ્રી દયારામ પ્રકટ થયા. તેમની કવિતા ભક્તિરસથી ઉછળી રહી છે. પણ તે ભક્તિરસ શૃંગાર રસમાં વિલીન થઈ ગયો હોય એવો ભાસ થાય છે. પરંતુ તેમનું કવિત્વ તો ઉચ્ચ પંક્તિનુંજ છે, અને તેથી જેમ અનેક તારાગણો વચ્ચે ચંદ્રમાનો પ્રકાશ બહાર તરી આવે છે તેમ તેમની કવિતા ખાસ ચળકી નીકળે છે. નરસિંહ મહેતા અને મીરાંબાઈના વિશુદ્ધ ભક્તિપ્રેમથી તરી આવતી દયારામની 'રતિ' ગુપ્ત રહેતી નથી. પરંતુ જેમ નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં અને મીરાંબાઈના ભજનીયાં ગુજરાતમાં સ્થળે સ્થળે આજ પર્યંત વખણાય છે અને ગવાય છે તેમ દયારામની ગરબીઓ પણ ગુજરાતના સ્ત્રીવર્ગમાં પ્રસંગે

પ્રસંગે ઘણુા ઉલ્લાસથી ગવાતી સંભળાય છે. પ્રભાતિયાં તો નરસિંહ મહેતાનાંજ, ભજન તો મીરાંબાઈનાંજ અને ગરબી તો દયારામનીજ! આથીજ કરીને દયારામ ગુજરાતના "બાયરન" તરીકે ઓળખાય છે.

કવિશ્રી દયારામ પછી આનંદ અને ઉપદેશજનક શૈલીમાં લખનાર ધીરો, ખલ્કના દંભ પ્રતિ લક્ષ ખેંચનાર અને મિથ્યાભિમાનીઓને સખત વચ્ચાણુ મારનાર ભોજો, નિરાંત, નરભેરામ, ગિરધર, પ્રીતમ, બ્રહ્માનંદ, નિષ્કુલાનંદ, દેવાનંદ વગેરે પુરૂષો, ગુર્જર માતાચરણે અલ્પાનલ્પ પ્રસાદી ધરી ગયા છે.

જૈન કવિએ અને તેમાં ખાસ કરી જૈન યતિઓએ ગુજરાતી સાહિત્યમાં સંગીન વધારો કર્યો છે; પણુ તેઓના પારિભાષિક શબ્દો સામાન્ય વર્ગને અપરિચિત હોવાથી તેમના પુસ્તકોનો જોઈએ તેઓ ફેલાવો થયો નથી.

ભારતભૂમિપર પશ્ચિમનું અજવાળું વિશેષ પડવા લાગ્યું, શાન્તિ દેવીએ હસ્તકમલ પ્રસારી સાહિત્યવિકાસના વેગ માટે વિશેષ અવકાશ આપ્યો. ભારતસંતાન પાશ્ચાત્ય સાહિત્યકુસુમની પરિમલ હૃદયમાં ઉતારવા લાગ્યા. આ સમયને આપણે સંક્રાતિકાળ કહીએ. સંક્રાંતિકાળના મુખ્ય બે પ્રતિનિધિ થઈ ગયા છે.

જુની અને નવી લેખન પદ્ધતિ વચ્ચે પુલ જેવા કવિવર દલપતરામની શૈલી વિષે સ્વ. સા. શ્રી નવલરામભાઈના શબ્દો સ્મરવા યોગ્ય છે. "ઠાવકું હાસ્ય, મરમાળા કટાક્ષ, વાણીની મીઠાશ. અને રચનાના વિવિધ પ્રકારની ચાતુર્ય વડે દલપતશૈલીના શાન્ત અને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે." સંક્ષેપમાં દલપતશૈલીમાં ગૌરવની સાથે મીઠાશનું અતિમનોહર સંમેલન થયું છે. શાન્ત સરિતાની માફક રમતી રમતી તે વહેતી જાય છે. સાહિત્યના ઉત્કર્ષ અને પ્રસાર અર્થે કવિશ્રી દલપતરામે કરેલા સતત પ્રયાસના ચિરભોગ્યફળ તરીકે આજ દિન પર્યંત "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" નામક સંસ્થા અને "બુદ્ધિ પ્રકાશ" નામક માસિક પત્ર અસ્તિત્વ ધરાવે છે. કવિત્વ શક્તિના પ્રાબલ્યે કરી પ્રાપ્ત કરેલો સી૦ આઈ૦ ઈ૦ નો માનવંત કિતાબ કવિશ્રી દલપતરામનો યશ દ્વિગુણિત કરે છે.

પિંગલશાસ્ત્રાનુસાર છંદાનુબદ્ધ કવિતા લખવા તરફજ કવિશ્રી દલપતરામની અભિરુચિ હતી. તેથી કરી છંદ, માપ વગેરેનાં દષ્ટિબિંદુએ જોતાં કવિશ્રી દલપતરામની કવિતા સ્ખલનરહિત જણાય છે. તેમના સવૈયા એકત્રીશા ઘણાજ વખણાય છે. એમની શૈલીનું અનુકરણ રા. બુલાખીરામ, રા. છોટાલાલ, રા. કેશવલાલ વગેરે પુરૂષોએ સારી રીતે કર્યું છે.

જ્યારે કવિવર દલપતરામ પોતાના શાંત સુબોધક વર્ણનોથી લોકોનું મન આકર્ષી તેમના પર નીતિની છાપ બેસાડતા હતા ત્યારે રૂઢ ગદ્ય જનસમાજમાં પ્રવર્તાવનાર, આદ્યકોષકાર, સંસારસુધારક એક વ્યક્તિ જનસમૂહની સેવા કરવામાં મચી રહી હતી; અને તે વ્યક્તિ કવિ નર્મદાશંકર. જેમ એક અથવા બીજી રીતે માર્ગ મળતાં "આર્ટીસીયન વેલ્સ" નાં પાણી એકદમ ભૂમિમાંથી ઉછળી નીકળે છે તેમ નર્મદહૃદયભૂમિમાંથી ઉર્મિઓ કવિતામાર્ગદ્વારા અપ્રતિહત ઉછળી રહેલી જણાય છે. જેમ જ્વાળામુખી પર્વતમાંથી મુખ ઉઘડતાં એકદમ ગડગડાટ ભડભડાટ કરતી કંઈ કંઈ ચીજો ઉછળી આવે છે તેમ નર્મદહૃદયજ્વાળામુખીમાંથી ઉર્મિઓ કવિતામુખદ્વારા ઉછળી આવે છે. ટુંકમાં નર્મદની શૈલી આન્તર્ક્ષોભના ઉભરાટઉકળાટથી ભરપૂર છે. કવિ નર્મદાશંકરે સાહિત્ય ક્ષેત્રને અનન્ય શ્રમથી ખેડયું છે; સાહિત્યમાં તેણે અનંત પુષ્ટિસત્વ પુર્યું છે; આધુનિક સમયનું પ્રત્યેક ગુર્જર બાળક નર્મદનું સ્મરણ કરવાથી અતિ આનંદિત થાય એ સ્વાભાવિક છે. ભલે તેનો ઉત્સાહ સ્વચ્છંદોન્માદનું રૂપ ધારણ કરે, ભલે તેની ભાષા ક્વચિત્ ક્વચિત્ ગ્રામ્ય શબ્દોથી ક્લિષ્ટ બને, પરંતુ ગુર્જર સાહિત્યવિકાસની અંદર જે ભગીરથ પ્રયત્ન તેણે કર્યો છે તે તેના અમર નામની સાથે અનંત સ્મરણીય છે. જેમ કવિશ્રી દલપતરામના સવૈયા એકત્રીશા ખાસ વખણાય છે તેમ કવિશ્રી નર્મદાશંકરના રોળાવૃત પણ તેટલાંજ વખણાય છે. એમની શૈલીનું રા૦ વિજયાશંકર, રા૦ સવિતાનારાયણ આદિ ગૃહસ્થોએ અનુકરણ કર્યું છે.

જેમ *નાટ્યની શરૂઆત ખાસ કરી પ્રેમાનંદની શરૂ થઈ લેખાય તેમ ગદ્યની શરૂઆત ખાસ કરી કવિ નર્મદાશંકરથી થઈ લેખાય. આ સમય ગુર્જર ભાષાનો અભ્યુદય સૂચક છે. જ્યારે નર્મદાશંકરે અને દલપત-

*જુઓ ટિપ્પણ, પૃ૦ ૧૫.

રામે જાતે લખી લોકોને જાગૃત કર્યા ત્યારે તેમના સમકાલીન રા૦ નવલરામભાઈએ સાહિત્યપોષણનો એક નવોજ માર્ગ શોધી કહાડ્યો. તેમનું લખાણ બહુ અંશે અન્ય ગ્રંથોના વિવેચન રૂપજ છે; પણ એ વિવેચનની ખાસ ખુબી એ છે કે લેખકની ખામીની સ્ફુટ રીતે પ્રતીતિ કરાવ્યા છતાં તેને બીજા વધારે સારા ગ્રંથો લખવાનો ઉમંગ થાય.

આ અરસામાં સંસ્કૃત ભાષાના સંસ્કારવાળો એક લેખકગણ પ્રસિદ્ધિમાં આવ્યો. રા૦ રા૦ રણછોડભાઈ ઉદયરામે કેટલાક સુંદર નાટકો લખ્યાં. રા૦ રા૦ મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ અસ્તોદય નામનું સુવિખ્યાત પુસ્તક લખ્યું, રા૦ રા૦ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ પ્રાચીન કાવ્યમાળા અને કેટલીએક સ્વતંત્ર નવલકથા પ્રસિદ્ધ કરી. રા૦ રા૦ ગણપતરામભાઈએ પ્રતાપ નાટક લખ્યું. રા૦ મહિપતરામભાઈએ વનરાજ ચાવડો લખ્યો; રા૦ રા૦ નંદશંકર તુલજાશંકરે કરણઘેલાની અતિસુંદર ઐતિહાસિક નવલકથા લખી. રા૦ મણિલાલ છબારામ ભટ્ટે 'ગુજરાતની જુની વાર્તાઓ' અને રા૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ ચંદ્રકાન્ત વગેરે પુસ્તકો લખ્યાં.

ગ્રેજ્યુએટ લેખકોમાં પ્રથમ સફળ અને પ્રસિદ્ધ પ્રયાસ કરનાર રા૦ મણિલાલ નભુભાઈ છે. રા૦ હરિલાલ હર્ષદરાયનું કુંજવિહાર અને રા૦ દોલતરામ કૃપારામ પંડ્યાનાં ઇંદ્રજીતવધકાવ્ય, સુમનગુચ્છ, અમરસત્ર અને કુસુમાવલિ સુપ્રસિદ્ધ છે. કુસુમાવલિને તો ગુજરાતી કાદંબરીની ઉપમા આપવામાં આવી છે. પરંતુ આ વર્ગમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરનાર એક અલૌકિક વ્યક્તિ થઈ ગઈ. અને તે રા૦ ગોવર્ધનરામ. તેમની અનન્ય નવલકથા સરસ્વતીચંદ્ર માટે તો 'બર્ક' નાં લખાણ સંબંધી ઇતિહાસકાર 'લેકી' નો અભિપ્રાય બરાબર લાગુ પાડી શકાય એમ છે. લેકી લખે છે કે "એવો સમય કદાચ આવે કે તેના પુસ્તક વંચાય નહિ. પણ એવો સમય તો નહિજ આવે કે જ્યારે તે વાંચવાથી મનુષ્યહૃદયમાં સચોટ છાપ નહિ પડે." પદ્ય કરતાં ગદ્યમાં તેઓ ખાસ પ્રકાશ્યા છે, તોપણ તેમની કવિતામાં કલ્પનાપ્રાબલ્ય સુવ્યક્ત છે.

કવિશ્રી નર્મદાશંકરના સમયથી ગદ્યપદ્યવિકાસની રૂપરેખા આલેખવામાં સ્વરચિત (original) ગ્રંથો ઉપરજ ખાસ કરી લક્ષ આપ્યું છે. પણ તે ઉપરથી એમ માનવાનું નથી કે ગુજરાતી ભાષામાં સબળ

ભાષાંતરનો અભાવ છે. પરભાષામાં લખાયલાં સુવિખ્યાત પુસ્તકોના અનુવાદો પણ ગુર્જર ગિરામાં થયા છે. એ બાબત તરફ લેખકોને પ્રેરવાનું માન અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને છે. આ સુવિખ્યાત સંસ્થાએ એક અથવા બીજી રીતે ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરવામાં બહુ શ્રમ લીધો છે એમાં શક નથી. રા. કેશવ હર્ષદ ધ્રુવે મુદ્રારાક્ષસ, વિક્રમોર્વશીય, અમરૂશતક અને ગીતગોવિંદનાં ભાષાંતર કર્યાં છે. ગીતગોવિંદ વિષે તો એવું કહેવાય છે કે મૂળ ગ્રંથ સંસ્કૃતમાં છે એ વાત કદાચ કાળે કરી ઢંકાઈ જાય તો મૂળ કયું અને ભાષાંતર કયું એ નિશ્ચિત કરવું દુષ્કર થઈ પડે. રા. છગનલાલ હરિલાલ પંડયાકૃત કાદંબરીનું ભાષાંતર પણ ઉત્તમ પ્રતિનું છે. મહાન કવિ કાલિદાસના અપ્રતિમ નાટક શકુંતલાના ગુજરાતીમાં ત્રણ ભાષાંતરો બહાર પડ્યાં છે. તેમાંનું રા. ખખ્ખર કૃત ભાષાંતર સરકારી સ્કુલ ફાઈનલને માટે ટેક્સ્ટ બુક તરીકે મંજુર થયું હતું. રા૦ ઝવેરીલાલ અને રા૦ બળવંતરાય કૃત ભાષાંતરો પણ ઉત્તમ છે. રા૦ કમળાશંકર પ્રા. ત્રિવેદી તથા રા. ગણપતરામ અ. ત્રવાડીનાં કરેલાં સ્માઇલ્સનાં અનુપમ ગ્રંથોનાં ભાષાંતર સુપ્રસિદ્ધ છે. હર્બર્ટ સ્પેન્સરના 'એડયુકેશન' નામક પુસ્તકનું ભાષાંતર રા૦ બુલાખીરામે કરેલું છે. રા૦ નારાયણ હેમચંદ્રે ઘણાં બંગાળી ગ્રંથોનાં ભાષાંતરો કર્યાં છે.

આ પ્રમાણે થોડે ઘણે અંશે પણ કવિવર નરસિંહ મહેતાના સમયથી ગુર્જર ગિરાનું સાહિત્ય વિકાસમય થતું જોવામાં આવે છે. પદ્ય તેમજ ગદ્ય અને સુવિખ્યાત ગ્રંથોનાં વાંચવા લાયક ભાષાંતરોને ગુર્જરસાહિત્ય વિકાસમાં એક અથવા બીજે સમયે સ્થાન મળ્યું છે. નાટયનો વિકાસ પણ અમુક અંશે તો અપ્રતિહત છે. રા૦ ડાહ્યાભાઈ ધોળસાજી તેમજ રા૦ વાઘજી આશારામનાં બનાવેલાં કેટલાંએક લોકભોગ્ય તેમજ વિદ્વદ્‌ભોગ્ય નાટકોને સાહિત્યમાં નિઃશંક સ્થાન આપી શકાય.

હવે આપણે સાંપ્રતકાળના સાહિત્ય તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ. પ્રથમ દર્શને તો કંઈક નવીનતાજ નજરે પડે છે. શૈલી અને વિચારોમાં સામ્યને બદલે ભિન્નતા વિશેષ જોવામાં આવે છે. પરંતુ આ ભિન્નતા રસબાધક નથી પણ રસપોષક છે. સૌ સૌ પોતપોતાનાં પ્રદેશમાં વિચરી

રહી જ્ઞાનોર્મિઓને સચેત રાખતા રહ્યા છે. સાંપ્રત કાળમાં વિશેષ કરીને કવિતા અને નવલકથા લખાય છે. તેમજ યુગે યુગે અમુક વિષયસ્વરૂપની સંક્રાંતિને સમયે ભિન્ન ભિન્ન અભિપ્રાય બંધાવા લાગે તેમ આધુનિક ગુર્જર સાહિત્યવિકાસમાં શૈલી, જોડણી વગેરે વિષે વાદવિવાદ ચાલી રહેલો છે અને તે બહુ અંશે સાહિત્યનો ઉત્કર્ષ સૂચવે છે. ઉપરોક્ત નવીનતા પ્રવર્તાવનારમાં અગ્રણીય રા૦ નરસિંહરાવ ભોળાનાથ છે. એમણે કુસુમમાળા તથા હૃદયવીણા નામક બે કાવ્ય સંગ્રહ પ્રસિદ્ધ કર્યા છે. સ્થળે સ્થળે પાશ્ચાત્ય છાયા જામી રહેલી છે.

એક પારસી ગૃહસ્થ અરદેશર ફ્રામજી ખબરદારના કાવ્યરસિકા, વિલાસિકા અને પ્રકાશિકા શિષ્ટ ભાષામાં લખાયેલાં છે. લાઠીના સ્વ. ઠાકોર સુરસિંહજીએ કલાપીના ઉપનામથી ઘણાં હૃદયદ્રાવક કાવ્યો લખેલાં છે, જેનો સંગ્રહ તેમના મિત્ર અને ઉત્તમ કાવ્યકાર રા૦ રા૦ મણીશંકર રત્નજી ભટ તરફથી "કલાપીનો કેકારવ" નામક પુસ્તકદ્વારા કરવામાં આવ્યો છે. આ ઉપરાંત કવિવર દલપતરામના ચિરંજીવી રા. નાનાલાલ (કેટલાક કાવ્યો' ઇ.) રા૦ રમણભાઈ મ૦ નીલકંઠ (ભદ્રંભદ્ર, છુટક કાવ્યો તથા હાસ્ય ઉપજાવે એવા લેખો, ઇ.), રા૦ કૃષ્ણલાલ મો૦ ઝવેરી (કૃષ્ણચરિત્ર ઇ.), રા. છગનલાલ હા. મોદી (ઈરાવતી), રા૦ લલિત ('સીતાવનવાસ'નું નાટક તથા છુટાં કાવ્યો), રા૦ રણજીતરામ વાવાભાઈ (છુટક લેખો,) રા૦ બોટાદકર (કલ્લોલિની), રા. સુમંત (છુટાં કાવ્યો), રા૦ હિંમતલાલ ગ૦ અંજારીઆ (કાવ્ય માધુર્ય ઇ૦), રા૦ તનસુખરામ મ૦ ત્રિપાઠી (છુટક લેખો), રા૦ ભોગીન્દ્રરાવ ર૦ દિવેટીઆ ("ઉષાકાન્ત" નામક નવલકથા તથા છુટક લેખો), રા૦ મોહનલાલ પા૦ દવે "લેન્ડૉરના કાલ્પનિક સંવાદો" નામક વિદ્વદ્‌ભોગ્ય પુસ્તક તથા છુટક છુટક કાવ્યો તથા લેખો), રા૦ અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી ('જાપાનની કેળવણીની પદ્ધતિ' નામક પુસ્તક તથા છુટક છુટક લેખો તથા કાવ્યો), રા૦ કાંતિલાલ છગનલાલ પંડ્યા ('ગોવર્ધનરામનું ટુંકું જીવન તથા તેની તુલના નામક અતિ સુંદર જીવનકથા તથા છુટક લેખો), રા૦ ચંદ્રશંકર ન૦ પંડ્યા (છુટક લેખો તથા કાવ્યો), રા. સાગર (કલાપીની સચોટ છાયાવાળાં કાવ્યો), રા. દિવાનો (સબળ ગઝલો), રા. રાજેંદ્ર સોમનારાયણ દલાલ ('વિપિન' નામક સુંદર નવલકથા), રા. કુંજ (કાવ્ય સંગ્રહ) ઇત્યાદિ અનેક લેખકો (જેનું

સંપૂર્ણ 'લિસ્ટ' અહીંઆ આપવાનું બની શકતું નથી) સાહિત્ય ક્ષેત્ર ખેડી રહ્યા છે. આ સઘળા સાહિત્ય પોષકોની કૃતિની તુલના કરવી આ સ્થળે અયોગ્ય છે. માત્ર એટલુંજ કહીએ કે સાહિત્ય પોષકોની પ્રતિદિન વૃદ્ધિ પામતી સંખ્યા એજ તેમની કૃતિનું મહાફળ છે; એજ તેમની કૃતિની ખરેખરી તુલના છે.

સાહિત્ય વિલાસી ! આ અતિ સંક્ષેપ રૂપરેખા તારા સાહિત્યોદ્યાનમાં વિચરી ગયેલાં અને હાલમાં કલ્લોલ કરતાં વિવિધ વિહંગ પ્રતિ ક્ષણભર તારૂં લક્ષ આકર્ષવા લખાયલી છે. વિહારી વિહંગ ! તારા મધુર સ્વરને વાસ્તે આ અલ્પ પ્રસાદી તને અર્પું છું તે સ્વીકાર; અને વિશેષ મધુરસ્વરે આ ઉદ્યાનમાં કલ્લોલ કર ! માળામાં ભરાઈ રહેલાં બાળ વિહંગ ! આ પ્રસાદી ચાખી પ્રવૃત્ત થા ! અને પાંખ ફફડાવી સંપૂર્ણ સ્વાતંત્ર્ય તેમજ આત્મનિયંત્રણથી ગુર્જર વ્યોમમાં વિચરી સાહિત્યોદ્યાનને વિશેષ રમણીય બનાવ ! તથાસ્તુ !

કંઈ બંધુ ! કંઈ બંધુ ! ! ગાન ગા ગુજરાતનું;
બક્ષી જે શક્તિ દાતાએ, અર્પ તું જનનીપદે.

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

# સાહિત્ય વિલાસ.

## પદ્ય.

## નરસિંહ મહેતા.

ગુજરાતના આદિ કવિ તરીકે વિખ્યાત થએલા નાગર કવિ—નરસિંહ મહેતાના જન્મ કે મરણ સંબંધી કંઈપણ હકીકત અદ્યાપિ પર્યંત ચોક્કસપણે જાણવામાં આવી નથી. તથાપિ તેઓ સોળમા સૈકાની શરૂઆતમાં હયાત હતા અને જૂનાગઢના વતની હતા એમ તેમના લખેલા ગ્રંથોપરથી માલમ પડે છે.

તેઓશ્રીએ નીચેના ગ્રંથો બનાવેલા છે.

હારમાળા, સુરતસંગ્રામ, રાસલીલા, અને છુટક પદ સંગ્રહ.

તેમની ભાષા—સરળ, ઠાવકી અને કોમળ છે. એના કાવ્યોમાં ખાસ કરીને ભક્તિભાવનું પ્રાધાન્ય હોવાથી તેમને ભક્ત કવિ તરીકે ગણવામાં આવે તે વાસ્તવિક છે.

### હારમાળા ( સંક્ષિપ્ત ).

૧

#### રાગ—આશાવરી.

શ્રી દામોદર મંદિર સુંદર, જૂનાગઢ જાણો જુગ આજ;
ધર્મવંત શ્રુતિ શાસ્ત્ર સનાતન, વિના વૈષ્ણવ મંડળિકનું રાજ. શ્રી દામોદર૦
એક સમે મહેતા મોસાળે, આવ્યા મામા મંદિર સાર;
નિત્ય પ્રત્યે બેસે હરિ મંદિર, કરે કીર્તન હરિનો વ્યાપાર. શ્રી દામોદર૦
સુરસેના સખીઓની સાથે, ગાનતાન કરે રંગ અપાર;
મનશું મન પ્રસન્ન થઈ છબીલો, મહેતા કંઠ આરોપે હાર. શ્રી દામોદર૦
તે ચરચા ચાલી ચાચરમાં, સુણી મામો મન શોચે તેહ;
મહેતાને શિખામણ દીધી, તું આજ પછે ન કરીશ એહ. શ્રી દામોદર૦
ત્યારે મહેતે મન વિમાસ્યું, એ પાપી મુને વારે આજ;
સમજે નહિ કાંઈ સાન વહેણો, હાર આપે મને મહારાજ. શ્રી દામોદર૦
સોરઠ સઘળે શોહોર થયો છે, કળિમાં કો કારણ છે એહ;
નરસૈંયો હરિ કીર્તન નવ મૂકે, હરિને ગમશે થાશે તેહ. શ્રી દામોદર૦

૨

## રાગ—આશાવરી.

લોક અણુસમજણા જેમ તેમ બોલે, રે પાપી લંપટ કુકર્મી એહ;
કાનોકાન વાત અન્યોઅન્ય કરતાં, જઈ રાજાસું પહોતી તેહ. લોક૦
રાજાએ મનમાં વિમાસિયું, એને તેડાવું મુજ ભણી;
જોઉં જુઠો કે સાચો ધરમી, કરૂં સભા સંન્યાસી તણી. લોક૦
સેવકને તેડી શીખજ દીધી, નરસૈંઆને લાવો અહીં;
શીઘ્ર થઈ સેવક સૌ આવ્યા, મહેતાનો ઉતારો જહીં. લોક૦
કહ્યું ચાલો મહેતાજી વેગે, બોલાવે છે તમને રાય;
તેની સાથે ચાલ્યા મહેતો, હરિ સાચાની કરશે સાંય. લોક૦

૩

## રાગ—આશાવરી.

મહેતો—પ્રણામ પરબ્રહ્મ પુરુષોત્તમને, દાસની વિનતિ હૃદયે ધરજો;
આજ સમો પ્રભુ મારે આકરો આવીઓ, ચર્ણ શર્ણ સંભાળ કરજો.
મંગળ મુનિજન મન મોહિની, મહિમા અપાર તારો કો નવ જાણે;
રવિ શશિ ઈન્દ્ર ને ઈશ અજ અનુસરે, નિગમ નારદ શારદ વખાણે.
સંત સર્વજ્ઞ કહે ધન્ય તું શામળા, તારે સંત છે પ્રાણ તોલે;
જળચર જળ વિના કેમ કરી જીવશે, પરસ્પરે પ્રીત તો વેદ બોલે.
અંબરીષ ભક્તની ભક્તિ જાણી કરી, ઋષિપર ચક્ર મોકલ્યું ક્રોધ આણી;
શાપ તે આપ લીધો શિર સંતનો, પ્રીતની રીત શ્રીમુખ વખાણી.
માટે મુને મન આનંદ અતિ માધવા, ચરણ પ્રતાપ પદ અભય પામ્યો;
સિંહને સંગ જંબુક કેમ શોભશે, નરસૈંઓ ભવોભવ દુઃખડાં વામ્યો.
રે હરિ લોક કહેછે જે નરસૈંઓ, લંપટી વાધતી વાત રાજાએ જાણી;
સેવક તેડવા મોકલ્યા મંડળિકે, રાખજો બિરજ સારંગપાણિ.
જ્યારે કપટ નથી રે કરુણાનિધિ, તો રાખજો લાજ શામળા મારી;
સુંદરી સહિત હું ગાન કરું સદા, પૂર્ણ પતીજ પરબ્રહ્મ તારી.
સોરઠા ચોરટા સર્વ જોવા મળ્યા, નગર લોક પાખંડ બોલે;
કીર્તન નવ ચૂકું રે કમળાપતિ, જો મેરૂ સહિત મહી શેષ ડોલે.
વાજે વીણા રસ ઝુલરી જાહરી, ઘૂઘરી પાય ઝણુકાર બોલે;
નરસૈંઆના સ્વામી નિર્ઘટ દાતા સદા, શામળા સમોવડ નાવે તોલે.

૪

## રાગ—આશાવરી.

તેઆ સત્તર સંન્યાસી મુમુક્ષુ, પત્ર ફૂળ કંદ કરતા જે ભક્ષ;
સહસ્ર સખા સહિત પરવર્યા, તેણે પુસ્તક હાથે દંડ ધર્યા.
તે સર્વ સહિત બેઠા રાજન, એક એકને દેતા બહુ માન;
નગર લોક આવ્યા સાંભળી, જાણ્યું પરમહંસની મંડળી મળી.
સમીપ મહેતો તેઆ ત્યાંય, પરમહંસ મંડળી છે જ્યાંય;
તવ ભીમ ભણે મહેતાજી સુણો, છે વિષ્ણુ ભક્તનો મહિમા ઘણો.
જે નરસિંહ છે વૈકુંઠનાથ, તે કામની કંઠે ન ઘાલે હાથ;
તું નટવર થઈ નાચે ને ગાયે, એ ધર્મ તો શો કહેવાયે?
એ વૈષ્ણવતા ક્યાંથી લહી, એણી પેર ભીમ પૂછે સહી.

૫

## રાગ—ગોડી.

મહેતો—ભાઈ મુને હરિગુણ ગાવાની ટેવ પડી, મારા નાથજીને ન મૂકું એકે ઘડી;
વિંધાયું મન મારૂં નવ રહે અળગું, પ્રભુ સાથે મારે પ્રીત જડી. ભાઈ૦
એક દિવસ ઉદ્યમને ગયો'તો તે લેને તું જાણી;
આખા દિવસનો રળીખપી આવ્યો, ભાભીએ ન પાયું પાણી. ભાઈ૦
મેં જાણ્યું ધ્રુવની પેરે કરૂંરે, એવી વાત ઉર આણી;
માત વચને ધ્રુવ તપને ચાલ્યા, તેમ અમારે ભાભી ગોરાણી. ભાઇ૦
એમ મન નિશ્ચે કીધું, હરિગુણ ગાઉં વખાણી;
પોતે પોતાનું બિરદ પાળશે, પૂરણ પ્રીત પ્રમાણી. ભાઈ૦
જેણે નામાનું છાપરૂં છાઈ આલ્યું, આપી કબીરને અવિચળ વાણી;
તેપે તો હું હરિને વહાલો, છબીલોજી આપશે પાણી. ભાઈ૦
એવાં એવાં વચન સુણી મારાં, ભાભી તે બોલ્યાં વાણી;
ઉઠો દીયરીઆ હું હસતી હતી, તતક્ષણ આપું પાણી. ભાઈ૦
ધન્ય ધન્ય વહાલો ભાભી હૃદયમાં વસીઆ સારંગપાણિ;
ભણે નરસૈંઓ તે દહાડાની, છબીલાસું પ્રીત બંધાણી. ભાઈ૦

૬

## રાગ—આશાવરી.

ભીમ—સાંભળરે નરસૈંઆ સાચું, મુજને દેખાડો અહીં રે;
મોટાથી હરિ છે મહા મોટા, કેમ હૃદેમાં સમાય સહી. સાંભળરે૦

જો ગિરી મોટા મંદ્રાચળ કહીએ, તો સાગરમાંહી ભીંજે રે;
જો સાગર અતિ મોટા કહીએ, તો ધરા ઉપર ધરીજે. સાંભળરે૦
જો પૃથ્વી અતિ મોટી કહીએ, તો શેષ મસ્તક કણિકા ભારરે;
જો શેષ સમર્થ અતિ મોટા કહીએ, તો નિલકંઠ કરે હાર. સાંભળરે૦
જો મહાદેવ અતિ મોટા કહીએ, સુર ઇંદ્ર બ્રહ્મા જેહરે;
તે સકળ વસે છે નિરંતર, હરિના મુખમાં તેહ. સાંભળરે૦
એવા મોટા હરિ વિશ્વ પોતે ધરી, કેમ સમાય ઉર સંતતણેરે;
કોણ સાધન તને હરિ હૃદયે વસે, મૂકને હઠ નાગરા ભીમ ભણે. સાંભળરે૦

૭

## રાગ—સિંધુડા.

મહેતો—ભક્તનો ઇષ્ટ તું કૃષ્ણ કહાવે સદા, મામ મૂકે શું રે નંદલાલા;
ઇંદ્રનો વૈભવ સુદામાને આપીઓ, આજ કૃપણ થયો કાનડ કાળા. ભક્ત૦
હરિ મારો હાથીઓ, કાળિનાગ નાથીઓ, અર્ધ ઉતરડીઓ જમુનાધાટે;
તે બળ તાહરૂં ક્યાં ગયું કાનુડા, આજ નાઠો શું રાધાજી માટે. ભક્ત૦
શિશુપાલ નરકાસુર જરાસંધ જીતીઆ, અનેક જોદ્ધા તણા છોડીઆ બંધ;
પ્રલંબ બગાસુર તૃણવત્ ત્રોડીઆ, કેશી કંસના તેં મોડ્યા કંઠ. ભક્ત૦
ભાવે કભાવે જેણે તુંને આરાધીઓ, તે જનુનીને જઠર ન આવે વળતો;
ભણે નરસૈંઓ સ્મરણ તારૂં કરે, રાખે બાળકને બાપ બળતો. ભક્ત૦

૮

## રાગ—મારૂ.

તે કેમ મૂકયો જાય, ભગુવા તે કેમ મૂકયો જાય;
જેને શુક સનકાદિક ગાય, ભગુવા તે કેમ મૂકયો જાય. ટેક૦
વિષયી જનને ઉદ્ધારવા વહાલે, ભૂતળ અવતાર લીધોરે;
છોગાળો ને છેલ છબીલો, જેણે વિશ્વ કૃતારથ કીધો. ભગુવા૦
જેણે જેવો દીઠો તેવો ગાયો, મેં રસિક રંગી ગાયો રે;
રાધાની સંગે હીંચ લેતો, તે મારે હૃદયે સમાયો. ભગુવા૦
મધુર વચન કહીને વિનવીઓ, ઘણું ઘણું શિર નામી રે;
વિરહ વિસારણ દુઃખનો ભંજન, તે નરસૈંઆચો સ્વામી. ભગુવા૦

૯

## રાગ—માળવ.

નરસિંહાશ્રમ—વટલ્યોરે નાગર નરસૈંઓ, જેણે બોટયું આહીરનું ખાધું રે;
અવર રસ સર્વ ઢળતો મૂકયો, વિષ હળાહળ પીધું. વ૦
જેને બ્રહ્મા વેદ વખાણે, લાગી જોગેશ્વરસું તાળી રે;
સનકાદિકને સ્વપ્ને ન આવે, ક્યાંથી મળે વનમાળી. વ૦
જેને ખાંધે કામળી ને હાથે લાકડી, ને ગૌ ચરાવા જાય રે;
તે નરસૈંઆને સાથ બેસાડી, એકઠો બેસી ખાય. વ૦
સ્વપ્ન સાચું જાણી વળુંધ્યો, ગળાસ્વાદે ગાય રે;
નરસિંહાશ્રમ કહે તરે નરસૈંઓ, જો શ્રીપાતને શર્ણે જાય. વ૦

૧૦

## રાગ—પ્રભાતીઉં.

મહેતો—અજ્ઞાન અબુદ્ધ તારૂં મન ગેગમ ભમે, પ્રીતની રીત તું શું રે જાણે;
પ્રીત વિના તું વિપરીત મુખ ઓચરે, એમ અજ્ઞાન તું કેમ આણે. અ૦
વિશ્વવ્યાપક પાળક છે શ્રીહરિ, તે રઘુનાથને તું શું રે જાણે;
વેદ નેતિ કહે નારદ સદા જપે, જે હરિ ગોપીકા પ્રેમ આણે. અ૦
જે રઘુવીર રણધીર કહાવે સદા, દશરથ વીર રઘુનાથ કહાવે;
અળગો છે સર્વથી સર્વ મધ્યે સદા, તે અલ્પબુદ્ધિને ઘટ કેમ આવે. અ૦
અલ્પ મતિ ઓચરે, જન્મ વૃથા કરે, હરિજન વિના હરિ હાથ નાવે;
ભણે નરસૈંઓ હું અસત્ય ન ઓચરૂં, લીન થયા વિના હરિ કેમ આવે. અ૦

૧૧

## રાગ—વેરાવળ.

કેશવાશ્રમ—મહેતા મોટમ નવ કીજીએ, સુધી સમજાતી વાત;
નિર્મળ મન રાખી કરી, સમરને સીતાનાથ. મહેતા૦
સાધનને ના નિંદીએ, સાધન સર્વે સત્ય;
સાધન સાધે પ્રથમથી, તો હોયે ગત્ય. મહેતા૦
પ્રથમ મૂળ સાધન ખરૂં, સાધ્યે સીઝે કામ;
કેશવાશ્રમ કહે સુણરે મહેતા, ભાવે ભજજે શ્રીરામ. મહેતા૦

૧૨

રાગ—મારૂ.

મહેતો-રહેવા દે તારો રામ, ભગુવા રહેવા દે તારો રામ;
તેનું મરતી વેળા છે કામ, ભગુવા રહેવા દે તારો રામ. ટેક૦
કેશ પળાય ને નેણાં ગળે રે, શ્રવણે સાંભળતા રહીએ;
લલુતા વાધે શ્વાનની પેરે, ત્યારે રામજી કહીએ. ભગુવા૦
જન્મનો જોગી કુટુંબ વિરોધી, ખોઈ બેઠો ધણીઆણી;
રંગીલો છબીલો નરસૈંઆનો સ્વામી, તે કેમ શકે તું જાણી. ભગુવા૦

૧૩

રાગ—કાફી.

શું સૂતો સોડ તાણી, શામળા શું સૂતો સોડ તાણી;
મેં તો તારી દુબેણુ ન જાણી, શામળા શું સૂતો સોડ તાણી. ટેક૦
સમોવડ સાથે શોભીએ રે, દેવતા સંગ જુગદીશ;
કીડી ઉપર શો કુહાડો, મુજ રંક ઊપર શી રીસ. શામ૦
વૃંદાવન દ્રુમ શીતળ છાયા, જમુના ત્રટ સમીર;
રાધાજી તારાં ચર્ણ તળાંસે, ઘણું ઉંઘ્યો શ્યામશરીર. શામ૦
જેમ જાગ્યો દ્રૌપદીને કાજે, ગજની કીધી વહાર;
જરાસંધને જીતી મુકાવ્યા, રાજા તે વીશ હજાર. શામ૦
માનીતીને કાજે લાવ્યા, પારિજાતકનું ઝાડ;
નરસૈંઆને એક હાર આપતાં, શાનો ચડેછે પાડ. શામ૦
વસુદેવ નંદ તો મોતે મુઆ છે, મુજ ઉપર શો ક્રોધ;
ભણે નરસૈંઓ હવે વાણું વાયું, જાગરે જાદવ જોધ. શામ૦

૧૪

રાગ—દેશાખ.

બ્રહ્માનંદ-હઠ લીધે અર્થ ન થાય, મહેતા હઠ લીધે અર્થ ન થાયરે,
આઠ માસ બપૈયો ટળવળે, તેને મેઘ પાણી નવ પાય. મહે૦
સાચી સેવા વિના રામ રાચે નહિ, ખોટી તારી પ્રીતરે;
આફણીએ હાર આપે હરિરે, હોય જોગ સાધ્યાની રીત. મહે૦
વાયુને રોધો શરીરમાં શોધો, ઘટ ઘટ રામજી નિરખોરે;
બ્રહ્મભારથી કહે નરસૈંઆ, થા જોગી અમ સરખો. મહે૦

## ૧૫

## રાગ—સામેરી.

મહેતા-ભોગી રે ભોગી, અલ્યા અમે ભોગી રે ભોગી;
જેનાં પાપ હોય તે થાય જોગી, અલ્યા અમે ભોગીરે ભોગી. ટેક૦
જટા ધરે જગદીશ મળે તો, વડ વૈકુંઠે ચાલે રે;
દંડ ધરે દીનાનાથ મળે તો, આંધળા લાકડી ઝાલે. અલ્યા૦
ભસ્મ ચોળે ભગવાન મળે તો, ગર્ધવ છારમાં લોટે રે;
દંડવતે દયાળ મળે તો, ભોરિંગ બ્રહ્મને ભેટે. અલ્યા૦
વનમાં વસે વ્રજનાથ મળે તો, વનચર ગામ ન ઢુંકેરે;
શિંગીએ શામળીઓ મળે તો, બેહેરા શંખ બહુ ફુંકે. અલ્યા૦
જંગોટા કછોટા કંથા ગોદડી, શંખને શિંગી ફુંકારે;
ભણે નરસૈંઓ તમે પ્રેમ ન જાણો, મિથ્યા વઢવું મૂકો. અલ્યા૦

## ૧૬

## રાગ—ધવળધનાશ્રી.

સંન્યાસી સઉ મળીને બેઠા, કરતાં મનમાં વિચાર જી;
શ્રી દામોદરને કંઠે બાંધ્યો, તાણી કરીને હાર જી.
મંડળિકને ક્રોધાંધ કરી, નરસૈંઆને બીવરાવ્યો જી;
ખડ્ગ ઉઘાડી રાજા થયો ઉભો, સંન્યાસી મન ભાવ્યો જી.

## ૧૭

## રાગ—મેવાડો.

રાજા કોપે ચઢયોરે હો, હુંને નહીં દોષજી;
એનું જ્ઞાન મુકાવુંરે હો, મંડલિક ધરી રોષજી;
મદગલ હસ્તિરે હો, એક મંગાવીએજી;
બીજા મંગાવ્યારે હો, જંત્ર બેડી પહેરાવીએજી;
માનભંગ થઈ છે રે હો, સર્વે માનુનીજી;
ગાન કરતી અટકી રે હો, સોરઠની ભામનીજી;
મહેતાએ પુત્રી રે હો, ત્યાં તેડાવીઆજી;
વિપરીત વેદના રે હો, બાઈ પધારીઆજી;
કહીછે વિપત્તિ રે હો, ભકતે પ્રેમ ધરીજી;
જાઓ સાસરે હો, નરસૈં વલે આ થઈજી.

## ૧૮

### રાગ—મેવાડો.

**મહેતો**—ચિંતા સોંપો રે શ્રી હરિને રે, કરશે ભક્તને સહાય,
સાસરે પધારો રે, મારી કુંવરી રે, વિપત વેદના વિસાર;
પિયર તમારૂં રે, પુત્રી ઢુંકડું રે, છે શ્રી ગોકુળપતિ પરિવાર.
તાત તમારો રે, ત્રિકમરાયજી રે, માત તમારી લક્ષ્મી જેહ,
મહીયર તમારૂં રે, પ્રભુ વિના કો નહિ રે, તેની શરણુ તમારો દેહ.
હરિગુણ ગાતાં રે, હરખે હીંડજો રે, સંત સંગત શુદ્ધ વિચાર;
રૂદન મા કરશો રે, હરિજી હસશેરે, નથી કોઈ આંસુનું લોહનાર.
મુજ નિર્ધનને રે, તું પેટે પડી રે, કંઈ નવ પામી પિયરમાં સુખ;
નાત નઠોર રે, કઠોર નાગરતણી રે, ઠામ ઠામ દીધું બહુ દુઃખ.
માત તારીરે, હરિને જઈ મળી રે, ભ્રાત શ્રીકૃષ્ણ પામ્યો શર્ણ;
ચર્ણ વળુંધ્યો રે, કુંવરી હું રહ્યો રે, આજ આ કાળે ભુંડું મર્ણ.
પ્રેમની પીડારે, કુંવરી પીડે ઘણું રે, પણ શિરપે હરિનો હાથ;
નાથજી ન મૂકું રે, અદક્ષણ મનથકી રે, તે તુજ પિતા સાચો નાથ.
પ્રભુને સંભારો રે, પુત્રી માહરી રે, તે તો કરશે તારી સહાય;
ભણે નરસૈંઓ રે, હરિ ભાવે ભજો રે, બીજા અવર નથી ઉપાય.

## ૧૯

### રાગ—મેવાડો.

**કુંવરબાઈ**—એમ ન કીજે રે હો, મારા તાતજી રે, રાખો નટવરજીસું નેહ;
સાર ઘણી કીધી રે હો, એણે શામળે રે, તે કેમ દેશે છટકીલો છેહ.
જેણે મામેરૂંરે હો, કીધું મુજનુંરે, રાખી દ્રૌપદીની લાજ;
હુંડી સીકારીરે હો, એણે શામળે રે, તે હાર આપશે મહારાજ.
સાસરે જઈને રે હો, કહો પિતા શું કરૂં રે, જ્યારે રૂઠ્યા સારંગપાણ;
નરસૈંઆના સ્વામીરે હો, વહેલા પધારજો રે, નહિતો નિશ્ચે જાશે પ્રાણ.

## ૨૦

### રાગ—કાફી.

**સુરસેના**—પ્રભુ મારી વિનતિરે, તમે સાંભળો સારંગપાણ;
કષ્ટ કઠણ આ તો પડ્યું રે, વહાલા જાણે જાણ સુજાણ—પ્રભુ૦
દાસ તમારો દોહેલું વેઠે રે, તે કેમ સહોછો આજ;

વિલંબ કરતાં વિઠ્ઠલા રે, હવે જાશે તારી લાજ—પ્રભુ૦
શે સજ થાઓ નહીં શામળા રે, તું કાયર શું થયો આજ;
હાર આપને તારા દાસને રે, જેમ માને મંડળિક મહારાજ—પ્રભુ૦
જાણુ સુજાણુ થઈ શું ભૂલે રે, મનથી મેલોને ભૂંડા રીસ;
સુરસેનાને ક્ષમા થઈ કરો રે, વૈષ્ણવ નામે શીશ—પ્રભુ૦

૨૧

## રાગ—મારૂ.

સુરસેનાની વિનતિ જાણી, ચડપ ઉઠયા રે સારંગપાણિ;
જળહળ જ્યોત સરીખો આવ્યો, ભક્તને દર્શન દેઈ પધાર્યો.
સખીઓને અધકરડી આપી બીડી, હૃદયાની સાથે હરખે ભીડી;
મુખે બોલ્યા શ્રી જગદીશ, નામ્યું ભક્તને પ્રેમે શીશ.
તારી સ્તુતિથી મેં ન રહેવાય, સાંભળી ચિત્ત ચંચળ થાય;
તું શાને કરે છે વિલાપ, મેં સમર્પ્યું તમને આપ.
મને વેચો તો વેચાઉં, કાચે તાંતણે બાંધ્યો જાઉં;
બ્રહ્માદિકને વશ ન થાઉં, જગ્ન કોટિ કરે ત્યાં ન જાઉં.
હું તો પ્રેમે સુખીઓ થાઉં, સંધ્યાવંદન કરે ત્યાં ન જાઉં;
જેને વિદ્યાતણું અભિમાન, ત્યાં ન જાઉં કહે ભગવાન.
શિવસનકાદિક ધરે ધ્યાન, તે તો નહીં તમારા સમાન;
મને વહાલા ઘણું હરિજન, જેના મારી સાથે લગન.
એ તો સત્ય વચન હું ભાખું, તે જનની લજ્જા રાખું;
તમે જે માગો તે આપું, ભક્તનું વચન નહીં ઉથાપું.
મહેતાને કહો કેદારો ગાય, ગાયા વિના હાર ન અપાય;
ગાઓ હું જઈ બેસું આસન, તમે સાંભળો મુજ વચન.
ત્યારે રાગ સામેર કીધો, નરસૈંઓ હૃદયામાં લીધો;
આસન આપ્યાં દામોદર રાય, સખીઓને હરખ ન માય.

૨૨

## રાગ—ધવળધનાશ્રી.

સુરસેના—દામોદરરાયને છે વહાલો, રાગ કેદારો રે, નાગરાજી;
તે વિના નહીં આપે હરિ હાર, આ સભાભરી, નથી આશરાજી;
ગિરિવરધારી ને કુંજબિહારી, તે સાથે શી હોડજી;

શ્રી હરિની પ્રીત બંધાઈ, રાગ કેદારની નથી જોડજી;
મહેતાજી મન સ્થિર કરી રાખો, નહીં મૂકે વહાલો મારોજી;
શ્રી દામોદરને ઘણું વહાલો છે, પણ કેમ ગાઉં રાગ કેદારોજી.

૨૩

## રાગ—ધવળધનાશ્રી.

મહેતો–મહેતાજી કહે પુત્રી મારી, સાંભળ વાત વિવેકજી;
હરિની આજ્ઞા કેદારાની છે, ને મારે અટક છે એકજી.
સાઠ રૂપૈએ ઘરાણે મૂકયો છે, કેમ કેદારો ગવાયજી;
આપી થાપણ છાની લઈએ, પત આપણી જાયજી.
ધરણીધર મહેતાને મંદિર, ખત લખી મેં આપ્યુંજી;
વ્યાજ સંઘાતે ગરથ પોતાં વિણુ, ગાઉં તો જીભ કાપુંજી.
અટક સાંભળી મહેતાજીની, સમર્થ સારંગપાણીજી;
હરિ કેદારો મુકાવા ચાલ્યા, પ્રીત પૂરવની જાણીજી.

૨૪

## રાગ—કેદારો.

કેદારો મુકાવા ચાલ્યા, ભક્તવત્સલ ભગવંત સ્વરૂપ;
ધરણીધર મહેતાને મંદિર, આવ્યા નરસિંહનું ધરી રૂપ. કેદારો૦
ધન આપી ખત માંગી લીધું, વ્યાજ સુદ્ધાં પહોંચાડયું સહુ;
ધરણીધર મહેતાને મંદિર, એક પાંગળી હતી વહુ. કેદારો૦
ઘેલી કહી સૌ કો બોલાવે, તેની પાસે ગયા ભગવાન;
મસ્તક હાથ મૂકીને ઉઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન. કેદારો૦
એક પંથ બેઉ કાજ કરીને, હરિ આવ્યા સભાની માંય;
મહેતાને ખોળે ખત નાંખ્યું, અંતરિક્ષ રહીને હરિજી ત્યાંય. કેદારો૦
તે શ્રીપાત સંન્યાસી સૌએ દીઠું, મંડળી ધ્રુજી માગે માન;
નરસૈંઓ ઇશ્વરનો સેવક, સાચો સેવક શ્રીભગવાન. કેદારો૦
અન્યો અન્ય સૌ વાત કરે છે, ખત આપ્યું દામોદરરાય;
મહેતાને મંદિર મોકલીએ, નહીં તો આપણો મહિમા જાય. કેદારો૦
ધરણીધર મહેતો સભામાં આવી, પ્રણિપત કરી પડયો ચરણે રાય;
હરિના જન હરિ સરખા જાણો, નરસૈંઆને લાગો પાય. કેદારો૦

## ૨૫

### રાગ—કેદારો.

મહેતો-મારો વહાલોજી રાગ મુકાવી લાવ્યા, ખત વાંચીને ખંખાર્યોરે;
પછે કેદારો આલાપીને ગાયો, મારે વહાલે નથી વિસાર્યોરે.
સુંદર રાગ સોહામણો સારો, મારો ગોરીઓ ગમાણે આવ્યોરે;
ધમકે ઘુઘરી ને નૃત્ય કરેછે, મારો રાગ કેદારો મુકાવ્યોરે.
પ્રગટ થાઓ પાતળીઆ સભામાં, મુજને આપો હારરે;
શામળીઆ સંગ સાંઇડાં લઇશ, નહીં લાગે કંઈ વારરે.
મલપંતા મંડપમાં આવો હરજી, મેં જાણ્યા દીનદયાળરે.
સભા સર્વ દેખતાં મારા વહાલા, મારે કંઠે આરોપોની માળરે,
એવું કહી ખત મસ્તક મેલ્યું, સર્વ સખીઓ થાઓ સાવધાનરે;
જેજેકાર બોલો કહે નરસૈંઓ, સઉ સુંદરી કરોની ગાનરે.

## ૨૬

કૃષ્ણ કૃપાનિધિ કેશવા શ્રીહરિ, હું અનાથ તું નાથ કહીએ;
હાર કાજે મને રાયજી પરભવે, શામળા શરણ કોને જઈએ. કૃષ્ણ૦
હું શરણ આવ્યો સંસારને પરહરી, તો પ્રભુ કાં પેર પેર પીડે;
અંતરગત અવિલોકીને શામળા, તું વિના હૃદયસું કોણભીડે. કૃષ્ણ૦
મંડળિક મુજપર કોપ ઘણો કરે, તે મારૂં દુઃખ તું શે ન જાણે?
ભણે નરસૈંઓ પ્રભુ પ્રીતડી તોડતાં, લાજ જાશે અલ્યા તારી વહાણે. કૃષ્ણ૦

## ૨૭

મોગરા માજે શું મોહી રહ્યો મોહના, હાર આપો જશ ખ્યાત વાધે;
કહેશે નાગરો કોઈનું નામ ગાતો હતો, કૃષ્ણ તુજને કોઈ નહિ આરાધે. મો૦
સારી પંક્તિતણા લોક સર્વે મળ્યા, સહાય કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈંઓ નવ બીએ, પણ તારો જશ જગદીશ જાશે. મો૦
રજની તો વહી ગઈ, રાત થોડી રહી, જ્યોત તો ઝાંખી થઈ ગઈ દીવાની.
કેશવા કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની કમાણી. મો૦

## ૨૮

હારને કાજ શું હઠ કરે શામળા, જાચવાને તારી પાસ આવ્યો,
રાધિકાની સંગે બેઠો વાતો કરે, કેહેરે વૈકુંઠથી તું શુંરે લાવ્યો? હાર૦

તારૂં નામ વિશ્વંભર ધર્યું તે વરાંસીએ, નંદનો છોકરો છાશ પીતો;
ઓઢતો કામળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રહેતો. હાર૦
માત તું તાત તું ભ્રાત તું ભૂધરા, તું વિના દુઃખ તે કોને કહીએ;
ભણે નરસૈંઓ તારા ગુણ ગાઈ જીવીએ, એકલા ભૂતળ કેમ રહીએ. હાર૦

૨૯

## રાગ—પ્રભાત.

શકે ખત વાંચતાં હું રે ખંખાયેં, તેણે ચઢી શું રીસ રે;
આવો અલિંગન દીજે મારા વહાલા, ત્યારે હસીઆ જગદીશ રે. શકે૦
સભા સર્વકો જેમ સાંભળે, એવું હસીઆ નાથ રે;
લ્યો મહેતાજી લ્યો મહેતાજી, એવી બોલ્યા વાત રે. શકે૦
અમારે તમારે અંતર શાનો, હું તો દાસનો દાસ રે;
આંગળી મુખમાં ધરી નરસૈંએ, ત્યારે વહારે આવ્યા અવિનાશ રે. શકે૦
દૃઢ ભક્તિ દીઠી આસનથી ઉઠયા, ચાલ્યા શ્રી અવિનાશ રે.
ચરણ ચલાવ્યા હાર લઈ આવ્યા. ગિરિધર કુંજવિલાસ રે. શકે૦
નરસૈંઆનો સ્વામી અંતરજામી, ધણી આરત જાણી નાથે રે;
સાક્ષાત્ સ્વરૂપ પ્રગટયા અંતરયામી, ભેટયા હરિજન સાથે રે. શકે૦

૩૦

## રાગ—વસંત.

કમાડ કડકડીઆં ગડગડીઆં રે, મંડળિકનાં મંદિર;
સાંકળ ત્રુટી ને દ્વાર ઉઘડીઆં રે, સમરથ શ્યામ શરીર. કમાડ૦
ખડખડીઆં ઘર ને કોશીસાં રે, પડીઓ પોળે પોકાર;
ધ્રુજે ભૂર સભામાં સહુકો રે, થઈ રહ્યો હાહાકાર. કમાડ૦
આસનથી ઉઠયા અવિનાશી રે, આવ્યા સભા મોઝાર;
સભા સર્વ દેખતાં આરોપ્યો રે, મહેતાજીને કંઠે હાર. કમાડ૦
પીતાંબર પ્રીતે ઓરાઢયું રે, કાને કુંડળ જોડ;
મસ્તક મુગટ મૂકી નાચે રે, જે જે શ્રી રણછોડ. કમાડ૦
મુખે મોરલી મધુરી વજાડે રે, દીનાનાથ દયાળ;
રંગીલો છબીલો ને છોગાળો રે, ફરે ફુદડી દે તાળ. કમાડ૦
જેજેકાર વદે સહુ સખીઓ રે, ધન ધન ગોકુળરાય;
નરસૈંઆને ભુજ ભરી ભરી ભેટે રે, હૈડે હરખ ન માય. કમાડ૦

## ૩૧

### રાગ—સામેરી.

શ્રીપાત સન્યાસી વિસ્મે પામ્યા, જોઈ રહ્યા ગોપાળ રે;
જેણે જેવા તેણે તેવા, દીઠા દીનદયાળ રે.
રઘુનાથાશ્રમે રઘુનાથ દીઠા, નરસિંહાશ્રમે નૃસિંહ રૂપ રે;
અદ્વૈતાશ્રમે અદ્વૈતરૂપ દીઠા, ગોવિંદાશ્રમે ગોવિંદસ્વરૂપ રે.
સહચરાનંદે સચરાચર દીઠા, માધવાશ્રમે માધવ જેહ રે;
અદ્ભુતાશ્રમે અદ્ભૂતરૂપ દીઠા, અચ્યુતાશ્રમે અચ્યુત દેહ રે.
કેશવાશ્રમે કેશવરૂપ દીઠા, પ્રસાદપુરીએ પ્રેરક પ્રભુ રે;
બ્રહ્માનંદાશ્રમે બ્રહ્મરૂપ દીઠા, શ્રીધરાશ્રમે સિદ્ધ વિભુ રે.
વિશ્વેશ્વરાશ્રમે વિશ્વરૂપ દીઠા, વસુદેવે વાસુદેવ ત્યાંય રે;
વિશ્વંભરાશ્રમે વિશ્વંભર દીઠા, મુકુંદે મુકુંદ જ્યાંયરે.
રામાનંદાશ્રમે રામાનંદ દીઠા, ભીમડે દીઠા રામરે;
રાજમાતાએ ચતુર્ભુજ દીઠા, રાણીએ સુંદર શ્યામરે.
પ્રલંબે પ્રલયરૂપ દીઠા, મંડળીકે દીઠો કાળ રે;
શ્રીધર પંડિતે પંડિત રૂપ દીઠા, સભાએ સુંદર ગોપાળરે.
ચારે સખીઓએ ચતુર્ભુજ દીઠા, કુંવરબાઈએ દીઠો તાતરે;
નરસૈંએ રંગીલો છબીલો દીઠો, શ્રી ગોકુળનો નાથરે.
જેને જેવો ભાવજ હતો, તેણે તેવો દીઠો દયાળ રે;
મહેતાજીને કંઠે આરોપી, મોહને મોગરાની માળ રે.

## ૩૨

### રાગ—પંચમ.

મહેતો—મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદશું, કરમના જીવ તે મરમ બોલે;
ધરમધુરંધરા તમને જાણે નહીં, રત્ન ગુંજા કરે એક તોલે. મેં૦
નિગમ જે અગમ તે સુગમ તો તેં કર્યાં, ગોપીવિહારને કોણ જાણે;
લક્ષ્મીપતિ એ રુચે નહીં કામના, ભોમીના ભૂર તેને મર્મ આણે. મેં૦
જ્યાં છે પ્રેમ ત્યાં પરમ આનંદ છે, અન્ય આનંદ ત્યાં અન્ય હોયે;
નરસૈંઓ મહામતિ ગાય છે ગુણ કથી, કામી એ સમજે તો કામ નો'ય. મેં૦

૩૩

### રાગ—આશાવરી.

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે ને, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેનીરે. વૈષ્ણવ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માતરે;
જીવ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે. વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામસું તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાંરે. વૈષ્ણવ૦
વણ લોભી ને કપટ રહિત છે, કામક્રોધને નિવાર્યાં રે;
ભણે નરસૈંઓ તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યાંરે. વૈષ્ણવ૦

બૃ. કા.

---

## ગોવિંદ ગમન.

૩૪

### રાગ—દેશાખ.

હરિએ પિતાને વળાવીઆરે, જઈ માતાને મળીઆ નાથ:
એક હસ્ત હસ્તે ગ્રહી રે, બોલ્યાં જશોમતી હરિની સાથ. ટેક.
લાડકડા વહેલા પધારજો રે, ઉછંકળ નવ થાશો રે દયાળ;
નહિ રાજ તહીં આપણું રે, વહાલા નવ ભણીએ કોને ગાળ. હરિ.
મુખમયંક નિરખ્યા વિનારે, હું તો ઘેલી થઈશ મોરાર;
હરિ વહેલા વહેલા આવજોરે, મારા પ્રાણજીવન આધાર. હરિ.
શુભ કામે જાઓ હરિરે, તોય હુંને થાય અપશુકન;
મુજ નિર્ધનને એક દીકરો રે, મારૂં જીવન જગજીવન. હરિ.
મીટમેળાવો ક્યારે થશે રે, ક્યારે નિરખીશું રે વદન;
કાલે નંદ રહે તોય આવજોરે, મારૂં દુઃખડું જાણી સદન. હરિ.

કાજળ ટપકું રખે ભુલતા રે, તેમાં લાંછન નહિ અવિનાશ;
એમ કહી જનની ભેટીઆ રે, હૃદે લઈ કીધું મંદ મંદ હાસ. હરિ૦
જશોમતી કહે બળરામને રે, કરજે કૃષ્ણ તણું તું જતંન;
એમ કહી આંખલડી ભરે રે, જાળવજે રંકતણું રતંન. હરિ૦
શ્યામળા તું મુખે કહે રે, કયારે આવીશ મારા પ્રાણ;
સમય ગયે નિશ્ચે મરૂં રે, તુજને બરકી બરકી જાણ. હરિ૦
હરિ કહે વહેલા આવું અમે રે, તમે ચિંતા ન કરશો માય;
ભક્ત નરસૈંઓ એમ ભણે રે, ઠગી માને ચાલ્યા વ્રજરાય. હરિ૦

## ૩૫

## પ્રભાતીઆં.

સમરને શ્રીહરી, મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં,
તું અલ્યા કોણ ને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારૂં મારૂં. સ૦
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાએ;
દેહ સંબંધ તજે, નવનવાં બહુ થશે, પુત્ર કલત્ર પારવાર વહાએ. સ૦
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખીઓ, હાથથી બાજી ગઈ થયોરે ખોટી. સ૦
ભરનિદ્રા ભર્યો, રૂંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે;
ન જાગતાં નરસૈંઆ લાજ છે અતિઘણી, જન્મોજનમ તારી ખાંત ભાગે. સ૦

## ૩૬

હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં, દામ બેસે નહીં, કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ.
અલ્પ સુખ સારૂ શું મૂઢ ફૂલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઈને મુછ મરડે. હરિ.
પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઈશને ઈર્ષા છે નહીં જીવપર, આપણે અવગુણે રહ્યો રે અળગો. હરિ.
પરપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંઆ હરિતણી, ભક્તિ ભૂલીશ મા, ભક્તિવિના બીજું ધૂળધાણી. હરિ.

## ૩૭

### પદ.

રાત રહે જાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. ટેક.
જોગીઆ હોય તેણે જોગ સંભારવા, ભોગીઆ હોય તેણે ભોગ તજવા;
વેદીઆ હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા.
સુકાવ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પૂછવું, કંથ કહે તેહ તો ચિત્ત ધરવું. રા.
આપણે આપણા, ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રા.

## ૩૮

શા સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત ભ્રાત ટોળે મળ્યાં, દોહેલી વેળા સૌ દૂર જાયે. શા.
ઉંધે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયા તણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા.
દિવસે ચોગમ ભમ્યો, રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ, હરીને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા.
ધન ધામે કરી, મોહી રહ્યો લોભીઓ, વેદના વિસરી ગર્ભકેરી;
નાથ ત્રિલોકના હરિ ન સંભારીઆ, જ્યારે રાખ્યો'તો જઠરામાં ઘેરી. શા.
જાગરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે;
નરસૈંના સ્વામીને, નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત દૂર કીજે. શા.

## ૩૯

### પદ.

પારકી હુંશે મહતા કરે પ્રાણીઆ, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્ષણ કોદરા વાવીઆ, ક્યાંથી જમે તું તો દાળરોટી! પારકી.
કે તેં તો દાન કદી આપ્યું અજા તણું, ક્યાંથી દુહે તું તો ઘેર ઓટી!
કે તેં તો કથિર સોનારને આપીઉં, ક્યાંથી પહેરે તું કનકટોટી! પારકી.
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પહેરશો ડગલો ડોટી;
ભણે નરસૈંઓ તું, પુણ્ય કર પ્રાણીઆ, પુણ્યથી પામશે પદવી મોટી. પારકી.

## ૪૦

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરી, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શુન્યમાં શબ્દ થઈ વેદ વાસે. અ૦ ટેક
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સૌ સાખ દે, કનકકુંડળવિષે ભેદ નો'ય;
ઘાટ ઘડીઆ પછી, નામ રૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોય. અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંઓ એ મનતણી શી રચના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. અ૦

## ૪૧

### પદ

જ્યાંલગી આતમા તત્વ ચીન્યો નહીં, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરા જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે. જ્યાં૦
શું થયું તપ અને તીર્થ કીધાથકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુળસી ધાર્યાથકી, શું થયું ગંગજલ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ્દર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦
એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંઓ કે, તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં૦

## ૪૨

### પદ—રાગ વેરાવળ.

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડીઆં. સુખ દુઃખ ટેક
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ દુઃખ.

સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ.
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ.
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ.

---

# મીરાંબાઈ.

પંદરમા સૈકામાં ગુજરાતની આદિ સ્ત્રી કવિ તરીકે પ્રસિદ્ધિ પામેલી મીરાંબાઈ મેડતાના રાઠોડ વંશમાં જન્મી હતી. એનું લગ્ન દંતકથા પ્રમાણે-મેવાડના કુંભારાણા સાથે, અને નવી શોધ *પ્રમાણે— મેવાડના સંગરાણાના પુત્ર સાથે થયું હતું. મીરાંબાઈએ ઘણો ખરો વખત ગોકુળ ને દ્વારકામાં કાઢેલો જણાય છે. એનાં પદો સ્ત્રીઓમાં બહુ ગવાતાં માલમ પડે છે. પરંતુ તેમાંનાં બધાં એનાંજ બનાવેલાં છે કે કેમ તે વિષે જરા શક છે.

એની ભાષા-વાણી-ઠરેલી, કોમળ, મધુર ને સુંદર છે. એની કવિતામાં ભક્તિભાવનો અંતર્પટ છે અને પ્રેમરસ બહાર પડતો છે; પણ વચ્ચે વચ્ચે વિરાગનો ભાસ પડતો જણાય છે.

૪૩

### પદ.

રાણાજી અમે પ્યારા ગોવિંદના ગુણ ગાશું, ટેક૦
ચરણામૃતનો નીમ અમારે, નિત્ય ઉઠી મંદિર જાશું; રાણા૦
રામ નામની જહાજ બનાવશું, સંસાર સાગર તરી જાશું; રાણા૦
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા, ચરણામૃત કરી લેશું; રાણા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, આવાગમન મીટ જાશું. રાણા૦

---

*નવી શોધને અકબરે કરેલી મીરાંની પરીક્ષા બાબતના દંતકથા ટેકો આપે છે.

## ૪૪

### રાગ—પ્રભાત.

મુજ અબળાને મોટી મીરાંત બાઈ, શ્યામળો ઘરેણું મારે સાચું રે-ટેક૦
વાળી ઘડાવું વિઠ્ઠલ વરકેરી, હાર હરિનો મારે હઈઅરે;
ચિત્ત માળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઈએરે. મુજ૦
ઝાંઝરીઆં જગજીવનકેરાં, કૃષ્ણ કલાં ને કાબીરે,
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામીરે. મુજ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમકેરી, ત્રીકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરૂણાનંદકેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચુંરે;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચુંરે. મુજ૦

## ૪૫

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા. ટેક૦
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો ઘોળ મા રે. રાધાકૃષ્ણ૦
ચાંદા સુરજનું તેજ તજીને, આગીઆ સંગાતે પ્રીત જોડ મા રે. રાધાકૃષ્ણ૦
હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાતે મણી તોળ મા રે. રાધાકૃષ્ણ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે. રાધાકૃષ્ણ૦

## ૪૬

### રાગ—પરજ.

ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે.
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે. ટેક૦
મીરાંબાઈના મહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતનકેરી પાસ. ગોવિંદો૦
રાણોજી કાગળ મોકલે રે, દ્યો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને અમારે સાથ. ગોવિંદો૦
મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી વસો સાધુને સાથ. ગોવિંદો૦

વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ. ગોવિંદો૦
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોસ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ. ગોવિંદો૦
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમમાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગોવિંદો૦
સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલીઓ નિર્દોષ. ગોવિંદો૦
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવેરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો, દુજો ડાગ ન લાગે કોય. ગોવિંદો૦
મીરાં હરીની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દીલ દૂર. ગોવિંદો૦

## ૪૭

### પદ.

મુખડાની માયા લાગીરે મોહન પ્યારા, મુખડાની માયા લાગીરે. ટેક૦

મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે. મોહન પ્યારા૦

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીરે. મોહન પ્યારા૦

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શિદ જઈએરે. મોહન પ્યારા૦

પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો બે ટાળ્યોરે. મોહન પ્યારા૦

મીરાંબાઈ બલિહારી તારી, આશા એક મને ઉર ધારી;
હવે હું તો બડભાગીરે. મોહન પ્યારા૦

# અખો.

આ કવિનો જન્મ અમદાવાદની શ્રીમાળી સોનીની જ્ઞાતિમાં સને ૧૬૧૪-૨૦માં થયેલો જણાય છે અને તેમનું મરણ સને ૧૬૭૪-૮૦માં થયેલું જણાય છે. તેઓ એક વખતે અમદાવાદની ટંકશાળના ઉપરી હતા. પણ બાદશાહને તેમના પ્રમાણિકપણા વિષે વહેમ આવવાથી તેમને કેદમાં નાંખ્યા તે વખતથી તેમનામાં વૈરાગ્ય આવ્યો તેથી કેટલાક વખત સુધી ગુરૂની શોધમાં ફરી છેવટ બ્રહ્માનંદ નામના સંન્યાસીને ગુરુ કર્યા.

તેમના રચિત ગ્રન્થો—અખેગીતા, ચિત્તવિચારસંવાદ, ગુરુશિષ્યસંવાદ, અનુભવબિંદુ, વગેરે. તેમની ભાષા સાદી ને અસરકારક છે. પરંતુ તેની કવિતાનો વિષય બહુ અંશે "જ્ઞાન" હોઈ તેની ભાષા કોઈ કોઈ વખત ક્લિષ્ટ બની જાય છે. એને કવિ કરતાં જ્ઞાની કહીશું તો તે અસત્ય લેખાશે નહિ.

૪૮

## ગુરૂઅંગ.

ગુરૂ થઈ બેઠો હોંશે કરી, કંઠે પાહાણ શકે ક્યમ તરી;
(જ્યમ) નાર નાનડી હતું પ્રસૂત, વળતી વાધે નહીં અદ્ભૂત.
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા એમ મૂળગેથો ગયો;
પોતે હરિ નહીં જાણે લેશ, કાઢી બેઠો ગુરૂનો વેશ.
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરૂ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવ પાર.
તું તારૂં સમજીને બેસ, કાં ચોળે ડીલે પ્યારી મેશ;
તુંબડું જ્યમ માહેથું મરે, જે લઈ પેસે તે સૌ તરે.
તરૂવર ફળ લેવા નવ જાય, અખા આવી જાચે તે ખાય;
પહેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરૂ થવાને ઇચ્છ.
પારો મુવો તે રોગ નિર્ગમે, પછે ભોજન બોળું તે જમે;
ત્યમ નિરાશે મળે નારાણ, અખા તું પહેલે એવું જાણ.
તું તારા મનમાંહી પ્રીછ, શાને મોટમ લે છે શીશ;
ઝીણું મળતાં મોટું થાય, મોટું કણિકા થઈને જાય.
અખા વાત વિચારે વિદ્ધ, શિષ્ય ધણી તો રહે સાંનિધ્યે;
આપે આપ પુરણ બ્રહ્મ હરિ, પોત પસાર્યું રચના કરી.
ચૈતન્ય બ્રહ્મશલાનું ચિત્રં, રૂષિ જક્ષ માનવ પશુ પિતૃ;
થાય જાય એ માયા ભેદ, અખા ચૈતન્ય નોહે ઉચ્છેદ.

૪૯

## ભાષાઅંગ.

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાશી ગયું.
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.
સંસ્કૃત પ્રાકૃતથી બહુ ભણે, કાષ્ઠ જેમ મધ્ય ભારાતણે;
છોડ્યા વહાણે નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નો'ય છુટા પખે.
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશ દિશા;
જ્યારે જેનું રાજજ જાણ, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાન ગગનમાં નોહે દેશ કાળ, એ તો અખા અજાણ્યા બોલે આળ.
જ્ઞાનાધિક નો'ય સિદ્ધિ વડે, સિદ્ધિ નામ શણગારે પડે;
એકમની કહાવે સાધવી, તે સેજ ન ઇચ્છે સિદ્ધિ વાધવી;
અખા અણુલિંગી નાવે સંસાર, એ તો ફોકટ માયા ઉડાવે વાર.
અષ્ટ મહાસિદ્ધિ ઈશ્વરને વિષે, તેને વેદ માયા કરી લખે;
તેની કણિકા તે આ જીવ, તો સિદ્ધિ સહિત કેમ થાએ શિવ;
લોકપતિ જે તે સિધ્ય વડે, અખા અનુભવને કાંઈ ન અડે.
મુળગો અહં રોગ નહી ટળ્યો, તેમાં સિદ્ધિ રૂપી ભરમજ વળ્યો;
જેમ પેલો ઘેલો હોય બુધ્યવિશે, વળી વ્યસને લાગ્યો માદક ભખે;
અખા અહંકારને ટાળી જોય, તું ન રહે તો સિદ્ધિ સાથે શીદ મોહ્ય.
પોત ન લહ્યું પછે પોતે થયા, ઉત્તમ મધ્યમ વ્યસને વહ્યા;
માયાકૃતનો નાવે અંત, માને નહીં તો જો વેદાંત;
અખા ઉપનું ન માને આદ્ય, ક્રય વિક્રય વિના શી વાધ્ય.
પ્રપંચ પ્રીછી જોયો ખરો, નહીં ઉપજ ને નહીં તેમ વરો;
જ્યાંથું ઉપનું ત્યાં નવ ઘટે, સઢ ન વળે જ્યાં જઈ આવટે;
જાતું મરતું દીસે ખરૂં, અંતે અખા ભર્યાનું ભર્યું.
જેમ દૂધે ફીણ ફિસોટા થાય, તોલ ન વધે આકાશ રૂંધાય;
જેમ અગ્નિ જોગે જળ ઉભરે, તેમ તત્વે તત્વ જગત અવતરે;
વકર્યાં તત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત લે ઠામનું ઠામ.
પંચતણા પંચવીશે છે તત્વ, વાસનાલિંગ તે તેનું સત્વ;

ભૂત ભૂત પ્રત્યે વિચરે, અને મૃત્યુ નામ પરપોટો મરે;
ભૂતકલ્લોલ સદા સર્વદા, ચિદ્વિલાસ અખા મનમુદા.
ચલન વલણ તે ચેતનતણી, પંચરૂપે આપે થયો ધણી;
આપ આપમાંહી વિસ્તર્યું, ન કર્યા સરખું તે ત્યાં કર્યું;
જેમ છે તેમનું તેમ છે જાણ, સમજે સાન અખા નિર્વાણ.

૫૦

## ફુટકળઅંગ.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પોતા હરિને શર્ણ.
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મૂરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ.
પાણી દેખી કરે સ્નાન, તુળસી દેખી તોડે પાન;
એતો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત.
જોજોરે મોટાના બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહી કોદરા ભળ્યા.
ઘંસ ન થાય ન જાયે ઘાણી, કહે અખો એ વાતો જાણી;
આંધળો સસરો ને સણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ.
કહ્યું કાંઈ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક.
જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ, સામેસામાં બેઠાં ઘુડ;
કોઈ આવી વાત સુરજની કરે, તે આગળ જઈ ચાંચજ ધરે.
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા;
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડ્યો પાણ.
લીલા વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધૂતા ઘણા, ઉપાય કરે કનક કામનીતણા.
અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર;
અંગ આળસ ને તપસી થયો, ઘર મેલી ને વનમાં ગયો.
કામબાણ ન શક્યો જાળવી, રડવડતી એક આણી નવી;
ગોરીના થાવા વડભાગ, માતા પાસે આજ્ઞા માગ.

બળદની તે કેમ થાય ગાય, મૂરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા તેમાં ન લેવા દેવા.
સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણાપર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરૂ આચારજ કાણા થયા.
શાસ્ત્રતણી છે એકજ આંખ, અખા અનુભવની ઉઘડી નહિ ઝાંખ;
મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ.
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ.
જ્ઞાતાનો એવો ઉપદેશ, પંચના ગુરૂ તે સઘળો વેશ;
ઘરઘર મહાત્મ્ય વધારતા ફરે, દામચામના જતનજ કરે.
અખા જ્ઞાતાની ન માને વાત, સાચું કહેતાં ખીજે સાત;
હરિને કાજે ઘાટજ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે.
પાણી કહે હું પરવત લહું, એ આશ્ચર્ય તે કેને કહું;
અખા થકી તે બીજો હરી, જેમ પર્વતમાંથી પાણુજ ખરી.

બૃ. કા.

---

# પ્રેમાનંદ.

ગુર્જર કવિશિરોમણી પ્રેમાનંદનો જન્મ વડોદરાના મેવાડા બ્રાહ્મણની જ્ઞાતિમાં થએલો હતો. આવા ઉત્તમ કવિના જીવન વિષે સપ્રમાણ હકીકત મળી શકતી નથી એ શોચનીય છે.

તેમનામાં કોઈ સાધુ પુરૂષની પ્રસાદીથી કવિત્વશક્તિ આવી હતી એવી દંતકથા છે.

તેમના રચેલા ગ્રંથોપરથી માલમ પડે છે કે તેઓ શામળના સમકાલિન હતા અને તેમની સાથે તેમને ઘણી વખત વિવાદ થતો. તેમના રચેલા ગ્રંથોમાંના મુખ્ય નીચે પ્રમાણે છે.

સુધન્વાખ્યાન, વામનચરિત્ર, સુદામાચરિત્ર, નરસિંહ મહેતાનું મામેરૂં, રણયજ્ઞ, ઓખાહરણ, શ્રીમદ્ ભાગવતનો દશમસ્કંધ, અભિમન્યુઆખ્યાન, માર્કન્ડેય પુરાણ, નળાખ્યાન, વિવેક વણઝારો, અષ્ટાવક્રાખ્યાન, દેવીચરિત્ર, વગેરે.

તપત્યાખ્યાન, વગેરે ન ટકા એની કૃતિનાં છે, એ વિષે આધુનિક સમયમાં સાક્ષરોમાં મતભેદ છે. પ્રેમાનંદનાં કાવ્યોમાં વર્ણુંરસ અને વર્ણનશૈલી એટલાં તો ઉચ્ચ પ્રતિનાં છે કે તેનાં કાવ્ય વાંચતી વખતે વાચકને કાવ્યની અંદર ચર્ચેલા વિષયનું આબેહૂબ ચિત્ર દૃષ્ટિએ પડે છે.

## ૫૧

# હરિપ્રતાપ.

## રાગ—મેવાડાની દેશી.

શંખ લિખિત બે જોવા ચાલ્યા, ધાયા હંસધ્વજ સાંહેજી;
રાજપુત્રને તરતો દીઠો, તેલસાગરની માંહેજી.
પદ્મપત્ર જેમ પવને હાલે તેમ, હરિ નામે અધુર ત્યાં થાયજી;
ચંદ્ર ચાલે જેમ મેઘઘટામાં, તેમ વૈષ્ણવ તેલમાં નહાયજી.
કરે કોગળા તેલ ઉછાળે, ગાજી કહે ગોપાળજી;
દશ વાંસ વેગળું શરવડું, ઉડે અગ્નિની જ્વાળજી.
તે જોઈ પુરોહિત વિસ્મય પામ્યા, અગ્નિ ઉદક સમાનજી;
સુધન્વા બ્રાહ્મણને કહે છે, આવો કરીએ સ્નાનજી.
હરી ચરણથી વેગળો તેને, પીડે ત્રિવિધ તાપજી;
આ તમ તેલમાં હું નાહુંછું, હરી નામ તણે પ્રતાપજી.
શત્રુનું ઇચ્છયું કંઈ નવ થાય, જો શામળીઓ હોય શીશજી;
જુઓ આવી અંત્રિક્ષ ઉભા છે, મારી રક્ષાએ જગદીશજી.
વાચક સાંભળ સુધન્વાનું, પુરેહિત બોલ્યા આડુંજી;
લાવો નાળીએર પરીક્ષા કીજે, તેલ દીસે છે ટાઢુંજી.
સુભટ સહુને ત્યારે માઠું લાગ્યું, દુખીઓ થયો ભૂપાળજી;
ધિક્ક પુરોહિત ધિક્ક પુરોહિત, પ્રજા પાડે પસ્તાળજી.
આ જ્વાળાના ધુમ્ર થકી તો, દેવ દૂરથી દાઝેજી;
તે તેલને શીતળ કહે છે, ભુડા બ્રાહ્મણ નવ લાજેજી.
સેવકે આણીને શ્રીફળ આપ્યું, તે રાજા પ્રજાએ દાખ્યુંજી;
શીત ઉષ્ણની પરીક્ષા કરવા, લઈ શંખે શ્રીફળ નાંખ્યુંજી.
તમ તેલની જ્વાળા લાગી, શ્રીફળ ફાટયું ફડાકજી;
ઉડ્યાં કાચલાં પેણામાંથી, બે ભાઈને વાગ્યાં તડાકજી.
શંખ લિખિતનાં કપાળ ફાટ્યાં, ચાલી શોણિત ધારજી;
પ્રજા રાજાદિ સહુ આનંદ પામ્યાં, વરત્યો જયજયકારજી.
કૂડાને કપાળે ઘા ઘટે, રૂડું કર્યું શ્રી રઘુનાથજી;
ભલું થયું કહી સ્ત્રીઓ હસે, તાળી દેઈ દેઈ હાથજી.
ત્યારે પ્રધાન બન્નો લજ્જા પામ્યા, સમજ્યા માંહોમાંહે ભ્રાતજી;

પછી શંખ લિખિતે પેણામાંહે, કરીઉં ઝંપાપાતજી.
પાવકનો પરિતાપ ન લાગ્યો, પુરોહિતને અંગેજી;
પાપી બેઉ પેણામાંહે ઝીલે, સુધન્વાની સંગેજી.
ઓસીઆળો થઈ હંસધ્વજ બોલ્યો, નયણે આંસુધારજી;
સાધુ દીકરા કુળ અજવાળ્યું, હવે નીકળો બહારજી.
તેલક્રીડા કરી બ્રાહ્મણ સાથે, સંસારનો ભય ભાંગ્યોજી;
શુભ સુધન્વા બહાર નીસર્યો, જઈ પિતાને પાયે લાગ્યોજી.
શંખ લિખિતને પાયે લાગ્યો, બોલ્યો વૈષ્ણવ જનજી;
તેલ તર્યો હરિદર્શન પામ્યો, તે મુની તમારૂં પુન્યજી.
તવ કહે ગદ્‌ગદ્ કંઠે પુરોહિત, અમને છે ધિક્કારજી;
હવે જાણ્યો વૈષ્ણવનો મહિમા, ચર્ણ વંદે વારંવારજી.
હંસધ્વજ કહે સુધન્વાને, મેં દીધું દારુણ દુઃખજી;
ગોઝારો હું શું દેખાડું, શ્યામ થયું મુજ મુખજી.
પુત્ર કહે પિતાજી મારા, સમરો સીતા રામજી;
અતિકાલ થાય છે આજ્ઞા આપો, હું જઈ કરૂં સંગ્રામજી.
જેણે મને પેણા માંહે રાખ્યો, તેનું કરાવું દરશનજી;
અર્જુનને જીતી હરિને તેડું, તો હું સત્યવતીનો તનજી.

વલણ.

તન હું સત્યવતી તણો, જો જીતું પારથ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાય રે.

સુધન્વાઆખ્યાન

---

૫૨

## વામનરૂપવર્ણન.

### રાગ—મારૂ.

ઇંદ્રતણા ભય કારણે રે, સજી સેવક મેલ્યા બારણે રે;
દ્વારપાલને દીધી શિક્ષા રે. કોઈ આવે તો ભાંગે દીક્ષા રે.
તમો આજ્ઞા બલિની લેજો રે, કોઈને આવવા નવ દેજો રે;
આજ્ઞા દીધી શુક્રાચાર્ય રે, કેવું કરોછો રાજનું કાર્ય રે.
કીધું વામને રેવા સ્નાન રે, ઘણું ફુટડું શોભે વાન રે;

બટુક રૂપે શોભે સારે વેષ રે, કીધો નગરી મધ્યે પ્રવેશ રે.
ઓળખાયા અશરણશર્ણ રે, મળી જોવા ચારે વર્ણ રે;
જોઈ વિસ્મય થઈ પુર નારી રે, એ ઉપર કંઈ નાખીએ વારી રે.
એની કેવી દીસે છે માડી રે, ભિક્ષા માંગવા મૂક્યો કાઢી રે;
પગલાં ભરે છે હળવાં હળવાં રે, એનાં દાઝે છે કોમળ તળવાં રે.
છે દંડ કમંડળ ઝારી રે, નીચું જોઈ ચાલે બ્રહ્મચારી રે;
બાળક બહુ થયાં છે કેડે રે, વામનજીને રમવા તેડે રે.
જેને વેદ નિત્ય વખાણે રે, તેને લોક બાળક જાણે રે;
રૂપ વામનજીનું જોઈ રે, અસુરઅંગના સર્વે મોહી રે.
ઋષિપત્ની જોવાને આવે રે, પુષ્પથાળીથી પ્રભુને વધાવે રે;
આવ્યા વામન બલિને દ્વારે રે, પેસવા ન દીધા પ્રતિહારે રે.
તિષ્ઠ તિષ્ઠ કહે દ્વારપાળ રે, હસી બોલ્યા દીનદયાલ રે;
હું પાંચ વર્ષનું બાળ રે, હુંથી શું બીશે ભુપાલ રે.
બલિરાયે લીધી છે દીક્ષા રે, અમો માંગવા આવ્યા છું ભિક્ષા રે;
પ્રતિહાર કહે શિર નામી રે, ક્ષણ એક બેસો અહીં સ્વામી રે.
વામનજી બેઠા દ્વારે રે, કહ્યું બલિને પ્રતિહારે રે;
સેવક બોલ્યા જઈ શિર નામી રે, એક દ્વિજ આવ્યો કોઈ સ્વામી રે.
છે પાંચ વર્ષનું બાળ રે, તેની વાણી પ્રેમ રસાળ રે;
તવ બોલ્યા શુક્રાચાર્ય રે, નથી બ્રાહ્મણનું અહીં કાર્ય રે.
પ્રતિહાર તે પાછો ફરીઓ રે, વામનજી પ્રત્યે ઓચરીઓ રે;
પૂર્ણાહુતિ પૂરણ થાએ રે, પછે જજો મંડપ માંયે રે.
શુક્રે કીધો માર્ગનો રોધ રે, ચઢયો વામનજીને ક્રોધ રે;
મૃગચર્મ ત્યાં પાથરીઉં રે, તે ઉપર આસન દૃઢ કરીઉં રે.
પ્રભુ બેઠા બલિને પોળે રે, મળ્યા લોક જોવાને ટોળે રે;
નાના પગની પલાંઠી વાળી રે, રક્ત લોચન કીકી કાળી રે.
મૂક્યું દંડ કમંડળ પાસે રે, માંડયું ધ્યાન શ્રીઅવિનાશે રે;
આવ્યા વેદ ને સરસ્વતી માત રે, પાસે જોડીને ઉભાં હાથ રે.
અમર અંત્રિક્ષ જોવાને આવે રે, દેવાંગના પુષ્પે વધાવે રે;
સ્વરઘોષ વામનજીનો ચઢીઓ રે, જાણે પ્રલયનો ઘન ગડગડીઓ રે.
વેદધુનીએ ગગન ભરાયું રે, આચાર્યનું મન ચોરાયું રે;

નદી સાગર જળ ઉછળીઆં રે, પાતાળ સાતે ખળભળીઆં રે.
ભુલી વિધાતા લખતાં લેખ રે, તે શબ્દે સળકતો શેષ રે;
ડોલ્યા વરૂણ ગાંધર્વ કુબેર રે, ડોલ્યા પર્વત કેરા મેર રે.
ગળ્યું વામનજીનું ગાત્ર રે, જુએ પુરનાં માણસ માત્ર રે;
થયાં રક્ત લોચન સારે વેશ રે, થયા ઉભા મસ્તકના કેશ રે.
પ્રતિહાર ઉભા ભય પામી રે, ઉભા રહી ચિંતવે શિર નામી રે;
ડોલ્યું બલિનું સિંહાસન રે, રાંખ્યાં રહ્યાં બ્રાહ્મણનાં ધાન રે.
આ ચર્ચા ભયાનક જોતા રે, નાઠા બ્રાહ્મણો પાછળ જોતા રે;
યજ્ઞ પાવક જ્વાલા છાંડી રે, થઈ વ્રતની જ્વાલા ખાંડી રે.
મંડપના સ્થંભ ગડગડીઆ રે, કરસ્રુઆ સરૂઆ ગુરૂ પડીઆ રે;

વલણ.

પડીઆ સરૂઆ હાથથી, યજ્ઞકર્મ અમથું રહ્યું રે;
બલિ પુછે ગુરૂ શુક્રને, આ વિઘ્ન યજ્ઞમાં શું થયું રે.

વામનચરિત્ર.

---

૫૩

## દંપતીસંવાદ.

### રાગ—રામગ્રી.

પછે સુદામોજી બોલીઆ, સુણુ સુંદરીરે;
શી કહું હું શિખામણ, ઘેલી કાણે કરીરે.
જે નિરમ્યું છે તે પામીએ, સુણુ સુંદરીરે;
વિધિએ લખ્યો વૃદ્ધીહાણ, ઘેલી કાણે કરીરે.
દીધા વિના કયાંથી પામીએ, સુણુ સુંદરીરે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કાણે કરીરે.
જો ખડધાનજ વાવીએ, સુણુ સુંદરીરે;
તો કયાંથી જમીએ શાળ, ઘેલી કાણે કરીરે.
જળ વહી ગયે શી શોચના, સુણુ સુંદરીરે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કાણે કરીરે.

એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરીરે;
નવ કીધા તીરથ ઉપવાસ, ઘેલી કોણે કરીરે.
અગ્નિ તૃપ્ત કીધા નહી, સુણ સુંદરીરે;
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કોણે કરીરે.

બ્રહ્મભોજન કીધાં નહીં, સુણ સુંદરીરે;
નથી કીધા હોમ હવંન, ઘેલી કોણે કરીરે.
અતિથિ નિર્મુખ વાળીઆ, સુણ સુંદરીરે;
તો ક્યાંથી પામીએ અન્ન, ઘેલી કોણે કરીરે.

હરિપ્રસાદ લીધો નહીં, સુણ સુંદરીરે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરીરે.
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરીરે;
છૂટયાં પશુતણો અવતાર, ઘેલી કોણે કરીરે.

સંતોષ અમૃત ચાખીએ, સુણ સુંદરી;
હરિચરણે સોંપી મંન, ઘેલી કોણે કરીરે.
ભક્તિએ નવનિદ્ધ આવશે, સુણ સુંદરીરે;
ધરો ધીર તમે સ્ત્રીજંન, ઘેલી કોણે કરીરે.

આંખ ભરી અબળા કહે, રૂષિરાયજીરે;
મારૂં જડ થયું છે મંન, લાગું પાયજીરે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, રૂષિરાયજીરે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજીરે.

અન્ન વિના ચાલે નહીં, રૂષિરાયજીરે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજીરે.
અન્નવિણુ ભજન સુઝે નહીં, રૂષિરાયજીરે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજીરે.

શિવે અન્નપૂર્ણા ઘેર રાખીઆં, રૂષિરાયજીરે;
સુરજે રાખ્યું અખેપાત્ર, લાગું પાયજીરે.
ઇંદ્ર સેવે કામધેનુને, રૂષિરાયજીરે;
તો આપણુ તે કોણુ માત્ર, લાગું પાયજીરે.
સુર સેવે કલ્પવૃક્ષને, રૂષિરાયજીરે;
મનવાંછિત પામે આહાર, લાગું પાયજીરે.

ધર્મ પ્રાણુ અન્ન વિના નહીં, ઋષિરાયજીરે;
ઉભો અન્ને સકળ સંસાર, લાગું પાયજીરે.
ફેરાનું ફળ જાશે નહીં, ઋષિરાયજીરે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજીરે.
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજીરે;
ધાશે ધરણીધર તતખેવ, લાગું પાયજીરે.

વલણ.

તત્ક્ષણ ત્રીકમ છેદશે, દરિદ્રકેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.

સુદામાચરિત્ર.

---

૫૪

## વૈષ્ણવનિંદા અને કુંવરબાઈનું રૂદન.

### રાગ—મારૂ.

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટ્યા બંને વેવાઈ;
મળ્યો જમાઈ જમાઈનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઈ જોઈ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મછર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળીઆનું નહિ નામ;
કોહ્યું છાજ ને જુની વળી, ભાંતો દોદશ ખેવડી વળી.
ઝાઝા માંકણ ઝાઝા જુઆ, ત્યાં મહેતાના ઉતારા હુઆ;
વહેવાઈ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઈએ પાપ;
મહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહો માંહી કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર તુઠડો;
કુંવર વહુનું ભાંગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.

જુએ બળદ મહેતાજીતણા, બગાઈઓ શબ્દ કરે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગાડી લટકે, તાળનાં જોડાં બાંધ્યાં પટકે;
તુળસી કાષ્ટતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળસીદળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વૈરાગી હરીના ગુણ ગાશે, એટલે મોસાળું પુરૂં થાશે.

એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઈએ જાણી વાત, મોસાળું લઈ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધસી, બોલી નણદી મરમે હસી;
આ શું પિતા પુત્રીને હેત, શાને ટરવા આવ્યો ફજેત.

લજાવ્યું સાત પેઢાનું નામ, સાથે વૈરાગીનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથી નબાપાં ભલાં.
કઠણ બોલ એવા સાંભળી, કુંવરબાઈ બોલી પાછી વળી;
નણદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઈ શું બડબડો.

સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભજ ઘણો;
કોનો પિતા લખેશરી કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો. એ પિતા મારે જીવતો રહો.

મર્મવચન નણદીને કહી, પછે પિતા પાસે પુત્રી ગઈ;
દૂરથકી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રીહરિ.
અન્યો અન્ય નયણાં ભરી, ભેટ્યા બેઉ એ આદર કરી;
મહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત.

કુંવરબાઈ કહો કુશળ ખેમ, સાસરીઆં કાંઈ આણેછે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે હરિ.
કુંવરબાઈ બોલી વિનતિ, મોસાળું કાંઈ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાય તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહીં.

પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ.

કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઈ મરતે માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.

સુરભિ મરતાં જેવું વચ્છ, જળવિણુ જેવું તલફે મચ્છ;
ટોળા વછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચંન, મા વિના તેવું બાપનું મંન.

ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર.
શીદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચપચાસ;
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.

નો'ય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઈ દીકરી;
મહેતે મસ્તક મૂકયો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ.
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરીઆં સમસ્ત, વિસારશો મા એકે વસ્ત.

વચન મહેતાજીના સુણી, કુંવરબાઈ આવ્યા સાસુભણી;
મારે પિતાએ મોકલી હુંય, લખો કાગળમાં જોઈએ શુંય.
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુળશી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે.

## વલણ.

ફૂંકશે શંખ ઉભો રહી, નરસૈંઓ મોસાળું શું કરે;
સંવાદ વહુઅરનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

આમેર.

---

૫૫

# દોશી વાણીઆરૂપે કૃષ્ણનું આગમન.

## રાગ—પ્રભાતી.

ઉધડકી ઊઠીઓ, વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી;
ચાલ ચતુરા, ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નાગરે મારી ગત જાણી.–ઉ.
નરસૈંઓ નાગરો, ભક્ત તે માહરો, છાબ ભરો તેહની શીઘ્ર થાઓ;
જન ઘણા હઠ કરે, ગયા વિના નવ સરે, રિદ્ધિ સિદ્ધિ લેઈ સખી જાઓ.–ઉ.
હાથ હેમ સાંકળાં, નંગ બહુ નિર્મળાં, શુભ શણગાર જઈ અંગ સારો;
રીત ને ભાત, રોકડ રખે વિસરો, દીન થઈ કરગરે દાસ મારો.–ઉ.
ચીર ચરણા ઘણાં, હોય ચતુરે વર્યાં, અધિક એક એકથી અમૂલ્ય જાણો;
સ્વપ્ને કો નવ પડે, નામે કો નવ જડે, અંગ આળસ તજી તેહ આણો.–ઉ.
ઈંદ્ર બ્રહ્મા જેનો પાર પામે નહીં, માગે મુખ બોલતાં વદત વાણી;
નાથ લક્ષ્મીતણો, એણીપેરે આવીઓ, અગણિત ગાંઠડી સંગ આણી.–ઉ.

## રાગ—મારૂ.

ભક્ત નરસૈંઆનું દુઃખ જાણીરે, ઊઠી ધાયા પુરુષપુરાણીરે;
થયા શેઠ તે સારંગપાણીરે, સાથે લક્ષ્મી થયાં શેઠાણીરે.
નંદ સુનંદ ગરુડ સાથેરે, વસ્ત્ર ગાંઠડીઓ તેને માથેરે;
રથે બેઠા શ્રીગોપાળરે, ધમકે ઘોરીને ઘુઘરમાળરે.
લોકે ઓળખ્યા નહિ જગદીશરે, સાથે વાણોતર દશ વીશરે;
સર્વે જોઈ જોઈ વિસ્મય થાયરે, પ્રભુ આવ્યા મંડપમાંયરે.
છડીદારે વાટ મૂકાવીરે, નાગરી નાત જોવાને આવીરે;
આ વહેવારિઓ કોઈ આવ્યોરે, સાથે ગાંઠડીઓ ઘણી લાવ્યોરે.
કોઈ જાણે ન ત્રિભુવન ભૂપરે, વહાલે લીધું વણીકનું રૂપરે;
રથ ઉપરથી ઉતરીઆરે, હરિ સભામાંહે સાંચરીઆરે.
ખટ દર્શને ખોળ્યો ન લાધેરે, જેને ઉમયાવર આરાધેરે;
ન જડે ધ્યાને દાને બહુ જાગેરે, તે હરિ અણવાણે પાગેરે.
જે ચૌદ લોકના મહારાજરે, મહેતા માટે થયા બજાજરે;
વાઘો શોભે કેશર છાંટેરે, બાંધી પાઘડી અવળે આંટેરે.
કાને કુંડળ હીરે જડીઆંરે, નેત્ર પ્રલંબ શ્રવણે અડીઆંરે;
એક લેખણ કાને ખોસીરે, નામ ધર્યું દામોદર દોશીરે.

ઝીણા જામા ને પટકા ભારેરે, હરિ હળવે હળવે પધારેરે;
ખાંધે પછેડી ઓઢી નાથેરે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથેરે.
વીંટી વેઢ દશે આંગળીએરે, સાદાં મોજાં પહેર્યા સામળીએરે;
ઘણા વાણોતર છે સાથેરે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથેરે.
ઘણા સેવક સેવામાં સજરે, ઉદ્ધવના હાથમાં ગજરે.
પ્રભુ પુઠે કમળા રાણીરે, સભા મોહી જોઈ શેઠાણીરે.
આવ્યા સજોડે દેવાધિદેવરે, મહેતે હરિ ઓળખ્યા તતખેવરે;
ભલે આવ્યા શેઠ શ્યામળીઆરે, મહેતો માધવજી શું મળીઆરે.
મળતાં બોલ્યાં સુંદરશ્યામરે, મારું પ્રગટ ન લેશો નામરે;
રખે વાત અમારી ચરચોરે, તમારે જે જોઈએ તે ખરચોરે.
કુંવરબાઈનાં પૂગ્યાં કોડરે, એમ કહી બેઠા રણછોડરે;
પછી સભા સહુ સાંભળતાંરે, હરિ વચન બોલ્યાં છે વળતાંરે.
જાઓ શેઠાણી દુઃખ કાપોરે, કુંવરબાઈને હૃદયાશું ચાંપોરે;
એવું કહેતામાં કમળા હીંડયાંરે, કુંવરબાઈને હૃદયાશું ભીડયાંરે.
મારી મીઠી ન ભરીએ આંસુરે, તેડો કયાં છે તમારી સાસુરે;
મળી નાગરીઓ સૌ બેચારરે, જોઈ રૂપ મેલ્યો અહંકારરે.
વેવાણ કમળાને એમ પૂછેરે, મહેતા સાથે સગપણ શું છેરે;
કોકિલા સ્વરે અમૃત વાણીરે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણીરે.
વેવાણ તમો એ શું નવ જાણીઆંરે, તમો બ્રાહ્મણ ને અમે વાણીઆંરે;
વેપાર દોશીનો ઘેર કોઠીરે, અમારે ઓથ નરસૈંઆની મોટીરે.
અમો ધન મહેતાજીનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે;
અમો આવ્યા મોસાળું કરવારે, ઠાલી છાબ સોનૈએ ભરવારે.
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાંરે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાંરે;
એવું કહીને બેઠાં શેઠાણીરે, સહુ નાગરી સાંસે ભરાણીરે.
તેડયા શ્રીરંગ મહેતો વહેવાઈરે, ભાવે ભેટયા શ્રીજદુરાઈરે;
ત્યારે વિસ્મય થયા સહુ નાગરરે, છાબ ભરી તે કરુણા સાગરરે.
મહેતાને કહે વનમાળીરે, કરો પહેરામણી સંભાળીરે.

## વલણ.

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરશ્યામરે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામરે.

આમેરૂ

૫૬

# કુંભકર્ણની ગાઢ નિદ્રા.

## રાગ—કાલેરો.

જાગો ભાઈ ભીડ પડી છે, કરે વિનતિ રાવણરાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સોહય.—જાo ૧
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મર્ણ.—જાo ૨
જળ છાંટે નવ જાગે યોધો, તાપણાં કીધાં ચોફેર;
હ્રદે ઉપર શિલાપડ મૂકયાં, કાનમાં ફૂંકે મદન ભેર.—જાo ૩
કપાળ ઉપર દુંદુભી વાજે, શર્ણાઈ નફેરી ઢોલ;
કો મેઘ સ્વરે સાદ કરે, પણ રાણો ન આપે બોલ.—જાo ૪
સુંઠ મરી નાસિકામાં ફૂંકયાં, અજ ચલાવ્યા નાસામાંય;
પાછો શ્વાસ મૂકે નિદ્રામાંહે, અજા મીંઢ ઉડ્યા જાય.—જાo ૫
હ્રદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ.—જાo ૬
નાના ઔષધ અંજન કીધાં, પછાડયો ઉચળી બે વાર;
પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધો ઘુંટણીઆંનો પ્રહાર.—જાo ૭
નળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકા રાય;
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ માર્ગે નીકળી જાય.—જાo ૮
વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની સ્ત્રી આવી, રાયને લાગી પાય.—જાo ૯
કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વહાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહૂર્ત માત્રમાં, યુકતે કરાવો સંગીત ગાન.—જાo ૧૦
ભક્ષ ભોજન કરાવી રાખો, નહિં તો કરશે સૌનો સંહાર;
રાવણે મદ્ય પાન કરાવ્યાં, અન્ન તણો કીધો અંબાર.—જાo ૧૧
અપ્સરા પાસે નૃત્ય કરાવે, ગાનતાન વાજે વાજિંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર, સાંભળતાં ગોવિંદ ચરિત્ર.—જાo ૧૨
ઊઠીને સર્વે અન્ન આરોગ્યાં, પૂછયો પછે સમાચાર;
મુને કાચી નિદ્રાએ કેમ જગાડયો, શા વાનરના હોકાર.—જાo ૧૩

રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દુભવ્યા શ્રી રામ;
અગત્યના કામ માટે ઉઠાડયો, તું વિના કોણ કરે સંગ્રામ.—જા૦ ૧૪

વલણ.

સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપિ પમાડો મર્ણરે;
એ વચન સાંભળી વીરનાં, પછે શું બોલ્યો કુંભકર્ણરે.

૫૭

## રાવણને ઠપકો.

### રાગ—પરજીઓ.

કર ઘસી કુંભકર્ણ બોલ્યો, ધુણી પોતાનું શીશ;
ઘર ઘાલ્યું ભાઈ ઘેલડા, તેં દુભવ્યા શ્રી જગદીશ વીરા.
બળીઆ સાથે બાથ વીરા, કાં દુભ્યા શ્રી રઘુનાથ વીરા—૧
ત્રંબક લેતાં તાહરારે, ચંપાણા વીશ હાથ;
કાઢી મૂકયો તુને રાઘવજીએ, થયો કૃતઘ્ની લંકા નાથ વીરા.
બળીઆ સાથે બાથ વીરા; કાં દુભ્યા—૨
સાયરજળ જેણે બાંધીઉરે, શલ્યા તારી પુષ્પ સમાન;
મેઘાડંબર રહેજે છેદીઉં, તોય તુને ન આવી સાન વીરા.
બળીઆ. કાં દુભ્યા—૩
લક્ષ ઘરૂણી ઘેર તાહરે, જેનાં દર્શન ઇચ્છે દેવ;
તો સીતાને શું લાવીઓ, થયો વૃદ્ધ ને ન ગઈ કુટેવ વીરા.
બળીઆ. કાં દુભ્યા—૪
જગત જીતી તેં જેર કીધું પણ, ન જીત્યા ક્રોધ ને કામ;
શ્યામ કેશ ઉજ્જવળ થયારે, તોય મન રહ્યું તારૂં શ્યામ વીરા.
બળીઆ. કાં દુભ્યા—૫
ચંદ્ર વિના જેવી જામનીરે, દીપ વિના જેમ ધામ;
ત્યમ બિભીષણ બાંધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ વીરા.
બળીઆ. કાં દુભ્યા—૬
પરનારી જેવી પાવકજ્વાળા, સાપણ વિખની વેલ;
જીવ લેશે તારો કુટુંબ સાથે, જઈ રામ ચરણ શીશ મેલ વીરા.
બળીઆ. કાં દુભ્યા—૭

હું મર્યું થકી બીહીતો નથી, પણ તું વેળાસર ચેત;
નહીં માને શીખ માહરી, જાશો જમપુર સ્વજન સમેત વીરા.
બળીઆ. કાં દુભ્યા—૮
જો વાડીમાં બેસાડી જાનકી તો, લઈ આવ્યો કોણ કામ;
તુંથી સીતા જીતાતી નથી તો, કેમ જીતાશે રામ વીરા.
બળીઆ. કાં દુભ્યા—૯
રાવણ કહે કુંભકર્ણનેરે, સાંભળ દુઃખની વાત;
જ્યારે દેખું સતી જાનકી, જાણે હોય આપણી માત વીરા.
બળીઆ. કાં દુભ્યા—૧૦
જો ત્યાગ કરૂં ચિત્ત સીતાથી, તો તે બળશે શબને અંગ;
હવે કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ વીરા.
બળીઆ. કાં દુભ્યા—૧૧

વલણ.

લાગે કાલપ મુખ વિષે, જો નમું રિપુને પાયરે;
કુંભકર્ણ કહે ધન્ય તું, તારૂં મન જોયું મેં ભાઈરે.

રણયજ્ઞ.

---

૫૮

## હરિહરયુદ્ધ.

### રાગ—સારંગ.

શંકર આવ્યા છે સંગ્રામે, ધર્યું ચાપ તે સુંદર શ્યામે;
ગાજે ગરૂડે છેલછબીલો, હાંકે પોઠીઓ હરજી હઠીલો.
કૃષ્ણે ચક્ર ચઢાવ્યું ચાક, મુક્યું શંકરે પિનાક;
આવી મળીઆ બે ભગવાન, થયો સંસાર આંદુલમાન.
વાગી હરિહરતણી હાક, પુરમાં રાંધ્યા રહ્યા છે પાક;
ચળ્યા વિધાત્રીના લેખ, ધ્રુજે ધરા ને સળક્યો શેષ.
ફાટ્યું આકાશ તૂટ્યાં અભ્ર, પડ્યાં ગર્ભવંતીનાં ગર્ભ;
કરી ચાપ તે મંડલાકાર, શિવે બાણ તો મુક્યાં બાર.
જાદવસેના નાખી ઉરાડી, લઈ સમુદ્રમાંહી પાડી;
આવે બાણ તે મેઘની ધાર, કરે ભૂત પ્રેત પુકાર.

તે પૂઠે સૂક્ષ્મ પંચવીશ, ફેરવ્યાં આવતાં શીઘ્રશરીશ;
શત સહસ્ર અયુત લક્ષ કોટ, વરસે બાણ ઢોલાઢોર.
છૂટે બંદુક નાળ ને ગોળા, ફેરવે હાથે ભિંડીમાળા;
સણુસણુતાં શર બહુ છૂટે, તેણે કપાળ ભડના ફૂટે.
વળગે ભૂત પ્રેત આવર્ણુ, વઢે ચુડેલ અવળે ચર્ણું;
મસ્તક સગડી ધીકધીકાવે, કિલકિલ કરતી ઉપર આવે.
હરખી શાકીણી ડાકીણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ;
ચૂસે કંઠને ઘુંટડા ભરે, મુખે રૂધિરના રેલા ઉતરે.
કેટલી વારૂણીમાં થઈ મગ્ન, વસ્ત્ર વેણી ફરે છે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગન, જાદવ સેના કીધી ભગ્ન.
કેટલીની તે આંખ કપોળ, કોનાં મુખ જાણે મોટી પોળ;
લંબસ્તની વિપરીત વાન, કોના ભૂમિએ ભરાએ કાન.
જીભ સળકે સર્પાકાર, મુખે કિલકિલ કરે ઉચ્ચાર;
ઘણા યાદવ ખાધા કરડી, નાઠી સેના તે મારગ મરડી.
ધાયા રાક્ષસ દેતા માર, જદુસેનાએ ખાધી હાર;
છૂટે દુર્ગ નાળ ને ગોળા, નાઠા જાદવ ટોળેટોળાં.
પ્રગટ્યો મહાદેવને વળી ખાર, વાધ્યો જાદવનો સંહાર;
વઢે ડાકણી શાકીણી સંહારી, એમ કોપ્યા શ્રી ત્રિપુરારિ.
નાઠું સૈન્ય દીઠું ચોપાસ, ત્યારે કોપીઆ શ્રી અવિનાશ;
હારિએ ચક્ષુ કીધી વક્ર, પછે મૂક્યું સુદર્શન ચક્ર.
છેદ્યાં ડાકણી શાકીણી શીશ, રંડા નાસે ને પાડે ચીસ;
કોને ભાલા વાગ્યા ભચો ભચ્ચ, કોઈનાં નાક છેદાયાં ટચ્ચ.
છેદ્યા હસ્ત શ્રવણુ ને ચરણ, નયણે ઉડે રૂધિરનાં ઝરણુ;
ફરી જાદવ યુદ્ધે વળીઆ, ઠામ ઠામથી આવીને મળીઆ.
આવ્યા સામા જાદવ જન, દેખી ખીજ્યા પંચવદન;
મૂકે શિવ અપરિમિત બાણુ, ભલા સુભટ તજે છે પ્રાણુ.
કૃષ્ણે મૂક્યું મોહાસ્ત્ર બાણુ, મોહ પામ્યા પિનાકપાણુ;
કીધું પોઠીયાપર શયન, સાંભળ પરીક્ષિત રાજન.
રણે કોપ્યો બળિનો બંધ, ધાયા ગણુપતી ને વળી સ્કંધ;
મહા ક્રોધ અભ્યંતર આણી, ધાયા ધનુષ વિષે શર તાણી.
બધી જાદવ સેના મારી, ક્રોધકી કો ન ઉગારી;

ધરયા રાક્ષસ કરતા માર, જાદવમાં થયો હાહાકાર.
ત્યારે આવ્યો સાત્યકિ શૂર, કીધા અસુર સેનાને ચૂર;
પ્રગટ્યું માયાતણું તિમિર, મંત્રે નિવારે તે જદુવીર.
છેદ્યા કવચ બાણ તે છેક, નાઠા અસુર મૂકીને ટેક;
ગાજ્યો બાણાસુર ઉન્મત્ત, તાણ્યાં ધનુષ તે પંચ શત.
નાખે બાણ તે દાનવ દક્ષ, શત સહસ્ર અયુત ને લક્ષ;
નાઠી સેના તે ભડભડાટ, હસ્તી ચીસ પાડે ચડચડાટ.
પડે જાદવમાં બહુ ભંગ, ત્યારે કોપ્યા શ્રી સારંગ;
શ્યામે આકર્ષ્યું સારંગ, બાણે ભેદ્યું તે બાણનું અંગ.
કૃષ્ણે છેદ્યો ધ્વજાનો દંડ, રથ કીધો તે શતખંડ;
છેદ્યું છત્ર અતિ અનોપ, કાપ્યાં કવચ આયુદ્ધ ને ટોપ.
બાણે પાડ્યો મસ્તકનો ટોપ, દેખી કૃષ્ણને ચડીઓ કોપ;
કીધા વાહન વિના વીર, ગતિભંગ થયાં શરીર.
છેદવા માંડ્યા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કોટરા એવું તેનું નામ, દેખી નગ્ન ને લાજ્યા શામ.
નત્ર મૂક્યું સુદરશન, નાસી છૂટ્યો બાણ રાજન;
પાછો ક્રોધ કરી તે વાર, થયો જુદ્ધ કરવા તૈયાર.
રાયે ફરી કટક સજ કીધું, બાણે વઢવા દદામું દીધું;
જ્યાં ઉભા શ્યામ ને રામ, આવી કીધો મહા સંગ્રામ.
પછે માંડ્યું આસુરી કર્મ, વરસે માંસ રૂધિર ને ચર્મ;
ધાયો સમુદ્ર વાધે જેમ પર્વ, વરસે અસ્થિ ઉપદ્રવ.
નાસે જાદવ બળીઆ સર્વ, ભલા સુભટ તજે ગર્વ;
હલધર નાઠા મૂકી મામ, દૈત્યે દારૂણ કીધો સંગ્રામ.
નાખે કર્દમ કાંટા સર્પ, વરસે શલ્યા દાનવ નર્પ;
પાડ્યું જાદવમાં ભંગાણ, નાઠા હલધર લઈને પ્રાણ.
દાનવ રાય મૂકે દોટ, કોની ગ્રહીને મરડે કોટ;
એના ગ્રહી અફાળે શીશ, ખેદ પામ્યા શ્રી જુગદીશ.
ગરૂડ થયો છે ગતિભંગ, શલ્યા પ્રહારે ભાંગ્યું અંગ;
રથ વહોણા કીધા રામ, મૂકી ગામ ને નાઠા કામ.
સુંદર શ્યામજી કીજે સહાય, જાદવ કરે છે ત્રાહ ત્રાહ;
દેખીને દેવ પામ્યા બીક, ચાલે નાળી રૂધિરની નીક.

ખીજ્યા કૃષ્ણ ખેડયો ભગજંન. અતિ ક્રોધ ચઢયો છે મંન;
ચક્ર લીધું છેદવા હાથ, કીધી ઇચ્છા તે વૈકુંઠનાથ.
એમ કોપ્યા શ્રી જદુનાથ, હવે છેદું બાણના હાથ;
મૂક્યું ચક્ર તે બીજીવાર, દૈત્યમાં થયો તે હાહાકાર.
નાઠો બાણ વાળીને મૂઠ, હરિએ ચક્ર તે મૂક્યું પુંઠ;
અંગોઅંગમાં લાગી જ્વાળ, જેમ છેદે કો વડની ડાળ.
એમ કપાય બાણના પાણ, ત્રાહ્ય ત્રાહ્ય વદે મુખ વાણ;
અંગે વહે શોણિતની ધાર, કાપ્યા કર બાણના તે વાર.
આવી બેઠું સુદરશંન, અકળાયો બાણ રાજંન;
જેમ છેદે વૃક્ષની ડાળ, તેમ કર કાપ્યા ગોપાળ.
જેમ ઝૂડે વૃક્ષને વંન, તેમ કર કીધા છેદંન;
પછે રાખ્યા કર ત્યાં ચાર, પાડયો બાણ તે ભૂમિ મોઝાર.
અંગે રૂધિર વહે વિવર્ણ, જેમ પર્વતથી નીસરે ઝરણ;
સૂતો કરે શિવનું ધ્યાન, પ્રભુ રાખો સેવકનું માન.

વલણ.

બાણાસુર પૃથ્વી પડયો, પીડા પામ્યો પંડરે;
વળી સદાશિવ કોપે ચઢ્યા, કાંપ્યા ચૌદ બ્રહ્માંડરે.

ઓખાહરણ.

૫૯

## દેવકીવિલાપ.

### રાગ—મેવાડો.

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો નયણે જળ ભરે;
સુકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો. વિપત્ત શી આવડી;
કોણ મુકાવે હો, નહીં પિતા માવડી.
ભાઈ તેં ભેંકરી હો, નમાઈ હું રાંકડી.

કેમ સહુ રાતી હો, વીરાજીની આંખડી.
મહીએર તો મારૂં હો, તું મથુરાપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
ક્યહાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મારૂં દુખે હો, તાણો મા ચોટલો.
માળા મારી તૂટી હો, પડે કરમુદ્રડી;
દેખે અંગ લોકડા હો, ખસી મારી ચુંદડી.
વેણી વીખરાણી હો, કાકીએ સેસ ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે તો વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટયાં હો, ના ગઈ સાસરે.
તંબોલ પરણ્યાનો હો, સૂકયો નથી સાવલીએ;
મા મારો છઉં કોડ ભરી હો, લાગું તારે પાવલીએ.
જેને ઉછેરીરે હો, તેને નવ મારીએ;
ઘણું વોળાવી હો, ઘેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણ મુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ ભણી.
એમ વલવલતી હો, રોતી ગજગામની;
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, ને બાળક બાઢુવાં;
રોયાં હય હસ્તી હો, રોયાં નગ્ર આડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

વલણ.

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાનાથરે;
જેવે ધાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથરે.

દશમ સ્કંધ.

૬૦

# કૃષ્ણબાળચરિત્ર.

## રાગ—મારૂ.

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો;
સાદ સાંભળી નાઠા નરહરિ, અંબા દોડી હો. આ ગોળી૦
ઉડયું વદનને હાથ ઘસતી, પુંઠે હીંડી હો;
બાઈ ગોરસનું મને દુઃખ નથી, ભાંગી ગોળી રીઢી હો. આ ગોળી૦
પરસાળ છાસે છબછબે, જેમ તળાવની લહેરી હો;
આખા ગોરસનું ઉજડ વાળ્યું, દીકરો કે વેરી હો. આ ગોળી૦
માખણ ખવડાવ્યું માકડાંને, ઉછાંછળ છૈયો હો;
પાત્ર ફૂટું ને નેતરૂં તૂટું, ભાંગો રવૈયો હો. આ ગોળી૦
આખો દિવસ આજ બાંધી મૂકું, જોઉં કોણ મુકાવે હો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો. આ ગોળી૦

## રાગ-પંચમ-રામગ્રી.

સોટી લીધી હાથમાં, ધાયાં જસોમતી રે,
ઘુંટણીએ ઘનસ્યામ, નાસે જદુપતિરે.
જોવા મળી વૃજનાર, અંત્રિક્ષ સુરવધુરે;
આગળ પુત્રને પૂંઠે માત, ખુંદ્યું ગામ બધુંરે.
બીજાં બાળક નાસી જાય, મર્કટ વૃક્ષે ચઢ્યાંરે;
થાકાં જશોદા માત, ધાતાં ઢળી પડ્યાંરે.
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરીરે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરીરે.
નાનાં બાળક માંય, શક્તિ ક્યાંથી આવડીરે;
તાળી દઈ હસે ગોવાળ, દાઝે માવડીરે.
જુએ ઇંદ્રાદિક દેવ, કૌતક કૃષ્ણતણાંરે;
છે આંસુ ભર્યાં લોચન, દીસે સોહામણાંરે.
છે ક્રોધ ભર્યું કપાળ, રીસે તરડીયુંરે;
શોભે મોહનજીનું મુખ, માખણ ખરડીયુંરે.
છે ખીટળીઆળા કેશ, માંહે રેણું ભરીરે;

નાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરીરે.
છે સરસખરડ્યો દેહ, જળના બિંદુ ઝરેરે;
એવા દુઃખમાં દીનાનાથ, આખણુ ભક્ષ કરેરે.
ઓડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતોરે;
એને મઢયો સિંહનો નખ, હૈડે હાલતોરે.
કમળપે કોમળ પાય, કઠીણ ભોમ્ય ધરેરે;
ભાંગે કાંટા વાગે પાષાણુ, શોણિત અંગે ઝરેરે.
છે અંતરજામી નાથ, માને કીધી મયારે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડી ગયારે.
હું નહીં કરૂં અન્યાય, એકવાર ચૂકોરે;
કહો તેવા ખાઉં સમ, આવારકી મૂકોરે.
જઈને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગેરે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગેરે.
મંદિરમાં આવ્યાં માત, પાંખોટે ગ્રહીરે;
બાંધવા માંડ્યા હાથ, દોર પોચે નહીંરે.
કેમ કરી બાંધ્યો જાય, સુંદર શ્યામજીરે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજીરે.

દશમ સ્કંધ

૬૧

## નંદવિદાય.

### રાગ—ગોડી.

વિદાય કરવા ગોપનેરે, આવ્યા વાડી માંહે ગોવિંદ;
કાંઈ રીસ કરી શ્રીકૃષ્ણનેરે, શ્વાસે ભર્યાં કહે નંદ. વિદાય૦
હું રંકે સહેવાતું નથીરે, પુત્ર તેં માંડ્યો ઉન્માદ;
આપણુ પશુ પાળી જીવીએરે, શો બળીઆસું સંવાદ. વિદાય૦
સાંભળ્યું કંસાસુર તેં હણ્યોરે, છે જરાસંધસું કામ;
હાવાં ગોકુળમાં રહેવાતું નથીરે, શોધો વસવાનો ઠામ. વિદાય૦
તું મન માને તેમ આચરેરે, ન માને મારી શીખ;
તેં દેવ માત્ર શત્રુ કર્યારે, હું રંક મંગાવ્યો ભીખ. વિદાય૦

એ મલ્લરૂપને પરહરોરે, ધરો ગોવાળાનો વેખ;
તમારો વાંક કશો નથીરે, છે મારા કરમની રેખ. વિદાય૦
ગજદંત નાંખી દીઓ દીકરારે, ધરો જેષ્ટિકા વેણુ;
રામકૃષ્ણના દેહનીરે, નંદજી ખંખેરે રેણુ. વિદાય૦
પ્રીત દેખી પિતાતણીરે, ચાલી હરીને આંસુધાર;
નંદે જાણ્યું પીડા થઈરે, કાંઈ વઢતાં લાગો પ્રહાર. વિદાય૦
હદેસું લીધા શ્રીહરીરે, લોચનનું લોહ્યું નીર;
મુષ્ટિ પ્રહાર થયા મલ્લનારે, ઘણું વાગું સ્યામશરીર. વિદાય૦
ઉપાય ઓખધ કીજીએરે, ચાલો પુત્ર આપણે ગેહ;
પય પીજો બાખડી ગાયનું, રૂડો થાશે દેહ. વદાય૦
રામ રહેશે કે તહાં આવશે, મુકાવા વસુદેવ તાત;
સુખે રહો આંહાં રામજીરે, મોકલું છૌં રોહિણી માત. વિદાય૦
માતપિતાને પ્રતિપાળજોરે, છે દુખીઆ વસુદેવ;
રોહિણીના સરખી રામજીરે, દેવકીની કરજો સેવ. વિદાય૦
તપાસ લેજો શ્રીકૃષ્ણનોરે, હળધર માગું છૌં માન;
સબળ સંપ બે મિત્રનોરે, લોકે જાણ્યા ભાઈ સમાન. વિદાય૦
બોલ સુણી નંદરાયનારે, જોયું નીચું રાજકુંવર;
કઠિણ મન કરી બોલીઆરે, વિપ્ર પ્રભુ પરમેશ્વર. વિદાય૦

## ૬૨

## રાગ—વેરાડી.

( કૃષ્ણવચન ):—

અમો ઓસીંકળ કેમ થઈએરે, ગોકુળ સ્વામી;
એવું કહીને આંસુ ભરીઆં અંતરજામી. અમો૦
અમો તમારે મંદિરે આવ્યા, લહેણું કાંઈ લેવા;
નંદ અમો તમને માનું છૌં, પિતાજી જેવા. અમો૦
સગા પુત્રને હેત ન રાખે, તેવું હેત કીધું;
કૃતઘ્ની આજ થયો જે, તમને દુઃખ દીધું. અમો૦
ખોળે ચડી મેં મૂછ તાણી, પાટુ બહુ મારી;
પરપુત્રનું ખુંદ્યું ખમીઆ, ધંન નર ને નારી. અમો૦

સાકર દૂધ વાટકીએ પાયું, ખોળે બેસાડી;
નહીં આવે જસોદાને તોલે, દેવકી માડી. અમો૦
પુત્રની પેરે ત્રેવડજો, રખે ઉતારો માયા;
અમો છૌં વસુદેવના નંદન, દેવકીના જાયા. અમો૦
નાસરડે ગોકુળમાં આવ્યા, મામાજીને માટે;
ઉછેરનારને ઉત્તર દેતાં, કાળજ નવ ફાટે. અમો૦
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, વિદાય તો આપી;
મૂર્છા ખાઈ નંદ પડ્યા, શું દ્રુમ નાંખ્યો કાપી. અમો૦

## ૬૩

### રાગ—રામગ્રી.

(નંદવચન):—

એ શું બોલોછો શામળા, ઘેલો થયો રણછોડ;
પાણિગ્રહણ કીધું નથી, વહુ જોવાનું કોડ. એ શું૦
વિણુ વિચાર્યું નવ બોલીએ, હસે દુરીજન લોક;
નથી દીઠું નથી સાંભળ્યું, પુત્રનું સગપણ ફોક. એ શું૦
દીઠાં મંદિર માળીઆં, દીઠી ઘોડાની ઘોષ;
દીઠાં લોક રળીઆમણા, થઈ તુંને રહેવાની હોંસ. એ શું૦
દૂષણ જીભ્યાને ઉપજે, જો કહીએ બીજાં માબાપ;
વસુદેવ તાત છે રામને, એને કહેતાં નહીં પાપ. એ શું૦
આપણ નાત આહીરડાં ક્ષત્રી છે વસુદેવ;
રામે તાત કહ્યા હશે, પડી તને કહેવાની ટેવ. એ શું૦
ગોવિંદ બેસો ગાડલે, ઉભા છે સહુ ગોવાળ;
હવડાં શત્રુ કો આવશે, કાન્હા થાય આતકાળ. એ શું૦
નીચું જોઈ કહે નાથજી, નયણે ઢાળી નીર;
અમો પુત્ર છૌં પારકા, તમો જાઓ મંદીર. એ શું૦

(કૃષ્ણવચન):—

આશા મૂકો નંદજી.

અર્ધનિશા હું આવીઓ, માત જશોદાને પાસ;
કન્યા તમારી વીજળી તે, ઉડી ગઈ આકાશ. આશા૦
મનસા વાચા માનજો, નથી કૌતક વાત;
સગા પિતા વસુદેવજી, તમો છો પાલકતાત. આશા૦

આપણે સમજ્યું છે નહીં, કહી આવીઆ જગદીશ;
બીજી વાર ધરશું દયા, પડે નંદજી ચીસ. આશા૦
નંદ ગોવાળા વલવલે, નિસાસે ફાટે પહાડ;
રોયા ગગને દેવતા, રોયાં વાડીનાં ઝાડ. આશા૦
વિલાપ નંદના સાંભળીરે, રોયા નગરના લોક;
જાતાં સમ રોયા ઘણું, શ્રીહરીને ઉપન્યો શોક. આશા૦
નંદ કહે ગોવાળાને, વઘ્યું વચનનું બાણ;
વાહી લાવો કો કૃષ્ણને, મારા જાશે પ્રાણ. આશા૦
વિપ્રપ્રભુએ સાંભળ્યું, રોયા પરમેશ્વર;
આંસુ લોહ્યાં નંદનાં, ફર્યા રાજકુંવર. આશા૦

દશમ સ્કંધ.

---

૬૪

## ભોળી સુભદ્રા.

### રાગ—દેશાખ.

માતાને ઘેર ગયા મોરારી રે, ત્યારે ટોળે મળી સર્વે નારી રે;
સોળ સહસ્ત્રે વાત વિચારી રે, શું લાવ્યા ગિરિવરધારી રે.
આવ્યા સુભદ્રાની પાસે રે, જ્યારે બહાર પધાર્યા અવિનાશ રે;
ત્યારે નણંદ થયા પ્રસન્ન રે, આપ્યા સોળ સહસ્ત્રને આસંન રે.
પછે સુભદ્રાજી હરખે પૂછે રે, ભાભી સર્વે આવ્યાં તે શું છે રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રૂકિમણી રાણી રે.
આવ્યાનું સ્થાનક અમારૂં રે, તે તો બાઈ ભોવન તમારૂં રે;
અમો ભાભી જે સોળ હજાર રે, તેને તમારો છે આધાર રે.
જ્યારે તમો જાશો સાસરડે રે, નહિ કદી અવાય વસુદેવ ઘર રે;
સાસરવાસો સર્વે ભોજાઈ રે, કરવા ઇચ્છેછે તમને બાઈ રે.
અમ સરખું કંઈ કામ દેજો રે, મન ગમે તે માગીને લેજો રે;
જ્યારે એમ બોલી વડી વામા રે, ત્યારે બોલ્યા સત્યભામા રે.
આપણને એથી અધિક કંઈ નહિંએ રે, દૂધ છે તોય એ ને છે દહીંએ રે;
આપ્યાનો તે શો છે ઉધારો રે, બાઈજી લોની આ હાર અમારો રે.

આપણ ક્યાં ખરચીશું ગર્થ રે, સાસુ નણંદ એ મોટું તીર્થ રે;
આપ્યો હાર તે સત્યભામા સતી રે, ત્યારે ઊઠીઆં જાંબુવંતી રે.
આ પહેરો સુભદ્રાજી ચીર રે, ચિત્રવિચિત્ર ભર્યું છે હીર રે;
રૂકિમણી મન કીધું બહોળું રે, આપ્યું પહેરવાને ત્યાં પટોળું રે.
એક કહે લ્યો સુભદ્રા બહેન રે, આ માળા લ્યો મોટી મોહન રે;
કેણે આપ્યાં કંકણ ને ચૂડી રે, નણદી કહે ભાભીઓ રૂડી રે.
ધોળા સાળુ છાંટ્યાં કેસર રે, મોટાં મોતી નાકે વેશરે રે;
કો જોડ આપે અણુવટની રે, કો છોડે કટિમેખલા કટની રે.
કલ્લાં કાંબી ને ઝાંઝરીઆં રે, નણંદને અર્પણ કરીઆં રે;
એમ આભ્રણ આપ્યાં સર્વે રે, ત્યારે બોલ્યાં સુભદ્રા ગર્વે રે.
આજ ભાભી પરોણા રહીએ રે, વળી કામ અમ સરખું કહીએ રે;
જેવાં કરશો તેવાં થઈશું રે, વહાલી વાત તે તમને કહીશું રે.
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં તે રૂકિમણી રાણી રે;
કહુંછું કહો સુભદ્રા બાઈ રે, આજ આવ્યા હુતા તમારા ભાઈ રે.
પેટી હતી તે ભીયા કને રે, આવીને તે આપી છે તમને રે;
તે પંજરમાં તે શું છે રે, ભાભીસાથ સૌકો પૂછે રે.
આપણે બોલવું ચાલવું શાનું રે, એને જોઈ જાવું છે છાનું રે;
માટે ઉઘડે પંજરતાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે.
નણંદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી ક્રોધી તમારો કંથ રે;
જાણો છો ત્રિકમની ટેવ રે, અમ્રિષ્ટકો છે કૃષ્ણદેવ રે.
એ તાળાંની કૂંચી રે, મોહને મૂકી છે ઉંચી રે;
શું જાણીએ ઘો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે.
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે, બાઈ આવડું બીહે છો તે શું છે રે;
જો તમ ઉપર કોપે શામરે, ત્યારે મરૂં તમો લેજો નામ રે.
જો હરી દેખાડે મુને બળ રે, રૂડી પેરે ઉતારૂં ઝાકળ રે;
ત્યારે બોલ્યાં તે જાંબુવંતી રે, એક મેં વિચારી છે મતિ રે.
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે, કોઈ બહાર જઈ વાત ન કીજે રે.

### વલણ.

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવંતી એમ ઉચ્ચરે;
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે શ્યામા સમ કેવા કહે રે.

## ૬૫

## રાગ—મારૂ.

જાંબુવંતી કહે બહાર જઈને, કરે પિંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહીં પિતાની જાત.
પછે સુભદ્રાના હાથમાં તે, આપ્યાં સત્ય વચન;
વસ્ત્ર આભુષણ રહ્યાં જોઈને, માન્યું માનુનીમન.
ચાલી સુભદ્રા પિંજર પાસે, કૂંચી કરમાં સહાઈ;
એકલીએ તાળું ઉઘાડયું, જુએ વેગળી સર્વે ભોજાઈ.
દ્વાર બંને જુજવાં કીધાં, જુએ છે સર્વે સાર;
માંહે મૃત્યુક મોહું દીઠું, ત્યારે હસી રાજકુમાર.
અહીલોચનનો પ્રાણ રહ્યો તો વળગી પેટીના પાસા માંહે;
હસતાં હાસ કરી હંસ પેઠો, હરીભગિનીના નાક માંહે.
અબલાને ગર્ભ છે અર્જુન કેરો, થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પરાણે, સદ્ય પૂર્યો વાસ.
તે જીવ વિચારે અહીલોચનનો, હું આવ્યો હરીને ઘેર;
ન થાઉં પ્રસવ મારૂં સુભદ્રાને વાળું પિતાનું વેર.
ત્યારે કૃષ્ણની કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું;
કમાઈ જુઓ આપણા કંથની, મુવું મુડદું મસાણથી આણ્યું.
તાળી દઈ હસ્યા માંહો માંહે, સર્વમાં સત્યભામા ડાહ્યાં;
ભાઈએ હેત કીધું ભગિનીને, અવિલોકે અભડાવ્યાં.
પીતાંબરનો પાલવ ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદીરે ન આવ્યા, મેં ત્યારથકી કૌતક જાણ્યું.
મુખ મરડીને તાણે સરકડા, કરવા લાગી ઠંઠોળી;
સુભદ્રાને વીંટી વળી ભાભી, સોળ સહસ્રની ટોળી.
રૂકિમણી કહે બાઈ મારે મંદર, ટબકલી છાંટ છે આછી;
તે તમને હું આપીશ બાઈ, પટોળી આપોની પાછી.
જાંબુવંતી કહે બત્રીશ લક્ષણો, બાઈ તમારો વીર;
તે જાણે તો મુને ઠાર મારે, માટે આપો મારૂં ચીર.
સાંસતાં રહી સત્યભામા બોલ્યાં, હાથ દઈને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઈએ તો આવજો કાલે.

એક કહે નહીં રાખે આપણું, નહિ અભૈયા ભીખારી;
હસ્તિનાપુરમાં કેમ જાશે, અંગુઠી પહેરી મારી.
એક કહે એ અભૈયાને આપતાં, આપણું હૈડું હીસે;
પાછું લઈએ છીએ એટલા માટે, જે પીએરમાં વરણાગી દીસે.
માન દઈ અપમાન માડયું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધું તાણી.
ત્યારે બડબડતાં સુભદ્રા બોલ્યા, જે ધણી હું માનમોહોતી;
હવે સાલ્લા સોતી જવા ધો, ભાભીઓ ભાવજ પહોતી.

વલણ.

પહોતી ભાવના ભાભીઓ, એમ નણંદે ટચકા ચોડીઓ;
લટપટ કરીને વસ્ત્ર હર્યાં, પછે આપ આપને મંદીર દોડીઓ.

અભિમન્યુઆખ્યાન.

---

૬૬

## વિરલવિપત્તિ.

### રાગ—કાલેરો.

પક્ષી કે' જૈમિનિ સુણો તમે, એવે આવ્યો વૃદ્ધ એક વિપ્ર;
અરે ભાઈ મારે દાસી રાખવી, એનું મૂલ્ય કહે તું ક્ષિપ્ર.
ધનસંગ્રહ ઘણો મારી પાસે, ઘરમાં મળી નારી સુકુમાર;
તે ઘરકાર્ય કરી શકે નહિ જાણો, માટે ધન ખરચ્યું આ વાર.
આ તારી સ્ત્રી નિપુણ જણાએ, તરૂણરૂપ શીલમાં છે સારી;
એ ગુણની સાથ દ્રવ્ય આ પૂરૂં, તે તું લે નારી દઈ તારી.
નારી તારી દઈ ચાલ્યો જા વાટે, એવું વેણ સુણ્યું નરેંદ્ર;
તેનું દુઃખે હૃદય ચીરાઈ ગયું અતિ, રે મેં શાં પાપ કર્યાં મહેંદ્ર.
હા કે ના નવ મુખથી ઉચર્યો, દ્રવ્ય બાંધ્યું રાજાની ગાંઠ;
કેશે સાહી સ્ત્રી ખેંચવા લાગ્યો, જો જો બ્રાહ્મણ ખરો ખાંટ!
સ્ત્રી કે' પિતાજી મૂકો મુજને, હું આવું તમારી સાથ;
આ કેશ મારા કોઈએ નવ ખેંચ્યા, તમો ખેંચો જુએ મારો નાથ!
શું આટલા દુઃખથી અંત આવ્યો હશે, શ્રોતા મનમાં એમ;
ના ના એમ રખે ભાઈ ધારો, થાય પડતા પર પાટુની રે'મ!

તેનો અજ્ઞાન બાળક જોઈ માતાને, મુકાવવા શું પ્રોડયો;
વસ્ત્રે વળગી પડયો કાકપક્ષાળો, મુખ પાડે ઘણી ઘણી રાડયો.
રે મા! આ વૃદ્ધ તને કયમ ખેંચે, મારા જનકને મૂકી આજ;
રોહિતાશ્વ વળી રૂદન કરી કે', આજ કોપશે મા! મહારાજ.
રાજપત્ની રડતી મુખ બોલી, રે આર્ય! મૂકો પળ વાર;
મારા બાળક પુત્રને આલિંગી લઉં હું, ત્યાં સુધી મૂકો દાતાર.
અહો પિતા! એ બાળક કેરૂં, દર્શન દુર્લભ મુજને
માટે જરાવાર મુજને મૂકે તો, આશિષ દેઉં તુજને.
અહો વત્સ આવ આવ આ બાજુ, જો દાસી થઈ તારી માત;
અહો પુત્ર! મને સ્પર્શ કરીશ નહિ, સ્પર્શ યોગ્ય રહી નથી જાત.
તદપિ તે બાળક નવ સમજયો, ગયો રડતો રડતો તેની પાસ;
અશ્રુથી નેત્ર ભરાઈ ગયાં જેનાં, દીસે અંગોઅંગ ઉદાસ.
ઓ મા! ઓ મા! કહી પાછળ ધાયો, વળગી પડયો તેની કોટ;
સારૂં કરનારે લાત મારી એક, સાહી તેની દૃઢ ચોટ.
અહો માતા! હે માતા! કહીને બાઝયો બાલુડો બાંય;
હે માતા મુજને આ મારે, તું નવ બોલે મુખ કાંય!
રાજપત્ની કહે અહો દ્વિજરાજા, એક વિનતિ સુણો મારી;
આ બાળકને સાથેલાગો ખરીદો, પ્રભુ થાઓ એટલા ઉપકારી.
એ વિના મારા પ્રાણ ન રાખું, કે કરી શકું નવ કામ;
હું હીન દીન અભાગણી સામું, ભાળો કૃપાદૃષ્ટિ આમ.
હું સનાથ અનાથ જેવી પ્રભુ જાણો, મેળવો ગાયને વત્સ;
પ્રભુ પુત્રપ્રેમ સર્વેને લાગ્યો, કયમ જીવે જળવિણ મત્સ્ય.
તે બ્રાહ્મણ મહા ક્રર હતો પણ, નહિ વિશ્વામિત્ર જેવો!!
તે પડેલા પુરૂષની પાસ જઈ કે', કયમ અલ્યા પુત્ર દેવો ન દેવો?
આ વધારે દ્રવ્ય હું તુજને આપું, તે લઈ બાળક દે મુજને;
અથવા અમો શેણે પૂછું કાંઈ, આપું દ્રવ્ય કહ્યું શાસ્ત્રે તુજને.
ધર્મવેત્તાએ સ્ત્રીપુરૂષ કેરૂં, મૂલ્ય કર્યું નક્કી જાણ;
શત સહસ્ર લક્ષ કે કોટી માનો, બોલ શું દેઉં તુને અજાણ.
તદપિ નૃપ મુખથી નવ બોલ્યો, ત્યારે વિપ્રે કીધું આમ;
પ્રથમની પેઠે છેડે દ્રવ્ય બાંધ્યું, પછે ચાલ્યો લઈ હરિનામ.
રાજપત્ની અને પુત્ર નિહાળે, પૃથ્વી પડયો ભૂપાળ;

આગળ જવા જેના પગ નવ ઉપડે, મારે ધક્કા દ્વિજ કરાળ!
તદપિ તે નવ ચાલ્યાં જ્યારે, ત્યારે બાંધ્યા બંને એક દોર;
ગોપાળ વત્સ સુરભિને ખેંચે, તેમ ખેંચે ક્રૂર કઠોર.
તે જોઈ નયને નૃપ અતિ કંપ્યો, વારંવાર ઉષ્ણુ મૂકયા નિશ્વાસ;
રે મારી પત્નીને વાયુ ન દેખે, કે સૂર્ય શશિનો પ્રકાશ.
તે નારી દાસી થઈ ગઈ મારી, ધિઃક દૈવ તુને ધિક્કાર;
સૂર્યવંશમાં જન્મ પામેલો, તે દુઃખ પામે સુકુમાર.
જેની અંગુલિ મગફળી હઠાવે, તે શું વેચાગો આ વાર;
ધિઃકાર છે દુર્બુદ્ધિ મુજને, ન વસે દયા લગાર.
અહો પ્રિયે! હા વત્સ બાલુડા! શું આવી દશા આવી આજ!!
મારી અનીતિએ બંને વેચાણાં રે, રે મેં કથળ્યું તમારૂં કાજ!
મહા કષ્ટ હું દેહે પામ્યો પણ, આ જીવ શાથી ન જાય!
આ જીવતરમાં ધિક્કાર પડો, જેણે વેચ્યાં પુત્ર પુત્રવતી માય!
રે રે પ્રભુ શાં પાપ કર્યાં મેં, તેનો દેવા લાગ્યો તું આ દંડ;
અતિ થયું હવે ક્ષમા કરો પ્રભુ, નથી નથી કંઈ પાખંડ.

**વલણ.**

નથી નથી પાખંડ કંઈ મારાં, એમ વિલપે ભૂમિ પડીરે!
તે વૃદ્ધ વિપ્ર પત્નીસુત લઈને, ગયો ઓથે તેણી ઘડીરે.

**માર્કંડેય પુરાણુ.**

---

૬૭

## નળરૂપવર્ણન.

**રાગ—મારૂ.**

ચતુર ભીમકની કુમારી, તેણે અકલિત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સહાવા, પણ નવ દેઉં એહને જાવા.
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઈ જગદીશે મેલી, મારી કમળ જેવી હાથેલી.
શરીર સઘળું કહીંએ સંતાડું, પાણ પંકજ એને દેખાડું;
પોતાના વસ્ત્ર દાસીને પહેરાવી, બેઠી ચેહેબચામાં આવી.
મસ્તક મૂકયું પલાશનું પાન, વિકાસી હથેલી કમળ સમાન;
મધ્ય મૂકયું જાંબુનું ફળ, જાણે ભ્રમર લે છે પીમળ.

પોતે નાસિકાએ ગણુગણુતી, ભામા ભમરાની પેરે ભણુતી;
હંસે હરિવદની જાણી, ન હોય પંકજ પ્રમદાનો પાણી.
એસું જઈ થઈ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજન;
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, એસતાં અબળાએ ઝાલ્યો.
દમયંતી કહે શેં ન નાઠો, અલ્યા ગાડુઓ થઈને ગાઢો;
મુને દોડાવી કીધી દુ:ખી, મુવા પહેલાં હું ન ઓળખી.
તારા અવગુણ નહીં સંભારૂં, મુને બાપના સમ જો મારૂં;
હંસ કહે શું જાઓ છો ફૂલી, નથી બેઠો હું ભમે ભૂલી.
હુંમાં પ્રાક્રમ છે અતિ ઘણું, ચંચપ્રહારે તારા હસ્ત હણું;
દમયંતી કહે હંસ ભાઈ, તારે મારે થઈ મિત્રાઈ.
અન્યોન્યે તે બોલજ દીધો, હાથેથી મૂકી ખોળે લીધો;
તમો વિખાણુ કીધું સબળ, તે ભીઆ કોણુ છે નળ.
તેનાં કોણુ માત ને તાત, મુને વિખાણી કહો વાત;
હંસ બોલ્યો મુખે તવ હસી, અબળા દીસે ઘેલી કશી.
તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ ભીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરૂંરે વિખાણ.
નળ દીઠો નહીં તે નર રોઝ, સાંભળ્યો નહીં તે વખડોજ;
જોયો નહીં તેનાં લોચન કેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં.
એટલામાં મન વિહ્વલ કીધું, ચિત્ત મહિલાનું આકરષી લીધું;
બેહુ કરજોડીને નમયંતી, હંસ પ્રત્યે કહે દમયંતી.
હું પૂછું છૌં બીહીતી બીહીતી, નળની કથા કહો અથ ઇતિ;
છે બાળક વૃદ્ધ જોબન ધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો જીભે વરણ્યો, છે કુંઆરો કે પરણ્યો;
એવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટાનકોટ નારી નીરખી, ન મળે નળને પરણવા સરખી.
એકવાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડ્યો નળરાય, કાંઈ એક રજ વાધી પાત્રમાંય.
તેની એક ચપોલી હવી, આકાશે ઉપન્યો રવી;
વાહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.

સૂરજ ઝાંખી કહાડે કોર, વહાણું સાંજ તેણે ટાહાડો પોહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજન, નિશ્ચિંત ભાનુ તપે મધ્યાહ્‌ન.

વલણ.

મધ્યાહ્‌ને નળ જાય મંદિરમાં માટે સૂરજ તપે ઘણું;
હંસ કહે હો હરિવદની, શું વિખાણ કરૂં તે નળતણું.

૬૮

## રાગ જેતશ્રી.

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તુલના કો નહીં.—તુલના૦
જુગમ રવિસુતરૂપ આગળ, જાય નાખી વાટ;
ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ.—તુલના૦
શીતળતાએ શશિ હાર્યો, મૂકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાઠો, મેરુ કેરી પૃષ્ઠ.—તુલના૦
ઐશ્વર્ય યુદ્ધે ઈંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહિમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ.—તુલના૦
નૈષધ રાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણી સ્ત્રીઓ વરે નળને, સર્વે માંડી રક્ષાય.—તુલના૦
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રમદાને લઈ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે.—તુલના૦
હિમસુતાને હર લેઈ નાઠા, ગયા ગુફામાંય;
સહસ્ર આંખો ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય.—તુલના૦
સિદ્ધિ બુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઈ નાઠા, જઈ રહ્યા વનવાસ.—તુલના૦
પાતાળમાં લેઈ પદ્મનીને, વસીઆ વરુણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વહ્નિએ, ધર્યાં અડતાળીશ રૂપ.—તુલના૦
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી.—તુલના૦
હંસ ભણે ઓ ભામની, એમ સહુએ શ્યામા સંતાડી;
નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી.—તુલના૦

પુરૂષને અદેખાઈનું બળતું, નારીને દહે કામ;
અનલ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરાવ્યું નામ.–તુલ્યના૦
જપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપર્વત;
તે નારી નળને પરણશે, જેણે કાશી મૂકાવ્યું કરવત.–તુલ્યના૦
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ.–તુલ્યના૦
ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઈ મારો, ત્યાં મેળવ વેવિશાળ.–તુલ્યના૦
હંસ કહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઇચ્છે આંબાફળ;
તેમ તુજને ઇચ્છા થઈ, ભરથાર પામવા નળ.–તુલ્યના૦
હજાર હસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત.–તુલ્યના૦
વચન સુણી વિહંગમના, અબળાએ મૂક્યો અહંકાર;
ભુંડા એમ શું મુને નિભ્રંછો, આપણે મિત્રાચાર.–તુલ્યના૦
સ્નેહ તે સત્કર્મનો, એમ વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તારે પાય.–તુલ્યના૦

વલણ.

પાયે લાગું ને નળ માંગું, હવે આવી તારે શર્ણરે;
નહીંતર પ્રાણ જાશે માહરા, ને પિંડ પડશે ધર્ણરે.

૬૯

## દમયંતીરૂપવર્ણન.

### રાગ ધનાશ્રી.

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

ઢાળ.

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત્ત થયું માહરું, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ.

ઉભે અમિનિધિ કિરણ પ્રગટયાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો આકાશ.
કામનીનો પરિમળ બહેક, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડયો ચંદનવૃક્ષ.
કુરંગ મીનની ચપળતા શું, ખંજન જાળે પડીઆં;
નેત્રઅણિઅગ્રે શ્રવણ વીંધ્યા, સોય થઈ નીમડીઆં.

શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડેડાળાં અંબુજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિ શર, હાવ ભાવ બે ભુજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઇંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જિહ્વા જાણે કસોટી.

કીર આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણછતી;
વનલતાપર પંખી બેઠો, નવ રહેવાયું મારી વતી.
અધરરસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ;
ઉદર સર આભરણ અંબુજ, જઈને પુરૂં વાસ.
નાભિ નિકટ મેખલા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ દ્રુમ કુચ ટોડા, ઉર મંડળ શું ઉવારો.
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઈએ;
ક્ષુધા તૃષા પીડે નહીં, રુપસુધામાં રહીએ.

કચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઊડે;
તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂંઠે.
કળશાખાએ જલજ જુગમ ચઢયાં, ગજ એથી પામે ખેદ;
યુગ્મ અંબુજ તાંહાં મળીયાં, મળ્યા મધુકર વેદ.

સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;
શુદ્ધ બુદ્ધ નવ રહી મારી, હું બોલી ઊઠયો અભિલાખે.
વદી વાણી વ્યોમચરના, પડયો મૂર્ચ્છા ખાઈ;
હાટક રૂપ દેખી સખી સાથે, મુજને અહવા ધાઈ.

મોહવારુણી પી પડયો, કન્યાએ અહ્યો આવી;
ભુજઅંબુજ મેં પણ ભેદ્યાં, તોએ મન નવ લાવી.
નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કુણ;
રટણ રસનાએ કરે બાંધી, એવો વરણુ નિપુણ.

સ્વામી નળ ને વર્ણન નળનું, દૂત નળનો છુંય;
ગિરિ તરુવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય.
પ્રાણ નગ કે ઉદર નળ, કે જળ નળ એહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે, એ વરણ તેની દેહનો.
પરઅગ્ર વૃશ્ચિક આંકડો, ભેદ્યું નિજ ભુજતળ;
શકે તારા નાથની એવી, કાયા છે કોમળ.
શબ્દ સુણી શ્યામા તણો, હું સહી રહ્યો તે કાળ;
તમ પ્રતાપે તારુણીને, મેં નાખી મોહજાળ.
અમૃતઘટ થાયે જો ઉંણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઈ કુંભ પૂરો ભરે.
વિનતા વદન વિધિએ કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શર્વરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીનાં વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.
કચ્ચસમૂહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો કેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો.
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડી દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા.
જજ્ઞ જાગ ને ધર્મ ધ્યાન તીરથ, કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત.
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદર્ભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમો કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રીભગવાન.
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વિવાહ કેઈ પેરે થાશે.

## વલણ.

થાશે સંબંધ ભીમકસુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીતણી કથા.

૭૦

# નળદમયંતીમેળાપ.

## ( રાગ રામગ્રી, દેશી ગળગળી. )

બાહુકે દીઠાં બાળુડાં, ઉલટયું અંતઃકર્ણ;
દયામણાં મારાં દીકરાંને, દેખીને આવે મર્ણ. બાહુકે૦

કળજુગે કલ્પાંત કીધું, બાળક વર્ત્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજી અબળા અંતરીઆળ. બાહુકે૦

સંજોગ સાગર ઉલટયો, નયણાં શ્રાવણ સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન. બાહુકે૦

મળવાને તેડ્યાં મીઠડાં, કર લાંબા કીધા ધીશ;
છળ્યાં બીહીનાં બાળકાં તે, પાડે ચીસે ચીસ. બાહુકે૦

દાસીએ ચાંપ્યાં હૃદે સાથે, કીધો બાહુકને તિરસ્કાર;
રહેવા દે તારૂં રમાડવું ભાઈ, રૂએ છે રાજકુમાર. બાહુકે૦

બાહુક કહે બાળકને મુને, સાંઈ દેવાનો સ્નેહ;
નારે ભાઈડા ભેટતાં, થાય કાળી કુંવરની દેહ. બાહુકે૦

છે છત્રપતિનાં છોકરાં, તુને મળવાનું કેમ મંન;
શે દુઃખે થાય છે ગળગળો, રોતાં ફૂટશે લોચંન. બાહુકે૦

બાહુક વળતો બોલીઓ, મારે એવાં બાળકની જોડ;
આ દેખીને તે સાંભર્યાં, થયું રમાડવાનું કોડ. બાહુકે૦

દાસીએ કહ્યું દમયંતીને, બોલ્યાં બાહુકની વાત;
બાઈ આશ્રજ દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત. બાહુકે૦

દમયંતીએ પૂછ્યું ભીમકને, નળની પડે છે ભ્રાંત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુકે૦

ભીમક કહે સતીસુતા, તુને શું દેઉં શિક્ષા;
સુખે બોલાવો બાહુકીઆને, કરો નળની પરીક્ષા. બાહુકે૦

વૈદર્ભી આવ્યાં અંતઃપુરમાં, જાહાં પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુકે૦

૭૧

( રાગ-છંદની ચાલ. )

દહે દેહ વિજોગની ઝેહજવાળા, મારે મર્મનાં બાણ, કહે પ્રશ્ન બાળા.
તારી બુદ્ધ બાહુક બળવંત દીસે, કાંઈ જાણવા ભેદ મમ મન હીસે.
દીસે શારદાવાસ તમજીભઅગ્રે, ભલું કીધું પધાર્યા ભીમકનગ્રે.
વિનયયુક્ત દીસો સર્વ સિદ્ધવાન, ભૂત ભવિષ્ય જાણો તમો વર્તમાન.
એક શોભીતા પુર્ષ તે મૂર્ખ મોટા, જેવા શીપમાં મોતીના દાણા ખોટા.
એક રૂપહીણ પુરૂપ બહુ ગુણ ભરીઆ, જેમ સાચા હીરા રજજુગત કરીઆ.
બાહુક બાપના સમ જો વૃથા ભાખું, તમ ઉપરે વિશ્વ ઓવારી નાંખું.
ઈંદ્રવારૂણીનાં ફળ કરમાં સાહે, પણ ભક્ષ કરતાં તેના પ્રાણ જાએ.
એક રૂપવંત નારી કો નર નીરખ્યો, તેજવંત શોભે કોટિ કંદર્પ સરખો.
ધરે છત્ર ને જેહની આણ વરતે, કરે નવનવા ભોગ જન નિત્ય પ્રતે.
વર અમર મુનિવરતણી આશ ત્રોડી, પંખીરાજના વચનપર પ્રીત જોડી.
તજ્યાં માત ને તાત પીએર પડોશી, નવ જાણ્યું જે નાથજી છે સદોષી.
સોંપ્યાં તન મન પ્રાણ નિર્દોષ જાણી, સુણો બાહુકજી કહું કર્મ કહાણી.
જેમ પારધી કપટના કણ ચલાવી, પાડે પંખીને ફંદમાં સ્નેહ જણાવી.
વેધે મૃગને જેમ ઘંટા વજાડી, તેમ પ્રેમદા પ્રેમ પાશ પાડી.
બહુ રંગ વિલાસમાં સુખ દેખાડી, ગયો હોડ અંતે તે વિપત્ત પાડી.
જાંહાં કંદ ને મૂળ નહીં ફળ પાણી, તેવે ઠામ મૂકી છે અનાથ રાણી.
ન કોપે કરે એહવું કર્મ કીધું, અપરાધ પાખે ઘણું આળ દીધું.
શતખંડ કીધી તે વિજોગશસ્ત્રે, ફરી વનમાં તારૂણી અર્ધ વસ્ત્રે.
ત્રય દિવસ ત્રય રજની વનમાંહે ભટકી, નિરદે નાથને વાત શી મંન અટકી.
ગ્રહી અજગરે સુંદરી શિથિળ કીધી, મળ્યો પારધી ઈશ્વરે રાખી લીધી.
કહી ડાકણી શાકણી ને સીહારી, પાશ પહાણ પાકુ બહુ માર મારી.
પરાધીન થઈને નીચું કામ કરીઉં, ધરી દાસીનામે દુર્ભર ભરીઉં.
ચડી ચોરી માથે મોતીમાળ કેરી, કરતાં પ્રીત વહાલાં થયાં સર્વ વેરી.
ત્રણ વર્ષ રાખ્યાં શ્વેતવસ્ત્ર પહેરી, નહિં કંકુ કાજળ નહીં નાકું નહેરી.
હવિષ્યાન્ન પરાધીન અન્ન પામી, તોહે તેણીએ ન તજ્યો નિર્ગુણ સ્વામી.
તપ નીમ રાખી નિજ દેહ બાળ્યો, ગૃહસ્થ રાજની નારે સંન્યાસ પાળ્યો.
કહો બાહુકરાય એ ધર્મ કેવો, ઘટે નાથને એવો શું છેહ દેવો?
સર્વ પાપમાં શ્રેષ્ઠ વિશ્વાસઘાત, તેને પૂછશે કહો કાંઈ વિશ્વનાથ.

બાહુક એહ પ્રશ્નનો ઉત્તર દીજે, એવા કપટી પુરૂષને શુંય કીજે.
સુણી મર્મવાણી નળનાથ રીઝયો, જોવા પ્રીત વિશેષ મહારાજ ખીજયો.
સુણો પ્રશ્નના ઉત્તર ભીમકબાળા, તે પુરૂષને પ્રભવી વહેન્વાળા.
સગા મિત્રની પ્રીત તે સાથે ફેડી, ગયો પુરૂષ તીર્થે નારી સાથ તેડી.
વન સાત અપવાસ ભમતાંરે કીધા, મચ્છ રાખવા નારને ત્રણ દીધાં.
કીધો શ્રમ બીજો મચ્છ નવ લાધાં, પેલી પાપણી નારે તે મચ્છ ખાધાં.
કહો ભીમકબાળા થઈ વાત એવી, પૂછે બાહુક પ્રશ્ન તે નાર કેવી.
જોતાં છે અપરાધ એ નો'ય નાહાનો, તેને મૂકતાં નાથનો વાંક શાનો.
ગ્રહી અજગરે સુંદરી આંસુ ઢાળે, તેમ કંથ ડસ્યો હશે સર્પ કાળે.
થયો શાકિની નામ અપવાદ એવો, કહ્યો હશે ભરથારને ભૂત જેવો.
જેમ સ્ત્રીએ કીધી પરઘેર વેઠ, તેમ તેણે ભરીઉં પરઘેર પેટ.
કોણ કોનાં દુઃખને કહીને રોશે, બુદ્ધિવાન પ્રાણી કર્મ સામું જોશે.
ધોળો સાળુ પહેરી સ્ત્રીએ પિંડ પીડયો, કાળું કામળું ઓઢીને કંથ હીંડયો.
એ પ્રશ્ન ઉત્તર કહ્યા મેં વિચારી, વળી પૂછવું હોય તો પૂછ નારી.
કહી મર્મની વાત નિજ નાથ જાણ્યો, ભાંગ્યો ભેદ મનમાંહે ઉત્સાહ આણ્યો.
એવી ગતવાણી બીજો કોણ ભાખે, એવું કોણ બોલે નળનાથ પાખે.
થયું ભેટવા મંન મરજાદ નાઠી, અંતરપટનું વસ્ત્ર ગયું રે ફાટી.
ગજગામની ભામની પ્રેમમાતી, આવી નાથ પાસે ગુણગ્રામ ગાતી.
કરી પ્રદક્ષણા ને પછે પાય લાગી, બોલો નૈષધનાથ કહ્યું માન માગી.
અપરાધ પ્રાણીતણા કોટિ હોયે, પરિગ્રહ તો કરૂણાભીટ જોયે.
વન માંહે મૂકી અપરાધ પાખી, છે મચ્છના આહારના વિષ્ણુ સાખી.
તમ ચરણ વિષે મમ મંન રાખું, તમપાખે હું પેટમાં ધૂળ નાખું.
નથી રૂપનું કાજરે ભૂપ મારા, થઈ કિંકરી અનુસરૂં ચર્ણ તારાં.
સુણી વિનતિ નારની દીનવાણી, ઉઠયો બાહુક અંતરે પ્રીત આણી.
કરકોટક નાગનો મંત્ર ભાખી, જીરણ કામળું દૂર દીધુંરે નાંખી.
ત્રણ નાગનાં વસ્ત્ર પરિધાન કીધાં, હરખી સુંદરી કારજ સર્વ સીધાં.
જવ મૂળગું રૂપ મહારાજ ધરીઉં, શ્વશુરધામનું તિમિર તે સઘ હરીઉં.
જેમ તરૂવર પૂઠે વિટલાય વેલી, તેમ કંથને વળગી રહી ગુણઘેલી.

( ઉથલો )

હરખે ઘેલી સુંદરી, ભેટી બીડી બાથરે;
જેજેકાર ઘરમાં થયો, દેખી નૈષધ નાથરે

# શામળભટ.

કવિ શામળભટ અમદાવાદ પાસે વેંગણપુર જેને હાલ ગોમતીપુર કહેવામાં આવે છે ત્યાંના શ્રીગોડ માળવી બ્રાહ્મણની જ્ઞાતિના હતા. તેમનો જન્મ ઇ૦ સ૦ ૧૬૮૪ પછી અને મરણ ઇ૦ સ૦ ૧૭૪૪ પછી થયું હોય એમ જણાય છે. તેમના પિતાનું નામ વીરેશ્વર, માતાનું નામ આનંદબાઈ અને ગુરૂનું નામ નાનાભટ હતું.

આ કવિને માતર પરગણાના સુંઝ ગામના પટેલ રખીદાસે બોલાવીને આશ્રય આપ્યો હતો.

તેમના રચેલા ગ્રન્થો નીચે પ્રમાણે છેઃ—

સિંહાસન બત્રીશી, સુડાબોતેરી, નંદબત્રીશી, ઉદ્યમકર્મસંવાદ, અંગદવિષ્ટિ, રાવણમંદોદરીસંવાદ, પદ્માવતીની વાર્તા, મદનમોહના, શિવપુરાણ ઇત્યાદિ. શામળભટે વાર્તાઓમાં અને કવિતાઓમાં પ્રસંગે પ્રસંગે નવરસ-અલંકાર અને સાહિત્યથી દેખાડયા છે, પણ એ રસ ઘટ્ટ થએલા નથી અર્થાત્ ઉપલકીઆ છે તેથી કરીને તેની અસર ઘણીવાર સુધી રહેતી નથી.

## પરચુરણ છપ્પા.

૭૨

### વિદ્યા વિશે.

મુકાવે વિદ્યા માન, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહની જાણી;
સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાહીન જન તે પશુ.
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટાંકાં;
છે પંડિતમાં પ્રાક્રમ ઘણાં, પંડિત સઉ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.
મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અક્કલ અધુરે;

મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂર્ખ ન લેખામાંહી, નહિ પંડિતને તોલે;
જેમ હંસ મધ્ય બગલાં પડ્યાં, કારણ શું જાણે કશું;
શામળ કહે સાચું કહું, વિદ્યાવણ નર તે પશુ.
પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડે;
જે અગમનિગમ છે ગુણ ઘણા, લક્ષકોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળભટ સાચું કહે.

૭૩

## વચન પાળવા વિશે.

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર પરઠ્યું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી;
વચન એકને કાજ, હરે હળાહળ પીધો;
વચન એકને કાજ, દેવવર દૈત્યે લીધો;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.
વચન ન પાળ્યું જેણ, તે સુકૃત વ્રત હાર્યો;
વચન ન પાળ્યું જેણ, કમોતે તેને માર્યો;
વચન ન પાળ્યું જેણ, તેહ નર દૈવે દંડ્યો;
વચન ન પાળ્યું જેણ, તેહ શિર અગ્નિ મંડ્યો;
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તેનું ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.

૭૪

## સાચી સમજ.

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં ના'ય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુડાવે શીશ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે;

વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે;
કવિ શામળ કહે સાચા વિના, કોણુ સ્વર્ગમાં જાય છે.
ઉંચું ભાળે ઉંટ, વાગોળ નીચું ન્યાળે;
તરૂવર સહે છે તાપ, પહાડ આસન દૃઢ વાળે;
ઘર કરી ન રહે નાગ, ઉંદરો રહે છુપીને;
નોળીકર્મ ગજરાજ, ભક્ષ ફળપત્ર કપિને;
ઈશ્વર અનુભવવિણુ નવ મળે, સહેજ ભાવના ભંગ છે;
શામળ મનસા સિદ્ધ, તેને કથરોટમાં ગંગ છે.

૭૫

## વિનય.

વિનયથી ભાગે દુઃખ, સુખ વિનયથી પામે,
વિનય કરતાં ધન જડે, નડે નવ વેરી કો ધામે;
વિનય વશ સૌ લોક, શોક સમૂળો જાયે,
વિનય ટાળે અજ્ઞાન, વાન શોભિતું થાયે;
વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધરમ મારગ ધસે;
શામળ કહે છે વિનયમાં, સુખ સંપત વાસો વસે.

૭૬

## કુસંગતિ.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે;
કરે નીચનો સંગ, સકળ સદ્‌ગુણો ગુમાવે;
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતજ રાખે;
વળી નીચ કામ નીચાં કરે, નીચ કહેવાય ઉંચ જન;
શામળ કહે સંગત નીચની, કોય ન કરશો કોય દન.
મળે ઉંચને ઉંચ, મળે ભંગીને ભંગી;
મળે નીચને નીચ, મળે રંગીને રંગી;
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી;
મળે જ્ઞાનીને જ્ઞાની, મળે જાપકને જાપી;
વળી વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણુ મળે;
જેમ લવણુ ભળે છે તક્રમાં, શામળ પય સાકર મળે.

૭૭

## ક્રોધ.

જ્યારે વ્યાપે ક્રોધ, અમૃત વિખ કરી જાણે,
જ્યારે વ્યાપે ક્રોધ, બોધ કોઈનો નવ માને;
જ્યારે વ્યાપે ક્રોધ, સુખ ફેડી દુઃખ આણે;
જ્યારે વ્યાપે ક્રોધ, સગાંને શત્રુ જાણે;
ક્રોધ કોઈ કરશો નહીં, પેટ ચોળે બહુ શૂળ છે.
શામળ કહે શાણા સમજજો, ક્રોધ પાપનું મૂળ છે.

૭૮

## લોભ.

ગળે અરાડે અંગ, ગળે નાસા ને નેણાં;
પળે મુંડ ને તુંડ, વદાએ વિપરીત વેણાં;
અસ્થિ રૂધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે;
ધાતુ સરવનો ધ્વંસ, કશું સંભળાય ન કરણે;
ઇંદ્રિયો બધી અડવડે, અહાર નિદ્રા પણ ઘટે;
શામળ કહે તૃષ્ણા શતગુણી, મનમાં વધે નહીં મટે.

૭૯

## મોત.

પેસે અરણુવનીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વત માંહિ પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષધ અમૃતહાર, ભમે ભૂલ્યા બહુ ભ્રાંતે;
કિંકર રાખે કંઈ કોટિધા, સંચ પ્રપંચ ઘણાં કરે;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઈ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલીભાત ભણાવું;
પણ જેમ દીપક વશ છે વાયુને, કાચો કૂપો કાચનો;
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.

નાઠે ન મૂકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ થાય;
નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;
કદી નાઠે મોત મૂકે નહીં, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.

જે જાયું તે જાય, જે ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચ ચું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જુનું થાશે;
આવર્દાવશ સર્વ, કાળ સૌકોને ખાશે;
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણમાત્રમાં માનવી.

ગયા ઈંદ્ર કંઈ કોડ, ગયા બ્રહ્મા કંઈ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહીપત;
ગયા દિલીપ હરિશ્ચંદ્ર. ગયા છાકેલ છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાહ્નવી;
ચિરથાવર કોઈ રહ્યા નહીં, કોણમાત્રમાં માનવી.

ચિરંજીવી નહિ કોઈ, ગયા માન્ધાતા મહીપત;
ચિરંજીવી નહિ કોઈ, ગયા વહી અગણિત અહિપત;
ચિરંજીવી નહિ કોઈ, ગયા અધિકારી ઇંદ્ર;
ચિરંજીવી નહિ કોઈ, ગયા કંઈ સૂરજ ચંદ્ર;
વળી ગયા રામ ને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણમાત્રમાં માનવી.

કોઈ આજ કોઈ કાલ, કોઈ માસે ખટમાસે;
કોઈ વર્ષ દસબાર, કોઈ પચ્ચીસ પચાસે;
કોઈ સાઠ સિત્તેર, કોઈ પોણોસો એંસી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી;
જે નામ તેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મુરખ કરે, ગંદી દેહનો ગારવો.

## ૮૦

## સ્વભાવ વિષે.

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરી બહેકે;
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લહેકે;
ગંગા ગોમતી નીર, ઝવેર જડીત્રજ ઝારી;
સોળ ધરી શણગાર, સીંચે નરપતિની નારી;
એવી રીતે કદિ ઉગીઓ, લસણ છોડ ગગાતટે;
બદબોઈ ઉઠે પણ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.
જળ તરવાને તુંબ, અગ્નિ હોલવવા નીર;
ભુખનું ઓસડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર;
તાવે ઓસડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા;
વિવેક તો વશીકરણ, સમસ્ત પ્રકારે સેવા;
ઓષધ છે એકે એકનાં, કોડે કોડે કહું કથી;
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓસડ નથી.

## ૮૧

## સદગુણદુર્ગુણ વિષે.

ઇંદ્રવારણાં હોય, કોય ખાંતે નવ ખાય;
આવળકેરાં ફૂલ, તેથી શિવ નવ પુજાય;
ઝાકળકેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજવળ હોય, હંસને કામ ન લાગે;
દેખાય કરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણ વિણ રૂપ કહો કશાં.
ભલે જ જાયો જન, જેથા સુખ પ્રાણી પામ્યાં;
ભલે જ જાયો જન, જેથા દુનિઆ દુઃખ વામ્યાં;
ભલે જ જાયો જન, દાનદાતા કે'વાણો;
ભલે જ જાયો જન, સદા સદ્ગુણી ગણાણો;
જનનીએ જંન ભલે જણ્યા; શૂર પૂર દાતા ભગત;
શામળ તે ભલે જ જનમીઆં, જેથી સુખ પામ્યું જગત.
ધન્ય તેહની માત, પુન્ય ઉપર જો પ્રીતિ;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતિ;

ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે;
ધન્ય ધન્ય તો માતા તેહની, દરિદ્રતા કવિની દળે;
કહે શામળ તે સૌથી વડો, બાકી બીજા બહુ મળે.
હાસથકી બહુ હાણુ, હાસથી ગરૂઆ ગાંજે;
હાસથી હોય કલેશ, હાસથી ભવનજ ભાંજે;
હાસથી રૂઠે રાય, હાસથી હિમ્મત હારે;
હાસથકી જશ જાય, હાસ વણુ મોતે મારે;
હસવાથી હુશ પહોંચે નહીં હસે ખોડ લાગે ખરી;
શામળ કહે શાણા સમજજો, કરશો નહિ કદી મશ્કરી.

૮૨

## કોણ મુઓ ?

મુઓ મૂરખને જાણુ, મુઓ જે નારી કુનારી;
મુઓ દેહ ક્ષયરોગ, મુઓ જે રણુ શિર ભારી;
મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે;
મુઓ ખેપ કરનાર, મુઓ જે રળતો પાપે;
જન મુઓ જેહ પરવશ પડયો, મુઓ જે વનિતાવશ હવો;
કવિ શામળભટ સાચું ભણે, માનહીણુ માણુસ મુઓ.

૮૩

## કોણ જીવ્યો ?

જીવ્યો જશ લેનાર, જીવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જીવ્યો જે સામદ શૂરો.
જીવ્યો ભાવિક ભક્ત, જીવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો કીર્તિવંત, જીવ્યો કવિએજ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણુવો, જેની આશ સહુકો કરે;
શામળ કહે, જીવ્યો તેહ જન, જે સંકટ પરનાં હરે.

૮૪

## જીવતાને સઘળું મળે.

વાંઝણી પ્રસવે પુત્ર, મૂર્ખ પણુ કવિજન થાયે;
નીર ભરાય નવાણુ, રંકશિર છત્ર ધરાયે.

વળે કોઈ દિન વેર, ઝેર વળી જાય જરૂરી;
ગુણકા જેવી ગમાર, સતી તે થાયજ શૂરી.
એ રીતે અનેક થયાં થશે, શાસ્ત્ર શાખ દે છે સહી;
શામળ કહે, ઝાઝું શું કહું, જીવ ગયો આવે નહી.
જીવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જીવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી.
જીવતો માંડે જગન, સુકીર્તિ જીવતો સાહે;
જીવતો પહેરે નંગ, જીવતો લાણાં લાહે.
વહાલાનો હોય વિજોગીઓ, તે સંજોગી થાય છે;
પણ મુઆ કોઈ દેખે નહી, શામળ ભટ ગુણ ગાય છે.

૮૫

## સર્વ સરખું નથી.

### ચોપાઈ.

સર્વ સરખું નથી ત્યાં કોય, કહું પટંતર તે તું જોય;
એક શંખ નદીમાં પડયો, બીજો વિષ્ણુને કર ચડયો. ૧
એક શીપ શંખલા સમતુલ્ય, બીજીમાં મોતી અણમૂલ્ય;
એક પત્થર દેવળ પુંજાય, બીજો પરિયટ શલ્યા થાય. ૨
એક કવિ પાખંડ જ ભણે, બીજો ગુણ શ્રીહરિના ગણે;
એક મણિનું કોડે કામ, બીજા મણિનું દેઃડે દામ. ૩
એક નારી હોયે શંખિણી, બીજી પદ્મિણી કે ચિત્રિણી;
એક પુત્રથી પરીઆ તરે, બીજો કુળ સંહારણ કરે. ૪
એક પુત્ર ગયા શ્રાદ્ધે જાય, બીજો કુળ ડુબાવવા જાય;
એક કણબી પસાયતું કરે, બીજો ચોરી ચાડીએ ધન હરે. ૫
એક વિપ્ર તે ખેતી કરે, બીજો ચાર વેદ ઉચ્ચરે;
એક નીર સરોવર તીર, બીજું ગંગાકેરૂં નીર. ૬
એક બંધુ દુર્બલ હવાલ, બીજો તે બેસે સુખપાલ;
એક કાષ્ઠ તણાં ઈંધણાં, બીજાં બાવના ચંદનતણાં. ૭
એક સૂત્ર સવાયે શેર, બીજું બેસે મોઘું મેર;
એક તિલ ઘાણી પીલાય, બીજો શિવશંકર પુંજાય. ૮

એક ડાબો કર અશુદ્ધ ગણાય, બીજે જમણે ભોજન થાય;
એક અગ્નિ હુતદ્રવ્ય હોમાય, બીજો ઠામ કુઠામે જાય. ૯

એક ધોરી તે હળને વહે, બીજો રાજદરબારે રહે;
એક જળ તે ખાળનું નીર, બીજું ગંગોદક સુનીર. ૧૦

એકને પાંચ પુત્ર જ હોય, બીજો વાંઝીઓ સુત વિણ રોય;
એકને વહાણુતણો વેપાર, બીજો શીર ઉપાડે ભાર. ૧૧

એક તો નાગરવેલનું પાન, બીજાં રખડે આડે રાન;
એક અમરે ફૂલ શ્રીકાર, બીજાં ફૂલ આવળનો હાર. ૧૨

એક નારી સ્વામીશું બળી, બીજી જાર પુરૂષસું હળી;
એક ઘર ઘર ભીખે જોડલાં, બીજો લે ઘણાં ઘોડલાં. ૧૩

એકને ગામ પોતાનું જાય, બીજો રાય પૃથ્વીપતિ થાય;
એક તુંબીએ જોગી ભિક્ષા ભરે, બીજી જંત્ર દરબારે ઉચ્ચરે. ૧૪

એક લોઢું શેર પૈસે ઘણું, બીજું અમૂલખ શમશેરતણું;
એક વસ્તુ તે ટોકડે ગજ, બીજી વસ્તુ અમૂલખ ધજ. ૧૫

એક નર શૂરાતન ભણે, બીજો કાયર પોબારા ગણે;
એક શાળ અમૂલખ પ્રમાણ, બીજો સામો કણકી જાણ. ૧૬

એક ઓદન ભલું ભોજન, બીજું કુસકાકેરૂં અન્ન;
એક જન પરમારથ કરે, બીજો પ્રાણ લોકોના હરે. ૧૭

એક સદાવ્રત આપે શીખ, બીજો ઘર ઘર માગે ભીખ;
એક ભાઈ હસ્તી પર ચઢે, બીજો અણુવાણો રડવડે. ૧૮

એક શાસ્ત્ર નવ નિત્યે ભણે, બીજો ભૂલી ફરી સ્વર ભણે;
એક અનેરાં વાસે ગામ, બીજો ઉદવસ્ત ટાળે ઠામ. ૧૯

એક રોપાવે વૃક્ષો આજ, બીજો કાપે સર્પણ કાજ;
એક કુંજમાં મહાલે રોજ, બીજો રણમાં ઉપાડે બોજ. ૨૦

એવાં કહું દૃષ્ટાંત અનેક, જો જો મનમાં કરી વિવેક;
નામ એક પણ ગુણ છે ઘણા, એક બી રાય રજપૅતતણા. ૨૧

સૌને સરખાં ગણો ન આપ, તે વાતે લાગે મહા પાપ.

નંદબત્રીશી.

## ૮૬
# અંગદવિષ્ટિ.
## (સંક્ષિપ્ત).
### સોરઠો.

રામ—સુન અંગદ કહે રામ, કહો વચન જો તુમ ધટે;
અબતો એહી કામ, બિષ્ટિ કરવે બાતસું.

### ઝૂલણા છંદ.

અં—કથન અંગદ કહે શીશ નામી, પ્રભુ કોડ મુજને અતિ હોડ હાસું;
આગન્યા હોય તો જાઉં એ ગામમાં, નામ પ્રતાપથી નહિજ નાસું;
શીશ દશ છેદીને વીશ ભુજ ભેદીને, દુર્ગ પાડી કરૂં ક્ષેત્ર ખાસું;
રાવણો રંક રજ ચરણપ્રતાપથી, લંક ઉદવસ્ત કરી હરણ વાસું!

### દુહો.

રામ—ડા'પણ છે દશ કોટિધા, અંગદ તુજમાં એન;
એ વિધિ વિષ્ટિ કરો, ચિત્ત ચતુરાઈ ચેન.

### ઝૂલણા છંદ.

અં—વિષ્ટિ કામ કરવું તે શાને, કરગરી બોલ શા માટે સહીએ;
નગર ઝઘર કરવું નિરવંશી, શત્રુવચન શા માટે સહીએ.
સુત પરિવાર સંહારૂં એના, હવે રાજ બેસી કયમ રહીએ;
લક્ષવસા સીતા અહીં લાવું, જરૂરપણે અયોધ્યા જઈએ.
રામ—અદકા બોલ કહો છો અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ;
મારૂં મન તેથી નવ માને, રાઢથકી નવ થઈએ રષ્ટિ.
શિવસેવકને માર્યા ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેક વાત કરો ત્યાં વિષ્ટિ.

### દુહા.

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રી રામ;
પોતે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ.
રિદ્ધ ઉપમા રાવણતણી, કેમ કહે કવિરાજ;
મહિપતિ મહેલ મઘવા સમા, લંક દેશડે લાજ.
પ્રતિહાર બેઠો પોળપર, બોલ્યો મુખથી વાણ;
કહાં જાયરે વાંદરા, મૂરખ મહા અજાણ.

### છપ્પા.

પ્રતિ–પેસી ન શકે પવન, ભવન ઉભો રહે ઇંદર;
સુર સહુ સેવા કાજ, ચાકરીમાં રહે ચંદર.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણુ અવનિમાં જેની;
ઇશ સરીખા ધીશ, રહે આજ્ઞામાં એની;
તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણુ ધીરજ ધરૂં;
જા રે જ્યાંથી આવ્યો તિહાં, નહિતર કોટિ કટકા કરૂં.

### દુહો.

અણુસમજ્યો આગુ ચલે, દેખત ધોળે દીશ;
મારૂં મુદગર જોરથી, તોડીશ તારૂં શીશ.

### ઝુલણા છંદ.

અં–કહે અંગદ પ્રતિહાર સુણુ પુરતણા, રાતદહાડો બેઠો દેહ દાખે;
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હોંસશું માહરા, ચોરટા દેહનો સ્વાદ ચાખે;
સત્ય કહે અલ્યા કેમ બેઠો અહીં, કોતણાં ઝુપડાં રીઝી રાખે.

### દુહા.

પ્ર–એ મંદિર રાવણુતણા, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહીં, બહાર રહી તું કહાવ.
અં–પ્રતિહાર કહે પોકારીને, કેવી તારી લંક;
રાવણુની સમૃદ્ધિ કહે, રાવણુ રાય કે રંક.

### ઝૂલણા છંદ.

પ્ર–લંક શોભા તે લંગૂર તું શું લહે, ચિંતામણિ ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે;
દશકંધ ડરથી દિગપાળ ડોલે દશે, કોડ પચ્ચાસ પ્રતિ પ્રાણુ પલકે;
પોળીઓ કહે પશુ પેર પ્રીછે નહીં, કુંભકર્ણ દેખી તુજ કુંભ ઢળકે.

કુ–કપિવર કોપિઓ લાજ લખ લોપીઓ, ઓપીઓ આપથી ક્રોધ કુંડી;
રણુજંગ રોપીઓ ચોગમ ચોંપીઓ, ભમર ચઢાવીઆં દૃષ્ટિ ભુંડી.
અં–સહેલસું ખેલશું રેલશું નગરમાં, દેશ બાધામાં તે દાખું દુંડી;
તારે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મારે મન લંકપતિ એક લુંડી.

દુહો.

છત્રપતિ તો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો, હોડે સાંયો હાથ.

છપ્પા.

કુ—પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશવીશ, પૂછ શત્રુનો સહાયો;
અંગદપર એક પ્રહાર, કોપ કરીને કીધો;
ક્યમ લોપે મુજ લાજ, દાવ દૂષીએ દીધો;
પછી અંગદ ખીજ્યો અંગમાં, ઘાટ પ્રથમ એનો ઘડું;
શામળ કહે સેવક રામનો, નરપતિને વળતો નડું.
ધાયો અંગદ ધીર, નીર ઉતાર્યાં નરનાં;
દેવટ કીધો દરબાર, વખાણુ શાં કહું વાનરનાં;
પુરમાં પડયો પુકાર, છેકે હિમ્મત છુટાણી;
વાયે ચાલી વાત, લંક બાધી લુંટાણી;
પ્રતિહારને મારી પરવર્યો, ઘાટ ઘણા જણનો ઘડયો;
પછી રાવ થઈ ત્યાં રાવલે, રાવણુ પણુ રોષે ચઢયો.

દુહા.

વાત ગઈ બહુ વેગથી, રાવણુ રાય હજુર;
પ્રતિહાર પાંત્રીશ મારીને, આવ્યો વાંદર શૂર.
અધિપતે મન વિચારીયું, આવ્યો એ હનુમાન;
કનકપુરી ઘડી એકમાં, બાળી કીધું નામ.
મનમાંહે વિચારીને, કીધી વિપરીત વાત;
ઉછળ્યો સિંહાસનથકી, ઘડવા તેનો ઘાટ.
સભા મધ્ય બંધન કરી, કોટ રચ્યો તે દીશ;
નીચો થઈને આવશે, નમાવશે પછી શીશ.
અંગદ જ્યાં આગળ ગયો, ખિડકી જોઈ દૃષ્ટ;
રામઅરિને શું નમું? મનમાં પામ્યો કષ્ટ.
ક્રોધ કરીને કુદીઓ, કરી જોર અપાર;
કોટ ઓલંગી હુલકીઓ, ગયો સભાને દ્વાર.
આભઅવનિ એકત્ર કરી, કીધો ઉલકાપાત;
અંગદ ઉતર્યો આકાશથી, ગર્જ્યો કડકડાટ.

દિગ્મૂઢ થયા સઉ દેખતાં, દીઠો કૃતાંત કાલ;
પર્વત સરખો પ્રચંડનર, ફરીને કીધી ફાલ.

## ઝૂલણા છંદ.

ક્રોધે દંત કરડીઓ મુખ મૂછ મરડીઓ, આપ અધિકાર આધપત એઠો;
હીસે બહુ હાથીઆ, શોભીતા સાથીઆ, ભાથીઆ બીડ રીસાળ રેઠો;
શૂર મહાપૂર એ ક્રૂર કોપે ભર્યો, નૂર નરપતિ બળવંત બેઠો;
શુભ સભા સાથમાં પાંત્રીશ હાથમાં, પોકાર બહુ કરતો પ્લવંગ પેઠો.

## દુહા.

દશકંધને દુઃખ મનાવવા, અધિપત ઓળખવા એન;
ઇષ્ટિ ભારી અંગદો ત્યહાં, વધો વિપરીત વેણ.
અં—જનની કુણ રાવણતણી, બહુ ઉપજ્યા બાળ;
જાત શ્વાન કે શુકરી, ભુંડણ કે શિઆળ.

## ઝૂલણા છંદ.

પોકાર કરતાં ઘડી પાંચ પૂરણ થઈ, બોલતા શે નથી કર્મ ફૂટયા;
રીસ ચઢશે મુને શીશ તમ તોડશું, કૃતાંત કોપતાં કાળખૂટયા.
ચોર માટે બીહો છો સહુ ચિત્તમાં, તોલ અહંકારના ટેક ટૂટયા;
અંગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આંખ કે કાન ફૂટયા.
દેહ દાઝયો દશાનન ઘણું દિલ વિષે, એક આપે થયો તેહ તાથે;
ઉછળ્યો એક કર આપ આસન થકી, મુખ મૂછ મરડી હિતહોડ હાથે.
રા—કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે, કામ કશું છે પશુ ભૂપ સાથે;
કો તણો મોકલ્યો ત્યાં લગી આવીઓ, આભ બાધો ભરે બાંય બાથે?
અં—વાળીનો પુત્ર ધરસૂત્ર શુભ પર્વતે, નામ અંગદ મારૂં હરખ હેવા;
શરણ રહું છું રઘુનાથના ચરણની, દેવનો દેવ અધિદેવદેવા.
ધુમ્રપાને કરી ધ્યાન જોગી ધરે, ઇંદ્ર બ્રહ્મા કરે ઇશ સેવા;
તેતણી નારને તસ્કરી લાવીઓ, લંક લગી આવીઓ શુદ્ધ લેવા.
રા—વખાણ કરે અલ્યા વાનરા રામનું, કેટલું સાંભળ્યું જાઠ જેવું;
શીશ સાટે કરી લંક લગી આવીઓ, લોળિયું લાભનું શુંજ લેવું;
દેહ માનવતણી એહમાં બળ કશું, સિદ્ધ શ્રી જાણીને શીદ સેવું.
જાણતો હોય તો કહે અલ્યા વાનરા, જોર કરતુત પ્રાક્રમ કહેવું.

## છપ્પા.

અં-હણ્યો જેણે હિરણ્યાક્ષ, સાર પ્રહલાદાં દીધી;
ફરશીધર ફરશુરામ, નેક નક્ષત્રી કીધી;
બલિ ચાંપ્યો પાતાળ, સહજમાં અહલ્યા તારી;
દુષ્ટનો ફેડયો ઠામ, વાળિને નાખ્યો મારી;
પાષાણ તાર્યા પયોનિધિ, સેતુપાજ બાંધ્યો હવે;
મમત મૂઢ મૂરખ કરે, એ નર ઓળખશો અબે.

## ઝૂલણા છંદ.

રા-કાપડી વેષ લઈ વન વિષે જે ફરે, શીશ જટા ધરે સંગ સારો;
સીતની શુદ્ધ નવમાસ નિરખી નહીં, આજ સાગરતણો દીઠ આરો;
લાવીઓ રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણ સહ, રાઢમાં જીતશે રામ તારો.
અં-એક કિંકર અહીં આવશે રામનો, તે નહીં તાહરો બોલ સાંખે;
તાત મારાતણી કીર્તિના કવિ તમો, હું ખમું બોલ જે ભુંડ ભાખે;
અન્ય જણને ઓશિયાળ શી તાહરી, જો ઘડી એકમાં જોર ઝાંખે;
લંક પરલંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે!
રા-કહે દશાનન સુણો વાળિના દીકરા, પ્રીત સંભાર તું પેર પૂઠી;
રામ ઉપર તને હેત કયમ ઉપજે, તાતને મારીઓ કાળકૂટી;
પિંડ પાળે, તારૂં વેર વાળે નહીં, પેટની વેઠમાં વાટ ઊઠી.
કરી અહીં ચાકરી બાંધ ત્યાં બાકરી, રામ શું રાઢ કર આવ રૂઠી.
અં-બુદ્ધિબળહીણ તું ક્ષીણ આયુષ થયો, રાવણ મૂઢ મુખ શુંજ ભાખું;
રાજમહારાજ અધિરાજજી કેરડાં, દર્શનો નિત્ય હું દિવ્ય દાખું;
સહ અમૃત રત્નખાણ પૅર પ્રેમની, તે તજી નીરવત ઝેર ચાખું;
સ્વામી શામળતણા ચરણ પ્રતાપથી, તુજ સમા કિંકરા ક્રોડ રાખું!

## છપ્પા.

રા-મૂરખ મૂઢ અજાણ, જૂઠું બોલે કયમ ઝાઝું;
કોણ ગણતીમાં રામ, લવરી સુણતાં હું લાજું;
કોઠ બીલાં ખાનાર, લંગૂરા કોટિક લાવ્યો;
વાઘણકેરાં દૂધ, મણિધર મણિ લેવા આવ્યો;

વળી તારૂણી મારી તાટકા, તે પ્રાક્રમ દીઠું તમો;
વળી હોય પરાક્રમ રામનું, કહે કિંકર સુણીએ અમો.

## ઝૂલણા છંદ.

અં-ત્ર્યંબક જ્યાં તોડીઓ, માન તુજ મોડીઓ, છોડીઓ ત્યાં તુને ધર્મ ધાર્યો;
દશ મસ્તક દક્ષમાં રાખીઓ કક્ષમાં, પલક એક પક્ષમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા, ભય તેના નત્ર ગણ્યા, વેદ ભણીઆ હવે તુજ વારો;
મારવો રંકને લુંટવી લંકને, પાપથી ઓસરે રામ મારો !

રાવણ-માનવી માનવી સંગ રહે સહુ, માંકડાં સાથ મન એનું મોહ્યું;
નાનપણ માંહિથી નામ કાઢયું જુઓ, પરવર્યા પુરથકી રાજ ખોયું;
ક્ષત્રીવટ ખોઈને જોગ જટા ધરી, શરમ ને કરમ ને ધરમ ધોયું;
મંત્રી તુજ સારખા પ્રાક્રમી પારખ્યા, દશકંધ રામનું જોર જોયું.

## ચોઓલો.

અંગદ-મંત્રી તે પુણ્યવંતા પૂરણ, ઘર બેઠા લખ લુટેછે;
શ્રી દશરથના નંદન સાથે, ધારા વેદની છૂટેછે;
લાયક લીલા લક્ષ્મણ સાથે, અમૃતના ઘન ઊઠે છે;
અભાગીઓ અક્કરમી અંગદ, રત્ન પત્થરશું કૂટેછે.

## છપ્પા.

રાવણ-બોલે વધતા બોલ, તોલ ખુએછે તારૂં;
રવિ સામા નાખે રેણુ, માન ઘટે નહિ મારૂં;
આયુષ તારૂં અલ્પ, એક ઘડીમાં આવ્યું;
તાતનું લેતાં વેર, ભાગ્ય ભુંડું તુજ ભાવ્યું;
અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં;
શત્રુને જઈ શરણે રહ્યો, પાતક ઊંડો તુજ પેટમાં !

અંગદ-અન્યાયી બોલે આળ, ગાળ ગુણ હીણા દેછે;
અધર્મી અવતાર, ભાર શું માથે લે છે;
મુજને તુજ પર હેત, ખેદ રાખી નહીં ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું;
જો વાળી તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યોતો કાખમાં, મુજને રાખ્યોતો કૂખમાં !

રાવણ—વળી સરખા ક્રોડ, ચરણ મારા ચાંપે છે;
સુગ્રીવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપે છે;
ઈંદ્ર આદિ સુરસાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી સાંભળ્યો કાન, રિદ્ધિપતિ રાવણ રાજા;
ડોલાવું દશ દિક્પાળને, સળકાવું શેષધામને;
તું અલ્પ બુદ્ધિ સમજે નહીં, રહ્યો વખાણે રામને.

ઝૂલણા છંદ.

અં—જોડીને કર કહું વાત તુજ કામની, નરપતિ ગર્વ તુજ એળે જાશે;
સીત શું પ્રીત તે મોતની રીત છે, ચાંચડવત ચોળશે ચિત્ત ચહાશે;
ઇશ હતા તુજ શીરપર ગાજતા, તે સાથે શત્રુતા બહુજ થાશે;
શામળતણા સ્વામીની નીચ નિંદા કરે, ચોકડી ચૌદનું રાજ જાશે.

સવૈયા.

રા—રાંકની જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, દાડ શું જાણે ઠાકરનો;
મેરુતણો મહિમા નવ પ્રીછે, કરે વખાણ તે કાંકરનો;
"ખાખરની ખિલોડી" અંગદ, સ્વાદ શું જાણે સાકરનો!

છપ્પો.

અંગદ—અંધ થયો દશકંધ, ધન્ધ ધારી શું બેઠો;
કુળ અંગારો આપ, પાપરૂપી થઈ પેઠો;
દશ છેદાશે શીશ, દિવસ થયા તુજ વંકા;
ઈશ થવા ઉફરાંટ, લક્ષ લુંટાશે લંકા;
પુત્ર તારા પ્રાજે થશે, વિધવા નાર તારી થશે;
સમઝ મૂઢ મૂરખ મને, ચૌદ ચોકડી ચોવટ જશે.

ઝૂલણા છંદ.

રાવણ—માંકડા રાંકડાં જા ઘેર જીવતો, વાંકડા ફાંકડા બોલ કેવા?
કાયાતણા કટકડા ક્રોડ કરાવશે, વનચરા પાસથી લા'ણ લેવા;
મુખતણા મટકડા ભાવ ભૂલી જશો, ચટકડા સેવશો સિદ્ધ સેવા;
લટકતાં શીશ રે'શે ધડ જુજવાં, રામ નહીં આવશે હાથ દેવા.

છપ્પા.

અંગદ—રામચંદ્ર પરતાપ, કોણ મુજ સામું જોશે;
રામચંદ્ર પરતાપ, જીવ નિજ દુસ્મન ખોશે;

રામચંદ્ર પરતાપ, કોણુ મને શરાજ મારે;
રામચંદ્ર પરતાપ, કોડ તુજ સરખા હારે;
શ્રી રામચંદ્ર પરતાપથી, જળને સ્થાનક સ્થળ કરૂં;
કવિ શામળ અંગદ કહે, કહેતો આભ ઉંડળ ભરૂં.
**રાવણ**—રાંક ઉપર શી રીસ, કરવી તે ન ઘટે મુજને;
દઉંછું જીવતદાન, જીવતો મુકું તુજને;
કાસદકેરા કાન, વાઢતામાં હું લાજું;
તરણાપર શો ટેક, દિલ મારામાં દાઝું;
તું બુદ્ધિહીણુ બકતો રહે, કુથલી શી ઝાઝી કરે;
ગમાર જાણી નહિં ગુદરૂં, ફરી બોલે નિશ્ચે મરે.

કવિત.

**અંગદ**—પૂર્વ જન્મ પાપથકી, સીતાતણા શ્રાપ થકી;
અક્કલ ઓછી આપથકી, સહેજ પડયો શૂળમાં;
અક્ષરના અંકથકી, વિધાતાના વંકથકી;
રંજાડ્યા કો રંકથકી, ધન ભેળ્યું ધૂળમાં;
અહંકાર આણ્યાથકી, મમત મૂઢ માણ્યાથકી;
નિરગુણ નાણ્યાથકી, તણાયો તું પૂરમાં;
છેક બુદ્ધિ છોછીથકી, અક્કલ આપ ઓછીથકી;
રાવણ તેં હાથ ઘાલ્યો, ગોખરૂના મૂળમાં.

ઝૂલણા છંદ.

કવિ—દૃષ્ટિ ભુંડી કરી, રીસથી રાવણે, રાજમદ જોરથી રાજ રૂઠયો;
જવું ન પામે હવે જીવતો વાનરો, એમ કહી આપ અધિપત ઊઠયો;
ગુણુજ ગુપ્તિ ગ્રહી સામટો સંચર્યા, કોટ કોટયાન જ્યમ રાફ છૂટયો;
પુત્ર વાળીતણો વીંટીઓ વિધવિધે, બાણુનો શિર વરસાદ વૂઠયો.

છપ્પો.

**રાવણ**—નથી મારતાં વાર, રંજકમાં રણુરોળું;
અંગદ તારૂં અંગ, ચિત્ત ચાંચડવત ચોળું;
કાઢું તાળવે જીભ, વદે જો વેર વાણીમાં;
વાંદરેલ કઢાવું તેલ, પિલાવુંછું ઘાણીમાં;
જોર હોય તો જુદ્ધ કરે, મુજ કિંકરના સાથમાં;
એમ કહી અંગદને તિહાં, લીધો બળવંતે બાથમાં.

## ઝૂલણા છંદ.

દશકંધ કેમે માર્યો મરશે, ચંદ્રશેખર ચરચ્યાછે ચંદન;
દશકંધ કેમે માર્યો મરશે, વૈદનાથનાં કીધાંછે વંદન;
દશકંધ કેમે માર્યો મરશે, નવનાડનું કર્યું નિકંદન;
અંગદ—ઈશ્વિર ગત ઈશ્વિર સૌ જાણે, દશકંધ હણશે દશરથ નંદન.
રાવણ—વાત વિવેકની તે તું શઠ શું લહે, જંગલી ઝટ કૅડા કર્મ ફૂટે;
આકના તૂરની પેર ઉડી જશે, જે દિવસ માહરાં બાણ છૂટે;
જાનવર જાણીને મૂકીએ જીવતો, લાજ લંગૂરની કોણ લૂટે;
પ્રાજે કરી નાખશે પલકની પલકમાં, એકલો ઇંદ્રજીત આપ ઊઠે.

## કવિત.

અંગદ—માન કહ્યું મૂઢ મતિ, જ્ઞાનહીણ ગૂઢગતિ;
શ્રાપ દીધો સીતા સતી, પડયો પાપપાશમાં;
મોકલ્યો કાસદ કામે, હુકમ ન દીધો રામે;
નહિ તો વાસું ઠામ ઠામે, વાનરાં અવાસમાં;
હૃદે નથી રહેતી રીસ, ત્રોડી નાંખું તારૂં શીશ;
ભાગું ભુજ વીશ હજુ, હેત રાખું હાસમાં;
ભલપણ ભાખું ભાખ, શાસ્ત્રતણી દેઉં સાખ;
ઇંદ્રજીત જેવા લાખ, ઉરાડું આકાશમાં;

## છપ્પા.

રાવણ—રામતણી તુને આણ, વદે અંગદ તું વાણી;
રામતણી તુને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુને આણ, હવે જો જીભ હલાવે;
રામતણી તુને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામઆણથી કહે જઈ તહીં, જહીં સેન સકળ છે તમતણું;
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું.
કવિ—ઉડયો સુણી આકાશ, અંગદ અતુલીબળ આપે;
મહિમા વધારી માન, રામ રજ ચર્ણ પ્રતાપે;
આવ્યો જયહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી;
દુઃખ નવ વ્યાપે દેહ, ખરી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ ત્યહાં, રૂપ રઢીઆળી શુભ સતી;
પ્રદક્ષણા દેઈ પાયે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ.

**અંગદ**—સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઈ;
લક્ષ્મણુ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી;
મળ્યો વિભીષણુ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટેડીએ;
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢલંક વાનરે ઘેરીઓ.

**સીતા**—સીતા કહે સુણુ વીર, ધીર થઈ ધીરજ ધરજો;
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે;
મંદ્રાચળ શો મેર, ઉપાડે એક હાથે;
કુંભકર્ણુ કહેવાય છે કારમો, દેખે તેટલું ખાય છે;
એવું જાણી અહીં આવજો, રામ તો મોટા રાય છે.

**અંગદ**—કહો તો મેરૂ સહિત, ઉદયાચળ હું ઉપાડું;
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું;
કહો તો બાણું ક્રોડ, જોધને બાંધી જાઉં;
કહો તો ઇંદ્રજીત કુંભકર્ણુ, દૈત્ય સર્વેને સા'ઉં;
મા કહો તો લંકને લુંટીએ, વસુધા વિપરીત નાંખીએ;
પણુ હુકમ નથી હજુરનો, માટે સરવે સાંખીએ.

**સીતા**—છાનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી;
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાજ, આજ સવેળા સાધો;
દેખાશે કો દુષ્ટ, વાયુવત વેગે વાધો;
જ્યાં આગન્યા માગી અંગદે, જોધ જાવા લાગ્યો જવે;
રાક્ષસીએ બૂમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે.

**કવિ**—માર માર કરતા મૂઢ, ધીર ધસમસતા ધાયા;
અંગદકેરા ચરણુ પૂછ શત્રુએ સા'યા;
સહસ્ર લાખ કરોડ, હઠીલે હોડ હકાર્યા;
તીડાનતીડનો રાહ, વાનરપર વેદ વકાર્યા;
ત્રાસ પડયો ત્રહોવિધતણો, દાવાદળ વડું દેશમાં;
હાખ્યું લોકે દશકંધને, લંગૅર આવ્યો એક દેશમાં.

કરડતો દંત દશકંધ, અસ્વારી આપે કીધી;
એક પલકે અશોક, વાડી તો વીંટી લીધી;
પકડયો પૂછ પ્લવંગ, ઝાપટી ઝાંકયો જ્યારે;
સમર્યા મન શ્રીરામ, તરત છૂટયો કર ત્યારે;

ત્યાં જુદ્ધ જોર ઝાઝું થયું, હઠીલો હોડે હારીઓ;
એ વાત લંકામાં વિસ્તરી, મહીપત મોટાએ મારીઓ;

મેઘરાવણ મહારાજ, ધજ ફરકાવી તેણે;
ઇંદ્રજીત જલ રૂપ, ઇંદ્ર જીત્યો'તો જેણે;
ઢમકાવતો ઢોલ નિશાન, કૃતાંત સરીખો કહાવ્યો;
પિતા પાસ તે પુત્ર, એક પલકમાં આવ્યો;

એક પહોર રણજંગ મચ્યો, કહી ન શકે કોયે કવિ;
સંહાર થાય સૃષ્ટિ તણો, શોભા લંક એવી હવી.

મહોકમ દીધો માર, અંગદને રાયે, આપે;
ન ગણે લેખા માંય, હાથ શ્રીરામ પ્રતાપે;
લખ બોતેર હજાર, તણા તો હંસજ હરીઆ;
વાડીમાં કૂપ વિશાળ, ભૂપ સહુ તેમાં ભરીઆ;

બાકી બમ પાડી ગયા, ગઢ લંકા ગુણગામને;
ઉત્પાત કરીને આવીઓ, શરણાંગત શ્રીરામને.

દંડવત્ કીધા દશ વીશ, શીશ નમાવ્યું નેહે;
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશપર મૂકયો હાથ, વાતો પૂછી રઘુનાથે;

રામ–વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે;
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી;
અંગદને એમ પૂછીઉં, કોટિ બ્રહ્માંડકેરા ધણી.

અંગદ–વાલિસુત કહે વાત, એની મેં કેમ કહેવાયે;
નથી સમજ્યો નરેન્દ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ, કર્યા તે જુગતે ઝાઝા;
જેમ પત્થરપર નીર, માને નહિ રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંખ દેખાડી અતિ ઘણી;
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં લંકાધણી.

એક કહીએ તો આઠ, ઠાઠમાં બોલજ બોલે;
કહે વાનરને વનચર, આપ બળ કરે અતોલે;
ભર્યાં ભોજન માંય, ચાર કણુ જોયા ચાંપી;
અનેક કહ્યા ઉપદેશ, મન મેં જોયું માપી;
લોઢા ઉપર લીહ જ્યમ, પટકુળ ગાંઠ જેવી પડે;
રાઢ વિના રાવણુ રીઝે નહિ. માંગી સીતા તો નહિ જડે.

કવિ–મુખે ન બોલ્યા રામ, નિશ્વાસ મૂક્યા મન સાથે;
રાવણુ સરખું રત્ન, હણવું પડશે મુજ હાથે;
આવ્યો વિભીષણુ ભૂપ, આવ્યો જશ જાંબુવંતો;
આવ્યા નલ નીલ સુગ્રીવ, આવ્યો હઠકર હનુમંતો;
મહારાજ વિચાર મનમાં કર્યો, જે ચિત્ત લહે નહિ ચાતુરી;
સૌ સેવક કહે સ્વામી સુણો, "દેવ તેવી કરો પાતરી."

સામસામાં રણુતૂર, શૂર સંગ્રામે ચઢીઆ;
નેવું દિવસ નિઃશંક, વીર વિવાદે વઢીઆ.
વરણુવે શતયુગ શેષ, તોય પુરૂં નવ થાયે;
એક પાસે શ્રીરામ, બીજે શ્રી રાવણુ રાયે;
રામે જાણ્યો રણુજીત એ, જનુની એક રાવણુ જણ્યો;
એકાણું દિવસે એક બાણુથી, રામ હાથે રાવણુ હણ્યો.

રાવણુ પામ્યા રાજ, અવિચળ પદવી આપે;
વિભીષણુ પામ્યો લંક, પૂર્ણુ તે પુણ્ય પ્રતાપે;
મળ્યાં રામને સીત, વિજોગ ભાગ્યા તે તનના;
દુંદુભી વાગ્યાં દેવ, મનોરથ પહોંચ્યા મનના;
સીતા લેઈ સિધારીઆ, દરશન અયોધ્યા ગામનું;
જયજયકાર જગમાં થયો, રાજ થયું શ્રી રામનું.

મળ્યાં માત ને ભ્રાત, મળ્યા ભરત ભાવિક ભાઈ;
વીતક વર્ષ બે બાર, તણાં તે કહ્યાં માઈ;
હનુમાન તણી હિમ્મત સુણીને, મોટમ મેલી;
વૂઠયા અમૃતમેહ, રંગ રૂડાની રેલી;
છત્ર ધરાવ્યું રામજી, લક્ષ્મણુ ચમર કરે જયહાં;
શામળ કહે શોભા ઘણી, મેહ માગ્યા વરસે ત્યહાં.

રામચરિત્ર પવિત્ર, ગાય જે નરને નારી;
છંકોતેર પરીઆ સહિત, અધિક પામે ઉદ્ધારી;
દ્રવ્ય પુત્ર ઘરસૂત્ર, પુરંદર પદવી પામે;
જન્મ મરણ જંજાળ, વેદના સઘળી વામે;
શ્રી રામચંદ્ર કૃપા કરે, ઇશ્વર પદવી આપે અતિ;
શામળ કહે સેવો સહુ, રામ લખમણ સીતા સતી.

દોહરો.

શ્રોતા વકતા સાંભળો, કહે કવિ કરજોડ;
શામળ કહે બોલો સર્જનો, જે જે શ્રી રણછોડ.

બૃ. કા.

---

# દયારામ.

આપણા રસીલા, રંગીલા, ફાંકડા, લાલાજી કવિ દયારામ નર્મદા તટે ચાણોદમાં સાઠોદરા નાગરની જ્ઞાતિમાં સને ૧૭૭૭માં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ પરભુરામ અને માતાનું નામ રતનબાઈ હતું. તેમને દેવનાગરી લિપિ સિવાય બીજી કોઈપણ જાતની લિપિ આવડતી ન હતી. તેમનું મરણ સને ૧૮૫૨ના ફેબ્રુઆરી માસની ૯મી તારીખે થયું હતું.

આ કવિએ ગુજરાતી, હિંદુસ્તાની, પંજાબી, મરાઠી, સંસ્કૃત, અને ફારસીમાં કવિતાઓ કરેલી છે. તેમના મુખ્ય શિષ્ય રણછોડના કહેવા પ્રમાણે તેમણે નાના મોટા મળી ૧૩૫ ગ્રન્થો બનાવ્યા અને તે ઉપરાંત છૂટક પદો, ગરબી, લાવણી વગેરે ઘણું બનાવેલું છે. તેમના કવનમાં વિશેષે કરીને ત્રણ રસ જોવામાં આવે છે શૃંગાર, શાંત અને હાસ્ય. નરસિંહ મહેતા તથા મીરાંબાઈના શૃંગારમાં જે આધ્યાત્મ ગૌરવ સમાયલું છે તે ગૌરવનો દયારામની કવિતામાં અભાવ હોઈ સામાન્ય અને નિર્બળ મનવાળા લોકોની નીતિ ઉપર ઉલટી અસર થવાનો બહુ સંભવ રહે છે.

૮૭

## યમુનાજીની સ્તુતિ.

આર્યા.

જય યમુના શ્રીયમુના, પાને દૂરા કિંકર યમના;
પુનરપિ આવાગમના, નિજપદદાતા નિજબળ જળશ્રમના. ૧

## છંદ ભુજંગ પ્રયાત.

નમો શ્રીયમુને મહારાણી દેવી, સુરાસુર બ્રહ્મા શિવાદિક સેવી;
ધ્રુવાદિ થયા ધ્રુવ ધામે નિવાસી, પ્રિયા ગોપિકા કૃષ્ણુ થૈ આપ દાસી ૨
સરિતા હુ સ્વામિની શ્રેષ્ઠ ગંગે, મહાસિદ્ધ પામી તમારા પ્રસંગે;
અહો, અત્ય અદ્દ્ભૂત મૈં મા શું ભાખું, સમુદ્રેથી બિંદુ સમું જલ્પી દાખું. ૩
થયું હોય જેને પયઃપાન માતા, કદા તેહને યમ નહીં દુઃખદાતા;
કદા દુષ્ટ તોયે સ્વસાસૂનુ કા'વે, વિચાર્યું યમે યાતનામાં ન આવે. ૪
કરે સ્નાન નિશ્ચે નવો દેહ થાયે, તદા યોગ્યતા સેવવા કૃષ્ણરાયે;
જગત્પાવની જાહ્નવી વેદવાણી, શિવે શીશ રાખી પરાપૂત જાણી. ૫
ત્રિવિક્રમપાદોદકી એજ હેતુ, સદાનંદ શ્રીકૃષ્ણુ તે મૂળ કેતુ;
રવિજા તમો તે તણાં પટ્ટરાણી, શકું કેમ કીર્તિ તમારી વખાણી. ૬
પતિ નામ છે કૃષ્ણુ, કૃષ્ણા તમારૂં, રૂપે એક વસ્તુ કશું છે ન ન્યારૂં;
રંગે શ્યામળાં, સ્નાનથી શ્વેત પ્રાણી, વડું એજ આશ્ચર્ય અદ્દ્ભૂત કા'ણી. ૭
કૃપાસાગરી નાગરી જગ્તમાતા, હરિવલ્લભા ઇશ્વિરી ભદ્રદાતા;
સદા સપ્તસિંધુ થકી નીર ન્યારૂં, બને કોણુથી કર્મ અદ્દ્ભૂત સારૂં. ૮
નદી નવસેં ને નવાણું નવાયે, સમું પુણ્ય ગંગા વરાં એક નાયે;
વિધિકલ્પ ગંગા ભજે મંત્ર ગાત્રે, ફળેયુક્ત તે યમુનાસ્મર્ણુ માત્રે. ૯
મીનાદિ રૂપે કાલિંદીકં નિવાસી, થયા જીવ જે પૂર્વમહાપુણ્યરાશિ;
ગિરા ગોમતી ગૌમતી નર્મદાજી, ભીમા ગણ્ડકી સૂર્ય આદિક રાજી. ૧૦
કુરૂક્ષેત્ર કાશી ગયા પુષ્કરાદિ, વસે નિમિષારણ્ય જ્યાં બ્રહ્મવાદી;
નદી તીર્થ ઇત્યાદિ સંગે સમાજા, તમોમાં કરે સ્નાન પ્રયાગરાજા. ૧૧
ઘણુા જન્મનાં પાપ મહા ઓઘ કાપે, કદા વર્ણુ કો નામ યામી અલાપે;
ધરે પાય તે પૃથિવી પૂત માનું, ફળેયુક્ત પાવન ત્યાં ચિત્ર શાનું. ૧૨
કરે સ્નાન સૌ તીર્થમાં નિત્યે કોઈ, કહું પુણ્ય તે તીર્થરાજેથી હોઈ;
રવિપર્વ કોટિક સિંધુ ભજેથી, મળે તેટલું પુણ્ય કૃષ્ણારજેથી. ૧૩
નદી ક્ષેત્ર સૌ તીર્થ પ્રત્યેક સાધે, અયુતાબ્દથી જેટલું પુણ્ય લાધે;
પરિક્રમ પંચાસ કોટિ ફરેથી, ફળે પુણ્ય તે મત્થુરા સાંભરેથી. ૧૪
મધુપુર ગોકુળ વૃંદાવને વા, વસે પ્રાણુી તે પ્રાણી પ્રાણેશ લેવા;
વડું મા'ત્મ્ય સહેજે વસી માત્ર રે'વું, વસી કૃષ્ણુ કૃષ્ણા ભજે તો શું કે'વું. ૧૫
તટે રાસક્રીડા સદા કૃષ્ણુ ગોપી, લીલા લાડીલી લાલ એકાંત ઓપી;
જહાં વૃક્ષવૃક્ષે વસ્યા વેણુપાણિ, પત્રે પત્ર ચોભુજ છે વેદવાણી. ૧૬

અલૌકિક આનંદદાતાર માજી, દયો દાસ મારો મુખે કોની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી, કૃપાદૃષ્ટિ તેને કરે ચક્રપાણી. ૧૭

૮૮

## ચેતવણી.

### પદ.

ચેત ચેત મન ચપળ થઈને, કૃષ્ણ કૃપાનિધિ ભજનીરે;
આ જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજનીરે. ચેત૦ ટેક.
શું મૂરખ મિથ્યા મારૂં કહેછે, તારૂં તેં સહુ ખોયુંરે;
આ અમૂલ્યક હીરો હારીને તેં, પત્થરમાં ચિત્ત પ્રોયુંરે. ચેત૦
આ ડહાપણ તારૂં મળ્યું ધૂળમાં, ચુલે પડી ચતુરાઈરે;
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અંન બગાડ્યું ખાઈરે. ચેત૦
તેં હેતે હરિસેવન નવ કીધું, સંતોખ્યા નહિં સાધુરે;
આ ધિઃક પડયો તારો જનમારો, વણસાડયું તેં બાધુંરે. ચેત૦
અલ્યા તું તારી જનનીને, શે ના પત્થર પડીઓ પેટરે;
જે લોક પખાળત વસ્ત્રજ વારૂ, તુજને નાખી હેઠરે. ચેત૦
તોપણ કોઈનું કારજ સરતું, પણ તું તેથી માઠોરે;
કોઈને કામ કયહું ના આવ્યો, કિંચિત્ કયહુંના ગાઠોરે. ચેત૦
આ જનમ દિવસથી જરા લગી તેં કુત્સિત કૃત બહુ કીધાંરે;
આ માતપિતા આદે અતિ સજ્જન, જનને દુઃખ બહુ દીધાંરે. ચેત૦
તું પાપથકી બીહીનો નહીં પાપી, વધો ન જૂઠા પાખેરે;
કોટી જીવ કલપાવે મૂરખ, જૂઠી પૂરી સાખેરે. ચેત૦
વદવું નહીં તે વદે સુખેથી, ના ખાવું તે ખાએરે;
તું તારા મનમાં મરમાતો, ના જાવું ત્યાં જાએરે. ચેત૦
આ વિષયતણું કૃત વહાલું કીધું, મનથી માન્યું ઠીકરે;
વેદ શાસ્ત્રનું વચન ન માન્યું, ધરી ન હરીની બીકરે. ચેત૦
કપટ કરી લોકોને લૂંટ્યા, પિંડ પોતાનો પોષ્યોરે;
નવ દીન ઉપર દયાજ આવી, પરમાત્મા બહુ દોષ્યોરે. ચેત૦
તું વૈષ્ણવ વેષે વહાતો હીંડે, જ્ઞાનઉપદેશ બતાવેરે;
પોતાનું મન પત્થર સરખું, તેમાં દોષ ન લાવેરે. ચેત૦
ઠગી કરતાં દોષ ગણે નહીં, લાગ્યો જ્યમ ત્યમ લૂટીરે;
જો પરમારથ કણુ જાતો દેખે, હઈડું ભાગે ફૂટીરે. ચેત૦

એમ કપટ કરી છળભેદ રચીને, પરવિત્ત ઘરમાં ઘાલ્યુંરે;
એમ કરંતાં મૃત્યુ આવ્યું, તેથી કપટ ન ચાલ્યુંરે. ચેત૦
પછી જમકિંકરે ગરદન ગ્રહીને, કહાડયો ઘરથી બહારરે;
લેઈ ગયા જમ પુર ઝપાટી, દેતા માર અપારરે. ચેત૦
ત્યાં જઈને રાખ્યો ધર્મ આગળ, શી આજ્ઞા છે સ્વામીરે;
જે વિધિ કહો તે વિધિ દુઃખ દઈએ, બોલ્યા મસ્તક નામીરે. ચેત૦
પછે ધર્મરાયે ત્યાં તુજને પૂછ્યું, કહે કમાઈ શી કીધીરે;
તું ગયો હતો હરિસમરણ કરવા, કયમ થઈ નહીં સિદ્ધિરે. ચેત૦
ત્યાં એવું કહેતાં ચિત્રવિચિત્રે, કહાડયું તારૂં પાનુંરે;
તે વાંચતાં મનમાં લજવાણો, એવું તારૂં ગાનુંરે. ચેત૦
તે સાંભળી ત્યાં ધરમસભામાં, સરવે હસીયા દંતરે;
ભાઈ આવો નિરલજ કોઈ ન દીઠો, કદી ન આવ્યો અંતરે. ચેત૦
પછે ક્રોધ કરી યમરાજા બોલ્યા, નાખો કુંભીપાકરે;
એ નફ્ટ જીવને શી શિખામણ, ન મળે જેને નાકરે. ચેત૦
ધરમે એમ કહ્યું જવ ત્યારે, તું બોલ્યો જોડી પાણરે;
મેં જખ મારી હું હાર્યો સ્વામી, દીન વધો તું વાણરે. ચેત૦
હવાં મનુષાદેહ એકવાર મુજને, આપો શ્રી મહારાજરે;
હું હાવાં હરિસમરણ નહિ ભૂલું, અન્ય કરીશ નહીં કાજરે. ચેત૦
એમ કોટિ કાલાવાલા કરતાં, કૃપા કરી યમભૂપરે;
જોજે ના ભૂલીશ કહી આપ્યું, મનુષાદેહ સ્વરૂપરે. ચેત૦
તું એમ કરાર કરી આવ્યોછે, તે તું શે નવ જાણેરે;
તું હાવાં જઈ ઉત્તર શો આપીશ, હરિગુણ મુખ ના આણેરે. ચેત૦
તું ફોકટ ફજેત શીદ થાએછે, કહ્યું માનની મારૂંરે;
હું સાચું કહુંછું સમજ હરિ ભજ, શીદ બગાડે તારૂંરે. ચેત૦
આ જે દેખે તે સહુ ખોટું, ને સાચું હરીનું નામરે;
તે વણ દામે લૂટી લે તેને, નથી દ્રવ્યતું કામરે. ચેત૦
આ સુખસંપત ઘર ઘરણી દેખી, શીદ હરાયો હીંડેરે;
આ તું મા જાણીશ ઝાઝું, જીવિત આવ્યું ટાંડેમાડેરે. ચેત૦
તું હ્રદેથકી નથી હેત ધરીને, ભજતો વૈકુંઠનાથરે;
તો પાછળ પસ્તાવું પડશે, ઘસવા પડશે હાથરે. ચેત૦

ભાઈ આ મનુષાદેહ મોંઘો છે, મળશે નહિ વારેવારેરે;
જો આ અવસર ચૂકયો તો નિશ્ચે, લક્ષ ચોરાસી તારેરે. ચેત૦
ત્યાં ખર સૂકર ગંડક ગર્ધવ, જાતિમાં અવતરશોરે;
ત્યાં પ્રભુસમરણુ કરવાની ગત નહી, ચારેખાંણુ રડવડશોરે. ચેત૦
તે માટે મુજ કહ્યું કરીને, ગોવિંદના ગુણુ ગાનીરે;
આ માયા મમતા મૂકીને તું, તારૂં ચેતી જોનીરે. ચેત૦
તું આવ્યો ત્યારે શું લેઈ આવ્યો, જાઇશ કહે શું લેઈ રે;
તું બીજું તારૂં શુંજ બતાવે, તારી છે નહીં દેહરે. ચેત૦
મારૂં મારૂં કરીને મૂરખ, મુઓ તું દોડી દોડીરે;
વૃથા વિટંબણુ શીદ કરે છે, સંગ ન આવે કોડીરે. ચેત૦
ભાઈ તારે કીધે વત્તું ઓછું, લેશમાત્ર નહીં થાયરે;
એ કરતાહરતા બીજો છે. વચ્ચે શીદ અથડાયરે. ચેત૦
લખ્યું ન મિથ્યા થાય કદાપિ, ભાગ્ય વિષે છે જેહરે;
તેની મેળે વણુમાંગ્યું, આવી મળશે તેહરે. ચેત૦
તે માટે ખોટી કલપના કહાડી, ગાની શ્રી ગોવિંદરે;
એ દાસ દયાના પ્રભુને ભજતાં, થાશે અખિલાનંદરે. ચેત૦

૮૯

## બાળલીલા.

### ગરબો.

સજ્જન સાંભળોરે, હરિની બાળલીલા કાંઈ ગાશું;
ખોટી કલ્પનારે, પતિતપણાથી પાવન થાશું.—૧
ઈશ્વર અખિલતણારે, જેનું કરે શેષ શિવ વંદન,
ભક્તવત્સલ પ્રભુરે, માટે થયા નંદના નંદન.—૨
ગોકુળ ગામમાંરે, નિત્ય યશોમતીઘેર આનંદહેલી,
કાલાં તોતલાંરે, સુતનાં વચન સુણી થાય ઘેલી.—૩
મોહન મૂરતીરે, સહેજે દીઠેથી મોહ લાગે,
તે હરિ હઠ કરીરે, મા મા કહીને માખણુ માગે.—૪
પાયે લંગરીરે, છમછમ કરતો છબીલો ચાલે,
લટકે લાડકોરે, રંગત લાકડલી કર ઝાલે.—૫
કટિકંદોરડોરે, ચરણુ ધરતાં ખમખમ બોલે,

લટકે ઝૂમતુંરે, શોભા નહીં કોઈ તેની તોલે.—૬
પહોંચાં સાંકળાંરે, કરમાં કંચનકંકણ શોભે,
બાજુ બેરખાંરે, બાજુબંધે, બહુ મન લોભે.—૭
ઉરપર સાંગલુંરે, સિંહનખ શોભે સુવરણમઢીઓ;
મણી મુક્તાતણીરે, માળાઓ જઈ નાભી અડીઓ.—૮
મોહન મુખડુંરે, શરદપુનમ શશીથકી બહુ સારૂં;
નિરમળ નાસિકારે, મોતી લળકે મોહ્યું મન મારૂં.—૯
આંજી આંખડીરે, માજી ગાલ નજરીઉં કીધું;
લીલવટ લાલનુંરે, શોભે કુંમકુંમ બિંદુ દીધું.—૧૦
કુંડળ કાનમાંરે, પડ્યાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝુંમણુ વેળીઉંરે, મોતી ભરીઉં લટકે લળકે.—૧૧
મુખપર ઝૂમતારે, હરિને ખિટળીઆળા કેશ;
છબી ઘનશ્યામ છેરે, મનમોહન પ્રભુ બાળકવેશ.—૧૨
મુખ દધિ લેપિયુંરે, નિરખે ઉર ભરી આવે વા'લ;
પરમ આનંદનોરે, સાગર નવનીતપ્રિય નંદલાલ.—૧૩
એવો લાડીલોરે, ઠમકે ચાલ ઠમકતી ચાલે;
મહીડું વલોવતાંરે, ગોવિંદ ગોળી રવૈ ઝાલે.—૧૪
બોલે તોતલુંરે, ઠણુઠણુતો કાનડ કાલો;
માડી ધવડાવતીરે; હઠ કરી કેતાં લાગે વહાલો.—૧૫
પાહનો ઉભર્યોરે, કોકા દૈને કંઠ લપટાવે;
શિરશુદ્ધિ કરીરે, ઉછંગે લઈને ધવરાવે.—૧૬
ગોવિંદ ધુંટડેરે, દૂધ પીએ જસોદા મુખ જુએ;
બુચકારી કરીરે, જનુની આંખનાં આંસુ લુએ.—૧૭
ત્રપ્ત થયા પછેરે, માજી વિવિધ રમકડાં આપે;
ખેલે આંગણેરે, ગોપી જન લઈ હૃદયે ચાંપે.—૧૮
લેતી ભામણાંરે, નિરખે શિશુ માટે મુખ ચૂમે;
ઘેર જવાય નહીંરે, લલચ્યું લાલ વિશે મન ઘૂમે.—૧૯
રમતાં આંગણેરે, કરદમ વળગ્યો છે શ્રી અંગે;
બહેકે બરાસથીરે, ઝાઝી ફેલી છે હરી સંગે.—૨૦
એવા જે ભર્યારે, વછનું પૂંછ ગ્રહી ફરે પૂઠે;
પડી જવાયછેરે, ગોપી હસીપડે વળી ઉઠે.—૨૧

વૃજની સુંદરીરે, લાલચ માખણુતણી બતાવે;
અંતર પ્રેમથીરે, પ્રભુને થૈથૈ થનક નચાવે.—૨૨
બાળચરીત્રનોરે, આનંદ એવે વૃજજન માણે;
વૃજવાસી ગુણે, ભાગ્યનો પાર કોઈ નવ જાણે.—૨૩
નેતિ નિગમ કહેરે, અગમ અગોચર સહુથી અળગો;
તે પ્રભુ પ્રેમથીરે, આહીરડાંને આવી વળગ્યો.—૨૪
ક્રીડાઅવતાર ઘણેરે, શિરોમણિ વૃજલીલા વૃજરાણો;
દાસ દયાતણોરે, પ્રાણજીવન ધન એ પ્રભુ જાણો.—૨૫

૯૦

## પ્રેમપરીક્ષા.

### ગરબો.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઈ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બણી.
પ્રસુતાની પીડારે વંઝ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે.
મૂગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યું.
ઘાએલનાં દુઃખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહીંરે, રતિની ગતિ શી છે.
નીમ સરવે નાસેરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિંદ્રા જેને આવેરે, તે ઉત્તર કયમ આપે.
જેનું ચિત્ત જ્યાં ચોટયુંરે, તેને તેથી સુખ થાયે;
શો સ્વાદ અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુંરે, એના અવગુણ આણે.
નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે.
શાખે સાંભળે ગાયેરે, ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી.
પ્રીત બાઝે તો સહેજેરે, છૂટે ન પછે છોડી;

મચ્છને દુઃખ દેછેરે, ગળ્યા પછે અંકોડી.
સાચી પ્રીત પ્રાણુ લેરે, સાધારણુ થાય પરી;
દાદુર જળવિણુ જીવેરે, માછલડાં તો જાય મરી.
મોટી જનની મોહિનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણુ જડ જુઓ લોઢુંરે, ચમકને દેખી ચળે.
છીપ રહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતિ બુંદતણી;
જુઓ દૃષ્ટિ ચકોરનીરે, અચળ રહેછે ઇંદુભણી.
લજ્જા સુધ સામ્રથરે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાંસ કોરેરે, કમળ નવ ભેદી શકે.
મૃગ સહેજે મરેછેરે, પલાયણુ અભ્યાસી;
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાસી.
દૃષ્ટિ પ્રીતની માટેરે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણુ પોતાનો રે, તોયે સ્નેહીને મળે.
રહે ચાતક તરસ્યુંરે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતિનું વારીરે, અવર પરસે ન ડગી.
વિખના વસનીનેરે, સાકર પણુ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાખે મરે.
જેનું મન જેસું માન્યુંરે, તેને સુખ તેથી મળે;
તેવિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે.
એ વૈરાટનાં લોચનરે, ઇંદુ ભાનુ ભેદ કશો;
કંજ કરમાય ચંદ્રેરે, ફૂલે રવિમેહ વસ્યો.
કંઠે વળગી ના છૂટેરે, એ પ્રેમતણી ફાંસી;
કાચો માટે ફૂટેરે, સુણી જગની હાંસી.
છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી તેં નથી દીઠો:
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણુ છે મીઠો
જોગતો તેને જોઈએરે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ અમારૂંરે, ચિત રસીઆમાં રમે.
જેનું મન માનેરે, તે જોગ સુખેથી ગૃહો;
અમો તો એહ માગુંરે, પ્રીતમજીસું પ્રીત રહો.
તમારા તો હરિ સઘળેરે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે.

ઇંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ચળે;
તે પ્રકાશને પેખીરે, તેને સંતોષ વળે.
એવા વચન સુણીનેરે, ઓધવજીની ભ્રાંતિ ટળી;
જોગજંજાળ છૂટીરે, ગયું મન સ્નેહમાં મળી.
અભિમાન મૂકીનેરે, ઓધવ ગોપીપાય પડ્યા;
કહું દયાનો પ્રીતમજીરે, નિશ્ચે એક તમને જડ્યા.

૯૧

## લોચનમનનો ઝગડો.

### પદ રાગ-રામગ્રી.

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસીઆ તે જનનોરે, કે ઝગડો લોચન મનનો. ટેક૦
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ.—ઝગડો લોચન૦
નટવર નિરખ્યાં નેન તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગાન લગાડી આગ.—ઝગડો લોચન૦
સુણ ચક્ષુ હું પાંગળું, તું મારૂં વાહન;
નિગમઅગમ કહ્યું સાંભળ્યું, દીઠાવિના ગયું મન.—ઝગડો લોચન૦
ભલું કરાવ્યું મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુઃખવિજોગ.—ઝગડો લોચન૦
વનમાં વા'લાજીકને, હુંય વસુંછું નેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન.—ઝગડો લોચન૦
ચેન નથી મન ક્યમ તને, ભેટે શ્યામશરીર;
દુઃખ મારે જાણે જગત, રાત્રદિવસ વહે નીર.—ઝગડો લોચન૦
મન કહે હું ધીકું હદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે નયન, તેહથકી તું રોય.—ઝગડો લોચન૦
એ બેઉ આવ્યા બુદ્ધિકને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મનકાય.—ઝગડો લોચન૦
સુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયાપ્રીતમ શ્રીકૃષ્ણસું, બેઉવડેથી પ્રીત.—ઝગડો લોચન૦

૯૨

પદ.

હરિ ભાવ વિના, કેવળ કૃતિ કરેથી કાર્ય ન થાય;
જ્યમ અગ્નિવિના, ભસ્મમાં ધૃત હોમે એળે જાય. ટેક૦
જુઓ સર્પ સમીર ભક્ષીને રહે, જુઓ ચાત્રક તે પિપાસ સહે;
જુઓ ઉલૂક અખંડ ઉજાગ્ર રહે. હરિ ભાવ વિના૦
જુઓ મીન તીર્થજળમાં ના'યે, જુઓ ગુણુકા નૃત્ય કરે ગાયે,
જુઓ પહાણો પોખે શું સુખ થાયે. હરિ ભાવ વિના૦
જુઓ મૃગઆદિક પશુ વનવાસી, જુઓ ગુનેગાર સહેછે ફાંસી;
જુઓ કાસદ પણ જાય કાશી. હરિ ભાવ વના૦
જુઓ તેલીનો બળદ્દ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે દંડવત કરે;
જુઓ તપોધન દેવળેદેવળ ફેરી ફરે. હરિ ભાવ વિના૦
જુઓ વટ જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર દંડ ગ્રહે;
જુઓ ખરતન રાખમાં રોળ્યું રહે. હરિ ભાવ વિના૦
જુઓ નટવો અવધૂત વેશ ધરે, જુઓ બગલો દ્રઢ થઈ ધ્યાન ધરે;
જુઓ મૂક વચન મુખ નવ ઉચરે. હરિ ભાવ વિના૦
નહીં વ્યંઢલ વિષયતણી પદા, ઉભું વૃક્ષને ક્રોધ મળે ન કદા;
જુઓ અજગર નિર્લોભી છે સદા. હરિ ભાવ વિના૦
ભાવે પ્રલ્હાદને સ્થંભમાંથી મળ્યાં, નામદેવને ભાવે ભુતમાંથી નિકળ્યા;
વણુ ભાવે મંડળિકને કાળ ફળ્યા. હરિ ભાવ વિના૦
હરિ તેવા થાય જેવા જાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે;
દયો કહે જુઓ સર્વ ઠેકાણે. હરિ ભાવ વિના૦

૯૩

પદ.

સાચું તે સગપણુરે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જૂઠુંરે, કશું નથી કામતણું. ટેક૦
માત તાત ભ્રાત ને ભગની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, એમાં તારૂં તે છે નહીં કોય;
સગું એ તો સરવેરે, સુખ ને દામ તણું. સાચું તે૦

જનુની જનક એવાં કર્યાં કેટલાં, ને જેટલી ધરી દેહ;
લહેણાદેણીનો સંબંધ તૂટ્યો ત્યારે મૂકી ગયાં તેહ;
કોઈએ ના બતાવ્યુંરે, ઠેકાણું વિશરામતણું. સાચું તે૦

જેની આ હરિવણ હેત ધરીને પ્રભુ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી કીડીને આપ્યો, ન ભજનતણો અધિકાર;
ભજે તેને આપે, પદ નિજ ધામતણું. સાચું તે૦

અણુ આસક્તિ કયહું મા રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીસું જોડ;
દયા દિનરજનીરે, રટણ કરેરે રામતણું. સાચું તે૦

૯૪

## ગરબી.

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરીએ. મોટા—ટેક.

રુધિર માંસને ભોગે ભવાની, આપણે હઠીએ ત્યાંથીરે;
સિંહ ચઢી દાનવ દળવા એ, કાંડીએ તે બળ ક્યાંથી. કૃતિ રીતે.

અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ, કોઈ કહે નહીં મેલોરે;
તે જોઈને તું તેમ કરીશ. તો સર્વે કહેશે ઘેલો કૃતિ રીતે.

ક્લેશ પ્રિય નારદને છે જોઈ, રખે તું ઘેલાં કહાડેરે;
તેનો સંગ ભવભયભંજન ને, તારો સંગ ભવ પાડે. કૃતિ રીતે.

અસુરપ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દિવ્ય દુતી મૃતસંજીવન-વિદ્યાવેળા પછી રોશો. કૃતિ રીતે.

કુંતા કૃષ્ણા પંચ પતિ, સતી શીરોમણી કહાવેરે;
તેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં આવે. કૃતિ રીતે.

શંકર સ્વામીનું જોઈ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ રીતે.

જવની રાખી જગનાથ પંડિત, તે તો સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી. તે તો વેવલાં વિણાવે. કૃતિ રીતે.

મહેતે અનામિકને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઈ એરે;
હરિએ હાર મહેતાને આપ્યો, તે વેળા પત ખોઈ એરે. કૃતિ રીતે.
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મોટાની ગતિ મોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રીતે.

---

# ધીરોભક્ત.

બાધડ અને મશ્કરા કવિ ધીરોભક્ત વડોદરા જીલ્લાના સાવલી પાસે ગોઠડા ગામના વતની હતા. તેમનો જન્મ બ્રહ્મભાટની જ્ઞાતિમાં ઇ૦ સ૦ ૧૭૫૩-૪માં થયો હતો. તેમનું મરણ ઇ૦ સ૦ ૧૮૨૫માં થયું હોય તેમ જણાય છે. આત્મજ્ઞાનની અંદર અખાથી બીજે નંબરે આ કવિની ગણતરી થઈ શકે છે. તેમણે ગુજરાતીમાં કાફીનો નવો રાગ દાખલ કર્યો છે. તેમનાં બનાવેલાં કાવ્યો-સ્વરૂપ, મતવાદી, આત્મબોધ, જ્ઞાનકક્કો, પ્રશ્નોત્તરમાલિકા વગેરે છે. તેમની ભાષા શુદ્ધ અને જુસ્સાવાળી છે.

૯૫

પદ.

હોલો હોલી કહેછે રે, પ્રભુજી મારી વહારે ચડો;
બચ્ચાં મારાં મારેરે, તળે આવી ભીલ ખડો. ટેક૦
બાણ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નીસર્યો. તેને તો સરી ગયાં કાજ;
ગરુડનો ગામી રે, હરિ બિરદદાર બડો. હોલો૦
વિનતિ સુણી વિઠ્ઠલ પરવરીઆ, સાપ માંહે નિરવાણ;
ભિલને ડેસતાં પારધીના, તત્ક્ષણ લીધા પ્રાણ;
બાણ ત્યાંથી છૂટયું રે, બાજ આવી હેઠો પડયો. હોલો૦
જુઓ હરિ કેવા સંકટમોચન, બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીનદયાળ;
કાળનો કાળ કાળોરે, પ્રહ્લાદની વા'રે ચડયો. હોલો૦
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામી સેવાનું ફળ અમોલે, અંત સમે કરે સહાય;
થાય હરિ ઉભોરે, કદી કાળ સામો તડુકયો. હોલો૦

૯૬

પદ.

મન મેવાસી, મગરૂરીમાં રહોછો, પણ આખર તમારે મરવું છે;
તિલતિલ તારે લક્ષ્મીવરની–આગળ, લેખું કરવું છે. ટેક૦
તેં શું પરઠ્યું ને શું પાળ્યું, અહીં આવી ઉંધેઉધું વાળ્યું;
જડબુદ્ધિ જીવ બાધું ગોતર બાળ્યું. મન૦
તારાં દશે દ્વાર જ્યારે બંધ થાશે, તારી વહારે તે વળતી કોણ ધાશે;
તારે આકાશ અવની એક થાશે. મન૦
બાની બકરી કસાઈ ઘેર આણી છે, તે તો પોણી પલની પરોણી છે;
એવી તારા અલ્પ આયુષ્યની એંધાણી છે. મન૦
તારાં નીચાં કરમ નિશ્ચે નડશે, તુજ પાપી શરીરે પેજારાં પડશે;
જમકિંકરની લાતો જડશે. મન૦
કાંઈ પુણ્યતણાં પગલાં ભરજો, કાંઈ પરમારથ કારજ કરજો;
દાસ ધીરાના ધણીને હૃદે ધરજો. મન૦

---

# ગિરધર.

આ કવિનો જન્મ વડોદરાની પાસેના કોઈ એક ગામમાં દશાલાડ વાણીઆની જ્ઞાતિમાં ઇ૦ સ૦ ૧૭૮૭માં થયો હતો અને તેમનું મરણ ઇ૦ સ૦ ૧૮૫૨માં થયું હતું. તેમણે સંસ્કૃત તથા હિંદી ભાષાનો અભ્યાસ કર્યો હતો. તેમના રચેલા ગ્રંથોની નોંધ–રામાયણ, રાજસૂયયજ્ઞ, અશ્વમેધ, કૃષ્ણચરિત્ર વગેરે. તેમની ભાષા સરળ અને રસિક છે.

૯૭

## દશરથપ્રાણત્યાગ.

### રાગવેરાડી.

સુમંત સંચર્યોરે, મારગે કરતો જાય રૂદન;
રથ હાંકી વળ્યોરે, પસ્તાયછે અતિ ઘણું મન.
અરે હું અભાગીઓરે, વનમાં મૂકીને આવ્યો રામ;
મુને જનનીએ જનમ્યો વૃથારે, કરવા આવું નિર્દય કામ.
દેખશે રથ રામ વિનારે, પામશે માત પિતા ઘણું દુઃખ;
જ્યારે મને પૂછશેરે, ત્યારે હું શું દેખાડીશ મુખ.

સુમંત એમ શોચંતારે, રોઈ રોઈ રાતાં થયાં લોચન;
અશ્વ ઝૂરે ઘણુંરે, પગ પાછા પડે દુરબળ તન.
અવધપુર આવીયુંરે, દીઠી નગરી પ્રેતસમાન;
લોક સહુ રૂદન કરેરે, જે જ્યાં તે ત્યાં મૂકી ભાન.
જ્યારે રામ વન ગયારે, પુરમાંહે પડી છે હડતાળ;
દેહ જેમ પ્રાણ વિનારે. એમ થઈ અવધપુરી તે કાળ.
પ્રધાન પરવર્યોરે, પુરમાં ઢાંકી પોતાનું મુખ;
કૈકૈને આંગણેરે, રથ છોડયો થયું ઘણું દુઃખ.
મંદિરમાં મંત્રી ગયોરે, જ્યાં છે દશરથ ભૂપ સુજાણ;
સહુ સાથ વીંટી વળ્યોરે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ.
સુમંતે ત્યાં જઈરે, કીધો રાયજીને પરણામ;
ભૂપતિ બોલીઆરે, સુમંત ક્યાં મૂકી આવ્યો રામ.
લક્ષ્મણ જાનકીરે, પ્રાણવલ્લભ મારો રઘુવીર;
મારૂં સરવસ ધન ગયુંરે, હવે હું કેમ કરી રાખું ધીર.
સુમંત તેં શું કર્યુંરે. રામને શીદ મૂકી આવ્યો વન;
મંદિર મારૂં ઉજડ થયુંરે, કોણે ફોડ્યાં મારા લોચન.
હું અંધની લાકડીરે, રાયને ચોરી ગયું કોણ આજ;
દૈવે દુઃખ દીધું ઘણુંરે, મેં શાં કીધાં હશે કુડાં કાજ.
મૂકી મને ક્યાં ગયારે, આવો મારા રામ કુંવર સુકુમાર;
મારી આજ્ઞા કોણ પાળશેરે, કોણ ચલાવશે રાજવે'વાર.
વૈદેહી ક્યાં ગઈરે, સુંદર ચંપકળી સુકુમાર;
આવો મારી માવડીરે, મેં તને દીધું દુઃખ અપાર.
હવે મુખ નથી દેખતોરે, લાડકવાયા લક્ષ્મણ વીર;
આવો ડાહ્યા દીકરારે, મારૂં તન મન ધન રઘુવીર.
હે વિધિ તેં શું કર્યુંરે, લૂટી લીધું દેખાડીને સુખ;
આવું કોને થાય નહિરે, હાહા દૈવે દીધું ઘણું દુઃખ.
બાળક બાળપણેરે મેં પાપીએ કાઢયાં વન;
સુમંત સાચું કહેરે, ક્યાં મૂકી આવ્યો પ્રાણજીવન.
ક્યાં લગી સંગ કર્યોરે, ક્યાંથી તું પાછો આવ્યો ઘેર;
રામે ત્યાં શું કર્યુંરે તે માંડી કહે મુજને પેર.

સુમંત થયો ગળગળોરે, નેત્ર સજળ થઈ બોલ્યો વાણુ;
મહારાજ મેં ઘણું કહ્યું રે, પણ પાછા ન વળ્યા પુરૂષપુરાણ.
હું શૃંગવેર સુધી ગયોરે, ત્રણ દિવસ લગી રહ્યા નિરાહાર;
મુને પાછો વાળીઓરે, ગુહકે ઉતાર્યા ગંગાપાર.
દક્ષિણ દિશા ભણીરે, ગંગા ઉતરીને ગયા રામ;
તમને ઘણા કરીરે, રઘુપતિએ કહ્યા છે પ્રણામ.
સુણી એવું ભૂપતિનેરે, રઉ રઉ લાગ્યો હુતાશન;
ગાઢે સ્વર થકીરે, રાયે કીધું શોકરૂદન.
કંઠ મળી ગયોરે, અંગ પછાડે અવની માંહે;
રામવિજોગનોરે, અંગે અગ્નિ લાગ્યો ત્યાંહે.
આરતનાદથીરે, પોકાર્યું રાયે રામનું નામ;
દેહ મુકી દશરથેરે, પ્રાણ ગયા કહેતાં હે રામ.

વલણ.

રામરામ રઘુવીર કરતાં, તજ્યા ભૂપે પ્રાણ રે;
હાહાકાર હવો તદા, સહુ રૂદન કરે નિર્વાણ રે.

---

# પ્રીતમદાસ.

ચરોતરના રત્નરૂપ ભાટ જ્ઞાતિના કવિ પ્રીતમદાસ સંધેસર ગામના વતની હતા અને ઇ૦ સ૦ ૧૭૮૨માં હયાત હતા. તેમણે વેદાંતજ્ઞાનવિચારને શૃંગાર વાણીમાં મૂકી કવિતા કરી હોય એમ જણાય છે. તેમના રચેલા ગ્રંથો પૈકી મોટા ગ્રન્થો બેજ છે. (૧) ગીતા. (૨) ભાગવતનો એકાદશમો સ્કંધ. બાકી છુટક પદ, ગરબી અને ભોજ છે. તેમની વાણી—સાર્થ, કોમળ, સરળ અને રસિક છે.

૯૮

પદ.

રાગ પ્રભાતી.

પ્રથમ પ્રભુજીશું પ્રીત ન કીધી, અંતે સંત તેડાવોરે;
તુળસી લાવો કોઈ તિલક બનાવો, રામભજન સંભળાવોરે. પ્રથમ૦ ૧
લાગ લાગી ત્યારે કૂપ ખોદાવો, કહો કેમ અગ્નિ બુઝાશેરે;
ચોર ધન સહુ હરી ગયા પછી, દીપ કરે શું થાશેરે. પ્રથમ૦ ૨

બાળપણું રમતમાં ખોયું, જોબન વહાલી જુવતીરે;
વૃદ્ધપણે છોકરડાં વહાલાં, પછી મુએ તે માગે મુક્તિરે. પ્રથમ૦ ૩
કહે પ્રીતમ પ્રભુ પુરણાનંદ ભજો, એજ પદારથ સાચું રે;
વેદ પુરાણુ શાસ્ત્ર એમ બોલે, એમાં નથી કાંઈ કાચું રે. પ્રથમ૦ ૪

૯૯

## પદ.

## રાગ ભૈરવ.

હરી હરી રટણુ કર કઠણુ કળિકાળમાં, પઠણુ પરબ્રહ્મ શું રાખ પ્રાણી;
પરપંચ પરહરો સત્ય હૃદયે ધરો, આચરો અમૃત વિમલ વાણી. ૧
માયાના પૂરમાં વિશ્વ સહુ વહી ગયું, નીરખવા ના રહ્યા રંક રાજા;
બ્રહ્માના દિવસમાં કીટ ગણુતી કશી, ઉપજે ને ખપે જીવ ઝાઝા. ૨
અલ્પ સુખ સારૂ શું જીવ ભૂલ્યો ભમે, શિરપર કાલ રહ્યો દંત કરડી;
પામરા પલકની ખબર તુજને નથી, મૂઢ શું જોઈને મૂછ મરડી. ૩
કાળનું ચાવણું કીટથી બ્રહ્મા લગે, મોટા મહંત તો પાર નારે પ્રીછે;
પ્રીતમ પ્રભુજીનું ભજન ભૂલેશ મા, આત્માનું જોને કલ્યાણુ ઇચ્છે. ૪

૧૦૦

## પદ.

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરશે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શૂન્ય છીપ તે ઉપર નાવે, સો મણુ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણુ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા ક્યમે ન થાયે, જઈ ઝબોળે ગંગ જોને;
કુશકા કૂટેથી શું થાય, કણુ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણુ આવે ક્યાંથી જોને.
પાપીને પરબોધ ન કરીએ, મુન્ય ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસી દલ તોડી, પ્રેત ન પુજવા જઈએ જોને.

૧૦૧

પદ.

શું કર્યું ગીતા ગાઈનેરે, તેં શું કર્યું ગીતા ગાઈને; ટેક.
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધિક પડ્યો પંડિતાઈનેરે: તેં શું.
પોથી વાંચીને પરમારથ ન કીધો, કુટુંબ પોષ્યું કમાઈનેરે; તેં શું.
ભાગવત ભાખ્યું હેત હૃદે ન રાખ્યું, રહ્યો આપ સ્વારથ સાંઈનેરે; તેં શું.
શેષને માથે મણિ છે તોયપણ, જીવે છે જીવ ખાઈનેરે; તેં શું.
કહે પ્રીતમ પોતાના ડહાપણથી, ગયો ચોરાશીમાં વહેંચાઈનેરે. તેં શું.

---

# ભોજોભક્ત.

આ ભક્તકવિનો જન્મ કાઠિયાવાડમાં જેતપુર પાસે દેવકીગાલોલ ગામમાં સાવલીઆ કણબીની જ્ઞાતિમાં ઇ૦ સ૦ ૧૭૮૫માં થયો હતો, અને મરણ ઇ૦ સ૦ ૧૮૫૦માં ૬૫ વર્ષની ઉમરે થયું હતું. ભોજા ભક્તના ચાબખા બહુ વખણાય છે. તેમના કાવ્યોની કૃતિ જુદી જુદી જાતની છે અને તેમાંનાં ઘણાખરા વિશેષે કરીને બોધક છે.

ચાબખા.

૧૦૨

પદ.

મૂરખો રળી રળી કમાણો રે, માથે મેલશે મોટો પાં'ણો;—ટેક.
ધાઈ ધૂતીને ધન ભેળું કીધું. કોટિધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈ ન વાવર્યો, અધવચથી લુંટાણોરે. મૂરખો.
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઈ ગયા કંઈક, કોણ રંકને કોણ રાણોરે. મૂરખો.
મંદિર માળીઆં મેલી કરીને, નીચે જઈ ઠેરાણો;
ભોજો ભગત કહે મુઆ પૂઠે જીવ ઘણો ઘણો પરતાણોરે. મૂરખો.

૧૦૩

પદ.

મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઈએ નથી તારૂં; ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિકવાળું રે. મૂરખો-૧

દુઃખને તો કોઈ દેખે નાહ ને, સુખ લાગે સારૂં;
વેળાવેળાની છાંયડી તારી, વળી જાશે વારૂ રે. મૂરખો-૨
હરિભજનમાં હેતજ રાખો, સમરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદેમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે. મૂરખો-૩

૧૦૪

પદ.

ભક્તિ શીશતણું સાટું રે, આગળ વસમી છે વાટુ.—ટેક.
એક દિવસ તો આવી બની, રાજા મૂરધ્વજને માથે;
કાશીએ જઈને કરવત મૂકાવ્યું, હરિજનને હાથેરે. ભક્તિ.
સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસ ને રાણી;
ઋષિને વચને રાજા વેચાણો, ભરયાને પાણીરે. ભક્તિ.
પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શૂરવીર થઈ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર મા'લોરે. ભક્તિ.

૧૦૫

પદ.

દુનિઆ દિવાની કહેવાશે રે, ભૂંડી ભીંતોમાં ભટકાશે;
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે ભુવાજતી ઘેર જશે;
ધૂણી ધૂણી એની ડોકજ દુખશે, ને લેનારો લઈ ખાશેરે.—દુનિઆ. ૧
સ્વરગમાં નથી સુપડું ને, નથી ખાંડણીઓ ને ઘંટી;
દૂધચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે.—દુનિઆ ૨
ઢુંગ કરીને ધૂતવાને આવે ત્યારે હાથ બતાવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્રજ થાશેરે.—દુનિઆ. ૩
કીમીઆગર કોઈ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મુડી ગમાશેરે.—દુનિઆ. ૪

# નરભેરામ.

આ કવિ પેટલાદ પરગણાના પીજ ગામના ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હતા અને તેઓ અમદાવાદ પાસેના ગોમતીપુરમાં રહેતા હતા. એમની કવિતાનો કેટલોક ભાગ લોકપ્રિય જણાય છે. તેમના જીવન વિષે વધારે હકીકત મળી શકતી નથી. તેમનો જન્મ સને ૧૭૬૮માં થયો હોય એમ જણાય છે.

૧૦૬

પદ.

રાગ—ચાબખો.

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઈને જાવું;
નથી કરવાં ભગુવાં કાય, નથી ભેગું કરીને ખાવું. ટેક૦
જો પુરવે તો ભગુવાં કરજો, પુરવે ઉજ્જવળ રાખો;
રખે દુખવો સામા જીવને, સુખ સામાનું તાકો. નિશ્ચે કરો૦
એક ત્રાજવે સઉ સંસારી, બીજે જોગી લાવો;
કીયા જોગીને રામજી મળીઆ, એવો એક બતાવો. નિશ્ચે કરો૦
કંઈ નાઠા રાંડોને રોષે, કંઈને ન મળી નારી;
કોઈ સ્વાદે કોઈ કરજે નાઠો, કેમ રીઝે ગિરિધારી. નિશ્ચે કરો૦
મહેતો મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતી;
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુંભારની જાતી. નિશ્ચે કરો૦
બોડાણો જ્ઞાતિ રજપૅતની, ગંગાબાઈ છે નારી;
દાસ થઈને જો રહ્યા તો, ઘેર આવ્યા ગિરિધારી. નિશ્ચે કરો૦
રંકા વંકા સજન કસાઈ, ભજ્યા રાત ને દહાડો;
કીયા જોગીને રામ મળ્યા, એવો એક દેખાડો. નિશ્ચે કરો૦
નથી રામ વિભૂતિ ચોળવે, નથી ઉંધે શિર ઝોલ્યે;
નથી નારી તજી વન જાતાં, જ્યાંલગી આપ ન ખોલે. નિશ્ચે કરો૦
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને;
કડવું મીઠું, મીઠું કડવું, રામજી વશ છે તેને. નિશ્ચે કરો૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ;
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ. નિશ્ચે કરો૦

૧૦૭

# નીતિપ્રેમવિષે.

## છપ્પા.

નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી દોશીને હાટે;
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ, તપાસતાં, ગુજરી ગામો ગામની;
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રીરામની.

જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી;
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખાચડી ને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે;
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતીભર જેહને;
કહે નરભેરામ ગુરૂથકી, નિત્ય બલિહારી તેહને.

કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે;
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે;
દધિ દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું અપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાનદાન શિરોમણી.

ધાન ખાધું તે ધૂળ, નહીં વહાલા રઘુરાય;
ધાન ખાધું તે ધૂળ, વળી જે વિષયી થાય;
ધાન ખાધું તે ધૂળ, પાપ કરી પેટ ભરે છે;
ધાન ખાધું તે ધૂળ, ઘાત વિશ્વાસ કરે છે;
સામાનું સુખ જોઈ દાઝતો, નરકે જશે નિદાનરે;
કહે નરભો ફટ રે મૂરખા, શીદ વણુસાડયું ધાનરે.

---

# કાળીદાસ (વસાવડના)

---

આ કવિ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના જીવન વિષે વધારે હકીકત મળી શકતી નથી. તેમણે પ્રહ્લાદાખ્યાન, ધ્રુવાખ્યાન, સીતાસ્વયંવર, ઈશ્વરવિવાહ વગેરે લખેલાં છે. તેમની ભાષા સાદી પણ રસથી ભરેલી છે. તેમજ તેમાં સારા અલંકારો આવતા પણ જણાય છે.

૧૦૮

## સ્વયંવરવર્ણન.

### રાગ ધવલ.

રાયે મંડપ રચીઓ, સીતા સ્વયંવર મચીઓ રે; રાયે૦
રૂપ નિહાળી અનુપમ કન્યા, જનકે લીધી છે પ્રતિજ્ઞા રે; રાયે૦
તેડાવ્યા ભૂપ સકળદેશકેરા, આવીને કીધા છે ડેરા રે; રાયે૦
જે કોઈ શિવજીનું ધનુષ ચડાવે, તે જાનકીકંથ કહાવે રે; રાયે૦
મોટી મનોહર મંડપશાળા, હેમના સ્થંભ હીરાળા રે; રાયે૦
કાંચનમંચ અપનુમ ઢંજ્યા, પધરાવી ભૂપ નિહાળ્યા રે; રાયે૦
કૌશિકમુનિ સાથે રાઘવ રાજે, તે રૂપ અલૌકિક છાજે રે; રાયે૦
રઘુપતિ આગળ ભૂપતિ ન્યારા, ચંદ્ર આગળ જયમ તારા રે; રાયે૦
ધનુષપૂજન કીધું જનક ભૂપાળે, ચંદન પુષ્પની માળે રે; રાયે૦
ઢોલ નિશાન ને દુંદુભિ વાજે, ઘોર ગગન લગે ગાજે રે; રાયે૦
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુષને પુષ્પે વધાવી રે; રાયે૦
બોલ્યા શતાનંદગુરૂ નૃપ જોઈ, ધનુષ ચડાવોને કોઈ રે; રાયે૦
એવું સુણીને ઊઠયા મહીપતિ મુખીઆ, ભુજ બળ સમર્થ સુખીઆ રે; રાયે૦
ધનુષ તળે કર ન શકયા ઘાલી, ચંચળ આવ્યા જે ચાલી રે; રાયે૦
ઊઠી ઊઠી આવે છે ભૂપતિ બળીઆ, કરી શ્રમ પાછા વળીઆ રે; રાયે૦
આવ્યો છે ઇંદ્ર નરેંદ્રને રૂપે, ન ચડયું ધનુષ સુરભૂપે રે; રાયે૦
વાસુકિ આવ્યો અનુપમ વેશે, ધનુષ ફર્યું નહીં શેષે રે; રાયે૦
લંકપતિ લંક બાંધીને ઊઠયો, જાણીએ મેઘ વછૂટયો રે; રાયે૦
દોડયો દશાનન ગર્વે ભરાણો. મન જાણે હું સફળાણો રે; રાયે૦
ચાપ તળે કર દશ દશ ચંપ્યા, તે દેખીને દિક્‌પતિ કંપ્યા રે; રાયે૦
ધનુષ તળે ભુજ વીશ ભરાણા, તે કહાડતાં કર કચરાણા રે; રાયે૦

લડથડયો દશમુખ મહીપતિ હસીઆ, મુકુટ મસ્તકથી ખસીઆ રે; રાયે૦
વીશ ભુજા દશ મસ્તક ધારી, હાર્યો રાવણ અહંકારી રે; રાયે૦
વરૂણ વાયુ આવ્યા નરવપુ ધારી, ધનુષથકી ગયા હારી રે; રાયે૦
દશસહસ્ર મહીપતિ એકઠા ધસીઆ, ધનુષના ખૂણા ન ખસીઆ રે; રાયે૦
દશ દિક્પાળનો લાગ ન લાગ્યો, સર્વનો ગર્વ ત્યાં ભાંગ્યો રે; રાયે૦
કેટલાક ભૂપ વિના ઉપહાસે, ન ગયા પિનાકની પાસે રે; રાયે૦
ન ચડે ધનુષ વળે ભૂપતિ પાછા, તે આછા થકી લાગે આછા રે; રાયે૦
કેટલાક ભૂપતિ મનમાં રે લાજી, શીઘ્ર ચાલ્યા રથ સાજી રે; રાયે૦
જનકની આજ્ઞા માગી ન માગી, તે (વળી) ગયા ભૂપતિ બળ ત્યાગી રે; રાયે૦
જોયું જનકે કોઈએ ધનુષ ન ચડીઉં, તે પર્વતની પેરે પડીઉં રે; રાયે૦
જનક ભણે મારી પુત્રી ન પરણી, વીર વિના થઈ ધરણી રે; રાયે૦
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્રી કીધી, વીરકળા હરી લીધી રે; રાયે૦
એણીપેરે સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણી રે; રાયે૦
ભણેરે પ્રભુ મુને આજ્ઞા દીજે, (તો) ભૂપતનું મનડું પતીજે રે; રાયે૦
કહોતો બ્રહ્માંડને પાટુએ પાડું, નભલગે અવનિ ઉરાડું રે; રાયે૦
સાત સાગર કહોતો એકઠા ભેળું, આભના તારા ઉખેલું રે; રાયે૦
નિર્વીર પૃથ્વી જનકજીએ જાણી, ન શકયું ધનુષ કો તાણી રે; રાયે૦
પ્રભુ તમ આવે જો ધનુષ ન ભાગે, તો રવિકુળ લાંછન લાગે રે; રાયે૦
સાંભળી ભ્રાત વાર્યા રઘુનાથે, આપણ છીએ મુનિ સાથે રે; રાયે૦
આજ્ઞા વિના કાંઈ કામ ન થાએ, સેવાતણું ફળ જાએ રે; રાયે૦
સાંભળી ઋષિ હસી બોલ્યા મુખથી, ધનુષ ચઢાવોને સુખથી રે; રાયે૦
રામ રઘુકુળકેસરી કહાવો, શંભુનું ધનુષ ચઢાવો રે; રાયે૦
મુનિવરના સુણી વાયક કર્ણે, ઊઠી પ્રભુ લાગ્યા ચર્ણે રે; રાયે૦
કટિતટ-પલવટ નાથે ન વાળી, ન બાંધી પાઘ સંભાળી રે; રાયે૦
સે'જે ધર્યું જઈ ધનુ ત્રિપુરારી, તે લાગ્યું કુસુમ જેવું ભારી રે; રાયે૦
તાણી પિનાકના કર્યા ત્રણ કટકા, તે આભ લગે જઈ અટકયા રે; રાયે૦
સપ્ત પાતાળેથી પન્નગ થડકયો, ભાનુતણો તુરી ભડકયો રે; રાયે૦
કલમલ્યો કુરંગ ધનુષ કડાકે, દિગ્ગજ ભાગ્યા ભડાકે રે; રાયે૦
દેવ રહ્યા દંત આંગળી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલી રે; રાયે૦
કોય કે' ભવકોદંડ કિશોરે, વય વિના ભાંગ્યું છે જોરે રે; રાયે૦
કોય કે' ભૂપતિ એવું કરીએ, જાનકી ઝૂંટીને વરીએ રે; રાયે૦

કોય કે' ભૂપ એવું નવ કીજે, અન્યાયે કન્યા કેમ લીજે રે; રાયે૦
કોય કે' જાણ્યું અજાણ્યું મા ભાખો, બોલ્યા વિના બળ રાખો રે; રાયે૦
જેણે શરાસન શંભુનું ભાંજ્યું, અસ્ત્ર અખંડિત ગાજ્યું રે; રાયે૦
તે સાથે યુદ્ધ કરે કેમ ચાલે, મારી મહીતળે ઘાલે રે; રાયે૦
કોય કે' ભૂપ ચાલો રથ જોડી, ભીડ થાય જેમ થોડી રે; રાયે૦
ભક્તભૂપતિ ઘણું મનડામાં હરખે, તે રૂપ રાઘવતણું નરખે રે; રાયે૦
દેવનાં દુંદુભિ વાગ્યા છે વ્યોમે, વરસે કુસુમ ઘણાં ભોમે રે; રાયે૦
ભારે કુતૂહળ મંડપમાંહી, સજ્જન હરખ્યા છે ત્યાંહી રે; રાયે૦
આપી રઘુવરને વરમાળા, આવીને જાનકી બાળા રે; રાયે૦

સીતાસ્વયંવર.

---

૧૦૯

# હિરણ્યાક્ષવધ.

## રાગ વેરાડી.

હિરણ્યાક્ષ હઠે ભરાણોરે, બીજો કોણ છે મુજ સમાણોરે;
કોણ દેવનો દેવ કહાવેરે, દૈત મારવા હામ ધરાવેરે.
એને ખોળી કહાડું ક્ષણ માંહેરે, જઈ જીતું રહેતો હોય જ્યાંહેરે;
જાએ નાશી તો જીવતો ઝાલુંરે, લાવી કારાગૃહમાં ઘાલુંરે.
એમ કહી મૂછે કર ઘાલ્યોરે, ચૌદ લોકમાં ખોળતો ચાલ્યોરે;
જઈ ઇંદ્રપુરીમાં પોતોરે, દૈત હીંડે ઘરેઘર જોતોરે.
કોઈ માધવ મુજને દેખાડોરે, પુરૂષોત્તમ દ્રષ્ટે પાડોરે;
એશું ખડ્ગ વિધાએ ખેલુંરે, દ્રષ્ટે દેખું તો જાનો ન મેલુંરે.
તમે સાંભળો અમર મેરરે, રાખે દાનવ સાથે વેરરે;
કરે દેવ તમારી સારરે, તેને ખોળી કાઢું નિરધારરે.
એ તો મૃત્યુ અસુરનું આણેરે, તેની ત્રેવડ કરવી આ ટાણેરે;
જેને મુનિજન સર્વે સંભારેરે, તેનું મુખ જોતું છે મારેરે.
કહાવે અમરતણો એ સ્વામીરે, બહુ વેશ ધરે બહુનામીરે;
તમે દેખાડો એનું ઠેકાણુંરે, નહિતર અંત તમારો આણુંરે.
વળતા બોલ્યા તે સર્વે સુરરે, તું તો કાંઈ નવ જાણે અસુરરે;
એ તો અખિલ જગતના વાસીરે, તું તો જોની સઘળે તપાસીરે.

એ તો કોયથકી નવ છેટેરે, પણ ખોળ્યા વિના નવ ભેટેરે;
ઘર મૂકી વનમાં જાય રે, તેને સન્મુખ દર્શન થાયરે.
મોટા સદ્દગુરૂ શિર થાપેરે, તે પણ એનું ઉપાસન આપેરે;
જે કોઈ નિશદિન સ્મરણ રાખેરે, તેને રૂપ રમાવર દાખેરે.
તુંને વેરભાવે લાગ્યો લક્ષરે, તોએ પ્રભુ થાશે પ્રત્યક્ષરે;
એની વાત તો બ્રહ્મા જાણેરે, મુખથી ચારે વેદ વખાણેરે.

તું તો બ્રહ્માને પૂછની ખ્યાતરે, જે જાણે છે એની વાતરે;
એવું સાંભળી બ્રહ્મા પાસેરે, દૈત આવ્યો છે એક શ્વાસેરે.
આવી ઉભો તે શીશ નમાવીરે, બ્રહ્મા પૂછેછે પ્રેમ જણાવીરે;
કહે પુત્ર આવ્યો છે કેમરે, કાંઈ માંડયો છે ઉન્માદ એમરે.

બોલ્યો દૈત તે જોડી હાથરે, મારી વિનતિ સાંભળો નાથરે;
મુને નારદે જે કાંઈ કહ્યું રે, તે તો વચન હૃદે મેં ગ્રહ્યુંરે.
તુંને મારશે માધવ રાયરે, જેનો મોટો ઘણો મહિમાયરે;
જેણે મધુકૈટભને માર્યારે, મોટા બળવંત એથી હાર્યારે.

તેને જાણો તમો મહારાજરે, તેને દેખાડી દોની આજરે;
કરી જુદ્ધ ને એને ગાળુંરે, દૈત સઘળાનું દુઃખડું ટાળુંરે.
એવું સાંભળી બ્રહ્મા બોલેરે, કોઈ પુરુષ નહીં એને તોલેરે;
એ તો આદ્યપુરુષ અવિનાશીરે, એની જોત જગતમાં પ્રકાશીરે.

એ તો કોઈનો માર્યો નવ મરેરે, એતો તૃણનો મેરુ કરેરે;
એને ખોળીએ જો જુગ બાધેરે, તો અદ્વૈત ભાવે નવ લાધેરે.
ઘણા દિવસ લગે તપ સાધે રે, એક ચિત્ત કરીને આરાધેરે;
એને ચરણે જે તન મન અર્પે રે, રહી ચરણને સર્વે સમર્પેરે.

તેને મળે મધુસુદન પોતેરે, મન હંકાર સર્વે ખોતેરે;
તમો દાનવ કાંઈ નવ જાણો રે, બોલો હંકારે આપ વખાણોરે.
ગુપ્ત વેપાર કરો અણ લેખેરે, તે પણ દેવ અંત્રિક્ષથી દેખેરે;
તેણે તમ ઉપર નિર્ધારરે, મન કોપ કરે કીરતારરે.

સુર સઘળા મેલી અભિમાનરે, ભાવે ભક્તિ કરે ભગવાનરે;
ગુણ ગોવિંદના નિત્ય ગાયેરે, તેને શ્રીહરિ થાશે સહાયેરે.
તમે ગુણ જો ગોવિંદના ગાઓરે, ક્ષણમાં સુર સરીખા થાઓરે;
એને સુર અસુર બે સરખારે, જેમ સઘળે વરસે વરખારે.

તમો દુઃખ ઘો છો સુરની દેહરે, કરે સ્તુતિ પ્રભુજીની તેહરે;
સ્તુતિ સાંભળી શ્રીવર રીઝેરે, સુણી ગોવિંદ તમપર ખીજેરે.
તેણે શ્રીહરિ તમને સંહારેરે, દેવ પોતાના કરીને ઉગારેરે;
તમે દૈત પોતાને પાપેરે, વળી વેર કરો છો આપેરે.
તમે સહજે કરોછો ક્રીડારે, તેમાં પૃથિવી પામે પીડારે,
તેણે તમને વિષ્ણુ વિદારેરે, તેમાં કોણ પ્રભુને વારેરે.
તમને સરજાવ્યા શ્રીનાથેરે, વળી વેર કરોછો તમે હાથેરે;
વેર વિષ્ણુ સાથે જો કરશોરે, એના માર્યા તે નિશ્ચે મરશોરે.
એવું સાંભળી દાનવ હુંકેરે, એના સમ જો માર્યા વણ મૂકેરે;
એણે પક્ષ જો દેવની રાખીરે, અમે જુદ્ધ કરવા અભિલાખીરે.
એથી બીજીએ નવ નિર્વાણરે, પાડું પૃથિવીમાં ભંગાણરે;
એતો કહાવે વિપ્રનો પતિરે, વઢે અમ સાથે અમરની વતીરે.
બધી પૃથિવી જળમાં ઝબોળુંરે, વિષ્ણુ સંગાથે નિશ્ચે બોળુંરે;
એમ કહીને અસુર પાછો વળીઓરે, આવ્યો અવનિ ઉપર અતિ બળીઓરે.
અવનિ બળે કરીને ચાંપીરે, બાધી પૃથિવી તે થરથર કાંપીરે;
નવ ખંડ ધરા તત્કાળરે, શેષ સહિત ચાલી રસાતાળરે.
ત્યારે સુરપતિ જોડી હાથરે, સહુ સંભારે વૈકુંઠનાથરે.

## પૂર્વછાયો.

પૃથિવી ચાંપી ચરણશું, ડોલ્યા દશ દિગ્પાળ;
સુર બ્રહ્માદિક સ્તુતિ કરે, સર્વે દેવ દયાળ.
વહાર કરો વૈકુંઠપતિ, કમળાનાથ કૃપાળ;
સુરસહાયક જગતનાયક, ત્રણ ભુવન પ્રતિપાળ.

૧૧૦

## રાગ રામગ્રી અથવા છંદ તોટકની દેશી.

ભણે ઇંદ્ર મુનીંદ્ર ઉપેંદ્ર નમો, કરુણાવર શ્રીહરિચંદ નમો;
સચ્ચિદાનંદ શ્રી અવિનાશી નમો, કમળાવર વૈકુંઠવાસી નમો.
પુરુષોત્તમ પંકજનેત્ર નમો, પરિપૂરણ બ્રહ્મ પવિત્ર નમો;
રવિકોટિકળાવરરૂપ નમો, ભગવાન સુરાસુર ભૂપ નમો.

પરમેશ્વર પન્નગશાયી નમો, સચરાચર સંપદદાયી નમો;
શિરચરણકરાંબુજસહસ્ર નમો, પરિધાનપીતાંબરવસ્ત્ર નમો.
કિરીટાદિકાલંકૃતધારી નમો, મધુસૂદન દેવ મોરારી નમો;
શંખચક્રગદાંબુજપાણી નમો, ખગવાહન પુરુષપુરાણી નમો.
ત્રટનિર્ધનપાવનચરણ નમો, જય માધવ મંગલકરણ નમો;
સુરવલ્લભ સુંદરશ્યામ નમો, જનદાયકદુર્લભધામ નમો.
નભવાયુહુતાશપ્રકાશ નમો, પૃથિવીજલજંતુનિવાસ નમો;
ગુણવંત અચિંત્ય અનંત નમો, ભયભંજન શ્રીભગવંત નમો.
નિરાકાર નિરંજન દેવ નમો, શિવશંકર સાયક શૈવ નમો;
શરણાંગતવત્સલ નાથ નમો, નિજભક્તતણા સદાનાત નમો.
ભુવનેશ્વર ભૂધર વીર નમો, શુભ ધર્મધુરંધર ધીર નમો;
દ્વિજપાલક દીનદયાળ નમો, જગદીશ જગતકૃપાળ નમો.
બહુવેશ મહા બળવંત નમો, હૃષિકેશ મહેશ મુકુંદ નમો;
કરો વહાર દયાનિધિ વેગે કરી, સુણતાં પ્રગટ્યા તતખેવ હરી.

## પૂર્વછાયો.

સુણતાં પ્રગટ થયા હરિ, સુરકારણ તતકાળ;
વરાહરૂપ ધર્યું પ્રભુજી, જે ત્રણભુવનપ્રતિપાળ.
રસાતાળ જાતી ધરા, દાઢાગ્રપર ધરણ;
વિશ્વતણી વહારે ચડ્યા, સ્વામી અશરણશરણ.
દાનવ સાથે જુદ્ધ રચ્યું, લીધો વરાહવેશ;
પ્રભુજીએ પૃથ્વી ધરી, જલમાં કર્યો પ્રવેશ.
હરિ હિરણ્યાક્ષ વઢે, ત્યાં થયું દારુણ યુદ્ધ;
દિગ્પાળ દશે ખળભળ્યા, ને શેષ ભૂલ્યો શુદ્ધ.
સાત સાગર ભેળા ભળ્યા, પડ્યાં પર્વતશૃંગ;
ખળભળે બ્રહ્માંડ બાધું, અસુર કેરે અંગ.

## ઉથલો.

અસુરકેરે અંગરે, બ્રહ્માંડ બાધું થરથરે;
ક્રોધરૂપ થયા હરિ, તે સાથ સબળું જુદ્ધ કરે.

## ૧૧૧.

### રાગ—સિંધુડો.

માંડયું જુદ્ધ તે દુસ્તર દારૂણુ હો, જેમ વડવાનલ કંપ વારૂણુ હો;
વિશ્વ ડેલે વરાહ બલસાયર હો, નીરખી નર થયા બહુ કાયર હો.
કર ગદા પરસ્પર ધારી હો, તન પ્રહાર પછાડે ભારી હો;
આયુધસું આયુધ ઉછાળે હો, ધુરમ દઈને ઘા સંભાળે હો.
આયુધસું આયુધ છેદે હો, નાખતાં અંગ નવ ભેદે હો;
વળગીને વેર વછૂટે હો, ખેલતાં તે કોઈ નવ ખૂટે હો.
નાખી બાથને જુગતે ઝાલે હો, કોપીને કંઠે કર ઘાલે હો;
રણુમાંહે પરસ્પર રોળે હો, જલમાંહે પડ્યા જલ ડોલે હો.
શત પંચ સંવત્સર પૂરા હો, જલમાંહે વઢે એવુ શૂરા હો;
ઢીંચણુ ઢાલ બરછી કાણી હો, નર દીએ છે અન્યોઅન્ય બોણી હો.
વળતા પૃથિવીપર આવ્યા હો, ઇંદ્રાદિકને ઘણું અકળાવ્યા હો;
પડઘા પ્રચંડ વાજે હો, નવ ખંડ ગગનમાં ગાજે હો.
ધમકારે ધરણી ધ્રજે હો, મહા દૈત્ય દેવસું ઝૂઝે હો;
જગદીશ કરે જલક્રીડા હો, પૃથિવીમાં પ્રગટી પીડા હો.
દશ સહસ્ર વર્ષ વરાહ લડ્યા હો, પણુ કોઈ જુદ્ધે નહિ પડ્યા હો;
મનમાંહે મહારાજ વિચારે હો, જુદ્ધ કરતાં દાનવ હારે હો.
વળતું હરિ વદન વિકાસ્યું હો, તન તીક્ષ્ણુ તેજ પ્રકાસ્યું હો;
મુખ દાઢ કરાળ વધારી હો, રૂઠ્યા મનમાંહે મોરારી હો.
દઈ દોટ પ્રબળ ને પાડ્યો હો, જઈ દાનવ પ્રૌઢ પછાડ્યો હો;
હિરણ્યાક્ષનું શીશ તો હાથે હો, ગ્રહી છેદ્યું તે કમળાનાથે હો.
અંતરિક્ષથી સુરનર નીરખી હો, મનમાંહે રહ્યા છે હરખી હો;
મુખ જય જય શબ્દ સુણાવે હો, બહુ પુષ્પની વૃષ્ટિ કરાવે હો.

### પૂર્વછાયો.

પુષ્પવૃષ્ટિ સુરનર કરે, દેખી દાનવ નાશ;
ઇંદ્રાદિક મુખ ઓચરે, જય જય જગન્નિવાસ.

પ્રહ્‌લાદાખ્યાન.

---

# બ્રહ્માનંદ.

સ્વામી બ્રહ્માનંદનો જન્મ ડુંગરપર પરગણાના ખાણ ગામમાં ભાટ જ્ઞાતિના શંભુદાનને ત્યાં સંવત ૧૮૨૮માં થયો હતો. તેમનાં પૂર્વાશ્રમનાં નામ લાડુ બારોટ અને શ્રીરંગદાસ હતાં. તેમણે વીશ વર્ષની ઉમરે ઉદ્ધવી સંપ્રદાયની (સ્વામીનારાયણના પંથની) દીક્ષા લીધી હતી. તેમનું મરણ સંવત ૧૮૮૮માં કાઠિયાવાડના મૂળી ગામમાં થયું હતું. તેમના રચેલા મુખ્ય ગ્રન્થો—સંપ્રદાય પ્રદીપ, નીતિપ્રકાશ, ધર્મવંશપ્રકાશ, સુમતિપ્રકાશ, ચાંદ્રાયણપ્રારંભ, વિવેકચિંતામણી, ઉપદેશચિંતામણી, શિક્ષાપત્રી, બ્રહ્માનંદકાવ્ય, વગેરે. તેમનો દૃઢ વૈરાગ્ય અને નિશ્ચલ ભક્તિ અનેક પદોમાં ઉભરાતાં જણાય છે અને તેમનો જુસ્સો, ભાષાનું ગૌરવ, અને વાંચકના હૃદયપર દૃઢ અસર કરે એવી ઠોક મારતી કવિતાની રચના ખાસ ધ્યાન ખેંચે તેવાં છે.

૧૧૨

પદ.

રાગ—ગરબી.

નારાયણ નામ લેને તું પ્રાણી રે, બદ્રીનાથ પ્રગટ જુગ જાણી; નારાયણ.
નરદેહ દીધો તુને નાથે રે, હોય ધન તો વાવર તારે હાથેરે;
પડ્યું રહેશે ના'વે કોડી સાથે, નારાયણ—૧
ગર્ભવાસ રક્ષા કીધી તારીરે, લીધો જઠરાગ્નિથી ઉગારીરે;
એવો તેને તું કેમ વિસારી, નારાયણ—૨
વિના સમજે કે'છે મારૂં મારૂં રે, ધન કાજે ભમે મન બા'રૂંરે;
તારે હાથે નથી તન તારૂં, નારાયણ—૩
મિથ્યાસુખમાંહી તું ભરમાણોરે, બાંધ્યો લોકલજ્જા ગળે પાણોરે;
જાય છે તૃષ્ણાને પૂરે તણાણો, નારાયણ—૪
કાયા માયા છે જો તારી કાચીરે, તેને રંગે મા રે'જે તું રાચીરે;
બ્રહ્માનંદ કહે વાત સાચી, નારાયણ—૫

૧૧૩

પદ.

રાગ—ધોળ.

દાટયો રહેને ચોર દૈવના, શું મુખ લઈને બોલેજી;
સ્વારથ કારણ શ્વાનનીપેરે, ઘર ઘર ફરતો ડોલેજી.—૧

આતમ સાધન કાંઈ ન કીધું, માયામાં ભરમાણોજી;
લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લુંટાણોજી.—૨
પિંડને અરથે પાપ કરંતાં, પાછું ફરી નવ જોયુંજી;
કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, રામ રતન ધન ખોયુંજી.—૩
વિષયવિકાર હૈયામાં ધાર્યા, વિસાર્યા મોરારીજી;
મૂરખ તેં આમે દશ મહિના, જનની ભારે મારીજી.—૪
સંતપુરૂષની સોબત ન ગમે, ભાંડ ભવાઈમાં રાજીજી;
બ્રહ્માનંદ કહે નરતન પામી, હાર્યો જીતી બાજીજી.—૫

---

# દેવાનંદ.

આ કવિ સ્વામીનારાયણના સાધુ હતા. તેમના જીવન વિષે કંઈ પણ હકીકત મળી શકી નથી તેમજ તેમણે ખાસ ગ્રન્થો બનાવ્યા હોય તેમ પણ જણાતું નથી. માત્ર તેમણે છુટક પદો બનાવેલાં જણાય છે, પણ તે ઘણાં લોકપ્રિય છે. લોકપ્રિય કવિ દલપતરામને કાવ્ય શીખવવાનું માન આ કવિને છે. તેમની ભાષા સાદી અને લોકરંજની છે.

૧૧૪

પદ.

તારા મનમાં જાણેછે મરવું નથીરે, એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનનેરે. ટેક૦
ધન દોલત નારી ને ઘણા દીકરારે, ખેતી વાડી ઘોડી ને ઘરબાર. તેમાં૦
મેડી મંદીર ઝરૂખા ને માળીઆંરે, સુખદાયક સોનેરી સેજ. તેમાં૦
ગાદી તકીઆ ને ગાલમસુરીઆરે, અતિ આડ કરે છે એજ. તેમાં૦
નીચી ખાંધ કરીને નમતો નથીરે, એવું સાધુસંગાથે અભિમાન. તેમાં૦
મરમાળી મોહનજીની મૂર્તિરે, તેની સાથે ન લાગેલ તાન. તેમાં૦
પાપ અનેક જન્મનાં આવી મળ્યાંરે, તારી મતિ મલિન થઈ મંદ. તેમાં૦
દેવાનંદના વા'લાને વિસરી ગયોરે, તારે પડયો ગળે જેમ ફંદ. તેમાં૦

૧૧૫

પદ.

દુનિયામાં ડાહ્યો, ડા'પણમાં દુઃખ પામે;
ભવતારણ ભગવાન વિસારી, ચડીઓ હાંસે ભામેરે. દુનિયામાં૦
મનુષ્યદેહ મળ્યો અતિ મોટો, ખોટો જાણી ખોયો;
ચોરે ચૌટે જૂઠું બોલ્યો, નાહક નીર વલોયોરે. દુનિયામાં૦
હરિહરિજન સંગ હેત ન કીધું, પીધું વિષનું પાણી;
સુખ સંસારી પામ્યા સારૂ, મુવા લગી ધર તાણીરે. દુનિયામાં૦
હરખશોકની નદીઓ મોટી, તેમાં જાય તણાણો;
દેવાનંદ કહે હરિ ભજ્યો નહીં, ઘણે દુઃખે ઘેરાણોરે. દુનિયામાં૦

---

# નિષ્કુલાનંદ.

આ કવિનો જન્મ કચ્છ દેશમાં વિશ્વકર્મા બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ લાલજી હતું, અને સ્વામીનારાયણનો ઉપદેશ લઈ સાધુ થયા પછી નિષ્કુલાનંદ નામ પડયું હતું. તેઓ ઇ૦ સ૦ ૧૮૨૧માં હયાત હતા એમ માલમ પડે છે. તેમની કવિતાનું મુખ્ય અંગ વૈરાગ્ય હતું. "ત્યાગ ન ટકેરે વૈરાગ્ય વિના" એ તેમના જીવનનું સૂત્ર હતું. તેમના મુખ્ય ગ્રન્થોની નોંધ — ભક્તચિંતામણી, ઉપદેશચિંતામણી, નિષ્કુલાનંદકાવ્ય (આ ગ્રંથ તેમના બનાવેલા ૨૦ ગ્રન્થોના બનાવેલા મોટા સંગ્રહરૂપ છે.) અને છુટક પદો ૩૦૦૦ છે. તેમના દરેક પદમાં અને ચરણમાં તીવ્ર અને દૃઢ વૈરાગ્ય પ્રત્યક્ષ છે. પણ તેમણે છંદ માત્રા કે અનુપ્રાસનો નિયમ જાળવ્યો હોય એમ જણાતું નથી.

૧૧૬

## વૈરાગ્ય વિષે.

પદ.

રાગ જંગલો.

જનની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો સંસારીડો આગજી. જનની૦
ધન્ય ધન્ય માતારે ધ્રુવતણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલીઆ વનજી. જનની૦

ઊઠી ન શકેરે ઉંટીઓ, બહુ બોલાવ્યો બાજંદજી;
તેનેરે દેખી ત્રાસ ઉપનો, લીધી ફકીરી છોડયો ફંદજી. જનની૦

ભલોરે ત્યાગ ભરથરીતણો, તજી સોળસેં નારજી;
મંદીર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બહારજી. જનની૦

એ વૈરાગવંતને જાઉં વારણે, બીજા ગયારે અનેકજી;
ભલારે ભુંડા અવની ઉપરે, ગણતાં ના'વે છેકજી. જનની૦

ક્યાં ગયું કુળ રાવણતણું, સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વે સુપન વેવારજી. જનની૦

છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ મુનિ માનવી, સર્વે જાણો સુપનજી. જનની૦

સમજી મૂકો તો સારૂં ઘણું, જરૂર મુકાવશે જમજી;
નિષ્કુલાનંદ કહે નહિ મટે, સાચું કહું ખાઈ સમજી. જનની૦

૧૧૭

પદ.

જંગલ વસાવ્યુંરે જોગીએ, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી. જંગલ૦

સેજ પલંગેરે પોઢતા, મંદિર ઝરૂખા માંયજી;
તેને નહિ તૃણસાથરો, રહેતા તરૂતળ છાંયજી. જંગલ૦

શાલ દુશાલારે ઓઢતા, ઝીણા ઝરકશી જામજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામજી. જંગલ૦

ભાવતાં ભોજન જમતાં, અનેક વિધનાં અન્નજી;
તેણે રે માગવા લાગ્યા ટુકડા, ભિક્ષા ભવને ભવનજી. જંગલ૦

હાજી કહેતાં હજારો ઊઠતાં, ચાલતા લશ્કર લાવજી;
તે નર ચાલ્યારે એકલા, નહીં પેંજાર પાવજી. જંગલ૦

રહો તો રાજા રસોઈ કરૂં, જમતા જાઓ જોગીરાજજી;
ખીર નીપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજજી. જંગલ૦

આહાર કારણ ઉભા રહે, એકની કરી આશજી;
તે જોગી નહીં ભોગી જાણવો, અંતે થાય છે વિનાશજી. જંગલ૦

રાજ સાજ સુખ પરહરી, જે જન લેશેરે જોગજી;
તે ધનદારામાં નહિ ધસે, રોગસમ જાણે ભોગજી. જંગલ૦
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશજી;
કુળરે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ૦

---

# મનોહર સ્વામી.

આ કવિનો જન્મ ઇ૦ સ૦ ૧૭૯૮માં જુનાગઢમાં વડનગરા નાગર ગૃહસ્થની જ્ઞાતિમાં થયો હતો, અને તેમનું મરણ ઇ૦ સ૦ ૧૮૪૫ના વૈશાખ માસમાં ભાવનગરમાં થયું હતું. અવળા વ્યાપારને લીધે પિતા તરફથી પ્રાપ્ત થયેલી મીલકતનો નાશ થવાથી અને પોતાની સ્ત્રીમાં કંઈ દોષ જોવામાં આવ્યાથી આ સ્વામીને વૈરાગ્ય આવ્યાનું જણાય છે. સન્યસ્ત લીધા પછી તેમણે પોતાનું નામ સચ્ચિદાનંદ રાખેલું હતું. તેમને સંસ્કૃત અને ફારસી ભાષાનું સારૂં જ્ઞાન હતું. તેમણે નીચે દર્શાવેલા ગ્રન્થો રચ્યા છેઃ—સનત્સુજાતીય આખ્યાન, પુરાતન કથા, નિત્યકર્મ અને ગુજરાતી વ્યાકરણ, ભગવદ્ગીતાની પદ બોધિની ટીકા વગેરે. તેમની કવિતામાં—મુર્તિપૂજાદિક કર્મ ઉપાસનાનું અને અદ્વૈત મતનું બ્રહ્મનિરૂપણ છે.

૧૧૮

પદ.

જેને કૃષ્ણવચન વિશ્વાસ, તેને ન રહે યમનો ત્રાસ. ટેક૦
વિશ્વેશ્વરનાં વચન વિચારે, વર્તે બારે માસ;
વાક્ય વિરૂદ્ધ ન બોલે મુખથી, કરે સંતમાં વાસ. જેને૦ ૧
કામક્રોધતૃષ્ણાદિકેરો, કરે હૃદયથી નાશ;
શીલદયાસંતોષાદિની, ખરી જમાવે રાશ. જેને૦ ૨
નિરાકાર આધાર સર્વનો, તે હરીનો વિશ્વાસ;
તેને ભજે યજે ધ્યાયે નિત્ય, અન્ય ન રાખે આશ. જેને૦ ૩
સાધનવંત થઇ નિત્ય સાધે, એક રૂપ અવિનાશ;
ભેદરહિત નિજરૂપ જણાયે, ચિદાકાશ સુખરાશ. જેને૦ ૪
કૃષ્ણ કૃપાથી નિશદિન તેને, બ્રહ્માનંદવિલાસ;
મનોહર મુક્ત જગતમાં વિચરે, છૂટે માયાપાસ. જેને૦ ૫

# વીરવિજય.

આ કવિ સને ૧૮૪૯માં હયાત હતા અને અમદાવાદના વતની હતા. તેમનાં પ્રસિદ્ધ થયેલા ગ્રંથો—ધમ્મિલનો રાસ અને શીયળવેલ છે.

૧૧૯

## હિતશિક્ષા.

સાંભળજો સજ્જન નર નારી, હિતશિખામણ સારીજીરે;
રીસ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરવારી; સુણજો સાજનોરે.
કામ વિના પર ઘર નવ જઈએ, આળે ગાળ ન દીજેજીરે;
બળીઆ સાથે બાથ ન ભરીએ, કુટુંબ કલેશ નવ કીજે. સુણજો૦
દુશ્મનસું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજીરે;
માતબેનસું મારગ જાતાં, વાત ન કરીએ રાતે. સુણજો૦
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવ રહીએજીરે;
માતાપિતાગુરૂ વિણ બીજાને, ગુંજની વાત ન કહીએ. સુણજો૦
અજાણ્યાસું ગામ ન જઈએ, ઝાડતળે નવ વસીએજીરે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દૂર ખસીએ. સુણજો૦
રમત રમતાં રીસ ન કરીએ, ભયમારગ નવ જઈએજીરે;
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએ. સુણજો૦
હુંકારા વિણ વાત ન કરીએ, સ્નાન વિણ નવ જમીએજીરે;
ધન વિદ્યાનો મદ નવ ધરીએ, નમતા સાથે નમીએ. સુણજો૦
ગુરૂ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસીએજીરે;
હાથી વાઘ સરપ નર વઢતા, દેખીને દૂર ખસીએ. સુણજો૦
કૂવાકાંઠે હાંસી ન કરીએ, કેફ કરી નવ ભમીએજીરે;
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએ. સુણજો૦
ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરીએજીરે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરીએ સુણજો૦
નામું માંડો આળસ છાંડો, દેવાદાર ન થઈએજીરે;
કષ્ટભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઈ રહીએ. સુણજો૦
માતા ચરણે શીશ નમાવી, બાપને કરો સલામોજીરે;
દેવ ગુરૂનાં દર્શન કરીને, કરો સંસારનાં કામો. સુણજો૦

એ હાથે માથું નવ ખણીએ, કાન નહિ ખોતરીએજીરે;
ઉભા કેડે હાથ ન દઈએ, સામે પુર ન તરીએ. સુણજો૦

તેલ તમાકુ દૂરે તજીએ, અણુગળ જળ નવ પીજેજીરે;
કુલવંતી સતીને શિખામણ, આના ભેગી દીજે. સુણજો૦

સસરોસાસૂ જેઠજેઠાણી, નણુદી વિનય ન મૂકોજીરે;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચૂકો. સુણજો૦

નીચ સાહેલી સંગ ન કીજે, પરમંદિર નવ ભમીએજીરે;
રાત પડે ઘર બહાર ન જઈએ, સૌને જમાડી જમીએ. સુણજો૦

ધોબણ માલણ ને કુંભારણ, જોગણ સંગ ન કરીએજીરે;
સેંજે કોઈક આળ ચઢાવે, એવું શીદ આદરીએ. સુણજો૦

નિજ ભરથાર ગયો દેશાવર, તવ શણગાર ન ધરીએજીરે;
જમવા નાતવરો નવ જઈએ, દુર્જન દેખી ડરીએ. સુણજો૦

પરશેરી ગરબો ગાવાને, મેળખેળે નવ જઈએજીરે;
નાવણ ધોવણ નદી કિનારે, જાતાં નિર્લજ ન થઈએ સુણજો૦

ઉપડતે પગ ચાલ ચાલીએ, હુન્નર સહુ શીખીએજીરે;
સ્નાન સુવસ્ત્રે રસોઈ કરીને, દાન સુપાત્રે દીજે. સુણજો૦

શોકતણાં લઘુ બાળક દેખી, ખેદ ન ધરશો હૈયેજીરે;
તેની સુખ શીતળ આશીષે, પુત્રતણાં ફળ લહીએ. સુણજો૦

બારવરસ બાળક સુરપડિમાં, એ બે સરીખાં કહીએજીરે;
ભક્તિ કરે સુખ લીલા પામે, ખેદ કરે દુઃખ લહીએ. સુણજો૦

નર નારી બેઉને શિખામણ, મુખ લવરી નવ હસીએજીરે;
નાત સગાંનાં ઘર છોડીને, એકલડાં નવ વસીએ. સુણજો૦

અતિશે ઉનું ખાટું ખારૂં, શાક ઘણું નવ ખાવુંજીરે;
મૌનપણે ઓઠાંગણ વરજી, જમવા પે'લા ના'વું. સુણજો૦

અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેસી ન જમવુંજીરે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું. સુણજો૦
કંદમૂળ અભક્ષ ન બોળો, વાસી વિદળ તે વરજોજીરે;
જૂઠ તજો પરનિંદા હિંસા, જો વળી નરભવ સરજો. સુણજો૦

# નર્મદાશંકર.

આ કવિનો જન્મ સુરત શહેરના લાલશંકર નામના નાગર ગૃહસ્થને ત્યાં સને ૧૮૩૩માં થયો હતો અને તેમનું મરણ સને ૧૮૮૬માં થયું હતું. આ કવિ દલપતરામ કવિના સમકાલીન અને સંસાર સુધારક તરીકે ગુજરાતમાં પ્રથમ હતા. પ્રેમ—શૌર્ય એ તેમનું જીવનસૂત્ર હતું. તેમના બનાવેલાં પુસ્તકો—નર્મ કવિતા, નર્મગદ્ય, નર્મકોષ અને થોડાં નાટકો. શ્રીમદ્ ભાગવતનું ભાષાંતર પણ તેમણે કરેલું છે. તેમની કવિતા ઉંચા પ્રકારની તો નથીજ પણ લાગણીથી ભરપુર છે અને સુધારો અને સ્વદેશાભિમાન એમનાં કાવ્યોમાં દરેક સ્થળે દષ્ટિએ પડે છે.

૧૨૦

## પ્રજાનો રાજાપ્રતિ ધર્મ.

### નારાચ.

ખરા ઠરેલ કાયદા ઉમંગ લાવી પાળતી,
કહેલું સાનમાં લહી ખસુસ જે બજાવતી;
સ્વદેશનાભિમાનથી ફિતુર બંડ ના કરે,
પ્રજા સજાત જાણવી, સુરાજભક્તિ આચરે.
પિતાની કાળજી વડે નિરાંતથી જમી સુતી,
ન તેભણી ઉઠે સુપુત્રી મારવા કદી જુતી;
તજી કૃતઘ્નતા સજે કૃતજ્ઞતા રૂડી દિલે,
પ્રજા સજાત જાણવીજ જેહની ખુમી ખીલે.
બહુજ ઇતિરાજી રાયની કદાપિ થાયજો,
ક્ષમાની ઢાલ રાખી બા'ર હાજીહાજી ગાયતો;
સમો વટાવી કાયદો અયોગ્ય ફેરવાવતી,
પ્રજા સજાત જાણવી સુરાજનીતિ માંગતી.
પડયું વિપત્તિ આભ તૂટી જોઈ બાપ ઉપર,
કદાપિ ના તજેજ તે જીવોજ ખાઈને ડર;
અનંત તંન મંન ધંનથી દીએ સુઆશ્રય,
પ્રજા સજાત નિજ કામમાંહિ મેળવે જય.
પિતા ઉપર સામટો બધો ન બોજ મુકતી,

સ્વદેશને સુધારવાતણો સ્વશક્તિએ છતી;
સ્વહિત દેશહિત રાજહિત રીત નીત તે,
પ્રજા સજાત તુર્ત ઝડ્પી લે વળી ભલી ગતે.
કુસંપ લોભ ગર્વને સદૈવ ચાનકે હણે,
સુયત્ન ઘોડજોડ જોડી સંપ ચારકે ભણે;
'સદા રહોજ રામરાજ અંગના ઉમંગમાં',
પ્રજા સજાત વીર તો જીતેજ રંગ જંગમાં.
દગા છળો જુગાર જાર ચોરો ને ખુનો સહુ,
સ્વદેશમાંથી કહાડવા કરેજ મહેનતો બહુ;
બચાવી નાણું એમ જે નખાવતી સમારમાં,
પ્રજા સજાત લાભ લે રહેજ બાપલાડમાં.
વિયોગ રાયદીપનો સહે નહીં કદી ખરે,
મુએલવત્ પડી રહે પતંગ દીવસે અરે;
સુદીપ દેખતાંજ ઝંપલાવી તેલમાં પડે,
પ્રજા સજાત રાજભક્તિ અર્પી જાય પ્રાણદે.
ન એવું આચરે કદી ફુલાઈ જાય રાયરે,
ખુશામતો કરી નહીં ગુલામ આપ થાયરે;
રહીજ નિજ ભારબોજમાં નહીં ચળે છળે,
પ્રજા સજાત રાજભકિત અર્પી આપ સુખ લે.

૧૨૧

## રૂકિમણીહરણ.

### કટાવ.

સહુ સેનને, રાજાઓને, હારી ગયલા, નિરાશ થયલા, જોઈ કરીને, પ્રગટ સભામાં, સહુની સામાં, કરે પ્રતિજ્ઞા, જો ન અરીને, ચોર હરીને. મારૂં ધરીને, નાવું ફરીને. પુરમાં પાછો, એવું પણ લઈ, નિજ સેનને, જાદવ સામાં, લડવાનું કહી, બહુ ક્રોધમાં, બહુ શૂરમાં, સકળ સેનથી, જુદો થઈને, આડી વાટે, જલદી માટે, કૃષ્ણ પુંઠે તો, પડયો ધસીને, જઈ સામો તે, બોલ્યો જોરે, "કપટી કૂડા, દોરચારૂ ઓ, ભીખારૂ ઓ, કાયર થઈને, કહાં નાસે છે, બાળકપણુમાં, દહીંદૂધની, ચોરી કરી તેં, તે પરમાણે, આ અબળાને, મમ ભગિનીને, હું દેખું ને, હરી લઈજાવા,

મનમાં ધારે, શરમજ ભારે, નક્કી રાખ તું, લવ નવ ફાવે;" એમ કહીને, મુકયાં તીર ત્રણ, બાજાં પાંચ પણ, જે સર્વેને, હરિએ રોધી, થઈને ક્રોધી, મૂકયાં બાણ ત્રણ, સફાઇથી કે, શિર સાર્થીનું, સટ્ટ કપાયું, ઉડ્યા અશ્વ ને, રથ ઘસડાયો, ભાગી ગયો સહુ, તૂટયું ધનુષ શુભ; એવી અવસ્થા, દીઠી જ્યારે, ઘણો બળીને, બળાત્કારે, મથી મથીને, રૂકમ મૂકતો, તીરો ઘણાં પણ, છેદાઈ તે, જાયે સઘળાં, જોઈ દોડયો, ખડ્ગ ઢાલ લઈ, તારે તો શ્રી કૃષ્ણ કહાડતા, ખડ્ગ સામું પણ, એવામાં શ્રી રૂકિમણીજીએ, વચ્ચે પડી, કરી કાલાવાલા, ઘણા આગ્રહથી, હરિ અટકાવ્યા; જેને જોતાં, રૂકમે મારી, ગદા રથપર, તર્તજ પટકી, ધરી તેહને, તસતસનો બહુ, બાંધ્યો જબ્બર, સાંગી સાથે, પછી અશ્વ હરિ, થયા ખેડતા, એવાં છે બહુ, પુણ્યચરિત્રો, દેવદૈત્યનાં દ્વાર તોરને, તોડી નાખતાં, શ્રી દ્વારિકાધીશનાં તે બોલો શ્રીરણછોડરાયની જે.

૧૨૨

## વહેમ.

ઉઠો ધરી ઉમંગ, અંગથી આળસ કહાડો,  
વીરપુરૂષનો સંગ, કરીને બીક નસાડો;  
કરો નહીં દરકાર, વહેમ જો આવે આડો,  
અપયશના વિચાર, કાયરઘરમાં ગાંડો;  
સત્યવચન ને ટેક, મરતાં પણ નવ છાંડો,  
તજી જનાની છેક, બાજી મરદાની માંડો;  
મચાવી દો ભરપૂર, ઉદ્યમરંગ અખાડો,  
નક્કી રાખજો ઉર, પડે નહીં ઘરમાં ખાડો;  
સમજી સર્વનું કામ, નિજ અભિમાન જાડો,  
તરે દેશનું નામ, સંપ જમાવો ધાડો;  
ક્રોધઅગ્નિથી સહેજ, જળાવો કંટક વાડો,  
વધશે કીર્તિ તેજ, સિકંદર થાશે દહાડો;  
કરિ કિકિયારી એમ, ઝટ ઝટ પાગો ઉપાડો,  
પછી નિરાંતે ક્ષેમ, સદા મુખસાથે લાડો;  
કહું આગેવાન નર્મદ, ધરી ઝુંડાનો ડાંડો,  
સહુ શૂર સાથ ઝટ થઈ, વહેમને તોડી પાડો;

૧૨૩

# વિદ્યા સંબંધી પડતી.

કરે ન કો અભ્યાસ, પૂરતો તન મન દઈને;
કામ જેટલું લેઈ બેસી રહે સંતોષે તે.
કરે ન કો અભ્યાસ, કારખાનાં ક્યમ લાવે?
વિના હુનર વેપાર, દ્રવ્ય તે ક્યાંથી આવે?
વિના દ્રવ્ય તે કેમ, શસ્ત્રનાં શોધન થાયે?
વધેજ વિદ્યા કેમ, કેમ જિજ્ઞાસા વાધે?
વધે પુસ્તકો કેમ, થાય વિદ્વાનો ભેગા;
બતાવતા ઉપાય, વહેમપર મારી છેકા?
વળી ભણેલા કોક, હોય તે ફૂલાય છે,
ભૂલી ફરજ નિત તેહ, મૂર્ખને ભટકાવે છે.
અજ્ઞાની ને અંધ, જંન બે સરખાં ચાલે;
જેમ દોરવે અન્ય, તેમ તે અહીંતહીં હાલે.
ઘણો છેહ દે ચતુર, ભણ્યો નિજ લાભજ જોયે;
પડે ખાડમાં અંધ, બાપડાં જખમી રોયે.
પડે નહીં વિશ્વાસ, પરંતુ કરવો પડતો;
અપંગડાં શું કરે, વાટમાં નડતાં દડતો.
શહેર શેરની પેઠે, ગામને ખાઈ જાયે;
ગામ ખવાડે રોજ, નહીં કંઈ તે મન આણે.
અભણ્યાકેરૂં ધન, ભણ્યો તે લૂટી લેતો.
જેમ ભમાવે એહ, તેમ તે મનમાં લેતો.
મનુએ શિક્ષા દીધ, પક્ષપાતેજ ન ન્યાયે;
સરે વિપ્રના કાજ, બીજા પર સખ્તી થાયે.
કરે મશ્કરી ખૂબ, ભણ્યો મૂરખની રોજે;
ધિક્કારીને પડે, તૂટીને તે પર ફોજે.
અભણ્યો રહે ગુલામ, ભણેલનો થઈ તાબે;
જેનામાં નહીં રામ, જંન તે ધબ્બા ખાયે.
ધનમાનને કાજ, ભણ્યાએ પંથ ચલાવ્યા;
અભણ્યા ભોળા જંન, તેમણે માનજ આપ્યાં.

# ચોમાસામાં વનવર્ણન.

## મંદાક્રાંતા.

તયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકીબ,
સંધું દીસે પવન ન હીલે શાંત રૂડું ગભીર;
શોભા વર્ણું શું હું, ઝટ પછી મેઘરાજા પધાર્યા,
વૃક્ષાદીએ હરખથી નમી સ્વસ્તિ શબ્દો પુકાર્યા. ૧
કેવો થંડો પવન અતિશે જોરમાં આવતો રે,
ઓ આ આવી ઝડપથી બહુ વાદળી કાળા જો રે;
આહા કેવું પડું પડું કરે ઘોર આકાશ ભારે.
ઓહો: આવ્યો ખૂબ તૂટી પડયો મેઘ મોટીજ ધારે. ૨
ચારે પાસે વીજળી ચમકે ઊપરા ઊપરીરે,
ગાજી રે'છે ગરજનથકી રાન આખું વળીરે;
વ્યાઘ્રો સિંહો અતિશ તડુકે ઝાડ મોટાં પડે રે,
જોતાં ત્રાસે પ્રથમ નીકળ્યો તે પ્રવાસી મરે રે. ૩
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાને ક્ષત નવ બાહે જોઈ ઉત્પાત ઘેલાં;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનું ને,
દુ:ખી અજ્ઞા: મરણ ઇછતા સુજ્ઞ તે રંગ જુએ. ૪
ચાલ્યા જાએ ગડગડ ગડી આ ભડાકા કડાકા,
વીજો ચળ્કે જળ ખૂબ પડે વાયુ લેતા તડાકા;
વાંસો ફૂટે તડતડ કરી રાન થાએ કરાળ,
ઓથો વિના સરવરતટે બૂમ પાડે મરાળ. ૫
પા'ડે મોરો થનથન કરે સૂર ઉંચું લઈને,
આંબાડાળે કરત ટઉકા ખૂબ કોએલડી તે;
દાદૂરો તે સરવર વિષે બોલના કૂદતા ને,
પીએ તોએ પય પય કરે આકળા ચાતકા તે. ૬
પાણી પાણી સકળ વનની કુંજમાંહે મચે ને,
પા'ડી ભૂમિ ચકચક બને સાફ ધોવાઈને રે;
થંડી મીઠી અનુકુલ હવા થાય તાંહાં પછીરે,
દર્દો જાએ દરદી જનનાં રમ્ય પાણી હવાએ. ૭

ખેડુ લોકો શરીર ભીંજવી ખેતરે કામ કર્તા,
જેને થાએ શરદી ગરમી થોડી રે અન્ય કર્તા;
આહા જોતાં બહુ નવનવા રંગના જીવજંતો,
થએ ડાહ્યો સમજણુથકી જીવ મારો નચંતો. ૮

પા'ડા લાગે રમણીય બહુ છેક જંગાલી લીલા,
કોઈ ભૂરા ધુમરથકા તો કોઈ આછાજ લીલ;
ઉંચે જોઉં પરવત ચડી તો ઘણાં અભ્ર રંગી,
નીચે જોઉં ભરપૅર ખુલ્યાં ઝાડનાં ઝુંડ રંગી. ૯

આડો જાનો બહુ પવનથી મેઘ ઉંચેથી જોવો,
એતો લાગે ધૂળ ઉડી રહી વા દીસે ધૂમ્રગોટો;
સિંધુ પા'ડા તરૂ નભ સહુ એક રંગે મળ્યાંરે,
માટી રાતી ભીની, ભીની, અને ઘાસ લીલાં ભીનારે. ૧૦

ઉંચે તર્તાં વિધવિધ કહું શોભતાં વાદળાંઓ,
આકારે જે તરૂ પશુ જીવો પંખા જેવાં ઘણાંઓ;
કાંણાંવાળા ઘું ઘું ઘું ઘું ઘૂં વાંસ પોલા કરે રે,
તેતો કુંજે પ્રિય કરણુને ખૂબ લાગે ખરે રે. ૧૧

કો કો ઠામે ડુંગરપરથી ધોધ મોટા પડે રે,
જેમાં રૂડા સુરજ કિરણે રંગ ઝાઝા બનેરે;
એને જોતાં અચરત થઈ કાં ન તુંને સ્તવું રે,
ઘો ઘો ઘો ઘો મધુર સુણતાં કાં ન લે'રે સુઉં રે. ૧૨

વા'ણે સાંજે રૂડું ધનુષ જે આસમાને જણાએ,
જોતાં તેને નિરભય તરે કો ન આનંદમાંહે;
થાએ જોતાં નદી ભરપૂરી કેમ ના મંન મોટું,
સુણે પાણી ખળ ખળ થતું કેમ ના સે'જ લોટું. ૧૩

હોડી ચાલે છરછર કરી કાપતી પાણીને તે,
ખેંચી બાંધ્યા પવનથકી આ તોય ફૂલે સઢો તે;
ભારા વાળી નમી રહી જુઓ બાજુ પાણી ભણીરે,
સંધ્યાકાળે તટ નિરખતું મોજ આહા ઘણીરે. ૧૪

શોભે કેવાં બહુ ખડ અને ધાન્ય તે ખેતરોમાં,
ઝાડો લીલાં વિવિધ ફુલડાં વંન ને વાડીઓમાં;

મીઠાં ખાસાં સરવરતણાં નીરતો નિર્મળાં ને,
મેદાનોમાં હરણ બકરાં ગાય ઘેટાં ચરે રે. १५
આકાશે તો ચકચક થતો શ્વેત વાગો સજ્યો રે,
તારાઓ જે મુંઝઇ રડતા શોક તેણે તજ્યો રે;
પીડાતો તે અતિસ કમળો ચંદ્ર સારો થયો ને,
પાવા માંડી ફરી મીઠી સુધા ધન્ય તેણે સહુને. १६
રાતે ચાંદો અધવચ ઠરે થંડ આકાશમાં ને,
તારા સંધા ચળકીજ રહે ખૂબ ગંભીરતાએ;
શબ્દો લાગે દૂરથકી થતા માછીના મિષ્ટ કાને,
વાયુ આવે ફરફર વળી એ મઝા કોણ જાણે! १७

---

## દલપતરામ.

લોકપ્રિય કવીશ્વર દલપતરામનો જન્મ કાઠિઆવાડના વઢવાણ શહેરમાં શ્રીમાળી બ્રાહ્મણની જ્ઞાતિમાં સને १८२०માં થયો હતો. તેમના પિતાનું નામ ડાહ્યાભાઈ અને ગુરૂનું નામ દેવાનંદ સ્વામી હતું. સાહિત્યવિલાસી ફાર્બસ સાહેબ સાથે સમાગમ થવાથી તેમની વધારે ખ્યાત થઈ હતી. તેઓએ બુદ્ધિ પ્રકાશના તંત્રી તરીકે પણ કાર્ય કરેલું હતું તેમજ નામદાર સરકારે પણ કવિની કદર બુજીને સી૦ આઈ૦ ઈ૦નો ખિતાબ આપ્યો હતો. તેમનું મરણ સને १८९८માં થયું હતું. તેમની વાણીની મીઠાશ અને રચનામાં વિવિધ પ્રકારના ચાતુર્યવડે શાંત અને સુબોધક વર્ણન ઝગઝગી રહેલાં છે તેથી તેમના કાવ્ય-ચાતુર્ય અને વાગ્બળને માટે આપણને માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી.

१२५

### મરનારની પછવાડે ન રોવા વિષે.

પદ.

વા'લાની વાંસે, રાગ તાણી નવ રોવું;
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવું રે; વા'લાની. ટેક.
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કૂટે રડે જે કોઈ;
મરનારાને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈ રે; વા'લાની. १
લીંટ લાળ ને આંસુ ઝરે તે, જમચર પાય પરાણે;
રૌરવ મહારૌરવના દુઃખથી, એ દુઃખ અદકું જાણે રે; વા'લાની. २

કોઈ છાતી કૂટે શિર કૂટે, ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરિપૂરણ પીડા, મરનારાને માથેરે; વા'લાની. ૩
લોક વખાણે કે ન વખાણે, તે સૌ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધે તો, દુઃખ તેને શાદ દૈએરે; વા'લાની. ૪
શત્રુતા સંપૂરણ હોય તો, રડો કૂટો ન વિચારો;
જીવતાં વેર વળી ન શકે તો, મરતાને વળી મારોરે; વા'લાની. ૫
કૂટ્યા થકી જો કાંઈ દેખો તો, કૂટો લઈને પાણો;
શા માટે તમે કૂટી શરીરમાં, રોગ ઉપાધી આણોરે; વા'લાની. ૬
એવી શોભા મેલો અળગી, વળગી રહો ન વહેમે;
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કાંઈ પ્રેમેરે; વા'લાની. ૭
રોશો પણ તેને નહીં જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દિલ શોધી, માનો શિક્ષા મારીરે; વા'લાની. ૮

૧૨૬

## ફેરફાર થવા વિષે.

### ઉપજાતિ વૃત્ત.

કુંભારનું ચક્ર જુઓ ફરે છે, દૃષ્ટિ ભણી ભાગ જુદો ધરે છે;
ક્ષણે ક્ષણે આ જગમાં લગાર, થતો દીસે તેમજ ફેરફાર. ૧
પૃથ્વીતણી નિત્યગતિ વિચારો, જેથી નિશા વાસર છે થનારો;
ક્ષણે ક્ષણે થાય નવો પ્રકાર, થતો દીસે તેમજ ફેરફાર. ૨
રવિ ઉગીને ચઢતો જણાય, સાંજે જુઓ તે વળી અસ્ત થાય;
સ્થિતિ જણાતી બદલે અપાર, થતો દીસે તેમજ ફેરફાર. ૩
જે જે ચીજો આ નજરે જણાય, ક્ષણે ક્ષણે કાંઈક તે ઘસાય;
અંતે પછી નાશ નકી થનાર, થતો દીસે તેમજ ફેરફાર. ૪
જે ચાલતા કે સ્થિર જીવ જામે, વધી વધીને પરિણામ પામે;
પછી થવાનો ક્ષીણતા વિકાર, થતો દીસે તેમજ ફેરફાર. ૫
પૃથ્વી વિષે જે બહુ પર્વતો છે, થતા દીસે તે પણ માપ ઓછે;
વિદ્વાન જાણે મનમાં વિચાર, થતો દીસે તેમજ ફેરફાર. ૬
વડી વડી જે નદીઓ વહે છે, તે સર્વદા ઓછી થતી રહે છે;
સદૈવ ચાલે નહિ એક ઠાર, થતો દીસે તેમજ ફેરફાર. ૭

સમુદ્ર પાછો હઠતો જણાય, કોઈ સ્થળે તે વધતોજ જાય;
જ્યાં પૃથ્વી છે ત્યાં જળ કોઈ વાર, થતો દીસે તેમજ ફેરફાર. ૮
જ્યાં વસ્તી છે ત્યાં વન છે થવાનું, અરણ્યમાં પૂર થશે પ્રજાનું;
બની રહે ઉત્તમ ત્યાં બજાર, થતો દીસે તેમજ ફેરફાર. ૯
જે કાળથી આ જગ નીપજ્યું છે, નવું નવું રૂપ સદા સજ્યું છે;
રહે ન એકે સ્થિતિ માસ બાર, થતો દીસે તેમજ ફેરફાર. ૧૦
જે જાતિનાં ઝાડ અગાઉ થાતાં, તે જાતનાં આજ નથી જણાતાં;
થયાં દીસે પથ્થરને પ્રકાર, થતો દીસે તેમજ ફેરફાર. ૧૧
હતા પશુ હાથી થકી ઉતંગ, પેરંભમાં પથ્થરરૂપ અંગ;
જોતાં જડે છે કદી કોઈ ઠાર, થતો દીસે તેમજ ફેરફાર. ૧૨
પૂર્વે હતી વસ્તીજ મચ્છ કેરી, વનસ્પતીની પછી થૈ ઘણેરી;
પક્ષી પશુ તે પછા બેસુમાર, થતો દીસે તેમજ ફેરફાર. ૧૩

૧૨૭

## અભિમાન.

### દોહરા.

માણસને અભિમાનથી, મળે ન કદીએ માન;
ઉલટું અપમાનજ મળે, નકી ઠરે નાદાન. ૧
અભિમાને દુઃખ ઉપજે, અભિમાને જશ જાય;
મિથ્યા અભિમાને કદી, જીવનું જોખમ થાય. ૨
અરે વૃથા અભિમાનમાં, કશો મળે નહિ માલ;
**જીવરામ** સમ જગતમાં, હીણા થાશે હાલ. ૩
આ મિથ્યા અભિમાન છે, ખરીજ ઉંડી ખાડ;
પડે તેહના પંડનાં, હરેક ભાગે હાડ. ૪
અરે વૃથા અભિમાનથી, સરે ન એકે અર્થ;
થાય મનુષ્યમાં મશ્કરી, ઉપજે અધિક અનર્થ. ૫
ઉપજે નહિ અભિમાનથી, અમૃતતણો ઉધાડ;
અરે વૃથા અભિમાન તો, ઝેરતણું છે ઝાડ. ૬
સ્વાદ નથી સુગંધ નથી, નથીરે પુષ્પપરાગ;
અરે વૃથા અભિમાન તો, કહીએ કાળો નાગ. ૭

અભિમાનીને અંતરે, સ્વપ્ને પણ નહિ સુખ;
થાય વૃથા અભિમાનથી, દાવાનળ સમ દુઃખ. ૮
બહુધા ઉપજે બળતરા, અંગેઅંગ અથાગ;
અરે વૃથા અભિમાન છે, અદ્દભૂત બળતી આગ. ૯
માનો જો મારૂં કહ્યું, કહું તે ધરજો કાન;
ધરા નરતન ધરશો નહીં, મન મીથ્યા અભિમાન. ૧૦
કહું છું હું અનુભવ કરી, ખરેખરી વળી વાત;
ઉપજે છે અભિમાનથી, ઘડીએ ઘડીએ ઘાત. ૧૧
મિત્ર નથી અભિમાન ગુણ, એતો ઉગ્ર અરીવ;
મિથ્યા અભિમાને ગયો, જીવરામનો જીવ. ૧૨
જે પામે જન પૂર્ણતા, તે ન કદી ફૂલાય;
પૂરો ઘટ છલકાય નહિ અધુરો ઘટ છલકાય. ૧૩

૧૨૮

## એકેશ્વર.

### દોહરા.

એકજ છે અવિનાશ તે ઈશ્વરનો હું દાસ;
બીજો કહે તે એ થયાં, ઈશ્વર ને અવિનાશ. ૧
એ રીતે ઈશ્વરતણાં, જુદાં નામ અનેક;
પણ જરૂર તે જાણજો, ઈશ્વર સૌનો એક. ૨

### મનહરછંદ

અંગ્રેજો કહે ઇસુ ખ્રિસ્ત ખરો તારનાર,
પ્રભુનો પુત્ર છે અમે ભાવે તેને ભજીએ;
આર્યજનો કહે ખરા ઈશ્વરી અંશાવતાર;
રામકૃષ્ણાદિક અમે તેને કેમ તજીએ;
મહમદીયન કહે મહમદ એજ ખરો,
પારસીઓ કહે અમે પાવકને પૂજીએ;
શી રીતે મમત તજી સર્વ એક મત થાય,
સૌને સાચા કહ્યા વિના સંપ કેમ સજીએ. ૩
કોઈ કહે મહમદ સાથે ખુદા બોલતો ને,
કોઈ કહે જરથોસ્ત સાથે વાત કરતો;

કોઈ કહે ઇસુ સાથે કરતો અનેક વાતો,
કોઈ કહે રામકૃષ્ણ રૂપે, તે વિચરતો;
કોઈ કહે આરબી લીપીમાં લખતો તે લેખ,
કોઈ કહે એ તો વાણી વેદની વાપરતો;
કોઈને ન જૂઠા કહું કહે દલપતરામ,
દિલ કોઇનું દુખાવવાથી રહું ડરતો. ૪
બૌધ મતવાળાઓને કહીએ જો બુદ્ધિહીન,
તેત્રીશ ક્રોડ ચીના શું પશુ પ્રમાણ છે ?
મુસલમાની ઇરાની આરબો માને છે મત,
યુરોપ આખો તે ખ્રીસ્તી ધરમની ખાણ છે;
હીંદુ છે હજારો લોક, જરથોસ્તી જન ઘણા,
કેને કેને કહીએ કે એ બધા અજાણ છે;
કહે દલપતરામ જુદાં જુદાં પડ્યાં નામ,
સર્વનો પ્રભુ છે એક ખાલી ખેંચાતાણ છે. ૫

૧૨૯

## સંપલક્ષ્મીસંવાદ.

### દોહરા.

સાંભળ મૂરખા સંપ તું, આણે કેમ અભિમાન;
નિર્ધનીઓ નર લોકમાં, ક્યાં પામ્યો સન્માન.
ધનથી મનગમતું મળે, સુખ સૌ ધનને સાથ;
સર્વ રહે સેવક થઈ, હોય દ્રવ્ય જો હાથ.
થળ થાનક જળ ધન કરે, જળ થાનક થળ થાય;
ઉજ્જડ વડા અરણ્યમાં, ધનથી શહેર વસાય.
વણકર ધનને વાસતે, આપે વસ્ત્ર અપાર;
ધનકારણ સોનાર પણ, સરસ ઘડે સણુગાર.
પામર ઉંચકે પાલખી, બેસે ધનીના બાળ;
હુકમ ચલાવે હામ ધરી, પૈસાથી મહીપાળ.
સંપ કરીને શૂદ્રજન, ઉપજાવે તરૂ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે, લક્ષ્મીવાળા લોક.
આજ પછી અભિમાનના, બોલીશ મા મુખ બોલ;
નહીતો નિર્લજ તું થશે, તરણા સરખો તોલ.

### છપ્પા.

સંપ કહે સુણ રમા, જન્મ તારો હું જાણું;
વળી જાણે સૌ વિશ્વ, કેમ વિસ્તારી વખાણું.
પય ખારાની પુત્રી, ભયંકર વિષની ભગની;
વિષ કરતાં વિશેષ, ઉઠે સંભારે અગની
વિષ પ્રાણ હરે પોતે મરી, કરે એકને કલેશ છે;
તેં જીવતી રહીને જગતમાં; દીધા ઉજાડી દેશ છે.
કૌરવ પાંડવ કુળ, મૂળથી નાંખ્યા મરડી;
રાવણનું પણ રાજ. ઝડપે તેં નાંખ્યું ઝરડી;
બહુ રાજાના રાજ, સંપ તજવાથી તૂટયાં;
સરસ હતા સુલતાન, સંપ ફીટે ઘર ફૂટયાં;
પરિપૂરણ લક્ષ્મી પામીને, સંપ વિના નહિ સુખીરહે;
નિજ ઘરમાં ઘણાં કુસંપથી, મોટા પણ મરવા ચહે.

### દોહરો.

હરના ઘરમાં હરઘડી, થતું હશે તોફાન;
સંપ ન દેખી શંકરે, પીધું હશે વિષપાન.

### છપ્પા.

ગિરિજા ગંગા શોક્ય હશે હરરોજે લડતી;
ઇંદુ અગ્નિની જ્યોત, પરસ્પર નિશ્ચય નડતી;
વાઘ વૃષભને વેર, મોર મણિધરને મારે;
સિંહ હાથીનું શિર, તોડવા તુરત વિચારે;
શિવસેવક દાનવ દેવ બહુ, મારામારી કરી મરે;
ઘરમાં એવો કજીઓ ઘણો, સહન થયો નહિ શંકરે.
સપ્ત ધાતુમય સરસ, શૈલ્ય કૈલાસ વસે હર;
ધનપતિ માર્યો મિત્ર, કરે આશા કિંનર નર;
લંકા સરખાં લાખ, દાસને બખશીશ દેછે;
ગરૂઓ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લેછે;
પણ બે વૈયર વઢવઢ કરે, પલંગ ત્યાં કુણ પાથરે;
શિવ શયન કરે શમશાનમાં, ભીખ માગી ભોજન કરે.

### દોહરો.

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય.

# વિજયાશંકર.

---

આ કવિ નર્મદાશંકર કવિના શિષ્ય હતા. તેમનું "વિજયવાણી" નામનું પુસ્તક રસિક અને બોધક છે.

૧૩૦

## શ્રીમંતોની મિથ્યા મોટાઈ વિષે.

### (લાવણી)

જગત વિષે જે જનમ ધરીને જથાર્થ હેતુ જાણેછે,
યશનાં કાર્યો આદરવા વિણુ અવર ન વાત વખાણેછે;
એજ ખરો ઉદ્દેશ જગતમાં બીજા સર્વ લહો ખોટા,
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણુ મનાયછે મિથ્યા મોટા.
લોભ તણો નહીં થોભ જેહની તૃષ્ણાનો ન મળે કાંઠો,
સંચય કરી ધન ભેગું કરે પરિણામ વિચારે નહિં માઠો;
ચંચળ લક્ષ્મી રહે ન સાચવી અણુચિંત્યા આવે ટોટા,
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણુ મનાયછે મિથ્યા મોટા.
વાત કદી પરમાર્થ તણી કો કરે, ધરે ન કશી કાને,
નિશદિન કેવળ સ્વાર્થ-વાત કરી પુરુષારથ મોટું માને;
મન જેનાં મોટાં નહિ એવા જન જાણો સહુથી છોટા,
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણુ મનાયછે મિથ્યા મોટા.
વિદ્વાનોને ઉત્તેજન દઈ વિદ્યાની વૃદ્ધિ કરવા,
કળા હુનરની કદર જાણવે બેહદ જેઓ બેપરવા;
કીર્તિ લોભે ખરચે ધન બદલામાં ખિતાબ તાબોટા!
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણુ મનાયછે મિથ્યા મોટા.
નિરાશ્રિતોને આશ્રય દેવો એજ ધર્મ ધનવંતોનો,
વળ કરવો સત્કાર નમ્ર થઈ ગુણીજન સાધુસંતોનો;
ગુમાન રાખી ગરથ તણું નવ સુંઘવા વિષય તણા શોટા,
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણુ મનાયછે મિથ્યા મોટા.
પૈસો દઈ પ્રભુ કરે પરીક્ષા શિક્ષા દેવા એ સ્થિતિમાં.
કે કેવો ઉપયોગ કરેછે છકેછ કે રહેછે નીતિમાં!

પિંડ પોષી પરમાર્થ ન જાણ્યો તો પડશે શિરપર સોટા!
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાય છે મિથ્યા મોટા.
વડિલોપાર્જિત કે કદી હોએ આત્મોપાર્જિત ધન તોએ,
લક્ષ્મી નહીં પુરુષારથ-લક્ષણ, વિદ્યા ગુણ તે નત્ર જોએ;
મૂરખને તે મળે મલપતી, હરતી કવિજનના લોટા!
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાય છે મિથ્યા મોટા.
સ્વદેશનું હિત ઇચ્છી અહોનિશ યશનાં કાર્ય રૂડાં કરવાં,
દેશીઓના દુઃખ જે જે દિલ દાઝ ધરી તે તે હરવાં;
વિજય જન્મ કહું તોજ કૃતારથ બાકી બીજા પરપોટા!
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાય છે મિથ્યા મોટા.

વિજયવાણી.

---

# કેશવલાલ હરિરામ.

તેમનો જન્મ સને ૧૮૫૧માં મોરબીમાં પ્રશ્નોરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો, અને મરણ સને ૧૮૯૬માં થયું હતું. તેમણે કેટલોએક સંસ્કૃત અભ્યાસ કર્યો હતો. “આર્ય ધર્મ પ્રકાશ” નામના માસિકના તંત્રી તરીકે પણ તેમણે કામ કરેલું છે. કેશવકૃતિ નામનો તેમના કાવ્યનો સંગ્રહ બહોળા વર્ગમાં પ્રિય થઈ પડેલો છે. તેમની વાણી રસિક અને બોધદાયક છે.

૧૩૧

## માતૃમરણ સંબંધી શોક.

### શાર્દૂલવિક્રીડિત.

શું આ નાટકમાં ધરેલ તુજનો તે વેશ પૂરો થયો?
કે મારો સુખરૂપ સૂર્ય હમણાંથી અસ્ત પામી ગયો?
મારા ઉપરનું મમત્વ પણ તે શું પ્રાણસાથે ગયું?
શી રીતે સમજાય અંતરવિષે હે માત! આ શું થયું?
આ સંસાર અસાર અંતરવિષે માની ગઈ શું મરી?
કે તારાં તનુજોથકી નહિ બની તારી ખરી ચાકરી?
શ્રી વૈકુંઠથકી વિમાન તમને આવ્યું અહીં તેડવા.

શું મેલી સઘળી ઉપાધિ સમજી ચાલી સુખી તું થવા?
પાળી પ્રેમવડે હવે પરહરી પોઢી, કહે કેમ તું?
આ તારાં તનુજોતણું મનવિષે શું કાંઈ વાંકું વસ્યું?
જ્યારે હે જનની વિયોગ તુજનો આ બાળને બાળશે,
માતા તે સમયે પવિત્ર મનથી કે' કોણુ સંભાળશે?
સેવા શુદ્ધ મને કરીશ મનમાં એવો હતો નિશ્ચય,
સાક્ષાત્ ઇશ્વર પૂજતાં જગતમાં જામે ન કોનો જય?
મા પામી પદ આજ ઉત્તમ હવે તું ભાગ્યશાલી થઇ,
મારા અંતરની બધી મનવિષે આશા સમાઈ ગઈ.
તારો જે સુખરૂપ જીવ જનની તે તો સ્વધામે ગયો,
સેવા જો અમથી થઈ નહિ હવે તો જન્મ મિથ્યા થયો;
આ સંસારવિષે દશા તનુજની થાશે હવે તે ખરી,
તું તારે સુખ પામજે પ્રયણથી હૈયે ધરીને હરી.
તું જાતાં જનની સદા સુખ ગયું પ્રારબ્ધથી આ સમે,
ચારે કોર વિલોકતાં મનવિષે કાંઈ મને ના ગમે;
હું વાળીશ વિચારથી મન કદી તોએ તમારી વહુ,
ખેદેયુક્ત સદાય કાલ મનમાં સંભારી રોશે બહુ.
બેઠી જો હત બાળકોપર કરી માયા ભલી ભાતથી;
તો સર્વે સુખમાં રહેત મનમાં માતા ભલી ભાતથી.
સેવા શ્રેષ્ઠ કરી શકાત અમથી એ લાભ ભારે હતો,
ભૂલી જાત સદાયનો જનકનો જે શોક થાતો હતો.
તારાં આ તનુજોતણી જનની તું સર્વસ્વ સાચું હતી,
તે હાર્યાં હરિ! હાય હાય હમણાં તારી થતાં આ ગતિ;
ભાવિ ભાગ્યવિષે થનાર સઘળું સર્વે પરાણે સહે,
ચિંતા લેશ કરીશ મા મનવિષે તું ત્યાં સુખેથી રહે.
આવે દુઃખ અપાર અમને તો ક્લેશ પામીશ મા,

તારા અંતરથી સદૈવ કરજે તું એકતા ઇશમાં;
સ્વાર્થી સર્વ અમે સદૈવ રડશું તે સ્વાર્થ સારૂ અરે,
દૈવાધીન દશાવિષે જગતમાં સંબંધ કે' શું કરે?
માતા આ મુજ ભાગ્યમાં ભવવિષે જેવું હતું માગણું,
તેવું આ ઘરમાં સદૈવ સુખમાં રે'વું થયું આપણું;
જ્યાં જા તું જનની સદૈવ સુખમાં ત્યાં તું ક્ષમા રાખજે,
માયા જે મનમાં હતી અમપરે તેવી સદા રાખજે.
તું પહોંચી શુભ ધામમાં વ્રતવડે ને ભક્તિભાવે કરી,
માતા કાંઈ અમે નહીં કરી કદી કોડે કરી ચાકરી;
ક્યારે ક્યાં મળશું હવે પ્રણયથી એનો નહિ નિશ્ચય,
હા હા નિર્દય દૈવ આમ અમથો શાને બને નિર્દય.
આ સંસાર અસાર સાર ન મળે શું શોક તેમાં કરૂં?
ભાવિ ભાગ્યવિષે થનાર સમજી હું ચિત્ત વાળ્યા કરૂં;
દેહે આજ થઈ અદૃશ્ય પણ તું ચિત્તે રહે નિશ્ચલ,
આ તારા તનથી તજી જનન તું છુપી ન જાતી પલ.
માતા તાત પવિત્ર પુત્ર સઘળું અન્તે વૃથા થાયછે,
અજ્ઞાને અમથા જનો મનવિષે અત્યંત પીડાય છે;
ત્યારે અંતર રામ નામ ભજને શું શોક ઠાલો કરે?
સાચા ઈશ્વર એક અન્ય સઘળું છે સાવ ખોટું ખરે.
તત્ત્વોનું તન આ અહર્નિશ અહો જન્મે મરે તે જુઓ,
આત્મા એક અખંડ જન્મ ન ધરે તે કેમ ક્યાંથી મુઓ?
ખોટા ખેલવિષે ખરાબ થઈ શું આયુષ્ય ખાંતે ખુઓ?
ચાલે આપણું ન જે વિષયમાં તેમાં વૃથા શું રૂઓ?

કેશવકૃતિ.

---

# બુલાખીરામ.

કવીશ્વર દલપતરામના શિષ્યોમાં ઉત્તમ સ્થાન ભોગવનાર કવિ બુલાખીરામ અમદાવાદમાં ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણની જ્ઞાતિમાં સને ૧૮૫૨માં જન્મ્યા હતા અને ૩૪ વર્ષની ઉમ્મરે એટલે સને ૧૮૮૬માં તેમનું મરણ થયું હતું. તેમનાં રચેલાં પુસ્તકો-કાવ્યકૌસ્તુભ અને દીપનરંગ છે. બીજા અપ્રસિદ્ધ ગ્રંથો સાબરમતીની રેલમાં તણાઈ ગયા કહેવાય છે.

---

૧૩૨

## વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

### ઉપજાતિ વૃત્ત.

સીતા સમાણી સતી કોણ શાણી,
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી;
કુરંગ હણવા મતિ ભ્રષ્ટ કીધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.
કેવા હતા કૌરવ કાળજ્ઞાની,
કુસંપમાં પાછી કરી ન પાની;
કપૈ મુઆ દ્વેષ સહિત ક્રોધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.
નિપુણતા ન્યાય વિષે ધરાવી,
નળે સુકીર્તિ જગમાં જમાવી;
ગુમાવી ગાદી દ્યુતને વળુંધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.
યદુપુરી યાદવ યાદ આણો,
સુરા વિષે જીવ ભલો ભરાણો;
મુઆ મુકી સર્વ શરીર શુદ્ધિ,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.
રૂડો હતો રાવણ શાસ્ત્રવેત્તા,
નવે ગ્રહો નિકટમાં રહેતા;
હરી સીતા કષ્ટ સહ્યું કુબુદ્ધિ,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

કાવ્યકૌસ્તુભ.

# બી. એમ. મલબારી.

---

એમનો જન્મ ઇ૦ સ૦ ૧૮૫૫માં વડોદરામાં થયો હતો, અને મરણ ઇ૦ સ૦ ૧૯૧૨માં સીમલામાં થયું હતું. તેઓ 'ઈન્ડીઅન સ્પેક્ટેટર' તથા 'ઇસ્ટ એન્ડ વેસ્ટ'ના તંત્રી અને 'સેવાસદન'ના સ્થાપક હતા. તેઓ જાતે પારસી હોવા છતાં શુદ્ધ ગુજરાતી લેખક હતા અને મોટા સંસાર સુધારક હતા. તેમનાં રચેલાં પુસ્તકો—નીતિવિનોદ, અનુભવિકા, સંસારિકા વગેરે.

૧૩૩

## પ્રવાસ વિષે.

### નારાચ છંદ.

પ્રવાસથી પ્રદેશનો વિશેષ વેશ જાણીએ,
પ્રવાસથી જમીન ગુણદોષ સૌ પિછાનીએ;
પ્રવાસવિણ વેશ એશ દેશ કો નહીં દીએ,
પ્રદેશી આ ભુમિવિશે પ્રવાસી આપણે છીએ.
વિવિધ દેશમાં વિચિત્રજાત બીજ વાવીઆં,
અમુક દેશમાં અમુક પ્રાણીઓ વસાવીઆં;
મળેલ દેશ આપણે પ્રદેશમાં ન દેખીએ,
પ્રદેશી આ ભૂમિવિશે પ્રવાસી આપણે છીએ.
રૂડી પ્રભુની નેમ એક કોર કાં ન રેડવું,
ન દુઃખમાં ઉમેરવું ન સુખને ઉખેડવું;
પરંતુ દેશ દેશ ભાત ભાત આશિષો લીએ,
પ્રદેશી આ ભૂમિવિશે પ્રવાસી આપણે છીએ.
વધુ વધુ ફરી સરસ્વતી સીમા વધારશો,
પડ્યા ત્યહાં પડી રહી ન જ્ઞાન કો સુધારશો;
પ્રવાસથી પ્રભુજીના દીધેલ લાખ લેખીએ,
પ્રદેશી આ ભૂમિવિશે પ્રવાસી આપણે છીએ!
સદા નિશાળમાં રહી ન બાળ માનવી બને,
ભણેલ કામનું નહીં ભણી રહી નહીં ગણે;

પ્રવાસ કાન ખોલશે, પીડા કશી ન વેઠીએ,
પ્રદેશી આ ભુમિવિશે પ્રવાસી આપણે છીએ.
પ્રવાસના ઉજાશથી પ્રકાશ ઇશ દીપશે,
સુમાર હુન્નરનો વધી સ્વભાવ મોકળો થશે;
ફરી ન લાગ આવશે બે'રામ આમ બેસીએ,
પ્રદેશી આ ભુમિવિષે પ્રવાસી આપણે છીએ.

નીતિવિનોદ.

---

૧૩૪

## દુઃખી લોકોને સુખી કરવા એ સર્વનો ધર્મ છે.

### ભુજંગી છંદ.

પ્રભુની પ્રજા સૌ સદા સંપી ચાલો, ખુરે કાળ કંગાળને માલ આલો;
પડે દામ તે દેવનામે ઉધારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
કહું કારમી આપ કાયા કઢંગી, મતા માલ માયા મઝા સૌ પતંગી;
ભરી હોય જો માલ કેરી વખારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
ખરે દુઃખીઓ સુખીઆનો હવાલો, સુખી શેઠીઆ દુઃખીઆ આપ પાળો;
દુઃખે ડુબતાં હાથ આપી ઉગારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
દુઃખી આંધળાં પાંગળાંને તપાસો, પૂછો જીવશું મોકળા કેમ ના'સો;
પૂછી દુઃખીઆઓની સ્થિતિ સુધારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
મળે દાનનું દામ શ્રીનાથ હાથે, પ્રભુ વાળશે ઋણ સૌ વ્યાજ સાથે;
ધરો ધીરવાના હજારો પ્રકારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
ધીરો માલ સૌ દુઃખીઆંને નિરાંતે, થશે તે જમે આખરે નાથ હાથે;
પ્રભુ શ્રાફની પેઠ હુંડી સ્વિકારો, ભુખ્યાં ભૂખ ભંગી દુઃખો સૌ નિવારો.
મળે દાનથી લાભનો પૂર લાવો, ભરી ફંડને સૌ વીમા ઉતરાવો;
મળે દોકડેદોકડાનો વધારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
ખરો તે પ્રતાપી ખરો ભાગ્યશાળી, કરાવે દુઃખીને સદા જે દિવાળી;
દુઃખી જીવડાં માનશે ઉપકારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.
ભલી આ સ્તુતિ મારી સૌ ધ્યાન લેજો, દિલાસા દુઃખી દેહીને લોક દેજો;
ન કો બોલ બે'રામકેરા વિચારો, ભુખ્યાં ભૂખ ભાંગી દુઃખો સૌ નિવારો.

નીતિવિનોદ.

---

# બાળાશંકર ઉલ્લાસરામ.

---

આ કવિ નડીઆદના સાઠોદરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિના હતા. તેમણે ઇંગ્રેજી, સંસ્કૃત, ફારસી અને વ્રજ ભાષાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, અને સાહિત્યની ઉન્નતિ માટે ઉમંગ ભર્યાં પ્રયત્નો કર્યાં હોય તેમ જણાઈ આવે છે. તેમણે હરિપ્રેમપંચદશીનાં મધુરાં કાવ્યો અને મૃચ્છકટિક તથા હાફીસનાં સુંદર ભાષાન્તરો બનાવેલાં છે. તેમણે બહુ કરીને ગઝલો લખી છે અને જો કે તે સંખ્યામાં થોડી છે તોપણ જેટલી છે તેટલી ઘણી અસરકારક છે એમ કહ્યું હોય તો ખોટું નથી.

૧૩૫

## બોધ.

### ગઝલ.

ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.
દુનીઆની જુઠી વાણી વિષે જો દુઃખ વાગે તો,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો નથી હિસાબ કાંઈનો,
જગતકાજી થઈને તું વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઈને નહિ કહેજે.
વસે છે ક્રોધ-વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાએ ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રીપ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઈની વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.

રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીના તું બધા છલ્બલ્ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પેહેરાવી પ્રીતે દેજે.
કવિરાજા થયો શી છે પછી પીડા તને કાંઈ,
નિજાનંદે હંમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

---

# હરિલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ એલ્ એલ્ બી.

નર્મદનાં શૌર્યબીજને શૂર તરંગિણી આદિ કાવ્યોમાં જાળવી રાખનાર હરિલાલનો જન્મ ગાયકવાડી દેહગામ પરગણાના બહિયલ ગામમાં ઇ૦ સ૦ ૧૮૫૬માં થયો હતો અને મરણ ૧૮૯૬માં સુરતમાં થયું હતું. તેમણે એલ્ એલ્, બી૦ની પદવી મળ્યા પછી થોડી મુદ્દત કેળવણી ખાતામાં નોકરી કરી વકીલાતનો ધંધો કર્યો. ત્યારબાદ ગાયકવાડ સરકારના ન્યાયખાતામાં ઘણો વખત સુધી તેમણે ઉંચો દરજ્જો ભોગવી ફરીથી સુરતમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. તેમની પ્રવૃત્તિ પ્રશંસનીય અને અનુકરણીય છે. તેમના રચેલા ગ્રંથો—કુંજ વિહાર, કૌમુદી માધવ, આર્યોત્કર્ષ, વિક્રમોદય, વસંતવિલાસિકા આહાર મિમાંસા, યૂરોપ યાત્રા વગેરે, અંગ્રેજીમાં અને સંસ્કૃતમાં પણ તેમણે ગ્રંથો બનાવેલા છે.

૧૩૬

## ડિર્ડલ્સ લાઇટ.

### ઇન્દ્રવજ્રા.

મોજાં વિકાસી મુખ શાં તડે છે! ચોપાસ શી પંક્તિ તમિસ્રની છે!
તોયે ન કમ્પે ખડકે પનોતી, ના ઝંખવાએ શુચિસ્નેહજ્યોતિ! ૧
છો ફુંફવે ફીણ ફુંદોરવાળાં—છો ધૂંધવે ગર્જન ઘોરવાળાં—
રે'શે પખાળી ચરણો પડી એ, પાયે ઉંડે છે રૂડલે જડીજો!!! ૨
આકાશ પાતાળ કરંતુ એક, તોફાન વંટોળ નડે ન લેશ,
અન્ધારી ના વાદળી, વીજળી ના—બાધે! ઝગે છે કળી ફુજળીઆ! ૩
મંદાકિનીનાં કુમુદો વિલાયે—આકાશના તારલીઆ મિચાયે—
તે ચન્દ્રિકાની ઝરણી ભલે ના! તોયે ખીલે જાગૃત શી ઝલે આ! ૪
આશા ભલે શૂન્ય અગમ્ય થઓ! ના પાર આ સિંધુ તણો જણાઓ—
વાઓ, ભલે! વે'ણુ પ્રભંજનોના, સોહામણી એ રમણી હસે ત્યાં!!! ૫

૧૩૭

## સ્વિત્ઝરલૅન્ડમાં સૂર્યાસ્ત.

### રથોદ્ધતા.

રવિ મનોહર શું અસ્ત પર્વતે, કર વિસામી વર ચિત્ર આલખે ?
નભસિ મેઘ કીધ જાંબુ શ્યામળા, અવરણીય કંઈ કેસુડે ભીના ! ૧
કંઈ છુટા ભૂખર ભસ્મ શા મૂકી, કંઈક સિન્દૂર રસેથી રે' રસી,
વળી કહીંક કનકેથી રેખતો, ભભક ભવ્ય અદ્દભૂત લેખતો ! ૨
અહહ દૂર વનરાજીપિચ્છ શાં, અરુણ વર્ણ—નહિ પ્રજ્વળી રહ્યાં !
શુભ ગુલાલ સ્થળ સર્વ છાંટીઓ, ગિરિ અપૂર્વ અનળે જળી રહ્યો ! ૩
હિમગિરિની ભીની શ્રેણિ વેણીએ, અહ ગુંથ્યાં શું કંઈ માણિકો મણિ !
કહીં પ્રભા અતિ પ્રચણ્ડ એ વહે. ત્રિપુરદાહ પરિપૂર્ણ શું કહે !?! ૪
જળસપાટી પટ લે'રીએ હસી, કિરણ વર્ણ અહ શો લીએ ગ્રૅસી !
મનુજ મોહિની કળા ન તું વિષે, વિરમ ગર્વ, નહિ સ્વર્ગ તું થી છે!!! ૫

પ્રવાસપુષ્પાંજલિ.

---

## ગોવર્ધનરામ માધવરામ. બી. એ. એલ્ એલ્ બી.

સને ૧૮૫૫માં નડીઆદના એક ગર્ભશ્રીમંત નાગર કુટુંબમાં તેમનો જન્મ થયો હતો અને અવસાન સને ૧૯૦૭માં થયું હતું. અનેક અડચણો આવી પડયા છતાં તેમણે ધારેલી બી૦ એ૦ એલ્એલ્૦ બી૦ની પદવી પ્રાપ્ત કરી હતી તેમજ તેઓ મુંબાઈ યુનીવર્સીટીના ફેલો અને પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ થયા હતા. તેમના બનાવેલા ગ્રંથો સરસ્વતીચંદ્રના ભાગ-૪, સ્નેહમુદ્રા, લીલાવતીની જીવનકળા, દયારામનો અક્ષર દેહ; કવિ તરીકે એમણે ઝાઝું લખ્યું નથી પણ એમના કવિત્વની કલ્પના શકિતએ એમની નવલ કથાને અતિરસિક બનાવી છે. સરસ્વતીચંદ્રની કોટીએ પહોંચનાર હજી સુધી કોઈ પણ ગ્રંથ હાલમાં લખાયો નથી એજ માત્ર કર્ત્તાની અનન્ય શક્તિની સાક્ષી પુરે છે. સાક્ષરમણિ ગોવર્ધનરામે બહુ પરિશ્રમ લઈ અનેક વિષયનો અભ્યાસ કર્યો અને તેનાં પરિપકવ ફળરૂપ સરસ્વતીચંદ્ર ગુર્જર ભૂમિ ઉપર મૂકી ગયેલા છે.

૧૩૮

## એક હિંદુ વિધવાનું વૃત્તાંત.

મુજ વૃત્તમાં નથી કો નવાઈ, શિવાય પણ હું શું કહું ?
પૂછ્યું તથાપિ તમેજ તો હું નકાર પણ શી રીતે ભણું ?

મુજ જેવું વૃત્ત ઘણાંકનું સુણશો પછીથી આ દેશમાં;
પરદેશી સર્જન હિન્દુઓ ગાળે જ જીવન ક્લેશમાં!
નરજાત સુખી હશે અહીં કદી મહાલતી સ્વચ્છન્દથી;
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ.

પંડિત પિતા તણી આત્મજા ભણી કંઈ હું તાતપ્રતાપથી;
મન વિકસીઉં ઉર ચોટીઉં સદ્ગુણ વિષે બહુ ભાવથી.
હું નાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી,
પણ હાય! હિન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી.

શૈશવ વિષે કર પીડીઓ અજ્ઞાત એક શિશુજને;
ઉદ્વાહનાજ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરુજને.
તાતે કહ્યું, "તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે.
પ્રિય પતિ ગણી એ સાથ તારો જીવ જોડી રાખજે."

હું બોલીઃ "કાન્ત ગણાય છે ઉરવારિધિના ચંદ્રમા;
મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના?
સંધિ થયો નથી, છે નહીં, નક્કી ન કે થાશે જ તે,
અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત ક્યમ મુજ કાન્ત એ?

તમ પાસ ભણતાં હું ભણી—મન જોડવાં વિધિહાથમાં;
વિકસેજ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં.
સંસારમાંહીં પ્રયાણ કાજજ પાન્થ ચેતન સર્વ છે;
બે એકથીજ ભલાં પ્રવાસ વિષે વળી કહ્યું એવુંયે.

એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વણ નહિ મિત્રતા;
નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળીપર સ્થિરતા.
રસઐક્ય વણ મનઐક્ય નહિ—એ સૂત્ર શીખવ્યું તે દિને;
મનઐક્ય વણ નહિ મિત્રતા પ્રભવે, ગુરુજી, કો રીતે.

હું કિંકરી છું તમતણી, કરૂં હોય શક્તિસાધ્ય જે;
શિર વેચી પણ તમ વચન પાળું—શક્તિ એટલી સાધ્ય છે.
વિધિહસ્તગત ઉરતન્ત્ર પણ ક્યમ કરી કરું ગતિવાળું હું?
મુજ ઉરતણું પરઉર સાથ શી રીત લગ્ન કરાવું હું?"

સુણી વચન સઉ આ તાત દિઙ્મોહ પામ્યા,
ખરખર જળધારા તેમને નેત્ર ચાલી;

નીચું ઘણું નીહાળી, દીર્ઘ નિઃશ્વાસ મૂકી,
કર દઈજ લલાટે બોલીઆ દીન વાણી."
મારો ક્ષમા કરે અપરાધ! પુત્રી! પ્રિયપ્રાણ! ઘણી તું ડાહી!
તુજ ઉર મેં ખોસી–અરે–અજાણ્યે–ખરે!–કટાર જ સાહી.
હું ભૂલ્યો વૃદ્ધ થઈ આજ–કીધો ચૂકી ઘાવ, હાય, તુજ પર મેં!
ઓ દુષ્ટ હિન્દુઆચાર! ભુલાવ્યો મુજને.
આ હિન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો.
જઈ જતાની પાછળ કૂવે પડી મરવાનો,
ઘનતિમિરતુલ્ય આચાર થએલ પુરાણ, તેથી થઈ જાએ,
જન લોચનવંતા અંધ–હાય! જગમાંહે.
મેં દીઠો ન સવળો પંથ!
હું બની ગયે મતિમંદ
મુજ વૃદ્ધ દરિદ્રનું રત્ન,
પરિપોષ્યું કરી બહુ યત્ન,
તે જઈ મેપની પેઠ લોકની પુઠે નાખ્યું દુઃખદરીએ!
એનું કીધું પરાધીન જીવન જનક–વૈરીએ.
પ્રિયપુત્રી! કહે તું સત્ય, કર્યુંજ અકૃત્ય કૃત્ય મેં આજે,
તારા જીવનમાંહે ઝેર ભેળાઉં! સાચે.
તારો જનક થયો તુજ શત્રુ–હાય પણ નમું હવે તુજ ચરણે,
મારૂં થશેજ પ્રાયશ્ચિત્ત હવે તો મરણે.
નહીં હવે નિષ્કૃતિ કાંઈ સૂઝતી મને! રોઈને રહેવું;
તારે જનકે પાયું ઝેર મરણ સુધી સહેવું.
હું જીવી કરૂં શું વે
મુખ દેખાડું શું? કહે;
સહું હૃદયશલ્ય શી રીતે?
રોઈ રોઈ મરીશ તું વાત્યે!
હવે જેમ તેમ દિન કા'ડ કૃતકપતિ સાથ સ્નેહ કૃત્રિમમાં,
બહુ સમજુ મારી તું બાળ મૂકીશ તે આળ દૈવશિર મનમાં.
પણ સ્વીકાર આ પદપાત! અને અપરાધ ક્ષમા કર મારો!
નહિ જીવે–હવે નહીં જીવે-પિતા કંઈ તારો!!!"

નૃશંસ મારાં વચનો સુણીને
પિતાજી આવી રીત ભાન પામ્યા;
પંચત્વ પામ્યા પડી પાદ મારે
પ્રત્યક્ષ તે સર્વ હજી મને છે.
નિહાળી એ સર્વ ન ચિત્ત મારું
ફાટયું ન વા પ્રાણ વિરામ પામ્યા!
પાષાણની કીધી મુને વિધિએ;
રોઈ રહી મુખ કરીજ કાળું.
અહો પિતાજી! નવનીત-ચિત્ત!
દૃષ્ટિ કરી સ્વર્ગથી પુત્રી કેરૂં
દાક્ષિણ્ય ખોટું નીરખી હશોજ
નિઃશ્વાસ ઉંડા મૂકતા હજીએ!"
જઈ પછી એ પતિપાસ જીવી
આજ્ઞા પિતાની ઉરમધ્ય રાખી;
શકી તથાપિ નહિ દૈવતન્ત્ર
સ્વતન્ત્ર મારૂં કરવા કદી હું.
સુશીલ મારા પતિમાં હતો કંઈ
ન દોષ એવો જન જેય નિન્દે;
ગણી સ્વકીયા નિજ ધર્મપત્ની
મનેજ નિત્યે અભિનન્દતો એ.
આદેશ હુંયે ગણી શાસ્ત્ર કેરો,
સ્મરી વિશેષે વળી તાત શબ્દ,
સરીજ ત્યાં જ્યાં વહ્યું સ્વામિ ચિત્તઃ-
તરી, મૂકી વહેતું પુરે જ ચિત્ત.
થઈ ગયાં જીવિત બેય એક,
થયા તથાપિ નહિ જીવ એક;
કંઈ હતા મુજ ઉરે વિશ્વાસો,
કંઈ પતિની હતી ઉરસૃષ્ટિ,
ઉપાય જેનો નહિ તેની ચિન્તા,
અયોગ્ય જાણી જ નીભાવ કીધો;

અભાવતું ભાવતું કીધું તેને
એકાન્ત જેનોજ હતો અભાવો.
બહુ બહુ બહુ મેંતો ચિત્તને બોધ દીધો.
પતિઉર લસનારી નિમ્નગામાંજ વહેવા;
અશરણુ પણ એ તો રોઈને એક બોલ
વદતું "નહિ વિધિને દોરવા શક્તિ હુંમાં!"
કાળ આખરે વહીં જતાં પામ્યા પતિ વૈદેહ્ય,
ફુટી ગયું સાભાગ્ય મુજ હતું જગતમાં જેહ.
વિધવાની આ દેશમાં સ્થિતિ વિચિત્ર ઘણીજ
સજ્જન પન્થી! તે સુણી ધરીશ તું મનમાં ખીજ.
અબળાનું રતિરત્ન જો એકવાર ખોવાય,
તો તેનાથી નહિ અહીં બીજું શોધી ગ્રહાય.
પણ ખોવાયા રત્નને સંભારી દીનરાત,
પ્રતિનિ:શ્વાસથી મૃદુ હૃદય દેતું હિન્દુને શાપ.
પ્રતિપળ વિધવાને નેત્ર વહે ઉષ્ણ વારિ;
ભગવતી ધરતીનું ઉર સિંચાય તેથી,
ધરતીપણું તજીને તેથી આ આર્યભૂમિ
સુતપદ પરદેશી લોકને દેઈ દેશે!!!
નીરખી જ મુજ અંકે આવું વૈધવ્ય આવ્યું,
રતિપદ જડતાં કો વિશ્વમાં ના જ મારૂં,
અહીં નહીંજ જડયો તે ચિત્તસંયોગ ઇચ્છી
મન કર્યું સતી થાવા-સ્વામીની સાથ જાવા.
અથથી ઇતિ સુધી આ વૃત્ત છે મારૂં ભાઈ,
નથી નથી નથી એમાં નક્કી કોઈ નવાઈ,
સદય હૃદય તોયે સર્વ આ સુણી રોશે,
પથિકજન! તમારે ત્યાં નહીં આવું હોશે!!"

સ્નેહમુદ્રા.

---

## ૧૩૯

## બુદ્ધનો ગૃહત્યાગ.

મુજ પ્રજા મને છે પ્રિય, પ્રિય છે પિતા, પ્રિય પ્રિયા છે,
મુજ હૃદય ધડકતું પ્રેમ તેમના ગ્રહી, પ્રીતિ રમ્યા છે.
આ રાત્રિ ગાજતી આજ,
મુજ મહેલ તણી ચોપાસ,
આ અન્ધકાર વીંટાય,
તે અન્ધકારની મધ્ય,
સુઈ રહ્યું પુત્ર–ગૃહરત્ન.
એ પ્રજા, તાત, ને પ્રિયા, પુત્રઃ પ્રીતિરત્ન સર્વ મારાં છે,
મુજ હૃદય વેગ બળ ધરી ધડકતું, છૂટે નહી છોડ્યાં એ. મુજ૦
મુજ હૃદય વિશે એ જડ્યાં; દ્વારભણી જવા ચરણ ઉપડે જ્યાં,
મુજ હૃદયસૂત્ર ખેંચાય પાછું, પ્રીતિબળે જડ્યાં એ ત્યાં! મુજ૦
જઉં પલંગ ત્યજી ગૃહદ્વારે,
ત્યાં હૃદય પાછું ખેંચાયે;
જઉં પલંગ ભણી હું પાછો,
સુતા પ્રિયાની જોઉં આંખો,
પોપચાં શિથિલ પથરાયાં,
વિશ્વાસે નેત્ર મીંચાયાં,
સુતા દીન મક્ષિકા જેવી,
પડી રહી પાંપણો કેવી?
એ મૂર્તિ પ્રીતિવિશ્વાસ તણી સુતી મૂકી જતાં ન જવાયે,
નહિ હૃદય ધડકતું મટે, ચરણ જડ થયા કહ્યું ના માને! મુજ૦
હું વર્તું હવે શી રીતે?
પ્રીતિ નહિ હારે, નહિ જીતે!
ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર!
ઓ માત! પ્રજા! સુખસૂત્ર!
કરૂં વધુ વધુ સૂક્ષ્મ વિચાર,
ત્યમ ત્યમ આ હૃદય ચીરાય.
સહુ પ્રાણી દુઃખમય ભાસે,

જનતા પીડાતી જગ આખે;
તે સઉની પીડા દૂર કરવા,
કલ્યાણ જગતમાં ભરવા,
થઈ પ્રબુદ્ધ ગૌતમ આજે,
થઈ તપસ્વી તપ ગુરુ માંડે!
જગના સઉ આધિ વ્યાધિ,
હરવા નવી બુદ્ધિ સાધી.
એ તપમાં બુદ્ધ તપાશે,
નવી યજ્ઞ વેદી મંડાશે,
પશુમાત્ર હવે ઉગરશે.
મુજ પ્રીતિ એ હોમે પડશે!
મુજ પ્રીતિ એકલી હોમાશે!
બીજું જગત જીવી સુખી થાશે
ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર!
ઓ માત! પ્રજા! સુખસૂત્ર!

મુજ હૃદયપ્રીતિનાં અંગ તમે સઉ! અંગ સર્વ છો મારાં!
જન-પશુ જગના કલ્યાણયજ્ઞ પર હોમું અંગ સઉ મારાં! મુજ૦

હવે શાક્યસિંહ ગર્જે છે,
પ્રીતિગુફા છોડી નીકળે છે!
જગ નવું આશ્વાસન લે છે,
દુષ્ટોનાં ઉર કમ્પે છે,
હવે દયાધર્મ પ્રકટે છે,
દીન જગત સુખે જંપે છે;

એ નવો મુજ અવતાર! પ્રિયા! તે જોઈ દયા દિલ ધરજે!
એ દયાધર્મ સ્થાપવા પરિવ્રાજિકા થઈ ઘર ત્યજજે! મુજ૦

ઓ હતી પ્રિયા જે કાલ!
તુજ દ્વાર આવશે કાલ,
લઈ ભિક્ષુ-કમંડળ હાથ,
ગૌતમ તે નીકળે આજ,
જગદુદ્ધારણને કાજ!

ઓ પ્રિયા ! ભૂલી મુજ દોષ,
ત્યજી પ્રીતિમાયાત્રિદોષ,
ધરી હૃદય સત્ય નિર્વાણ,
કરી ઉદાર દૃષ્ટિ તે કાળ,
દેજે તું ક્ષમાની ભિક્ષા !
લેજે તું બુદ્ધની દીક્ષા !
એ મહાધર્મને કાજ ત્યજી પ્રીતિસાજ, સૂકવી મુજ આંસુ,
લોહીશ હું જગનાં આંસુ, પ્રિયા થઈ બુદ્ધ તું પણ ત્યજ આંસુ ! મુજ૦

સરસ્વતીચંદ્ર ભાગ ૪.

---

# નરસિંહરાવ ભોળાનાથ.

**બી. એ. સી. એસ.**

પશ્ચિમની છાયાવાળા રસિક અને સુઘટિત કાવ્ય ગુજરાતી ભાષામાં પ્રથમ દાખલ કરનાર અને પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ રા૦ નરસિંહરાવ સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઈના પુત્ર છે. તેઓ સરકારી રેવેન્યુ ખાતામાં ઉંચા દરજ્જા પર હતા અને હાલમાં પેન્શનર છે. તેઓ સાંસારિક અને ધાર્મિક સુધારાના મોટા હિમાયતી છે. તેમનાં રચેલાં પુસ્તકો–કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર વગેરે.

૧૪૦

## પર્વતમંડળ અને મેઘમંડળ.

( તોટક )

નભમંડળ ઘુમ્મટઘેર રચ્યો,
ઘનરાજ અહીં રસભેર મચ્યો,
ગિરિનિર્ઝરમાં હસતો રમતો,
શિખરો પર મન્દગતિ ભમતો.
ગિરિરાજ અસંખ્ય અહીં ભળીઆ,
ઘનના અનુકુળ સખા મળીઆ;
ધરી ધુમ્મસનું પટ પર્વતને,
ગુંગળાવા દીએ ધરી મોદ મને.
પછી પર્વતના ઉરની ઉપરે,

નવલું કંઈ વર્ષણુ નૃત્ય કરે;
વળી ઝર્મરે ઝર્મર ગાન ઝીણું,
કરતો ઘનરાજ મધુરૂં ઘણું.
પટ ગાઢું ગુથ્યું તરુવૃન્દતણું,
ધરીઉં ગિરિએ હરીઆવરણું;
સહુ તે પટનાં પડમાં પડતો,
ઘન સર્વ સ્થળે જઈને અડતો.
ઝરણાં ઉજળાં જળ નીતરતાં,
કંઈ શ્વેતજ સર્પસમાં સરતાં;
ગિરિ એહવી મૌક્તિકમાળ વહે,
ઘન તે રમતો કરમાંહિ ગ્રહે.
ગિરિરાજ અને ઘનરાજતણો,
અહીં ખેલ અલૌકિક આજ બન્યો:-
ગિરિવૃન્દ અહો ! ઘનરાજ અહો !
મુજને તમખેલ વિશે જ ગ્રહો !

હૃદયવીણા.

---

૧૪૧

## ચંદા.

### વિષમ હરિગીત.

શાંતિ શીતળ વરસીને સુખમાં સુવાડું રાત્રિએ,
જે નદી સરવર, અદ્રિ, તરવર, દિવસ તપીઆં તેમને;
કુમુદિની કરમાઇ દિવસે થાકીને સૂઈ જતી,
તેને જગાડું કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી.
કન્યકા હું કુળવતી, મુજ માત મોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મારા, એમનાથી રહું ન્યૌની;
માત મારી પૂજ્ય તેની, પ્રદક્ષિણા દઉં ઉરથી,
મુજ તાત તે પણ પૂજ્ય તેવા, વંદના કરૂં દૂરથી.
નામ ચંદા મધુર મારૂં પાડીઉં મુજ માડીએ,
ઘણી વેળ વિચરૂં ખેલવા આ વ્યોમકેરી વાડીએ.

માંહીં વહેતી વ્યોમગંગા દૂધ જેવી ઉજળી,
ને ફૂલડાં ખીલ્યાં રૂપાનાં તે ગણુંતી ફરૂં વળી.

ફરૂં બીતી તાતથી, પણુ માત મુજ મન ભાવતી,
નિજ સંગ લેઈ ધીમી ધીમી પ્રદક્ષિણાજ કરાવતી.
બંધુ મારો રાહુ તે ઉઠયો કુછન્દી કૂબડો,
કંઈ કોટિ વેળ મુને કનડતો, એ અકારો થઈ પડયો.

બા'ર જાય પિતાજી ત્યારે આંગણે રમું કોડથી,
રૂપા અને હીરા તણી ગેંદો લઈને દોડતી—
એક લઉં, બીજી ઉછાળું ત્રીજી શિર ઝીલું ધસી,
વળી ફેંકી સઘળી વેગળી માડી ભણી નિરખું હસી.

માગ્યું માત મહી દને ને તાતની અનુમતિ લીધી,
આ મૃગલું મારૂં બાપુ! તેં હજી સુધા કેમ નથી પીધી ?
સુધા પાતી એહને,–ભરી કુંભ આપ્યો તાતજી—
રાખું ઉછંગ મહીં સદા એને કદાપિ ન દઉં તજી.

વાંકું વળીઉં રમ્ય રીતે અણીવાળું નાવડું;
માતાપિતાએ આપ્યું મુજને કો દી તેપર જઈ ચઢું.
ચઢી મૂકું તરતું તે સ્વચ્છંદ ચાલ્યું જાય ત્યાં,
ઉંડું ભુરૂં આકાશ કેરૂં જળ અમળ ફેલાય જ્યાં.

ત્યાં ધને કો ઠામ વેરી ઝીણી રૂપેરી રેત તે,
લઉં ખેલવા લંબાવી કરને નાવડેથી જતે જતે—
ને બધી આ વેળ હરણું મારૂં જે બહુ બીકણું,
મુજ સોડમાં સંતાઈ સૂતું, એ મુને રૂચે ઘણું.—

આવી મેઘની રેતી સરસું નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરાં, રસીલા, મંદ, ઝીણા, સુંદરા, સુર થાય ત્યાં;
માત્ર દિવ્યજનો સુણે એ મીઠું ગાન મનોહરૂં,
ને સુણે હરણું માહરૂં ને ઉંઘ મીઠી લે ખરૂં;

ઊઠી હું મૃદુ ને સુંવાળી સેજમાંથી જળતણી,
નાંખું નજર ઝીણી સીધી સાગર અને ભૂમિભણી;
રંગરાતું મુખડું મારૂં કંઈ વિશાળું સિંધુમાં,
ધોઈ ફરી ચઢું વ્યોમ વળગ્યાં વાળસું જળબિંદુડાં.

મેઘ પેલો મસ્તીખોરો મુજને રંજાડવા,
કંઈ યુક્તિઓ બહુવિધ કરે ભંગાણ સુખમાં પાડવા;
પણ હું તો હસતી રમતી ફરૂં ઉપર નભવિષે,
ને એહ અસ્થિર મેહુલાસું કદી ભરાઉં નવ દીસે;
એજ મુજને પ્રેમભર આલિંગીને કદી લાડતો,
કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો;

ને રૂપેરી કોરનો રૂમાલ ધોળો દે કદી,
કદી પાથરે મૃદુ સેજ તેપર વળી ક્ષણભર રહું પડી;
કો ઘડી વળી શામળી નિજ શાલ લેઈ તે વડે,
મારી ઝડપ રમતો રમતો મુખડું મુજ ઢાંકી દીએ;

ને ત્યાં અંબોડલો મુજ જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી વિખરી ચોગમ રમે;
પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ કરતું પ્રેમથી,
તે સમે સિંધુ વિશાળું નિજ ઉર વિસ્તરે સામો હસી.

ને કરંતો મંદ મંદ ઘુઘાટ ભરઆનંદ શું,
ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું!
ભેટવા વિસ્તારી કરને બાથ ભીડું માતને,
તે મને મંદ હસંતી નિરખે પ્રેમભીનાં લોચને;

અચળ પેલા તારલાની આસપાસ ઘુમંતી તે,
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દૃષ્ટિ પડતાં ફીકી બને;
નદીમાં સરોવરમાં, ને સિંધુમાં કદી ના'તી હું,
તે વેળ થોડા તારલાને સંગ મુજ લઈ જાતી હું;

ત્યાંહીં નાચું લે'ર કરતી, વળી ડુબકા ખાતી હું,
ને મૃગલું મારૂં તેહને એ નવલ જળ કદી પાતી હું;
કદી ઉંચા પર્વતે ચઢી ટોચ પર ઉભી રહું,
નીચે બિછાવી મેં રૂપેરી તેહ જાજમ નીરખું;

દૃષ્ટિ ઉંચી ફેંકું વળી ઉંડું ભુરૂં આકાશ જ્યાં,
ફરી જોઉં વળી રમતો પવન વનવેલી સંગે રાસ ત્યાં;
એક પર્વતરાજ મુજ નીચે વિરાજે વિસ્તરી,
જેનાં શિખર પર હિમ નિરંતર વાસ કરી રહે છે ઠરી,—

નિજ તળે સુવિશાળ ખંડ પડયો અલૌકિક તેહની,
વિધવિધ દશાઓ ઉંચી નીચી કાળચક્રે ફરી ઘણી.
ને અનંત ગયોજ વીતી કાળ તેમાં નિજ સ્થિતિ,
નિશ્ચળ રહી, તે જોઈ કરતો હાસ કંઈ ઉજ્જ્વળ અતિ,–
એહવો મોટો મહીધર નભમહીં ધરતો રસે,
હજ્જાર શૃંગે દર્પણો, પ્રત્યેકમાં મુખ મુજ હસે.
કો સમે વળી મધ્ય નભમાં રહું ઉભી ઝઝૂમતી,
નીચે સુતાં જે ઝાડ ઝુંડો ત્યાં નજર મુજ ઘૂમતી;
મુજ કરે રૂપેરી બુટ્ટાદાર રાતરંગી ગુંથી,
ત્યાં પડી ને જોવા હું નાખું દૃષ્ટિ ઝીણી મથી મથી.
પછી નીચે ઉતરૂં જ્યાં વ્યોમ પૃથ્વી ચુંબતાં,
ને તરૂઘટાઆકાં મહીં મુજ પો'ળું મુખ ધરી થંભુ ત્યાં;
પછી સિંધુકિનાર પર પળમાત્ર હું ઉભી રહી,
કરી ડોકીઉં ફરી એક વેળા સરૂં જળસેજે જઇ.
મેઘ નિજ ચઢતી સમે મુજને દમે વિખુટી કરી,
માડી થકી બહુ વેળ લગી આ વાલસોહી દીકરી;
વિરહ ટળી જે વેળ મળી મુજ માડીને નીરખું ફરી,
તે વેળ કેવું પ્રફુલ્લ મુખ મુજ ધરે શોભા સુંદરી!
કોઈ કોઈ સમે તથાપિ વિયોગ અવધિ અંદરે,
પાદ પ્રહારે તોડી ઘનપટ, પછી જનનીમંદિરે;
ડાકીઆં કરૂં જ્યાં જ્યાંહિં પાડી બારી એમ મેં,
ને માતમંદિર મુકુર મૂકયા મુખ નિરખવું ત્યાં ગમે.
નાનું મોટું થાય વપુ મુજ પણ નિરંતર અમર હું;
ને જે સમે દેખાઉં નહીં તે સમે તાતની ગમ રહું;
એક ફેરી ફરી રહું માડી પછાડી જ્યાહરે,
જઉં એક વેળા ભેટ લેવા તાતની તો ત્યાહરે.
સલૂણી સંધ્યા સખી પ્રિય મુજ ભેટ લેવા તે તણી,
મુજ હેડલામાં બેસીને જાઉં કદી હું બનીઠની;
પવન મૃદુથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી,
વેર્યાં કુસુમ નવરંગ એમાં ઝીણુઝીણુ મેહથી.
શાંત એનું નીરખી મુખ મુજ મુખનદી નવ થોભતી,

નારંગી રંગે સાળુ સુંદર પે'રી સખી શી શોભતી !
ચકચકિત સહુ પહેલ ચોડયો તારલો સખી ભાલમાં,
લાડંતી અડકું એહને કદી આવીં જઈ બહુ વા'લમાં.
એવી એવી રમત વિધવિધ સખી સંગ રમંતી હું,
પણ ભેટવા આવે મુને એ ત્યાહરે ચમકી બીહું,—
કેમકે સામેથી પેલી આવી કાળી રાક્ષસી—
મુઈ રાત્રિ—એણે દૂર સખીઓ કીધી કર વચ્ચે ધસી.
ઉડી ગઈ મુજ સખી ઝીણી પાંખ નિજ ઝળકાવીને,
ને મુંજને તો રાક્ષસીએ પકડી લીધી આવીને,
રાખી કરમાં થોડી વેળા પછી મને તે ગળી ગઈ—
જાણે નહીં—હું અમર છું ને બેઠી મુજ મંદિર જઈ !

૧૪૨

## આશા પંખીડું.

### સીતાજીના મહિનાની ચાલ.

આશાપંખીડું મેં તો પૂર્યું કનકમય પાંજરે,
રમ્ય રંગ ધરંતું અનેક, જેવો મેઘ સાંઝરે;
ઝીણી ચંચુ સુવર્ણની મેખસમી શી ઓપતી !
ઇન્દ્રધનુરંગધારી એક કલગી શિર શોભતી;
ધોળી બરફશી ડોકની મધ્ય સુનેરી કાંઠલો,
આસમાની પાંખની માંહીં પચરંગી ચાંદલો;
પીંછે કીરમજી રંગ સોહાય, ને ચરણ સુવર્ણના,
હીરા સરીખાં બે ઝીણાં નેન ચમકચમકે ઘણાં;
સુંવાળું શું એનું શરીર ભર્યું દિવ્ય કાંતિએ !
પણ બદલી ઘડી ઘડી રંગ મને નાંખે ભ્રાંતિએ;
વળી અમૃતશું મીઠું ગાન કરે દિવ્ય પંખીડું,
ત્યારે નાચંતું ભૂલી ભાન હઈડું મુજ મૂરખું.
પણ એક દિવસ એ તો, હાય ! ઉડીને ચાલીઉં,
તોડી કનકનું પિંજર ત્યાંય, રહ્યું નવ ઝાલીઉં;
તોએ ગાન કરતું જાય, પાછળ દોડયો જાઉં હું,
પણ એ તો નવ પકડાય, અધિક લલચાઉં હું;

ઉડી પેઠું એ એક દિવ્ય હતું વન તે મહીં,
હું પણ સ્વઅનુસારે ધાઈ બેઠો ત્યાં તો સહી;
દીઠું બેઠું ગુલાબને છોડ, ગયો હું ઝાલવા,
ઉડી બેઠું બીજે ઝાડ, ગાઈ લાગ્યું મહાલવા;
વૃક્ષે વૃક્ષે, છોડે છોડ, મને ભટકાવીઓ,
આવ્યું તોએ એ નવ હાથ, અધિક અકળાવીઓ.
અંતે બેઠું ઉંચી ડાળ પછી લાગ્યું બોલવા,–
"અરે મૂર્ખ મનુજના બાળ! ફાંફાં શાં આ મારવાં!
નવ આવું કદી તારે હાથ, મૂરખ ઓ માનવી!–
હું તો ધારી નવા નવા રંગ ધારૂં મૂર્તિ નવનવી;
પૂર્યું પાંજરે મુજને તેંહ, ધારીશ નહિ મન વિષે,
એ તો ઘડીઉં મારે પ્રભાવ, તને ઉલટું દીસે.
પણ મન નવ થઈશ ઉદાસ, કહું સુણ વાત તું,–
પ'ણે નાંખ નજર, પ'ણે દૂર, વ્યોમ જ્યાં ડૂબી જતું;
પેલી રૂધિર ભરેલ કપાળે ઘડેલી કમાન જે;
અંતરિક્ષ ઉભી, જેના સ્થંભ રચ્યા મોટાં હાડકે;–
દીસે તુજને ભયંકર તેહ, તથાપિ એ રમ્ય છે,
બીજી બાજુ કનકનો ઘાટ ઘડેલો ભવ્ય છે;–
આણી કોરે રાક્ષસ એક બેઠો છે બીહામણો;
મૃત્યુ એવું એનું નામ, તુને અળખામણો;
પણ તું જઈશ એને દ્વાર, પછી પેલી પાર તું,
જઈ જોઈ પામીશ આનંદ ત્યહાં તે વાર તું;
ત્યારે ત્યાંહિ જો! ભેટીશ તુંને હું આનંદથી,
ત્યાંલગી થઈ ધીર તું થીર રહેજે મન શાંતથી."–
એમ બોલી ઉડી ગયું એહ પંખીડું ના રહ્યું,
ઉડતાં ઝળકંતી એની દેહ, ગાતું ગાતું એ ગયું;
જઈ લય પામ્યું ચંદ્રમાંહી, વસી ગાતું ત્યાં રહે,
શાંત અજવાળી રાતે કો વેળ સુણું એનું ગાન એ.

કુસુમમાળા.

---

# દોલતરામ કૃપારામ.

---

સાંસ્કૃતિક શૈલીના સમર્થ રક્ષક રા. દોલતરામનો જન્મ ઇ૦ સ૦ ૧૮૫૬ (સં૦ ૧૯૧૨)માં નડીઆદમાં નાગર જ્ઞાતિમાં થયો હતો, અને તેમનું મરણ ઇ૦ સ૦ ૧૯૧૬ના નવેંબર માસમાં થયું હતું. તેઓ લુણાવાડા સ્ટેટના દિવાન હતા. તેમનાં બનાવેલાં પુસ્તકો—કુસુમાવલિ, અમરસત્ર, ઇંદ્રજીતવધકાવ્ય, સુમનગુચ્છ વગેરે.

૧૪૩

## સુલોચના–ઇંદ્રજીત–સંવાદ.

### તોટક છંદ.

કરીં આગળ પ્રેમ સ્વરૂપ અને, સ્વર કોકિલને હસતે વદને;
મહિલા કર જોડીં કરે વિનતિ, જયમ શંકર આગળ પારવતી.
"શિરછત્ર સનાથ થઈ તમથી, ખમજો કદીં બોલ કહું અમથી;
પ્રમદા–જન સૂચન જે કરશે, તમ આગળ હાસ્ય થઈ પડશે.
અબળા પર રોષ ન હોય કશો, કહ્યું પ્રીતિ ધરી મનમાં ધરશો;
કરજો પ્રભુ કિંમત સાર ગ્રહી, હિત-વાક્ય મનોહર હોય નહિ.
જય ને યશ આજ લગી કરતા, અબળાજનના ભય સંહરતા;
અતિ પ્રીતિ હતી, જવ હોય સતી, કયમ છેક ગઈ બદલાઈ મતી.
જયમ આપનીં તેમ બીજાનીં પ્રિયા, કયમ તે શું કરાય અયોગ્ય ક્રિયા;
કુળધર્મથકી પતિ! તાત ખસ્યા, ધિક આમ થઈ વિપરીત દશા.
કદીં સારસ-જોડ જૂદી કરતાં, ટવળી મરશે તનને ધસતાં;
કકળી ઊઠતાં મસ આંતરડી, કરશે વિભુ આંખ ઘણી કરડી.
રવિવંશજસાથ પ્રપંચ કરી, અબળા-જન સાધ્વરહિત હરી;
શઠ ભિક્ષુક શ્રી અધિરાજ થયા, ઉપકાર છતાં ન અણાઈ દયા.
ન ઘટે ન ઘટે મુજ પ્રાણપતિ, હરવી વિષયાર્થ પવિત્ર સતી;
કુળ-દીપક કાજળ કેમ ઝરે? નહિ અમૃત ઝેર થઈ પસરે.
અધકું રઘુવીરનું કામ દીસે, તરવા પથરા જવ અબ્ધિ વિષે;
બળ શંકરથી દશકંધ તણું, સ્વપરાક્રમ રામવિષે છ ઘણું.
કર સર્પતણા દરમાં ધરતાં, છૂટકો કદીં થાય ન જીવ છતાં;

ગજસિંહ અકારણ ખીજવતાં, નહિ વેર તજે નિજ પ્રાણ જતાં.
નિજ બાહુ પરાક્રમ દાખવીને, પરણ્યા રઘુનંદન જાનકીને;
બળ તાતનું કામ ન આવ્યું જરી, છળથી વનમાં તવ સીત હરી.
ઘન ઘોર અરણ્યવિષે ફરતાં, નહિ લક્ષ્મણ રામ જરા ડરતા;
બહુ લોકતણા ભય સંહરતા, નહિ આપ દશાનન સાહ્ય થતા.
બળવાન-વિરુદ્ધ ન યુદ્ધ ધરે, તજવી નહિ કીરતિ સીત સટે;
શુભચોકડી ચારનું રાજ્ય જતાં, લવ શાંતિ રહે ન સતી હરતાં.
કયમ સિંહણનું દૂધ ચિત્ત ચહો, મણિ શેષતણો કરથી ન ગ્રહો;
જળમિષ્ટતણો નિધિ છેક તજી, ઘટના જળમાં કયમ બુદ્ધિ સજી ?
મુજ નાથ વિચક્ષણ આપ ઘણા, મઘવા હરવી પ્રિય સવ તણા;
થઈ "એક" હવે પદ સાચવજો, તમ જોર બીજે કહીં દાખવજો.
શશિહીણ ભયંકર છે રજની, પતિ વિણ જણાય સૂકી સજની;
જયમ પુત્ર વિના ઘર માણસનું, ત્યમ નીતિ વિના અતિ શૂરપણું.
વિરલા ધનને યશ મેળવશે, પણ ઉદ્ધત તે ન ગ્રહી શકશે;
પણ નીતિ વિવેક ખરો પકડી, ધરશે નિજ બંધનમાં જકડી.
ગજ શુકર સિંહ બલિષ્ઠ ઘણા, પણ સર્વ અધીન મનુષ્ય તણા;
પળ નીતિ સમીપ ન શૌર્ય ટકે, જગ-ચક્ર સુનીતિ વિના અટકે.
જયની ધ્વજ દુર્ગપરે ફરકે, નિધિ પાઠ કરે શશિ છત્ર ધરે;
યમ સેવક ઇંદ્ર ગ્રહેશ થયા, લઈ અગ્નિ મશાલ સદાય રહ્યા.
ધરતી કીરતિ થઈ પ્રાણપ્રિયા, મુજ સાસુની સાથ કરે કજીઆ;
મસ પ્રીતિ થવા પતિ રાવણની, સમજ્યાવણ રીતિ દશાનનની
દશ મસ્તક વીસ વિશાળ કરો, તમ તુલ્ય ગુણી વિજયી દીકરો;
વશ રૈયત સિંહલદ્વીપ તણી, શિર ઉપર શંકર તુલ્ય ધણી.
નિજ પુત્રતણે ઘર પુત્ર થયા, સ્વપરાક્રમથી રળનાર મયા;
સુખમાં લગીરે નહિ ખોટ રહી, પ્રભુતા મુખથી કયમ જાય કહી.
જયમ પંકજ સૂર્ય પ્રફુલ્લ કરે, ભરજોબન નારનું નાથ કરે;
ભરછક્ક કરે સરિતા વરષા, (ત્યમ) સસરાપર શંભુપ્રતાપ વરસ્યા.
ઘણું કામ શું વેર મહેશ્વરને, ગમ્યું તેતણું સખ્ય દશાનનને;
અપલક્ષણ છેક ન ગુપ્ત રહે, વિભુ પુત્રનું તોય જરા ન સહે.
પણ પૂર્ણ પ્રતાપ પ્રશાંત થવા, ફર્યું તાતનું ચિત્ત સતી હરવા;
નહિ તો વિસરી સુખ સ્થાયિ અતિ, ક્ષણભંગુરમાં કયમ થાય રતિ.

અપકીર્તિ કરે વિપરીત કૃતિ, દઈ શાપ ડસે જ્યમ સાપ સતી;
બહુ સંશયમાં પડી જાય પ્રજા, ફટકી મરશે ફુટડી કુળજા.
રઘુનંદન રીસ ઘણી કરશે, બળહીણુ અરિ-કુળ સંહરશે;
લઈ સીત બધા ઘરમાં ફરશે, ઋતુ પાનખરે જ્યમ બાગ વિષે.
પ્રિય પાય પડી કહુંછું વિનવી, પરનાર લગાર ન સંઘરવી;
દઈ થાપણુ માલીકને નકરી, ઠરજો રઘુનંદશું પ્રીતિ કરી.
કહ્યું આપનું માન્ય હમેશ કર્યું, અવળું સવળું નહિ દીલ ધર્યું;
કશું માગ્યું નથી કદી પ્રાણુપતિ, ઉરમા ધરજો મુજ આ વિનતિ.
મુજ જાત તણું અભિમાન મને, મુખ લેઈ જવાય ન સીત કને;
જવ રક્ષિત થાય ન શીયળને, સહુ વ્યર્થ ગયું પરણી તમને.
"અભિમાનની" એમ મને કહીને, ઠગતા દરરોજ વિશ્રંભિનીને;
નહિતો મુજ માન ઘણાં પડતાં, ક્યમ ના અટકો જરીએ લઢતાં.
સમ ઉમ્મરની કદી ચાર મળી, મુજ વાત સખી-ગણુમાં નીકળી;
હલકું પડશે તમ નાર તણું, કથશે "સુખ છે નહિ નાથ તણું.
અથવા ક્યમ એક અનાથ ત્રિયા, કુમળી સુશીગી અવગી ન ક્રિયા;
ન બચાવી શકાઈ દશાનનથી, લલના જ્યમ અન્ય હુતાશનથી."
અતિ એમ કહી અકળાઈ ગઈ, મસ ગદ્ગદ કંઠથી મૌન્ય થઈ;
વદતાં મન બુદ્ધિ શકે હરતી, હાંચકે જ્યમ અંતર ઝૂલવતી.
કરી હાવ વિચક્ષણુ ભાવ અતિ, પતિનિશ્ચય ડોલવતી યુવતી;
ક્ષણુ સ્તબ્ધ ઉભો થઈ મંદમતિ, જ્યમ શંકર કામિની-દર્પણુથી.
પણુ શુદ્ધિ સમસ્ત સમગ્ર કરી, વીર વાણુ વધો વધુ વહાલ ભરી;
નિજ ન્યાય પરાક્રમ દાખવવા, સુખ તુષ્ટિ વધૂજનને ધરવા.
'મનમાં મુજ તાત સતી પરણ્યા, સ્વપને નહિ એ જવ રામ તણા;
પરબાળનું લગ્ન કર્યું જનકે, પણુ કેમ સગાઈ ખરી અટકે.
કદી રામ ધનુષ્ય ઉપાડી શકયા, દુહિતાઅરથે જનકે પરખ્યા;
બળથી રઘુનાયક સીત વર્યા, છળથી દશકંધ શિકાર ચર્યા.
થયું તે ન થયું નહિ થાય હવે, ભૂલ થાય કબૂલ સતી તજવે;
અયિ! વક્કર સીત સહિત જશે, વણુ કારણુ લોક ઘણા હસશે.
ઝટ નૌતમ સેન તૈયાર થઈ, મુજ કારણુ છેક અધીર થઈ;
ક્ષણુ સાંભળ શબ્દ મહારથિના, 'બલમાં નહિ પુત્ર મનોહરીના.'

જ્યમ તારક-મંડળ ચંદ્રવિના, જ્યમ જાન દીસે વરહીણુ ફના;
નૃપાલ વિણુ શૂન્ય સભા અતિશે, ત્યમ અગ્રસરી વણુ સેન દીસે.
ગ્રહમંડળને જ્યમ સૂર્યગતિ, ત્યમ સેન વિષે સખિ! સેનપતિ;
ભલું સૈન્ય કલેવર જોર ઘણું, પણુ પ્રાણુ વિના વિચરે ન અણું.
ચતુરંગ વિરાચિત સેન મળી, ભટ સામદની અગણિત ભળી;
અતિ વેગ ત્વરા કરતા સુભટો, યશકાળ સમીપ હવે વરત્યો.
નીળ સુગ્રીવ અગંદ ને નળને, હનુમાન વિભીષણુ લક્ષ્મણુને;
શિવસાહ્યથકી રઘુનંદનને, છડી નાખીશ હું જ્યમ ડાંગરને.
રિપુ દાનવ કિંનરનાથ ઘણા, લઢનાર મળ્યા સુરલોકતણા;
નહિ સૈન્ય ઘણું તુજ નાથ કને, પણુ લોટ કર્યા દળી દુશ્મનને.
નહિ રામ વિષે અલિ! રામ જરી, ગુણુદોષ ગણી મન સીત હરી;
અમથી શીદ નામ થકી ભડકે, પિતુને નહિ મૂરખતા અડકે.
ગજકુંભ વિના નહિ અન્ય ગ્રહે, બળવાન શિકાર સદૈવ ચહે;
બહુ મેઘતણો પણુ વાદ કરે, કયમ સિંહ શૃગાલથી તેહ ડરે.
ગુણુરૂપવતી મુજ પ્રાણુપ્રિયે, તુજ નાથ જરા રણુમાં ન બીએ;
મીઠી! મર્કટયૂથ કશું કરશે, કદી દાંત થકી બળ દાખવશે;
યમ-દંડ થઈ શર તો પડશે, થઈ માણુસ રામ ન જીરવશે.
રઘુનંદન બાણુપ્રહાર લઈ, વટ સાચવશે નિજ જીવ દઈ;
ધરૂં લક્ષ્મણુ-કાજ દયા મનમાં, ન ધટે મુજ બાણુ શિશુતનમાં.
અતિ પ્રીતિથકી તુજ દાસ થતાં, સહુ સંકટ લાજ રિવાજ જતાં;
તુજ આણુ ઉલ્લંઘન નાજ કરૂં, વસતું પણુ અંતર શૌર્ય ખરૂં.
કદી પંકજના કુમળા દળમાં, મધુલિહ પુરાઈ રહે જળમાં;
પણુ વાંસ વિષે ઝટ શાર કરે, બળ કે છળ પ્રીતિ જરા ન ધરે.
રથ વાહનને હય હસ્તિ ઘણા, નવ અસ્ત્ર સહસ્ત્ર વિષે ન મણા;
લઈ બકતર ટોપ ફરાસી તણા, જરૂરી કરતાં બમણા ત્રમણા.
શુભ સૈન્ય તણો થઈ અગ્રસરી, ધરૂં દુશ્મન ઉપર આંખ નરી;
નિરખી ટકશે કુણુ આ જગમાં, જવ ઇંદ્ર છુપાઈ ગયો નભમાં.
રણુક્ષેત્ર વિષે અરિ-કર્ષણુને, નીરખી મસ ખીલ્યું ભરી નયને;
ધનને યશ લાભ ઘણો ગણુતાં, નહિ વાર કરૂં જરીએ લણુતાં.
રણુ-સાગરનો થઈ મત્સ્ય કહે, સ્થળ અન્ય વિષે કયમ જીવ રહે;

તન-દાહ વધ્યો ચિરકાળતણો, કરશે અરિરક્ત પ્રશાન્ત ઘણો.
ક્યમ તર્ક વિતર્ક કરી નબળા, ગભરામણ આમ કરે અબળા;
મુજ સાથ રહી દિનરાત સખી, નહિ રાવણ પુત્ર શકી પરખી.
મનની સુણ વાત કહું તુજને, જય કે ક્ષય છે યશકારી મુને;
દિન એક જરૂર યદા મરવું, અતિ ઉત્તમ છે રણમાં ગરવું.
જવ વિષ્ણુ બની રઘુનાથ ફરે, જય મેળવતાં શુભ કીર્તિ વરે;
કદી હાર થશે પણ ઇશ્વિરથી, રઘુનંદ વિના મુજ જોડ નથી.
પ્રમદા ક્યમ આમ ગલિત થઈ. ક્યમ કોમળ છાતી ભરાઈ ગઈ;
નયણે ક્યમ શ્રાવણ ભાદરવો, ન ઘટે કરૂણારસ આદરવો.
ધર ધીરજ ભીરૂ દશેક ઘડી, અથવા સહુ કામ જશે બગડી;
જયની ધ્વજ તાત સમક્ષ ધરી, તુજ પાસ થકી નહિ જાઉં ફરી.
મનની કર દૂર બધીય કજા, રણ મધ્ય જવા અલિ! આપ રજા;
વળતાં નહિં દૂર જઈશ ફરી, તુજ અંક વિષે મુજ શીષ ધરી.

ઇંદ્રજીતવધકાવ્ય.

---

૧૪૪

## પવન.

### ગઝલ.

નહિ મુજ માત કે તાત, નથી મુજ બેન કે ભ્રાત,
નથી કર પાંખ કે પાય, નથી કોની મને સા'ય;
નહિ કોને હું ગણકારૂં, કરૂં હું રોજ મન ધાયુ,
રમું હું રોજ સ્વચ્છંદે, ફસાઉં ન કોઈને ફંદે.
ક્ષણે નાચું ક્ષણે દોડું, ક્ષણે જોડું ક્ષણે તોડું,
ક્ષણે ઉડું ક્ષણે ચાલું, ક્ષણે લાડું ક્ષણે મહાલું;
રહસ સ્થાનો વિશે માણું, સરવની વાત હું જાણું;
જગતની પ્રીત છે મારે, મળું છું સર્વને પ્યારે.
સ્ત્રીઓ માને મને સારો, પતિથી લે મને પ્યારો,
પુરષ પણ છાનું ના રાખે, કરે છે પ્રેમ મુજ સાખે;
મને નહિ રાગ કે રોષ, ધરૂંછું સર્વમાં તોષ,
વહનનું કર્મ છે મારૂં, પ્રમાદ ન તે વિષે ધારૂં.

સરવના લેઈ પરમાણુ, ઝપાટામાં સ્થલે આણું,
ઉતારૂં સર્વના થાક, સકળ મુજ ચિત્તમાં પાક;
સગુણતા છે નહિ મારે, ધરૂં નહિ સ્વાર્થ તલભારે,
મળે જેવો મને સંગ, બને તેવા બધા ઢંગ.

સુમનગુચ્છ.

---

# છોટાલાલ સેવકરામ.

કચ્છના રાવશ્રીના વિદ્યાગુરૂ અને પછીથી તેમના ખાનગી સલાહકાર રા૦ છોટાલાલ જ્ઞાતે શ્રીમાળી સોની હતા. તેઓ અમદાવાદમાં ઈ. સ. ૧૮૪૨માં જન્મ્યા હતા અને કચ્છ-ભુજમાં સને ૧૯૧૦માં મરણ પામ્યા હતા. તેમના રચેલા ગ્રંથો-ઉપવનવિનોદ, છોટાલાલસપ્તશતી, શબ્દમૂલદર્શક કોષ, ટૅલી મૅકસ (ભાષાંતર) વગેરે.

૧૪૫

## આમ્રવર્ણન.

### વસંતતિલકા.

હે વૃક્ષ અંબ અવલંબન વેલ્લી કેરા!
વિશ્વોપકારા તુજમાં ગુણ છે ઘણેરા;
મોરે કરે વન સુવાસિત તું વસંતે,
અર્પે પ્રમોદ અલિ કોકિલને તું ખંતે.
ત્રૈલોક્યમાં રતિપતિ નિજ રાજ્ય થાપે,
તારા અમોઘ ફૂલના શરના પ્રતાપે;
આવે અતિથિ જયમ પંખાંગણો તું પાસે,
ગ્રીષ્મે વસે ત્યમ પશુ તુજ છાંયવાસે.
પેખી ઉદારપણું કોકિલ પૂર્ણ ભાવે,
તારો દસુંદા થઈ કીરતિ તુંજ ગાવે;
સંપત્તિ તારી સઉ છે જગજીવનાર્થે,
આ વિશ્વમાં જીવિત ધન્યજ જે પરાર્થે.
તારા અપાર ઉપકાર સૌ શિરે છે,
તે વિસરી જન તનેય વ્યથા કરે છે;
કો કર્વતે કર વતે તુજને વિદારે,
કાપે કુહાડી થકી હાડી કૂડા પ્રહારે.
છે કેટલીક જન-જાત કૃતઘ્ન એવી,

તોએ રહે સુજનતા તું સદાય સેવી;
વસ્તુ ન કો જગ પ્રપંચી વિષે જણાય,
જે તારી સાથ તુલના કરવા કથાય.
સંપત્તિ તારી અમૃતોપમ સર્વતોષી,
તે રક્ષણાર્થ તુજ નિઃસ્પૃહતા અહો શી?
આ જે રસાળ વન સંત સમું ઠરેલું;
રહેજો અખંડ મહીંમાં મહિમા ભરેલું.

ઉપવનવિનોદ.

---

૧૪૬

## સન્નારી.

છપ્પા.

ભલી ભામિની તેહ, વદે મુખ મીઠી વાણી;
ભલી ભામિની તેહ, બોલ બોલે નવ તાણી;
ભલી ભામિની તેહ, વડીલ મર્યાદા પાળે;
ભલી ભામિની તેહ, સંપ સૌથી સંભાળે;
રહી સ્વાધિન સ્વામિશું સદા, સદાય શુભ મતિ દાખતી;
તે સેવકસુત ભલી ભામિની રામ હૃદયમાં રાખતી.
સન્નારી ખરી તેહ, સ્વામીની સેવા ભજતી;
સન્નારી ખરા તેહ, પ્રભુને પ્રીતે ભજતી;
સન્નારી ખરી તેહ, આત્મવત સૌને માને;
સન્નારી ખરી તેહ, ધરે હિત સૌનું ધ્યાને.
કદી કડવું વચન વદે નહિ, વાણી મધુર ઉચ્ચારતી;
વળી સેવકસુત વિખવાદ તે, અંતરમાં નવ ધારતી.

૧૪૭

## મરણપ્રસંગે જમણવાર ન કરવા વિષે.

ભલે લગ્નમાં યજ્ઞ, કરે ભોજન મન ગમતાં;
ગાય હર્ષના ગીત, ચિત્ત આનંદ ઉપજતાં;
મંડપ રચીને શ્રેષ્ઠ, ભલે યશ કીર્તિ લેતા;
ભલે આપીને દાન, માન વિપ્રોને દેતા;

પણ રે ! રે ! શોક પ્રસંગમાં, જમણવારનો કર અરે !
એ દાઝયા પરનો ડામ તો સેવક–સુત કેરજ કરે.

ધિક્ક ધિક્ક એ ચાલ, મરણ પાછળ જમવાનો,
ધિક્ક ધિક્ક એ ચાલ, દુઃખમાં છે દમવાનો;
ધિક્ક ધિક્ક એ ચાલ, હળાહળ અનરથ રૂપે,
ધિક્ક ધિક્ક એ ચાલ. ઉતારે ઊંડે કૂપે;

રે ! ત્રાહ્ય ત્રાહ્યના જમણમાં ભોજન મુખ ક્યમ પેસતાં ?
શું છોટાલાલ ન લાજતા ? જઈ ભાણાંપર બેસતાં,

છોટાલાલસપ્તશતી.

---

# કલાપી.

રાજવંશી પુરૂષ હોવા છતાં પોતાના તખલ્લુસર્થ.જ વધારે ખ્યાતિ પામેલા કવિ કલાપી કાઠિઆવાડના લાઠી નામના એક નાના સંસ્થાનના ઠાકોરને ત્યાં સને ૧૮૭૪માં જન્મ્યા હતા. રાજવંશી પુરૂષ તરીકે તેઓશ્રીનું નામ સુરસિંહજી હતું. તેમનું મરણ સને ૧૯૦૦માં થએલું હતું. તેમણે 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન' એ નામનું પુસ્તક ગદ્યમાં લખેલું છે, અને બીજાં છુટક કાવ્યો કે જે તેમના અવસાન પછી 'કલાપીનો કેકારવ' એ નામના પુસ્તકમાં સંગ્રહ રૂપે બહાર પડેલાં છે તે તેમનાં બનાવેલાં છે. તેમના કોમળ વિચારો વાંચકને પણ તેટલાજ કોમળ બનાવે છે એજ કવિના કવનમાં ખુબી છે, અને તેથીજ કેટલાક એને સ્નેહી કહે છે.

૧૪૮

## ગ્રામ્ય માતા.

શાર્દૂલવિક્રીડિત—ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ, દીસતી એકે નથી વાદળી;
ઠંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દીસે શુક ઉડી ગાતા મીઠાં ગીતડાં !

માલિની—મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે;

કમલવન ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે!

**અનુષ્ટુભ્**—વૃદ્ધ માતા અને તાત તાપેછે સગડી કરી,
અહા! કેવું સુખી જોડું કર્તાએ નિર્મ્યું દીસે!

**વસંતતિલકા**—ત્યાં ધૂળ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં!

**મંદાક્રાંતા**—ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુએછે;
ને તેનો એ પ્રિયપતિ હજુ શાંત બેસી રહીને,
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે.

**અનુષ્ટુભ**—ત્યાં તો આવી પહોંચ્યો એ, અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઊઠી ત્યારે "આવો બાપુ" કહી ઉભો.

**શાર્દૂલવિક્રીડિત**—"લાગી છે મુજને તૃષા, જલ જરી દેતું મને" બોલી ને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુએ;
"મીઠો છે રસ ભાઈ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઉભી શેલડી!

**વસંતતિલકા**—પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળા એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભર્યો પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

**અનુષ્ટુભ્**—"બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.

**મંદાક્રાંતા**—કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એક બિંદુ પણ રસ તણું કેમ હાવાં પડે ના!
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે?" આંખમાં આસું લાવી,
બોલી માતા વળી ફરી છુરી ભોંકતી શેલડીમાં.

**અનુષ્ટુભ્**—"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;
"નહીં તો ના બને આવું" બોલી માતા ફરી રડી.

વસંતતિલકા—એવું યુવાન સુણતાં ચમકી ગયોને
માતા તણે પગ પડી ઊઠીને કહે છે.
"એ હુંજ છું નૃપ, મને કર માફ બાઈ!
"એ હુંજ છું નૃપ, મ  કર માફ ઈશ!
શાર્દૂલવિક્રીડિત—પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે, ત્યારેજ ધાર્યું હતું—
આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારૂં હવે,
શામાટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહીં?
વંશસ્થ—રસે હવે દે ભરી પાત્ર બાઈ,
પ્રભુ કૃપાએ નકી એ ભરાશે;
સુખી રહે બાઈ! સુખી રહો સૌ,
'તમારી તો આશિષ માત્ર માગું!"
વસંતતિલકા—પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીજ કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ઓ'જો વહે રસ અહો! છલકાવા પ્યાલું.

કેકારવ.

---

૧૪૯

## કૃતઘ્નતા.

### શિખરિણી.

ભલે ફૂંકો ફૂંકો પવન તમ જ્વાળા સળગતી!
ભલે વંટોળાની ગગનપડમાં ધૂળ ઉડતી!
સુસાટામાં છોને ગિરિશિખર મોટાં ઢળી પડે!
ભલે સૂર્યે ઢાંકી રજ સહુ દિશા મેલીજ કરે!
ભલે વે'તાં વા'ણે સઢ સહુ ચીરાઈ તૂટી પડે!
પ્રચંડોર્મિ છોને જલધિજલના ઉછળી રહે!
ભલે હોડી ડૂબી ગરક દરીઆમાં થઈ જતી!
ભલે જાતી આખી જન સહ રસાતાલ પૃથિવી!
હવે તો હું વૈરી જગત સઘળાનો થઈ રહ્યો!

અહો ! જેને માટે મમ હૃદય બાળી દુઃખી થયો !
કૃતઘ્ની લોકોને કદર નવ કાંઈ હૃદયની !
ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં.
તુફાની સત્વો આ કુદરત તણામાં મળી રહું !
બને તો વંટોળો થઈ જગત આ ઉજ્જડ કરૂં !
ધડેડાટો મોટા, કડડ કડડાટો વીજળીના
મને વા'લાં વા'લાં પ્રલયધમસાણો પવનના !
દયાના, પ્રીતના, મૃદુ હૃદય ને માર્દવ તણા
તમે લોકો વૈરી, મમ હૃદય લે વૈર કયમ ના ?
હસો રોતાં દેખી ! હસીશ તમને આજ ચગદી !
અહો ! રોનારાં આ મમ નયનમાં જ્વાલ સળગી !
દયા રોનારાંની ઉપર નવ મારા હૃદયને !
તમારૂં રોવું એ કપટમય ને કરજ દીસે !
તમારાં લોહીમાં મમ હૃદય આ સ્નાન કરશે !
અને તોયે સૌ એ ઘટિતજ થયું એમ ગણશે !
અહોહો ! આ મીઠી કુદરત તણી કેવી મૃદુતા !
અરે ? તેમાં કયાંથી હૃદય તમ શીખ્યાં અજડતા ?
તમારે માટે કો હૃદય ભગવું જે કરી રહે.
અરે ! તેને ચીરો ? તમ હૃદય તો ચીરીશ હવે !
સખે ! તેં એ શું આ જિગર ચીરવા ખંજર લીધું !
હતું ખુલ્લું તોએ હૃદય મમ તેં એ નવ દીઠું !
કહું શું લોકોને ? અરર ! સઘળાં પામર નકી !
વૃથા ઢોળું ત્યાં હું મમ હૃદયનો ક્રોધજ નકી !
તને તો ના ઓહો ! મુજ જિગર કૈંએ કહી શકે !
મૂક્યું ખોળે માથું પછી કતલનો શું ડર રહે !
દગો ત્યાંએ ત્યાંએ પછી જગતને શું કહી શકું !
વિના બોલ્યે કાંઈ પણ નવ હું મુંગો મરી શકું !
ભલે ફૂંકે ફૂંકે અનિલ અથડાયા વગર સૌ;
ગિરિ તો આ રૂનો થઈ જઈ હવે પોલ ઉડતો !
ઘણા વ્હોની સામે અડગ રહીને ટક્કર લીધી,
હવે તે ખેંચાતો તૃણવત થઈ તાણની મહીં !

જવા સામે પૂરે સરપ સરખો યત્ન કરશે,
હજી એ ખેંચાતો પણુ નવ ખુશીથી કદી જશે!
અરે આશા કિંતુ જરી પણુ રહી ના હૃદયને!
પડયો જે નીચે તે જગત ક્યમ ઉંચે લઈ શકે?
સખે અન્યાયી તું મમ હૃદયને ને જગતને,
અરે રે તેં કીધું જગત કડવું આ હૃદયને,
કૃતઘ્ના તું થાતાં દિલ મમ કૃતઘ્ની થઈ ગયું!
પ્રભુની લીલાને વિષમ ગણુતાં એ શીખી ગયું!
તને કૈં કહેવું એ દિલની નબળાઈ મુજ નકી,
વિના સ્વાર્થે પ્રીતિ મમ હૃદયની ના થઈ શકી!
નકી આશા કાંઈ તુજ હૃદયમાં રાખીજ હશે,
ન તે પૂરી થાતાં મમ હૃદયને આ દુઃખ સખે!
હશે! ભાઈ! કિંતુ હૃદય ત્યજવું તે સુખથી શે!
ઉછેર્યું મેં તારૂં હૃદય કુમળું દુઃખી ગણીને!
હવે કાંટા લાગે (અમર તુજ એ કંટક હજો!)
પરંતુ બીજાથી જરી વધુ હવે કોમળ થજો!

કેકારવ.

---

# અરદેશર ફ૦ ખબરદાર.

શિષ્ટ ગુજરાતી લેખક અને ઉત્તમ કાવ્યકાર મી૦ ખબરદાર ઇ૦ સ૦ ૧૮૮૧માં દમણમાં જન્મ્યા હતા. તે ના મોટા જાગીરદાર અને સારા વ્યાપારી છે. તેમનાં રચેલાં પુસ્તકો—કાવ્યરસિકા, વિલાસિકા, અને પ્રકાશિકા.

૧૫૦

## નદીગમન.

### વસંતતિલકા.

પાણી પછી નદીવિષે ભળીને વહાલે,
ચાર ઘણાં ચળકતાં ઝૂમખેર ચાલે;
સ્પર્શી ધીમે રવ ઝીણો કરતાં સુહાતાં,
કૈં ગુપ્ત વાત કરવા મહીં શું ગુંથાતાં?
આ રેલ જાય ઝડપે ધરી વેગ એવો,
જાણે થયો પવન પીઠ સવાર જેવો.

તે ભેટવા ભડે સરિત્પતિને સુભાવે,
આ ભેટ રેલતણી લે સરિતા શું લાવે?!
ખારો સદા મુજ પતિ ઉદધિ રહે છે,
ગ્રીષ્મે મધુર જળકાજ મને કહે છે;
પ્રેમે તૃષા પતિતણી હું હવે છિપાવું,
વર્ષાતણું મધુર વારિ મુખે વસાવું!
આપે મને જળ જુઓ ભરતી વિષે એ,
હંમેશ એ ઉદધિપાડ સ્મરૂં હું હૈયે;
મેં લૂણ એનું બહુ ખાઈ ભર્યુંજ મારૂં,
આ વેળ કેમ અપકારી થઇ વિસારૂં?!
એ રીત આ સગુણ નાર નદી ઉચ્ચારી,
ધાતી જુઓ અધિક પ્રેમ પતિસું ધારી;
શું આકળી અતિ થતી પડતી અધીરી,
દોડી તજાવું પતિની અતિ દિલ્લગીરી.
જ્યારે નદીપર પડે કિરણો સવિતા,
રૂપેરી સાડી સમ શોભતી આ સરિતા;
માંહે થકી ચળકતાં પ્રતિબિંબ ધાતાં,
સોનેરી લીટી સમ સુંદર શું સુહાતાં!
આ દૂરથી નદી પડે વળી એમ આંખે,
તે શેષનાગ અહીં આવી પડેલ દાખે;
વર્ષાતણી શુભ લીલાજ નિહાળવાને,
મોટી મઝા ગમત એ મનમાં શું માને?
કે ચોટલો ધરણી માતતણો અહીં શું,
છુટી જઈ વળી પડયો દીસતો નહીં શું?
તે વૃદ્ધ હાલ થઈ છે બહુ જાણ તેથી,
આ શ્વેત વાળ નદી તુલ્ય જણાય એથી!
એવાં અનેક ધરીને શુભ રૂપ અંગે,
ઉદ્દિષ્ટ ઠામ ધસતી સરિતા ઉમંગે;
કાઢી બહાર કચરો સહુ તે કિનારે,
સિંધુ વિષે જઈ ભળી નિજ અર્થ સારે.

કાવ્યરસિકા.

૧૫૧

# પ્રભાતનું ગાન.

## ( રાગ પ્રભાત )

જાગો રે બાળકડાં મારાં ! હું આવી રમતી,
હું આવી રમતી આ કેવી આકાશે ભમતી !—જા૦ ૧
રાત બધી આ તમને મોહે જૂઠ્ઠાં રે લાડયાં,
કાળો કર મુખપર ફેરવીને તિમિરે સુવાડયાં !—જા૦ ૨
પણ તમને ખોળંતી હું આ ધસમસતી આવી,
ને તમ કાજે લે'ર મીઠી આ હર્ષભરી લાવી !—જા૦ ૩
એ લે'રે પ્રિય આંખ ઉઘાડી લ્યો એની ઓકી,
ઉરમાં ઝટ ઉત્સાહ ભરો, મેં રાખી છે રોકી !—જા૦ ૪
તિમિરે તમ રક્ષા કાજે મેં તારલડા રાખ્યા,
મુજ બાળકડાંએ સૂતાં તે હસી હસી ઝાંખ્યા !—જા૦ ૫
ચમકંતા થાકયા તે સૌને નીંદ હવે લેવા,
મુજ શ્વેતજ અંચળ ઓઢાવી પોઢાડયા કેવા !—જા૦ ૬
જુઓ ગુલાબી પાલવ મારો કેવો આ શોભે !
એ દેખીને ધરણીકેરૂં દિલડું બહુ લોભે.—જા૦ ૭
રંગભર્યા તેજસ્વી કર મુજ ચોપાસે ફરતાં,
સૂતેલી કુદરતને લાડી તે જાગૃત કરતા.—જા૦ ૮
પ્રેમી કમળને ખીલવ્યાં કેવા ભેટીને ભાવે !
એ કોમળતા ને એ પ્રેમજ તમ કાજે લાવે.—જા૦ ૯
નભચારી વાદળ-પંખેરાં ભેટીને ખસતાં,
ખસતાં ખસતાં નિજ અંગે મુજ રંગ પૂરે હસતાં.—જા૦ ૧૦
સ્નેહે ને ઉત્સાહે મુજને જોઈ રહે ઘેલાં !
એ રંગે રંગાવા, વા'લા, જાગો'રે વે'લા !—જા૦ ૧૧
મુંજ પરોક્ષે નભમાં ફરતો ચાંદલીઓ મારો,
શીતળ શ્વાસે શીતળ કરતો જગને બનો પ્યારો.—જા૦ ૧૨

ચાંદીની થાળી લઈ ફરતો સુધા વરસાવી,
ને સુંદર રૂપેરી ચાદર નિશને ઓઢાવી !—જાο ૧૩
થઈ કનક્વા જેવો તે તો મુજ ઉર સંતાયો,
વડીલ બંધુ રવિને જોઈ, વહાલો શરમાયો !—જાο ૧૪
વનવગડામાં પંખેરાં મુજ સૂતાં નાનકડાં,
કોમળ સૂર કલ્લોલ કરી કરી નિશે લાડકડાં;—જાο ૧૫
તે સૌને મેં ચુંબન કરીને ઊઠાડયાં હાવે,
તે તમને બાળકડાં ! સાથે ગાવા બોલાવે !—જાο ૧૬
ફૂલે ફૂલે ચલકંતાં મેં મોતીડાં વેર્યાં,
રમતી ભમતી લે'રે આવી લાડે ખંખેર્યાં;—જાο ૧૭
એ મોતીડાંકેરૂં પાણી આવો જોવાને !
રવિકરહંસ પછી તૂટી પડી એ ખાશે સઘળાંને.—જાο ૧૮
ઊંચા પેલા પર્વત કેવા મેં રંગ્યા વા'લે !
તે નિજ ઉરથી અમૃતધારા કાઢીને મહાલે—જાο ૧૯
ને કંઈ મધુરા રાગો ગાતા લીન બન્યા મુજમાં;
એ રાગો સુણવાને, વહાલાં, ઊઠો ઝટપટમાં !—જાο ૨૦
જાગો રે બાળકડાં મુજ ! એ રંગ સહુ ખોશો,
આ મારો શણગાર રૂપાળો પછી કયાંથી જોશો ?—જાο ૨૧
રવિ મારો ઉંચે ચઢીને પછી ઘણો ઘણો તપશે,
ને દોડી દોડી આ મારા રંગ બધા ચુંથશે.—જાο ૨૨
કોમળ મારૂં હૈડું એ જોઈ શકે કાંઈ,
ને તેની પાછળ મુજ માંડવ જઈશ હું સંતાઈ.—જાο ૨૩
તો વહાલાં ! ઊઠો રે ઝટપટ, ઉછળે ઉર મારૂં,
મુજ સુંદર રંગે રંગીને, આંખલડી ઠારૂં.—જાο ૨૪
ઈશ્વરને નમીએ આપણુ, છે તેનોજ જગ-કયારી;
જાગો રે વહાલાં મુજ વહેલાં ! લ્હાવો લ્યો ભારી !—જાο ૨૫

વિલાસિકા.

---

૧૫૨

## ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત; (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં, આ ઝુકી રહ્યાં અમશીશ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ!–
અમારી ગુણવંતી ગુજરાત!

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!–
અમારી ગુણવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વા'લી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત!–
અમારી ગુણવંતી ગુજરાત!

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય!–
અમારી ગુણવંતી ગુજરાત!

સરસરિતા રસભર અમિઝરણાં રત્નાકર ભરપૂર,
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત! રમે અમ ઉર!–
અમારી ગુણવંતી ગુજરાત!

હિંદુ, મુસલમીન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુકાળ!–
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાતસમી અજવાળી, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર!–
અમારી ગુણવંતી ગુજરાત!

નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત!

પ્રકાશિકા.

# નાનાલાલ દલપતરામ.

**એમ. એ.**

**તેઓ ઇ. સ. ૧૮૭૭માં અમદાવાદમાં જન્મ્યા હતા. તેઓ રાજકોટ રાજકુમાર કૉલેજમાં પ્રોફેસર અને પછીથી રાજકોટ સ્ટેટના સર ન્યાયાધીશ હતા. તેમણે કાઠિયાવાડના એજન્સી એજ્યુકેશનલ ઑફીસર તરીકે પણ કાર્ય કરેલું છે. તેમનાં રચેલાં પુસ્તકો—કેટલાંક કાવ્યો ભાગ ૧—૨, વસન્તોત્સવ, ગીતા (ભાષાંતર સમશ્લોકી), ઈન્દુકુમાર નાટક, જયા અને જયન્ત, રાજ રાજેન્દ્રને વગેરે.**

૧૫૩

## પિતાને.

### અનુષ્ટુભ્

બાર બાર ગયાં વર્ષો, રાત્રિઓ પાડતાં સુની,
બાર બાર વહ્યાં વર્ષો, વાદળી વરસી ભીની.
બાર વર્ષો થયાં, તાત ! મૃત્યુના પડદા નમ્યે,
હજી એ ચક્ષુમાં તોયે પ્રવેશો પૂર્વના રમે.
નથી તે મેઘનાં નીરે, નથી અંધારનાં જલે,
ધોયાં કો સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણ પાટલે.
વસન્તે ને વસન્તેજ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.
પિતાજી ! પત્રને પુષ્પે, એજ આવી વસન્ત આ;
ટૌકે છે કોકિલા. એવાં ટૌકે છે સ્મરણો, અહા !
આંબાની ડાળ મો'રીને આત્મા એ મુજ મો'રિઓ;
ગાય છે સાધુ ને સંતો હરિની રસહોરીઓ.
હુંય તે લઈ આ વીણા સ્મરૂં છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા ! મન્ત્રો જપું છું પિતૃજાપના.
વીતતી દીર્ઘ રાત્રિ, ને થતો પરોડ દેશમાં,
એ પરોડે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા.
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ;
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.
આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધાં;
ને તેથી અમૃત મિઠ્ઠાં, આપનાં કવિતો હતાં.
ડાહ્યા પુત્રજ ડાહ્યાના, અંગોઅંગે ઉરે પણ,
મન વાણી કર્મમાં યે તો, ઝરે નિત્યેજ ડ્હાપણ.

વીરા દેવકુંવરીના, દીપ્યા દેવકુમાર શા;
ને દીનકરના ભાઈ, પ્રતાપી ભાસ્કરે સમા.
ભર્યો ઉત્સાહી એ કંઠ, મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ, પ્રોત્સાહી બોલ આથમ્યો.
શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણુની શ્વેત પાંખ શા,
તેજવાધા સજી જાણે ફિરિશ્તો કો મનુષ્યમાં.
નમ્ર ને નમતા, તોયે શૈલ શી દઢતા હતી;
ચાલ ધીમી ધીમી, તોયે ખંતથી વેગીલી ગતિ.
હાથે પીતળપટ્ટાળી શ્યામ સીસમલાકડી;
બાંધી રાખી શું સંકેલી, સેના સેતાનની લડી!
વિધિએ ભાગ્યરેખા શું દોરી કુંમકુમકેસરે!
ઉજ્જ્વળા ભાલમાં એવી રેખા તિલકની તરે.
વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાન્દે એવી અખંડ શાન્તિના.
ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં;
તમે વર્ષા સમા વર્ષ્યાં, ચન્દ્ર જેમ સીંચી સુધા.
સહવારે સાંજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડ્યા નહિ કોઈને.
મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાલમાં,
પારખા પારખી તેહ સંરક્ષ્યા, પ્રાણુની સમા.
ને નવાયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં.
ધીરગંભીર નેતા, ને દીર્ઘદર્શી તમે ઘણા;
બોધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા.
વિદ્યા ને સંપના સૂત્રો, કલાકૌશલ્ય ઓપતાં;
ને સંસ્થાનસુધારો, ને દેશનાં હિત દીપતાં.
રાજા અને પ્રજા કેરૂં એક છે હિત, તે લહી;
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઈ.
સ્વીકાર્યા સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા;
બે બાહુ અંગના એક, તમારે તેમ તે સખા
પ્રતિભા, રાજ્યની આસ્થા, ઉજ્જ્વળી દેશભક્તિની;

મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની.
પોતાનું માનતા શ્રેષ્ઠ મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા તેથી સૌમાંથી સાર શોધતા.
પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ;
પરમ ધર્મ તમારો તે સ્વામી નારાયણ પ્રભુ.
સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી;
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.
સિન્ધુ પ્રત્યે વહે જેવી ઉર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વહેતાં તેવાં તમો ભણી.
હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં;
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં.
આપે આયુષ્યમધ્યાહ્ન ગાળીઓ પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સંધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા.
શું શું સંભારૂં ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ એ;
પુણ્યાત્માનાં ઉંડાણો તો આભ જેવાં અગાધ છે.
ભરી અંજલી અશ્રુની, કરૂં છું આ હું અર્પણ;
સત્કારો સ્નેહની સેવા, પુત્રનું પિતૃતર્પણ.

ભગવદ્ગીતાનું ભાષાંતર. (અર્પણ પત્રિકા).

૧૫૪

## હરિના દર્શન.

મારા નયણાંની આળસ રે, નીરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડ્યું રે, ન ઠરીઆં ઝાંખી કરી.
શોકમોહના અગ્નિ રે, તપે, તેમાં તપ્ત થયાં;
નથી દેવનાં દર્શન રે, કીધાં, તેમાં રક્ત રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજે રે, સ્રજનમાં સભર ભર્યા;
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.
નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.
જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ સદા,
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડીએ ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની !
જીવે સૌ વર્ષે ઘૂવડ રે, ન ગમ તોયે કંઈ દિનની.
સ્વામી સાગર સરીખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનીઆં રે, પ્રભુ! ક્યારે ઉઘડશે ?
આવાં ઘોર અંધારા રે, પ્રભુ! કયારે ઉતરશે ?
નાથ! એટલી અરજી રે, ઉપાડો જડપડદા;
નેના! નીરખો ઉંડરૂં રે. હરિવર દરસે સદા.
આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ.

કેટલાંક કાવ્યો ભાગ ૨ જો.

---

# મણિશંકર રત્નજી ભટ. બી. એ.

તેઓ ઇ० સ० ૧૮૬૮ (સં. ૧૯૨૪)માં બાબરા પાસેના ચાવંડ (ગાયકવાડી) ગામમાં પ્રશ્નોરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં જન્મ્યા હતા અને તેમનું મરણ ઇ. સ. ૧૯૨૪માં થયું હતું. તેઓ પહેલાં ભાવનગર સ્ટેટના કેળવણી ખાતાના ડાયરેક્ટર હતા અને પછીથી ત્યાંના મહારાજા સાહેબના ખાસ લેખક હતા. 'કાન્ત' ઉપનામથી તેમણે કેટલાંક સુંદર કાવ્યો લખ્યાં છે.

૧૫૫

## કલ્પના અને કસ્તુરી મૃગ.

માલિની—સુરસદન તણી જે વાડીઓમાં રમે છે,
હૃદય થકી નિહાળી આપને જે નમે છે;
પ્રમદવન તણો એ અપ્સરાનો જ સાથ,
નમનસહ મને આ મોકલે પ્રાણનાથ.

વસંતતિલકા—આવ્યો હતો પરમ યોગ થકી પ્રસંગ,
જામ્યો હતો સકળ વૃત્તિની માંહીં રંગ;
શબ્દો પડ્યા ઉપર અમૃતધાર જેવા,
તાજા થયા હૃદય સાથ તરંગ તેવા.

મંદાક્રાંતા—માથું ઉંચું કરી નયનને સ્વલ્પ ઉંચું કરૂંછું,
જોવા જેવું નીરખી મનને હું સુધાથી ભરૂંછું;
અંગે અંગે ખૂબી નીરખીને આંખ તો જાય ચોંટી,
સાચું માને નહિ હૃદય ને વાત દેખાય ખોટી.

અનુષ્ટુભ્—એક અદ્ભુત વસ્ત્રોમાં અપ્સરા નજરે પડે,
વૃત્તિઓ થાય છે મૂઢ, મુગ્ધાની મોહની વડે.

× × × × ×

હૈયાના હોજમાંથી આ શું પાણી છલકાયછે,
પ્રેમ છે એ નહિ બીજું પ્રતીતિ એમ થાયછે.

વસંતતિલકા—બોલે પછી પ્રણયથી નવરાવતી એ,
વાણી સુધારસ બધે છવરાવતી એ;
જાણ્યું હશે હૃદય એમ મને કહેછે,
કે આપની અમરલોક વિશે રહેછે.

અનુષ્ટુભ્—કવિતા દેવીની તેથી અમે દાસીજ આપની,
દેખીએ દિવ્ય ચક્ષુથી, બિના આપ પ્રતાપની.

વસંતતિલકા—આવો નહીં વિપદ આપ સમીજ રાય,
રાજી રહો અમર એ કવિતા સદાય;
જેની કૃપા થકી થયો સુરલોકવાસ,
સાહિત્ય જ્યાં સુખદ કોટિ જણાય પાસ.

અનુષ્ટુભ્—રચના દુનીઆની હું, દેખાડું સરદારને,
પાંખ ઉપર બેસીને, જુઓ દેશ હજારને.

મંદાક્રાંતા—આહા! એવું વચન વદતાં અન્ય દેખાવ થાય,
પાસે ઉંચો ગિરિવર બને, શ્વેત શોભા જણાય;
ધોળાં પો'ળાં ઝરણ ટપકે વાદળાંઓ ધસાય,
આજુબાજુ ગહન વન આ એક ઉંચુંજ થાય.

અનુષ્ટુભ્—રહો એ કાંઈ જોવાનું, દીસે છે આ દિશા મહીં,
આવે છે કોઈ પ્રાણી એ, તેમાં સંશય છે નહીં.

વસંતતિલકા—છે મંદ મંદ ગતિ આજ પ્રદેશ સામી,
આંખો થકી કહી શકાય અપૂર્વ કામી;
કસ્તુરિકા મૃગ સમાન વપુ જણાય,
દેખાવને નીરખતાં મન ત્યાં તણાય.

મંદાક્રાંતા—જાણે કોઈ શર શિર વિષે તીક્ષ્ણ ભાગેલ હોય,
ટોળું છોડી પરમ દુઃખથી જેમ ભાગેલ હોય;
તેવી રીતે ઘડી ઘડી પછી એ અગાડી ધસેછે,
વૃત્તિની કૈં ખબર ન પડે એ પ્રમાણે હસેછે.

અનુષ્ટુભ—અચાનક મને એવું અનુમાન થઈ ગયું,
વાદ્ય અદ્ભુત અસ્પષ્ટ, સંભળાય અહીં કયું?

વસંતતિલકા—ઉંચે બધાં શિખર શ્વેત થયાં જણાય,
નીચે નદી વહનમાં તરૂઓ તણાય;
વચ્ચે જગા વિકટ ઉંપર એક ચાલે,
ગારૂડી કોઈ નજરેથી ગુફા નિહાળે.

અનુષ્ટુભ—અસામાન્ય છટાથી એ, બજાવે હાય! બીનને,
ચાલે તે ચિત્તના તંતુ, જ્ઞાન ક્યાં બુદ્ધિહીનને.
દેખે છે કાળને સામે, તોય પાછો નહીં વળે,
જવાની તો કહો કેમ, આજ્ઞા સંગીતની મળે.

વસંતતિલકા—અશ્રુ પડે નયનથી બહુ ખિન્ન લાગે,
છે મૃત્યુની ખબર તો પણ બદ્ધ રાગે;
દેખી સમાન હળવે ડગલાં ભરે છે,
અત્યંત હર્ષ સહ ચિહ્ન બીજાં કરે છે.

અનુષ્ટુભ—આવે ચંડાળની પાસે, સુણે એકાગ્ર ચિત્તથી,
લુબ્ધ લુબ્ધકનું ચિત્ત, થાય કસ્તુરી વિત્તથી.

મંદાક્રાંતા—ધીમો તેથી કંઇ પડી ગયો બીનનો એહ નાદ,
રે રે કેવો શબરપતિ આ થાય તારો પ્રમાદ;
ઝાંખું તેથી મુખ થઈ ગયું એમ જોતાં જણાય,
ધીમો તોયે સ્વર સમજવા નાડીઓ પ્રફુલ્લ થાય.

અનુષ્ટુભ—કહે કરૂણ ચીસોમાં, અરે રે આમ શું કરે?
પ્રાણદાન કરૂં તોયે, તૃષ્ણા અત્યંત શું ધરે.

શિખરિણી—અરે ખૂની સામે મૃગવર બિચારો ટળવળે,
તથાપિ પારાધિ હૃદયતણી પીડા કયમ કળે;
કરે તૈયારી એ શરતણી ક્રૂરે ચિત્તમુજનું,
ખરે! પાપી પ્રાણી નિધન કરૂં હું દુષ્ટ તુજનું.

અનુષ્ટુભ્—આપે છે શસ્ત્ર તેજસ્વી, સખી એ અપ્સરા મને,
દોડું આંડાલની સામે, રાખીને ખડ્‌ગને કને.
વસંતતિલકા—મારૂં જઈ શિર વિષે તલવાર એને,
નીચે પડે અરર! બીન-બચાવું કેને!
તે જોઈનેજ મૃગ મૂર્છિત થાય, હાય!
આવું થતું નિરખતાંજ મિજાજ જાય.
અનુષ્ટુભ્—"અપ્સરા અહીં ક્યાં લાવી," કહી હું ક્રુદ્ધ થાઉંછું,
કલ્પના જાય છે ઉડી, એકલો રહી જાઉંછું.

---

# ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ.

## બી. એ. એલ્. એલ. બી.

સ્વ. રા. સા. મહીપતરામભાઈના પુત્ર રા. બ. રમણભાઈનો જન્મ ઈ. સ. ૧૮૬૮માં અમદાવાદમાં થયો હતો. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેઓ સંસાર સુધારક અને સાહિત્ય સેવક તરીકે ઘણું સારૂં કામ કરતા હતા. વળી તેઓ "જ્ઞાનસુધા" ને "વસંત" એ બે માસિકના તંત્રી હતા. તેમની નૈસર્ગિક શક્તિ ભદ્રંભદ્રાદિ પુસ્તકો જોતાં તો હાસ્યરસ ઉપજાવવા પ્રતિ જણાય છે. તેમનાં રચેલાં પુસ્તકો—કવિતા અને સાહિત્ય, ભદ્રંભદ્ર, રાઈનો પર્વત, હાસ્ય મંદિર વગેરે.

૧૫૬

### પ્રભુમય જીવન.

તોટક.

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં, બલ દે, અભિલાષ હું એહ પુરૂં.
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે, જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.
મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે, મુજ! દ્રષ્ટિ વિષે, મુજ વાણી વિષે.
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે, પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિષે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં, પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં!
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું, બન પ્રેરક ચાલક શાસક તું.
ધરીને ઉરમાં રસની પ્રતિમા—જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે, અનુસારજ ચિત્ર પછી ચીતરે;

જ્યમ ચિત્રક એ મનમૂર્તિ વડે, બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે, મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં, કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બનીરે', તુજ ઉજ્જવળ રૂપની ઝાંખી દીએ.

---

# વાઘજી આશારામ ઓઝા.

મોરબીઆર્યસુબોધ નાટક મંડળીના સ્થાપક કવિ વાઘજી આશારામનો જન્મ ઇ. સ. ૧૮૫૦ (સં. ૧૯૦૬)માં મોરબી શહેરમાં શ્રિમાળી બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો અને મરણ ઇ. સ. ૧૮૯૬માં (સં. ૧૯૫૨) વઢવાણ શહેરમાં થયું હતું. તેમણે ઘણાં રસિક અને બોધક નાટકો રચેલાં છે જેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે છે.–ચંદ્રહાસ, ભર્તૃહરિ, રાણકદેવી, ત્રિવિક્રમ, રાજસિંહ, જગદેવ, વગેરે.

૧૫૭

## વિમળાનો પત્ર અને તેનો ઉત્તર.

### લાવણી.

આ પત્ર વાંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા.
લખિતંગ વિમળા દાસી, છું તમ દરશનની પ્યાસી;
છું રાઠોડની પુત્રી પ્યારા, તમે ખબરજ લેજો મારા.
મુગલોથી કાગળ આવ્યો, મુજ કાકાને એણે ડરાવ્યો;
તેથી કરે વિચાર નઠારા, તમે ખબરજ લેજો મારા.
હે રાજા તમને વરીછું, એ મુગલથી નથી ડરી હું;
સત્ય કરજો બોલ અમારા, તમે ખબરજ લેજો મારા.
એણે વસંતપંચમી ધારી, છે લગ્ન તણી તૈયારી;
તે દિન પોંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા.
જેમ રૂકિમણીએ પણ લીધું, તેમ મેં પણ અહીંઆં કીધું;
હે કાન્ત કૃષ્ણ છો મારા. તમે ખબરજ લેજો મારા.
નિર્વીર પૃથ્વીને દેખું, કોઈ માઈ પૂત નવ પેખું;
એક રાણા નર છો ન્યારા, તમે ખબરજ લેજો મારા.
અરે મ્લેચ્છ જાતને વરવું, તેથકી બહેતર છે મરવું;
નહિ આવો થશો હત્યારા, તમે ખબરજ લેજો મારા.

ક્ષત્રિનું તેજ સૌ વામ્યું, અસ્તાંગત ક્ષણમેં પામ્યું;
એક તમે છો પ્રાણુ અમારા, તમે ખબરજ લેજો મારા.
મુગલોએ સૌને પાડ્યા, છો એક અટંકી રાણા;
થયા ક્ષત્રિ સર્વ બિચારા, તમે ખબરજ લેજો મારા.
છો પ્રતાપના કુળદીવા, તમ સાથ ચહું છું વિવા;
હે રાજસિંહ રઢીયાળા, તમે ખબરજ લેજો મારા.
શૂરવીર પિતા વણુ બેઠી, કાકા ઓથે દુ:ખ વેઠી;
યશવંત નથી યશવાળા, તમે ખબરજ લેજો મારા.
એક રામસિંહની પક્ષ, મુજ પિતાના મિત્ર સુદક્ષ;
નથી અવર કોઈ આધારા, તમે ખબરજ લેજો મારા.
નથી અવર ઉપાયજ મારો, ક્ષત્રિનું બિરદ વિચારો;
છું દીન તમારી દારા, તમો ખબરજ લેજો મારા.

## રાગ સોરઠ.

વિમળા નવ કરશો ઉચાટ, વેહેલા આવશું રે. ટેક.
પત્ર તમારો પહોંચ્યો પ્રીતે, લખ્યો તમે ક્ષત્રિની રીતે;
બિરદ અમારૂં ખોઈ, કૂળ ન લજાવશું રે. વિમળા.
પ્રિય પ્રધાનને સાથે લઈને, સદ્ય અમે અશ્વારૂઢ થઈને;
વસંતપંચમી વેળા, નક્કી વિતાડશું રે. વિમળા.
જરાએ ચિંતા કરશો નહીં મન, મેવાડ ગાદી હજી સજીવન;
શિશોદીઆના સોગન, નહીં વણુસાડશું રે. વિમળા.
ધન્ય ક્ષત્રિવટ તારી સાચી, પ્રસન્ન થયો છું પત્રજ વાંચી;
રત્નરૂપ તું બાળા કદા નિહાળશું રે. વિમળા.
કાન્ત કૃષ્ણ તું જાણે મુજને, રમા રૂક્મિણી જાણું તુજને;
પ્રતિજ્ઞા જે તુજ પ્યારી, નહીં વિસારશું રે. વિમળા.
વાંચી શાંત તમે મન રે'જો, રામસીંગને ખબરજ દેજો;
ધન્ય ક્ષત્રીવટ દીઠી રાઠોડ આપશું રે. વિમળા.
પત્ર આપનો વાંચ્યો જ્યારે, અંકુર ઉપજ્યો અધિકો ત્યારે;
ચંદાવતની સાથે હાજર અમો થશું રે. વિમળા.

રાજસિંહ અને વિમળદેવી.

---

# ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી.

શ્રી દેશી નાટક સમાજના સ્થાપક સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી ઈ. સ. ૧૮૬૭માં ( સં. ૧૯૨૩ )માં અમદાવાદમાં જૈન વિશાઓસવાળની જ્ઞાતિમાં જન્મ્યા હતા અને ઇ. સ. ૧૯૦૨ ( સં. ૧૯૫૮ )માં મુંબઈમાં મરણ પામ્યા હતા. તેમણે ઘણાં સુંદર અને લોકપ્રિય નાટકો લખ્યાં છે જેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે છે—હૃદયભાણુ, ઉમાદેવડી, વીણાવેલી, મોહિનીચંદ્ર, અશ્રુમતી, સરદારબા વગેરે.

૧૫૮

નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભુવન નાથ;
શું ફોગટ ફાંફાં મારે મૂરખડા, ભરે આભથી બાથ.
કમળ પત્ર પર જળબિંદુને, સુકાતાં શી વાર;
શ્રાવણની જળ ભરી વાદળીઓ વીખરાતાં શી વાર.
જીવતર સમજવું તેવું, આખર ન લેવું દેવું;
જીવ જવું છે ખાલી હાથ, અંતરમાં પાપ પુણ્ય સંગાથ.
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર;
સોદાગર સમજી જઈ, કરો પુણ્ય વેપાર.
જીવ જવું છે ખાલી હાથ—અંતરમાં—નથી૦

ઉમાદેવડી.

૧૫૯

મન માયાના કરનારા રે જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડિત પુરાણુરે, કોઈના અમર છે લેખ લખાણા.
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ બનાયા;
શાણાતો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા.
લાખોની પાંખો ગઈ છે પિંખાઈ, જેણે મૂછપર લીંબુ ઠરાયા;
કાળના કોં'વાડેથી કોણ બચ્યું, ભલે રાંક હોય ભલે મહારાયા.
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબન ને તનધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા.

હૃદયભાણુ.

# બુદ્ધિસાગર.

---

આ જૈન સાધુનો જન્મ ઈ. સ. ૧૮૭૬માં વિજાપુરમાં કડવા પાટીદારની જ્ઞાતિમાં થયો હતો. તેમણે ભજન સંગ્રહ ભા. ૧થી ૭, અને બીજાં ઘણાં સારાં પુસ્તકો રચ્યાં છે. તેમની લેખન શૈલી આત્મજ્ઞાનમાં ધીરાને અને નીતિમાં દલપતરામને મળતી જણાય છે.

૧૯૦

## બાળકોનેહિતશિક્ષા.

### ભુજંગી છંદ.

પિતા માતને બાળકો પાય લાગો, પ્રભાતે પ્રતિદીન વહેલાજ જાગો;
ભણો ને ગણો તત્ત્વ વિદ્યા વધારો, કુટેવો પડે તેહને દૂર વારો. ૧
અદેખાઈથી ક્લેશ કૂડો નિવારો, રડેને રૂએ પુત્ર તેનો નઠારો;
કદી ગાળ બોલો નહીં રે નઠારી, સદા વાક્યને બોલીએ સુખકારી. ૨
કદી ના રીસાવું થતો ક્રોધ વારી, પિતા માત શિક્ષા થકી સુખ ભારી;
સદા સત્ય વાણી વદો ધર્મ ધારી, બહુ થાય છે ચોરીથી તો ખુવારી. ૩
મહા પાપ ચોરી કરે તેહ પાવે, લહે બન્ધુ મૃત્યુના ગોદે સિધાવે;
કરે ચોરીનું કામ તેતો નઠારો, ઠરે ના કદા એક ઠામે બિચારો. ૪
દિલે જાણજો ચોરીનું પાપ મોટું, કરે ચોરી તેનું થશે ભાઈ ખોટું;
ભણો ભાવથી શિક્ષકો પાસ વિદ્યા, તજો જ્ઞાનથી જેહ લાગે અવિદ્યા. ૫
સદા સાધુને વંદીએ પ્રેમ લાવી, ગુરૂ સદ્ય દેશે સુવિદ્યાની ચાવી;
ગુરૂના કહ્યા કાર્યને ભવ્ય કીજે, ભલામાં સદા અન્યના ચિત્ત દીજે. ૬
ગુરૂ જ્ઞાનથી મોહ માયા ટળે છે, ગુરૂ જ્ઞાનથી મુક્તિ સહેજે મળે છે;
ગુરૂ જ્ઞાનથી ગર્વ નાવેજ પાસે, ગુરૂ જ્ઞાનથી સત્ય જ્યાં ત્યાં પ્રકાશે. ૭
સદા ઉન્નતિ ધર્મથી તો થનારી, સદા ધર્મથી દોષ શ્રેણી જનારી;
દયા ધર્મમાં બાળકો ચિત્ત રાખો, દયા ધર્મથી મુક્તિનાં સુખ ચાખો. ૮
સહુ સાથમાં પ્રેમથી નિત્ય રહેવું, ભલું વેણ વાચા થકી ભવ્ય કહેવું;
કરો કાર્ય સારાં નઠારાં તજીને, લહો સત્ય શાન્તિ પ્રભુને ભજીને; ૯
ધરી ધૈર્યને કીજીએ ધર્મસેવા, ધરી ભક્તિને પૂજીએ ઇષ્ટ દેવા;
કહે ધીનિધિ સન્નાતિ ધર્મ સારો, ભલા બાળકો વાત એ તો વિચારો. ૧૦

૧૬૧

## સંત.

ગઝલ

અમારે સંતની સેવા, અમારે સંત છે દેવા,
અમારે સંતને મળવું, અમારે સંતથી હળવું. ૧
અમારે સંતથી શાંતિ, ટળે છે સંતથી ભ્રાંતિ,
સુણીશું સંતની વાણી, સુધા સમ દીલમાં જાણી. ૨
કરીશું સંતની ભક્તિ, લહીશું આત્મની શક્તિ,
અમારે સંત સૌભાગી, જગત્માં સંત વૈરાગી. ૩
જગતમાં સંતછે પ્યારા, જગત્થી સંત છે ન્યારા,
અમારે સંતની યારી, ઠરીશું દોષને હારી. ૪
અમારે સંતથી વાતો, ભલી છે સંતની જાતો,
બુદ્ધયબ્ધિ સંતની સેવા, મુનીશ્વર સંત છે મેવા. ૫

ભજનપદસંગ્રહ ભાગ બીજો.

---

## જન્મશંકર મહાશંકર બુચ.

'લલિત' ઉપનામથી કવિ તરીકે પ્રસિદ્ધ થએલા રા૦ જન્મશંકર ઈ. સ. ૧૮૭૭માં જુનાગઢમાં વડનગરા નાગરકુળમાં જન્મ્યા હતા. તેઓના કાવ્યોમાં સાક્ષર શ્રી ગોવર્ધનરામ તથા કલાપીની છાયા જણાય છે. તેઓ છુટક કાવ્યો અને નિબંધો લખે છે.

૧૬૨

## દેશજનોની દેવપૂજા.

( મંદાક્રાંતા )

જન્મે તેને દિલ—દુધડીઓમાં પાયછે આશ—ઘેલાં,
જીવે તેને સ્મિત—ફુલડાંઓ—છાયછે લાડ—ઘેલાં;
જાતાં તેને નીર નયનનાં સીંચતાં વા'લ—ઘેલાં;
સંસારીને સુરસમ પૂજે ભાવથી ભક્તિ—ઘેલાં!

આવી પૂજા અજબ રીતની માનવી માનવીની,
દેશે દેશે ઘડી ઘડી થતી રંક ને રાજવીની;
આવી પૂજા સ્વરૂપ જુજવે દેશભક્તિ સ્ફુરાવે.
અંતે એ તો પ્રગટ કરતી દેવની ભાવનાને !
દેવાંશી આ ક્ષણિક દીસતો દેહ તો આપણો છે,
સંસારે આ ક્ષણિક દીસતો સ્વર્ગ શો આપણો છે;
એ સ્વર્ગે તો સુરજનતણાં વાસને વાટિકા છે,
એમાં આવી નિશદિન ન શું દેવપૂજા ઘટે કે !
જન્મે ત્યાંથી પરહિત કરે સ્વાશ્રયે શીખી સેવા-
જીવ્યા સુધી પરમય બને સ્વાર્પણે સહાય સેવા-
જેવા તેવા રહી જીવિતને આમ ઉજાળનારા-
એવાને તો સુરપદ ઘટે ને ઘટે દેવપૂજા !!

૧૬૩

## “ અમે તો પ્રભુ બાલ બલવંત ? ”

### ( ભેરવીનો લય. )

અમે તો પ્રભુ-બાલ બલવંત ! અમારે રેલવવો આનંદ,
અમે તો પ્રભુ-બાલ બલવંત !

મર્દાની પાલનમાં વિકસે-અમ જીવનનાં તંત્ર,
વિકાસમાંતો વેગ ભરે કંઈ-નિર્ભયતાના મંત્ર !
અમે તો પ્રભુ-બાલ બલવંત !

નાથ તણાં નિર્ભય નંદન ને-સ્વાર્પણના સ્વચ્છંદ,
તાત સમા તેજસ્વી વિચરીએ-ભરીએ તેજતરંગ !
અમે તો પ્રભુ-બાલ બલવંત !

ઉજાળીએ રસ સુગન્ધ વધવા-વસુંધરાનાં રત્ન;
પ્રાણ-રસાયણ પ્રસારીએ-રચીં અમ ચેતનને યંત્ર !
અમે તો પ્રભુ-બાલ બલવંત !

અમારે રેલવવો આનંદ-અમે તો પ્રભુ-બાલ બલવંત !

---

# દામોદર ખુશાલદાસ બોટાદકર.

---

એમનો જન્મ ઇ. સ. ૧૮૭૦ (સંવત ૧૯૨૭)માં બોટાદમાં દશા મોઢવણિક જ્ઞાતિમાં થયો હતો અને મરણુ ઇ. સ. ૧૯૨૪માં થયું હતું. તેમણે સંસ્કૃત અને વ્રજ ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો અને તેમના તરફથી પહેલાં કેટલાક માસિકોમાં કાવ્યો પ્રગટ થયાં હતાં. તેમના રચેલા કલ્લોલિની, સ્રોતસ્વિની, નિર્ઝરિણિ અને રાસતરંગિણી નામના મનોરંજક કાવ્યસંગ્રહો પ્રકટ થયલા છે.

૧૬૪

## વિદ્ધ મૃગ.

### હરિગીત.

સંગીત, લુબ્ધક! સુખદ તારૂં આમ નવ અટકાવ તું.
રસમાં મને મરવા દઈ રસિકત્વ પૂર્ણ બતાવ તું;
આ મોક્ષથી મોઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણુના સંપાતથી પંચત્વ આ સમયે મળ્યું.
શર લક્ષ બીજાં ફેંક વા તલવારનો કર ઘા ભલે,
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે!
રસની ધુની હૃદયે વહે રસમાં અધિક છું મગ્ન હું,
રસરૂપ જગત જણાય આ રસને વળી વરસાવ તું.
આને ભલે મૃત્યુ ગણી આણે દયા દિલ માનવી,
પણ દૃષ્ટિ પ્રેમામૃત તણી મારે હૃદયથી માનવી;
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો, રસમેઘ પણ વરસી રહ્યો,
મીંચી નયન, અવલોકતાં આજે કૃતારથ હું થયો.
વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડ્યો,
પણ હર્ષવર્ષણનો પુરંદર આજ તું મુજને મળ્યો;
મારી વ્યથા અવલોકીને દિલ નવ દયા લાવીશ તું,
અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તું.
મુજ માંસને માટે અધીરો એક પળ ન બનીશ તું,
સારંગી રંગભરી ઘડી કરથી ન દૂર કરીશ તું
દઈ તાલ સાયકપાતથી કર ગાન એ પણ ઇષ્ટ છે,
આ પ્રેમપારાવારમાં ના'તાં મરણુ પણ મિષ્ટ છે.

૧૬૫

## શરન્મેઘ.

(શિખરિણી.)

ધણો વર્ષી વર્ષી સર સરિત સંપૂરિત કરી.
કુવા નાના મોટા વિમળ જળથી સત્વર ભરી;
બળેલા ભાનુથી દ્રુમ સકળને પલ્લવ દઈ,
ક્ષિતિને સંતોષી વિવિધ વધતો વૈભવ દઈ.
ખરે! આજે ખાલી શરદધન! તું હા! થઈ ગયો!
રજ્યું સૌ આપીને ધવલતર કાંતિ ધરી રહ્યો!
ભરેલું ના પેલું સજળ તન તારૂં કંઈ દીસે,
કલાપી કેકાથી તુજ ભણી નિહાળી નવ હસે.
નહિ ચંચૂ સામે તૃષિત બનીને ચાતક ધરે,
મલ્હારો મીઠાથી સુયશ જન એકે ન ઉચરે;
ભલે તું આકાશે ઉદિત રવિ ઢાંકી નવ શકે,
ભલે વારિધારા અનવરત નાખી નવ શકે.
તડિત્તેજે સેંજે જગત ચમકાવી નવ શકે,
ભલે ગાજી ગાજી હરિશિર ભ્રમાવી નવ શકે;
તથાપિ જે કીધું સમય પર તે સ્વલ્પ ન દીસે,
કર્યું તારૂં વા'લા! અવર જગમાં કોણ કરશે?
ધરિત્રીને ઢાંકી તૃણ, સલિલ ને ધાન્યઢગલે,
કરે યત્નો કોટિ પણ મનુજને તે નવ મળે;
કૃતિ એ સૌ તારી કદી ન તનુધારી વીસરશે,
નવોત્સાહે ગાશે પ્રમદદિન દીપોત્સવમિષે.
ભલે છોડી શોભા પરહૃદય પીડા પરહરી,
મહા મોંઘું વા'લું જીવન જગને અર્પણ કરી;
ભલે પીવા માટે પળી ન પણ પાસે જળ રહ્યું,
ભલે ગાજ્યા કેરૂં જરઠ તનમાં ના બળ રહ્યું.
અહો! આપી આપી પળવિપળ આપી અવનવું,
વિના માગ્યું હોંશે દઈ જગતને રિક્ત બનવું;
સુકર્મો સંભારી પછી હૃદયમાં રંજીત થવું,

નહિ નિર્ભાગીની નિયતિ મહીં એવું નિરખવું.
વસી ખૂણે ખાતા મનુજ નજરે પુષ્કળ પડે,
અને વેંચી ખાતા પણ બહુ વિવેકી જન જડે;
પરંતુ કંઈ રાખ્યા વગર નિજ સંચ્યું જગતને,
સમર્પી સંતોષે વસવું વિરલાથી પ્રિય! બને.
કદી દેતાં જેને નિજ પર તણો ભેદ ન હતો,
ભલા ને ભુંડામાં સમ હૃદય રાખી વરસતો;
સુખી તે બીજાને નિરખી સુખ પામે ક્યમ નહિ?
ધરે ધોળી કાંતિ ક્યમ ન જગને મસ્તક રહી?

૧૬૬

## ચંદન.

શિખરિણી—"સભામાં શ્રીમંતો, અમીર, ઉમરાવો, અનુચરો,
"અને આવે બીજા બહુ નગરના યોગ્ય પુરૂષો;
"મને પ્રીતિ નિત્યે સહુ જન પરે પૂર્ણ પ્રકટે,
"પિતા પેઠે મારૂં હૃદય થઈને વત્સલ રહે.
"પરંતુ જે પેલો વણિક અહીં આવે સહુ વિષે,
"અરે! એને જોતાં અધિક ઉરમાં ક્રોધ ઉપજે;
"ન તે વૈરી મારો, અવિનય લગારે નવ કરે,
"બગાડે ના કાંઈ, પરૂષ કદીએ વાક્ય ન વદે.
"તથાપિ શા માટે હૃદય મુજ એને નિરખીને,
"વડા વૈરી જેવો સમજી હણવા તત્પર બને?
"વિના વાંકે એવો મુજ હૃદયને ક્રોધ ન ઘટે,
"ખરે! જાણું છું એ; પણ હૃદય પાછું નવ હઠે!"

શાર્દૂલવિક્રીડિત—ભૂપાળે દિન એક મંત્રિવરને એકાંત દેખી કહી,
ઉંડી અંતર કેરી વાત ઉરને જે સર્વદા બાળતી;
એનું કારણ શોધવા સચિવને તે સાથ આજ્ઞા કરી,
મુંઝાણો મન મંત્રી ઉત્તર કશો આપી શક્યો ત્યાં નહીં.

દ્રુતવિલમ્બિત—દિન પરે દિન કંઈક વહી ગયા, સચિવ તર્ક વિતર્ક કરે સદા;
વણિક સંગ પિછાણ પછી કરી, દિન જતાં વધતી, વધતી ગઈ.

અનુષ્ટુભ્—મોટાની પામવા મૈત્રી ઇચ્છે કો નહિ અંતરે?
વિના યત્ને મળે મંત્રી, ન કોને હૃદયે ગમે?

એકદા મંત્રી ચાહીને, વૈશ્યને ભવને ગયો,
વાર્તા વાણિજ્યની એની સંગાથે કરતો હતો.

શાર્દૂલવિક્રીડિત—દીઠો ત્યાં ઢગ એક ચંદન તણો તે જોઈ આશ્ચર્યથી,
પૂછ્યું તે ઘડી મંત્રીએ વણિકને "આ શું પડયું છે અહીં?"
"એ છે ભૂલ સચિવજી! મુજતણી, ના તે સુધારી શકું,"
ઊંડા અંતરમાંથી એમ વણિકે નિશ્વાસ નાંખી કહ્યું.

વસંતતિલકા—"પૂર્વે ગયો હું મલબાર તણા પ્રવાસે,
"લાવ્યો હતો વિમળ ચંદન વા'ણુ માંહે;
આ ક્ષુદ્ર ગામ મહીં એ નહિ કામ આવે,
વીત્યાં બહુ વરસ ગ્રાહક કો ન થાયે.
રોકાઈ પૂર્ણ ધન ચંદનમાં રહ્યું છે;
ચિંતાથી ખિન્ન ઉર એ દિનથી થયું છે;
આનો ન કોઈ ઉપયોગ અહીં કરે છે,
ને વ્યાજ તો શિર પરે મુજને ચડે છે.

અનુષ્ટુભ્—"પામે કો ભૂપ મૃત્યુ તો ચિતા ચંદનની બને,
"તે વિના કોઈ રીતે આ માલ મોંઘો નહિ ખપે.
"કહે છે એમ સૌ લોકો ઇચ્છું હું ઉરમાં નહિ,
"આપશ્રી અંકય પામ્યાથી હા! બોલાઈ ગયું કંઈ!
"ક્ષમા એ દોષની માગું, વાત આ દાટજો અહીં,"
ધ્રૂજતો વૈશ્ય ભીતિથી કાલાવાલા કરે કંઈ.
"વાણીના દોષને વા'લા! ન આણે કોઈ અંતરે,"
દિલાસો એમ આપીને ગયો મંત્રી પછી ઘરે.

વસંતતિલકા—કોપે ચડયો તરણી માધવમાસ માંહે,
અગ્નિ ભર્યાં કિરણ ઉગ્ર અનેક ફેંકે;
પૃથ્વી અને પવન પૂર્ણ તપી ગયાં છે,
સ્પર્ધા કરે શું સહુને સળગાવવાને?
પ્રાસાદમાં નૃપતિ આપ્તસમૂહ સંગે,
બેઠો હતો કરી વિલેપન શીત અંગે;
પાસે હતો સકળ મંત્ર સહાયકારી,
બેઠો પ્રધાન કંઈ વાત રહ્યો વિચારી.

દ્રુતવિલંબિત—ઉશીરના પડદા લટકી રહ્યા, અનુચરો જળ તે પર છાંટતા;
કુસુમ, ચંદન ને વ્યજનાદિકે, નૃપતિ સેવન શૈત્ય તણું કરે.

વસંતતિલકા—દેખી પ્રસંગ થઈ સ્વસ્થ પ્રધાન બોલ્યો,
"શૈત્યાર્થ ચંદન સમો ન ઉપાય બીજો;
"જો બંગલો સકળ ચંદનનો કરાય,
"ઉષ્મા ન ગ્રીષ્મ તણી તો જરીએ જણાય."
"હા યોગ્ય એ જરૂર ઉષ્ણદિને ઉપાય,
"મંગાવી ચંદન કરો જ્યમ શીઘ્ર થાય;"
આજ્ઞા સ્વીકારી સચિવે ઝટ કાર્ય કીધું,
દૈ મૂલ્ય વૈશ્ય તણું ચંદન સર્વ લીધું.

અનુષ્ટુભ્—બનાવી બંગલો આપ્યો ભૂપ ભાળી ખુશી થયો,
બેઉના સ્વાન્તને શાન્તિ આપી એ સચિવે અહો!

શાર્દૂલવિક્રીડિત—વેચી ચંદન ભૂપને વણિક એ આપે ઘણી આશીષો,
રાજાના ઉરમાંય એ સમયથી ના ક્રોધ કાંઈ
જાણી એ પલટો કશો હૃદયનો રાજા શક્યો અંતરે,
તોએ કારણ એહનું ઉર વિષે આવ્યું કશું ના અરે!

શિખરિણી—શક્યો જાણી સાચું સચિવ હૃદયે કારણ બધું,
અને સંતોષે એ હૃદય સહજે એમ ઉચર્યું;
"શકે છે સર્વેનાં હૃદય અવલોકી હૃદયને,
"વિના પ્રીતિ ક્યાંથી ઈતર ઉરમાં પ્રેમ પ્રકટે?
"પ્રજાને પ  છે નૃપતિ નિજ સંતાન સમજી,
"અને એની દૃષ્ટિ સહુ ઉપર સ્નેહામૃત ભરી;
"પરંતુ જે પાપી અહિત કંઈ એનું ઉર ચહે,
"પછી પ્રીતિ ક્યાંથી નૃપહૃદયમાં એ પર રહે?
"અરીસો છે દૈવી હૃદયરૂપ, જોવા જગતને,
"છબી એમાં સાચી સકળ ઉરની સત્વર પડે;
"ન ચાલે વાણી કે અભિનય તણું કૈતવ કંઇ,
"ઠગાશે આ દૃષ્ટિ પણ ઉર ઠગાશે કદી નહિ."

કલ્લોલિની.

---

# રામમોહનરાય જસવંતરાય દેસાઈ.

'સુમંત' ઉપનામથી પ્રસિદ્ધિ પામેલા રા. રામમોહનરાય ઇ. સ. ૧૮૭૪ (સં. ૧૯૩૦)માં અમદાવાદમાં જન્મ્યા હતા. તેઓનાં રચેલાં છુટક કાવ્યો રસિક છે. એ ઉપરાંત તેઓએ યોગિની, બાલા વગેરે પુસ્તકો લખ્યાં છે.

૧૯૭

## રત્નાકરનાં રત્નો.

### શાર્દૂલવિક્રીડિત

તારી રત્નતણી ગુફા મહીં શું છે, તું ઉદધિ રાખતો,
તેજસ્વી બહુ શક્તિઓ મણી સમી, ને મૌક્તિકો આપતો;
સર્વે જે ચળકે દિને નહિ ગણે, કો જે વૃથા દીપતા,
ચિંતાશીલ સમુદ્ર! રાખ તુજ તે, ના એ અમે માગતા.
તારી પાસ બહુ ભર્યું ધન, અરે રત્નો મહા મૂલ્યનાં,
નીચે શાંતિ મહીં રહે તુજ તળે, દીપે તહીંથી ઘણાં;
હજ્જારો બહુ નાવના કરી ચુરા, લક્ષ્મી ગુફા રાખતી,
ક્રોધોન્મત્ત સમુદ્ર રાખ તુજ તે, નાએ ભૂમિ માગતી.
છેરે તોય હજી બહુ નિધિ તળે, મોટાં પુરોમાં કરી,
તારૂં વારી વિશાળ હેમભવનો, રેતીથી દીધાં ભરી;
પ્રાસાદો જહીં રમ્ય નંદન ક્રીડા, થાતી તહીં શૂન્ય છે,
રે રે ઉદધિ દોડ તેપર જનો દે છે થવા નાશ તે.
છેરે તોય હજીય નિધિ તળીએ, ને છે તરંગો મહીં,
વીરો ને બહુ સુજ્ઞ સજ્જન ભર્યાં, તેં છેજ વારિ મહીં;
તારૂં ગર્જન ના સુણે વળી નહીં, સુણે યુધે નાદ જે,
પ્રેતસ્થાન પ્રચંડ રાખ ધન તું, પાછાં સહુ આપ તે.
પાછાં આપ લીધેલ વિક્રમી જનો, ને રમ્ય ચારૂ સ્ત્રીઓ,
તેં જે લૂટી લીધેલ છે ભૂમિથકી, જેને સ્મરે સ્નેહીઓ;
રાત્રિ દિન કરે બહુ રૂદન ને પ્રીતિ વિસારે નહિ,
રાખ્યા જાણ દટેલ દીપ ખુરજો, છે સર્વ તારૂં નહિ.
કાંતા સુંદરીના કંઈ પ્રિયતમો, તેં લૂટી લીધાજ છે,
આશાવાન યુવાનની પ્રિયતમા તેં લક્ષી લીધીજ છે;
તારે આ મુજ વાક્ય સુણવું ઘટે, પાછાં મૃતો આપ તું,
લેશે સિંધુ ભૂમિ—અમુલ્ય જન તે, પાછાં મૃતો આપ તું.

---

# નાટય.

## પ્રેમાનંદ

૧૬૮

### ભીમ અને યક્ષોનો વિખવાદ.

(અનેક સુખના અભિનયદર્શક જલપ્રશંસા કરી તેનું પુનઃપુનઃ પાન કરી રહ્યા પછે પદ્મગ્રહણ કરવાની ઇચ્છાવાળો ભીમ થયો તે જોઈને)

**પદ્મિનીયક્ષાધ્યક્ષ**—(એકાએક પ્રવેશ કરી, જોઈ) અરે મૂઢ યક્ષો તથા ક્રોધવશાનામક દાનવો! અને કિન્નરો! તમે આજુબાજુ નજર રાખ્યા વગરજ કામ કરનારા છો કે કેમ? તમારૂં મુખ્ય કર્તવ્ય તો એ છે કે તમારે આ પદ્મિનીનું રક્ષણ કરવું; તે ભૂલી જઈ કે'વાતા નિરૂદ્યોગીના ભૂષણરૂપ શું ફૂલાંજ ગુંથો છો? કે કંઈ બીજીએ સરત રાખો છો?

**અનુચરો**—(ગુંથાતી માળાઓ ભણી નજર હોવાથી) અધ્યક્ષ! અહીં બીજું શું આચરવા જોગ કાર્ય અમે ન આચર્યું કે ફૂલાં ગુંથોછો કહી ઠપકો દેવા લાગ્યા છો? આય કામ આપનીજ આજ્ઞાનું છે કે અમે અમારા મનથીજ કરવા બેઠા છીએ? પરમેશ્વર માથે રાખી કાંક તો વિચાર કરો?

**પદ્મિનીયક્ષાધ્યક્ષ**—(સકોપ) અરે શો વિચાર કરાવો છો? જરા ઉંચું જોઈને બોલશો કે એમને એમજ! જુઓ પેલો મૃગચર્મવાળો સતાં સુવર્ણ બાજુબંધ ધારણ કરેલો, શસ્ત્રાસ્ત્ર સજેલો, ભયંકર પરાક્રમવાળો, શૂરવીર અને શંકાવિનાનો થઈ તથા તમો સર્વને તૃણતુલ્ય લેખી પદ્મિનીનાં જળનું પુનઃપુનઃ પાન કરી રહ્યો છે; અરે એટલાથીએ એ ક્યાં નિવૃત્તિ પામે છે!! જુઓ જુઓ કમળ તોડવા લાગ્યો! તમે એને સત્વર પૂછો કે એ અહીં શા માટે આવ્યો છે!

**અનુચરો**—(ભીમને જોઈ તેની કને દોડી જઈ) મહાબાહુ! મહાતેજસ્વી! મહામતિમાન મુનિસમાન વેષવાળા! અને શસ્ત્રાસ્ત્ર સજેલા! તમે કોણ છો? કોણ છો? અને અહીં શા કાજે આવ્યા છો?

**ભીમ**—ભીમ નામનો પાંડવ અને ધર્મરાજાનો અનુજ, કરેલી પ્રતિજ્ઞા પાળવા બદરીવનમાં આવી રહેલો મને માનો; અહીં આવવાનું પ્રયોજન આ પદ્મ લઈ જઈ પ્રિયાને પ્રસન્ન કરવી એટલુંજ છે.

**અનુચરો**—અહો નરવર ! આ યક્ષેશ્વરને ક્રીડા કરવાનું અતિ પ્રિય સ્થળ છે. આમાં માનવ વિહાર કરવા સમર્થ નથી. યક્ષો, ગન્ધર્વો, અપ્સરાઓ, મુનિઓ અને દેવતાઓ પણ કુબેરની આજ્ઞા વિના જળનું પાન કરવા કે એમાં ક્રીડા કરવા શક્તિમાન નથી.

**ભીમ**—અને કદાપિ કોઈ શક્તિમાન થયો તો તેનું શું થાય તેય ભેગેભેગું કહીજ દ્યોને !

**અનુચરો**—( સકોપ ) અરે ભલા માણસ ! એમાં તે કે'વાનું શું છે ? ધનદની અવગણના કરી આમાં વિહાર કરનાર નાશ પામે છે નાશ ! અલ્યા ! અમારી સાથે વાત કરતો જાય છે અને કમળ તોડતો જાય છે ? વાહરે વાહ ! !

**ભીમ**—અરે મેં તમને કહ્યુંકની કે હું ધર્મરાજનો ભાઈ ભીમસેન છું ! ! ! શું તમે તે વૃકોદરને નથી જાણતા કે અલ્યા પેલા કહી જીવવાં ઇચ્છો છો ?

**અનુચરો**—વાહરે અલ્યા ! કે'છે કે હું ધર્મરાજાનો ભ્રાતા છું અને કુબેરનો અનાદર કરી બળાત્કારે બિસપ્રસૂન લેવા ઇચ્છે છે ! !

**ભીમ**—કેમ, ધર્મરાજાનો ભ્રાતા આ કમળ ન લઈ શકે ?

**અનુચરો**—અરે ધર્મરાજાનો ભાઈ તો શું પણ સાક્ષાત્ પુરંદરનો પુત્ર પણ ધનેશ્વરની આજ્ઞા વિના અમો સતાં આ સ્થળના સામું જોવાનેય સમથ ન થઈ શકે ! !

**ભીમ**—ખરૂં ભાઈ ખરૂં ! તમારૂં કે'વું ખરૂં છે; પરંતુ હું અહીં આટલામાં તમારા કુબેરને જોતો નથી અને કદાપિ જોઉં તથાપિ આ કમળને લેવા તેની યાચના કરવા ઇચ્છતો નથી ! !

**અનુચરો**—કેમ નથી ઇચ્છતો ? ઇચ્છવું પડશે ?

**ભીમ**—ઇચ્છવું પડશે ત્યારે જોઈ લઈશું. પરંતુ તમે એટલુંય નથી જાણતા કે રાજાઓ કોઈની યાચના કરતા નથી; અને ક્ષત્રિયનો વિશેષ ધર્મ પણ છે કે કોઈની યાચના કરવી નહિ. ત્યારે શું તમે યક્ષેશ્વરના અનુચર થઈ ક્ષત્રીનો ધર્મ ત્યાગ કરાવવા ઇચ્છો છો ?

**અનુચરો**—અરે ક્ષત્રીધર્મધારી ! કે' કે' તુંજ કે' કે ક્ષત્રીઓ પારકું લેવાની ઇચ્છાવાળા ક્યારે હોય છે ?

**ભીમ**—સત્ય છે, તમારૂં કે'વું સત્ય છે; ક્ષત્રીઓ એવાજ હોય છે અને હું પણ એવોજ છું.

**અનુચરો**—અલ્યા કેમ કરી એવો છું ? પારકી પદ્મિનીમાં વિના પૂછ્યે વિહાર કરે છે અને સફાઇમાંથી તો હાથ કાઢતો નથી !

**ભીમ**—( સસ્મિત ) અનુચરો ! આ પદ્મિની મહાત્મા કુબેરની ક્યારે છે ? આ તો નગઝરણથી ઉત્પન્ન થએલી છે; કંઈ કુબેરની કરામતથી કે તેના સ્થાનકથી ઉપજેલી નથી !

**અનુચરો**—તે પૂછવાનો તારો શો અધિકાર છે ?

**ભીમ**—શાંતં પાપં ! ગિરિના ઝરણથી ઉત્પન્ન થએલી તલાવડીનો ઉપભોગ કરવાને સર્વ ભૂત પ્રાણીઓનો એકસરખો અધિકાર છે એટલે પછે કોઈને કોઈની યાચના કરવાની રે'તીજ નથી. ( એમ કહી ઘણાં કમળ તોડી બગલમાં મારે છે. )

**અનુચરો**—અરે મરણધર્મવાળા માનવ ! શું તું સર્વની અવગણના કરે છે ? ત્યારે તો લે, લેતો જા ! ( એટલું બોલી સર્વે જણ ભીમ ઉપર ચઢીને આવે છે અને તેના પર ખડ્ગ, તોમર, પટ્ટિશ, બાણ, પા'ણ આદિક અનેક શસ્ત્રાસ્ત્રનો વરસાદ કરે છે; અને ભીમ તે કશાને ન ગણકારતાં કમળ તોડી એકઠાજ કર્યા કરે છે, તે જોઈ )

**અધ્યક્ષ**—( સકોપ ) અરે મૂઢ માનવ ! શું તું સર્વની અવગણના કરે છે ? ( એટલું બોલી ભીમને અનેક બાણથી વીંધે છે, અને તેથી અસ્થાને લાગેલા ઘાથી જેમ સિંહ બમણો બલિષ્ઠ અને કોપાવિષ્ટ થાય છે તેમ થઈ તે સિંહનાદ કરે છે અને તે શબ્દમાં હનુમાન પોતાનો શબ્દ પૂરે છે તથા નિકટ આવી પહોંચેલો ઘટોત્કચ પોતાના પિતાનો સ્વર ઓળખી પોતે પોતાના અનુચરો સહિત સિંહનાદ કરે છે. જેથી અસંખ્યાત યક્ષો પૃથ્વીપર પડી જાય છે અને તેમનો અધ્યક્ષ મહાભય પામી આકાશ માર્ગ થઈ કુબેરને સમાચાર કહેવા જાય છે. )

**પાંચાલી પ્રસન્નાખ્યાન.**

---

૧૬૯

## સત્યભામાનો શેષ.

( પ્રિયાને પુષ્પ બતાવવા કૃષ્ણદેવ પ્રવેશ કરે છે. )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે નારદ મહર્ષિએ મને બે પુષ્પ આપ્યાં'તાં તેમાંનું એક મેં એને આપ્યું અને બીજું તારે કાજે રાખી મૂક્યું'તું. આવા ક્ષુલ્લક કુસુમને કાજે તે આવા ચંપકસુમન જેવા દેહને તારા વિના કોણ કરમાવી દે ?

**સત્યભામા**—આર્યપુત્ર ! જો જો મને ઠગતા હો. મેં એવું સાંભળ્યું'તું કે નારદમુનિએ એકજ પુષ્પ તમને આપ્યું'તું. "બળ્યો વર ને બળી જાન." પ્રભુ ! મને તો મરવાજ ઘો, મારે શા સુખ ઉપર જીવવું ! પણ હાં હાં. જો તમારી કને ફૂલ હતું તો તમે મને આટલો કંકાસ શા કાજે કરાવ્યો ? તમારી વહાલીને તમે ખુશીથી આપો અને અમને આટલો કંકાસ કરાવો ! મહારાજ ! મારે તો એ ફૂલ નથી જોઈતું.

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હું આવ્યો એવોજ એ પુષ્પ તને આપવાનો હતો. કિંતુ ક્લેશમાં તે તને આપવાનું મને સાંભર્યું નહિ .

**સત્યભામા**—( સજળનેત્રે ) પણ તહીં જઈ દોડ્યા દોડ્યા પહેલું આપી આવ્યા તેનું કેમ ? અમે તો બીજા દહાડાનું વાશીજ લેનારાં કે ? તમારૂં ફૂલ તમને ગંધાય; મારે તો એ નથી જોઈતું !

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હવે હું ત્યાં કદાપિ પ્રથમ જનાર નથી. તું આ પુષ્પ આનંદથી ગ્રહણ કર, ગ્રહણ કર.

( રૂક્મિણી પ્રવેશ કરેછે. )

**રૂક્મિણી**—( કૃષ્ણદેવનો શબ્દ સાંભળી ) એમ કહેવાથી આર્યપુત્રને સુખ થતું હોય તો ભેદવચન કંઈ ભુંડું નથી. માત્ર દેવે એવું અંતરમાં ન રાખવું એટલીજ મારી વિનંતિ છે.

**કૃષ્ણદેવ**—( ચકિત થઈ ) ના ના દેવી ! એમ તે કયા અંતરમાં ઠરે ? આવો અહીં બેસો.

**સત્યભામા**—( વસ્ત્રાદિ સજ કરી અશ્રુ આદિક લોહી સકોપ ) સાયર જેવાં મોટાં કહેવાઈ મરજાદા મૂકે તો પછે તેને સાયર શેનો માનવો ? વગર નોતરીઆ જમનારથી ક્રિયો વરો કરનાર દુઃખી નથી થતો ? અમે તો કોઈનાય સુખમાં આડાં આવતાં નથી !

**રૂકિમણી**—બેન ! આવડે એટલું બોલીએ નહિ અને ભાવે તેટલું જમીએ નહિ. પ્રલયકાળ જોઈ સાગર મર્યાદા મૂકેજ અને જો ન મૂકે તો તે સાગર શેનો ? ધણીને ઘેર ધણીઆણી થઈ નોતરાની વાટ જુએ તેને સુખનાં શમણાંય શેનાં આવે ? "કોઈ વેંત નમે તો કોઈ ગજ નમે."

**સત્યભામા**—( મુખ ફેરવી ) અમારે તો વેંત નમવુંય નથી અને ગજ નમાવવાંય નથી. અમે તો કોઈ દહાડેય આવું કર્યું નથી અને કરનારનું ભલુંય થનાર નથી !

**રૂકિમણી**—નમીશ નહિ, નમીશ નહિ; જોજે નમવું સાંભળી નીચા માબાપની થઈ જતી ! ચોરની પેઠે છાનીમાની ઉભી રહી હેરીઆં હેરનાર તુંજ કે બીજી ? (મૂઠી વાળી હાથ હલાવી) મારી તો દૈવરાત એમ કરે છે ! છાતીપર આવી ઉભાં રહેતાં કોણ ના કે' તેવું છે ?

**સત્યભામા**—( ભૃકુટિ ચઢાવી સામું જોઈ ) તમે તમારા ભારમાં રહેજો, જેને તમારી ગરજ હશે તે તમારા બોલ સાંખી રે'શે. હું તો કાળજું કપાઈ જાય એવા મો'ર મો'રના ઉત્તર આપીશ. ( એટલું કહી નીચું જોતાં રૂકિમણીની વેણી મધ્યે ઘાલેલું અલૌકિક પુષ્પ જુએ છે અને તરતજ કૃષ્ણદેવના સામું જોઈ જોરથી માથું કૂટે છે.)

**રૂકિમણી**—( સકોપ ) લે આ પથરો લે. ( કૃષ્ણનો હાથ ઝાલી ) મહારાજ ! ચાલો મારે મંદિર. જ્યારે લટકતી મૂકશો ત્યારેજ એ પાંસરી થશે.

**કૃષ્ણદેવ**—અહો દેવી ! તમારૂં કહેવું સત્ય છે; કિંતુ સજળ ઘનને વેરી નાખતાં સુધી વાયુએ વાવું એ ઘનની શોભાને ઘટાડનારૂં છે. ચપળાની ચપળતા એજ એની શોભા છે.

**રૂકિમણી**—આર્યપુત્ર ! એ હું સારી રીતે સમજું છું અને સમજી પણ ખરી. એમ છતાં અહીં આવવાનું પ્રયોજન દેવનું દુઃખ ટાળવાનુંજ છે. હું જાણું છું કે નારદજી પારિજાતકનું એક પુષ્પ આપી ગયા છે. અને તેને કાજે આ હઠ લઈ બેઠી છે તો તે દેવ ક્યાંથી લાવવાના હતા ? મહારાજ ! જો તમારા જીવને સુખ થતું હોય તો હું આ મારૂં પુષ્પ એને આપું. મેં તો એવાં ઘણુંય દીઠાં છે અને ઘાલ્યાં છે. ( એમ કહી ફૂલ છોડવાનું કરે છે. )

**સત્યભામા**—( લાંબો હાથ કરી ) હું તો એ ફૂલના સામુંય જોનાર નથી. હું શું કોઈનું ઉતરેલું પહેરનારી કે ? મારા કરમમાં હશે તો હું આવા ફૂલ લઈ અનેક વાર આમને આમ આપવા જઈશ. શું આ ઘા મને રૂઝાય એવો પડે છે કે ?

**રૂકિમણી**—તારા કરમમાં તો કંકાસજ છે તે કર્યા કરજે ! ( ભોંયને પગની ઠોકર મારી ) મારી તો બલારાત તારા સામું જુએ છે.

**સત્યભામા**—( દાંત પીશી ) તારા કરમમાં ભવોભવ કંકાસ રૅ'; મારી......(એટલેથી બોલતાં અટકાવી કૃષ્ણદેવ બન્નેની વચ્ચે ઉભા રહે છે.)

**કૃષ્ણદેવ**—દેવી ! એકે કાળે પૂર્વોત્તર ચપળાનો ચમકારો એ પ્રલય પાસે લાવનાર કહેવાય છે.

**રૂકિમણિ**—શું આર્યપુત્રની અંતરવૃત્તિ એવી છે કે મારે વગર બોલ્યે ચાલ્યાં જવું ? તો ઠીક, દેવ ! હું તેમ કરૂં છું, પણ આ પુષ્પથી જો સુખ થતું હોય તો તે આપતી જઉં.

**કૃષ્ણદેવ**—ક્ષત્રિયથી આપીશ કહી ન આપનાર ન થવાય, તો પછે આપેલું તો કેમજ લેવાય ?

**રૂકિમણી**—દેવશ્રી ક્ષત્રીધર્મને ધારીજ આ કરતા હશે ! ! વારૂ મહારાજ ! અમને કાઢી મૂકી સુખી થાવ. ( એટલું કહી સત્યભામા સામું જોતી જોતી ચાલી જાય છે. )

**સત્યભામા**—ટગર ટગર જોઈ રહ્યા છો ત્યારે પાછળજ જાવ કે સુખીઆરા થવાય ! ( કુષ્ણનો ખભો ઝાલી હલાવી ) સોગન ખાઈ ફિયે મોઢે બોલતા'તા કે નારદ મને એ પુષ્પ આપી ગયા છે ! ! જૂઠાનો આવરદા એ ઘડી, તેય જાદવજીના ક્યાં જાણ્યામાં છે ? જો હું આવાજ ગરજમતલબી તમને જાણુત, તો સો ભવ કુંવારી રૅ'ત, પણ તમને ના પરણુત ! અરેરે પ્રભુ ! મારો તો ભવજ છૂટી પડયો ! ! નીચેથી ઉંચું જુએ કોણ ? "પેટ ભરાયું એટલે પાટણ ભરાયું !"

**કૃષ્ણદેવ**—શું ત્યારે મારે એના સામું નજ જોવું ? જેણે મારે કાજે માબાપ, ભાઈભાંડુ, સર્વે તજ્યાં અને એક મારાપર દ્રઢ શ્રદ્ધા રાખી. તેં તારી જાતેજ જોયુંકની કે એ મારૂં વચન કેવું પાળે છે !

**સત્યભામા**—કોણ તમને ના કહે છે ! જાવ મે તેને લહીં જઈ સત્તર દહાડા પડ્યા રો.' તમને કોણ ચોખા મૂકી બોલા'વા આવ્યું 'તું ! એણે તો માબાપને તજ્યાં છે અને મેં તો માબાપ તમારે કાજેજ મરાવ્યાં છે ! મારા જેવી ભરોસો રાખનારી તો કોઈએ મળનારી નથી ! મારૂં'ય મન માન્યું થયું હોય તો એક વાર તો શું પણ સો વાર વચન પાળનારી થાઉં. પણ હાય હાય ! આ અકરમણના કરમમાં એ ક્યાંથી ?

**કૃષ્ણદેવ**—કંકાસજ કરવો તેને શું લેવા જવું પડે તેવું છે ? જ્યાં ત્યાં બોલવું.

**સત્યભામા**—( પર્યંકના પાયામાં માથું પછાડી ) શું ત્યારે મારૂં જૂઠું અને એનું સાચું ? ( મોટેથી રૂદન કરી ) માડી ! તેં ગળથુથીમાં વખે ઘોળી શે ન પાયું ! હાય હાય ! શું આ કસાઈવાડેથી ગાયને છોડવનાર કોઈએ નથી ! ! ઓ માડી ! મેં તે પૂર્વજન્મે શાં પાપ કર્યાં હશે કે આ સકર્મીને પાલે પડી ! ! !

**કૃષ્ણદેવ**—અકર્મીને પાલે પડ્યાં હોત તો ચૌદમું રત્ન ક્યારનુંય અંગોઅંગ ઓપી રહ્યું હોત ! !

**સત્યભામા**—મૂઓ મારવાનો હોત તો મારી નાખત. પણ આમ રીબાવી રીબાવીને તો હાડ ગાળત નહિ. મારવી હોય તો મારો, પણ વેરવી થઈ વેણબાણ મારતા રો', તો પ્રભુ તમારૂં ભલું કરશે !

**કૃષ્ણદેવ**—અમારા ઉપર તો ફુલાં વરસતાં હશે !

**સત્યભામા**—(દાંત પીશી માથું અને છાતીઓ કૂટતી પૃથ્વીપર પડે છે), હાય મુવો જીવે વેરવી થઈ લાગ્યો છે કે ઝટ લઈ જતો નથી. ( એટલું બોલી મોટેથી રૂદન કરે છે. )

**કૃષ્ણદેવ**—( નિઃશ્વાસ નાખી ) હવે હું કેમ કરૂં ?

### શાર્દૂલવિક્રીડિત.

માયાએ કરીઓ મને ક્યમ કરી, આ દ્વૈતવાદી અડા,
રે અદ્વૈત ગયું થયું દુઃખ મને, માયા ! ન કાયા વહા !
જાણી જા જીવ ! તો જરૂર સુખ છે, અદ્વૈત ધર્મે નહા,
વે'શો આ, વચળે ચમે ચપળતા, કામે ન કાચું સહા.

**સત્યભામા**—શું હજુએ તમે મને શાર્યાજ કરોછો કે ? હવે તો તમારા દેખતાંજ જીભ કરડીને મરૂં છું. (એટલું બોલી બે દાંત વચ્ચે જીભ કાઢી દાબે છે.)

**કૃષ્ણદેવ**—(ગાભરા ગાભરા કને જઈ) હાં હાં આમ તે થાય ? જો તું કે' તે મારે કરવું અને તું જે માગે તે આણી આપવું; ઊઠ ઊઠ અને કલેશ તજી જે જોઈએ તે માગી લે. (એટલું કહી સત્યભામાને બેઠી કરે છે.

**સત્યભામા**—જાવ જાવ તમે શું આપનાર છો ? જેને બોલે બંધ નહિ તેની સાથે જીવતર ગાળવામાં શો માલ છે ! કયી નખોદણે આ સંસાર માંડયો હશે કે આવાના ઠુંસલા ખાઈ પેટ ભરવું પડે છે ! પેટમાં પૂળાય ઊઠતો નથી કે કોઈનાં ઓશિઆળાં ન થવું પડે !

**કૃષ્ણદેવ**—અયિ પ્રિયે ! હું તને સત્ય કહું છું કે જો તું જે માગીશ તે તને આપીશ; કિંતુ હવે પ્રાત:કાળ થવા આવ્યો માટે કલેશ તજી શાંતિ ધારણ કર. જો આ—

### સ્રગ્ધરા.

જો વાયે છે વનિતા સમીર શીતળ આ, પક્ષી બોલે રસાળા,
જો મોતી આ થયાં છે હિમકણ જળનાં, ભક્ષશે શું મરાળા;
જો રોતી રે' પ્રિયા તું, નિકર નયનથી, અશ્રુ ગ્રે'શે ચરાળા,
માગો માગો મરાળે ! મુખવદ્યું અરપું, કલેશ ત્યાગો કરાળા.

**સત્યભામા**—(સવાર થવા આવ્યું જોઈ) આર્યપુત્ર ! ભોળી તો હુંજ છું; જેમ ઠગશો તેમ ઠગાઈશ.

**કૃષ્ણદેવ**—અયિ પ્રિયે ! જો તું જે માગીશ તે હું તને આપીશ.

**સત્યભામા**—જોજો આર્યપુત્ર ! હવે કંઈ કપટ કરશો તો હું મારો જીવ આપ્યા વગર રહેનારી નથી. તમે જ્યારે માગ માગ કહ્યું ત્યારે હું જે માગીશ તે આપવું પડશે.

**કૃષ્ણદેવ**—પ્રિયા જે માગવું હોય તે માગી લે.

**સત્યભામા**—જો મારા મન માન્યું આપતા હો તો આપો. મારે તો પારિજાતકના ફૂલવાળું ઝાડ જોઈએ છીએ અને તે લાવો મારે મારા ચોકમાં રોપવું છે. (કૃષ્ણદેવ સામું જોઈ) કેમ તોબરો ચઢયો ?

કૃષ્ણદેવ—પ્રિયા! તું તો ઈશ કે સવિતાને લાવી મારી સોડમાં ઉગાડો. કંઈ મોંમાં માય એવું બોલે તોજ માગ્યું અપાય. મેં કહ્યું માગો ત્યારે માગીને માગ્યું તો ઠીક!

સત્યભામા—શું ત્યારે નહિ આણી આપો? જો એ આણી આપવાનું ના કહો તો સૂરજ ઉગ્યે આ સત્યભામાનું મોઢું તમે જુઓ એ વાતનાં તો છેટાંજ સમજવા. કેમ આણી આપો છો કે નહિ?

કૃષ્ણદેવ—આ બધું નભ નીચે લાવવાનું કેમ ન માગ્યું? ભૂલ થઈ હોય તો સુધારી ફરી માગી લે.

સત્યભામા—(કેશપાશ છોડી) મુખ માગ્યું આપીશ કહી હવે નહિ અપાય એમ કહો, એટલે તમારા દેખતાંજ હું દાન દેનારી થઈ મારા પ્રાણ તમને અર્પણ કરૂં.

કૃષ્ણદેવ—પ્રિયા! આમ સ્ત્રીહઠ કરવી તે શા કામની? પારિજાતક દ્રુમ સ્વર્ગમાં છે; એ તે હું તને અહીં શી રીતે લાવી આપું?

સત્યભામા—ગોપીઓનાં મનગમતાં અને ગુરૂપત્નીનાં છોકરાં જેમ આણી આપ્યાં હતાં, તેમ મને આણી આપો. મેં કંઈ એથી વધારે માગ્યું નથી!

કૃષ્ણદેવ—(સસ્મિત વારૂ ત્યારે આણી આપીશ)

રોષદર્શીકાસત્યભામાઆખ્યાન.

---

૧૭૦

## ભયગ્રસ્ત મુનિઓ.

(દોડતી દોડતી દ્વારપાલિકા પ્રવેશ કરે છે.)

દ્વારપાલિકા—દેવશ્રીનો જયજયકાર થાઓ. મહારાજ! તપોવનમાંથી દુઃખના પોકાર કરતું મુનિનું મોટું કુટુંબ દ્વાર આગળ આવી ઉભું રહ્યું છે, અને તે આપને દર્શન દેવાની ત્વરા કરે છે.

સંવરણ—હાં, હાં, તેમને રોધ કર્યા વગર સત્વર આવવા દે. પ્રિયા અર્ઘપાદ્યાદિ તૈયાર કર. (રાજા ઊઠી તેમને સામો તેડવા જાય છે અને બે મુનિ, બે મુનિપત્ની અને ચાર મુનિકુમારને આસનાદિ આપી સન્માનપૂર્વક તેડી લાવી બેસાડે છે.)

મુનિ—અહો નૃપાળ! આદરસત્કારની કાંઈ આવશ્યકતા નથી તેમ તે સ્વીકારવાનો અવકાશ પણ અધુના નથી.

સંવરણ—(સભય) મુનિશાર્દૂલ! મારો એવો શો અપરાધ થયો છે કે આપ પૂજાદિ ગ્રહણ કરતા નથી, કે સ્થિર ચિત્તે બેસતા પણ નથી?

બી૦મુનિ—વત્સ સંવરણ! તારો અપરાધ નથી અને ગણીએ તો છે પણ; તે એ કે, મુનિકુલનું ભૂપાળોએ આળસ વિહીન થઈ રક્ષણ કરવું જોઈએ, તે તારાથી થતું નથી, તેથીજ અમારા જેવા અનેક મુનિઓના કુટુંબની આ દશા થઈ પડી છે! શિવ શિવ! તપોવનની શી દુર્દશા!! (એવામાં કાંઈ ખડખડાટ થવાથી સર્વ મુનિકુટુંબ એકાએક ભયગ્રસ્ત થઈ) હાય દૈવ! અહીં સુધી પણ શું વ્યાઘ્ર આવી પહોંચ્યો? (એવે આર્તનાદ સાથે કુમારો મુનિપત્નીઓને બાઝી પડે છે અને મુનિઓ આમથી તેમ ભરાઈ જાય છે તેમને આશ્વાસન કરી,)

સંવરણ—મહાશયો! શાંત થાવ. શું કોઈ દુષ્ટ વ્યાઘ્રે તપોવનમાં તાપ ઉપજાવ્યો છે? દ્વારપાલિકે! દ્વારપાલિકે! કેમ કોઈ ઉત્તર દેતું નથી?

દ્વારપાલિકા—(દોડતી પ્રવેશ કરી) મહારાજ! મહારાજ! શી આજ્ઞા છે? મુને મુનિશ્વરોના સત્કાર માટે દેવીએ આ સાહિત્ય લેવા મોકલી હતી.

સંવરણ—(સકોપ) શું બીજું કોઈ નો'તું? જા જઈ સત્વર સુરથને રથ સજ કરી આવવા કહે.

દ્વારપાલિકા—(નમન કરી) જેવી દેવશ્રીની આજ્ઞા. (એમ કહી જાય છે.)

સંવરણ—(નેપથ્યાભિમુખ નિહાળી) કોણ એ સુકેશી કે?

સુકેશી—(ઉતાવળી પ્રવેશ કરી) હા મહારાજ? શી આજ્ઞા છે?

સંવરણ—જા જઈ સચિવને સૂચવ કે હું તપોવનનો તાપ ટાળવા સ્ત્વર સિધારૂં છું માટે તેમણે રાજકાજની યથાર્થ વ્યવસ્થા રાખવી.

મુનિ—અરે દુષ્ટ! તું તારી વ્યવસ્થા કરવા રહીશ એટલામાં તો શાર્દૂલ સારા તપોવનના તાપસોનો નાશ કરી નાખશે! શું તારા પૂર્વજો તારા જેવા હતા?

**સંવરણ**—( સવિનય ) મહર્ષિ! આ રથ આવ્યો. હવે હું એમાં બેસી નિમિષમાત્રમાં તેનો નાશ કરૂં છું. મુનીશ્વરોનું રક્ષણ કરવામાં તો મારા પૂર્વજો જેવો હું નથી; કિંતુ;—

### ઇંદ્રવિજય.

આ ધનુ આ શર આ નર કિંકર, હસ્ત ધરે નવ ઇંદ્રથી હારે,
જો કરીને મુનિઘાત ગયો લહું, શાર્દૂલી ગર્ભ ન ઉદર ધારે;
સંયમની સુધા જાઉં હઠું નહિ, જીતું હું જો યમ આવીય વારે,
હે કરૂણાકર! શાંતિ ધરો ચિત્ત, આશ ન અન્ય વસે ઉર મારે.

**બી૦ મુનિ**—( સકોપ )

### નારાચ છંદ.

ભલે બળે કળે જીતે તું ઇંદ્ર આદિ સર્વને,
વળે ન કાંઈ વાઘથી લહું હું ખાલી ગર્વને;
હવે ન તાપ શાંત થાય શાપ આ દેઉં પળે,
ખરેખરૂં કહું જદા તદા તું સ્વલ્પમાં બળે.

( ઉતાવળે દોડતો સારથી પ્રવેશ કરી )

**સુરથ**—આયુષ્મન્ સર્વ ઉપસ્કર સાથે રથ તૈયાર કરી આણ્યો છે.

**સંવરણ**—( મુનિઓને નમન કરી ) કેમ મહાનુભાવ! આપનો શો વિચાર છે?

**મુનિ**—એટલે શું અમને તું સાથે લઈ જવા ધારે છે?

**સંવરણ**—( નમન કરીને ) ના મહારાજ! મારી એવી ઇચ્છા નથી. ( નેપથ્ય ભણી જોઈ ) વસંતક! વસંતક!

**વસંતક**—( ઉતાવળો આવી ) કેમ વયસ્ય! શી આજ્ઞા છે? અરે! આજ આટલે કાળે દક્ષના યજ્ઞમાંથી વિજય મેળવી આ મુનિઓ અહીં ક્યાંથી આવી ચઢયા છે? ( સકંપ ) શું રૂદ્રદેવ આવે છે તેમની વધાઈ એમને કહી સંભળાવવા મને બોલાવ્યો છે?

**સંવરણ**—( સકોપ ) અલં; આ મુનીશ્વરોનું યથાર્થ અતિથિપણું મારા આવતા સુધી થાય એમ કરજે. ( રાજા સર્વને નમન કરી જાય છે. તેમ મુનિઓને માર્ગ બતાવતો વસંતક પણ ગમન કરે છે.)

તપપ્રત્યાખ્યાન.

---

# દિ. બ. રણછોડભાઇ ઉદયરામ.

ઉત્તમ નાટકકાર તથા ગદ્ય લેખક તરીકે સુપ્રસિદ્ધ થયેલા, ચોથી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ રા૦ રણછોડભાઈનો જન્મ ઇ. સ. ૧૮૩૭માં મહુધામાં થયો હતો. તેઓ બાજ ખેડાવાળ બ્રાહ્મણ હતા. તેઓ કચ્છના દિવાન હતા. તેમણે ઘણાં ગ્રંથો રચેલા છે; જેમાંના મુખ્ય નીચે પ્રમાણેઃ—

જયકુમારીવિજય નાટક, લલિતાદુઃખદર્શક નાટક, નળદમયંતી નાટક, અથેલ્લ્ડ, હરિશ્ચંદ્રનાટક, તારામતિસ્વયંવર, પ્રેમરાય અને ચારૂમતિ નાટક, લઘુ-સિદ્ધાંતકૌમુદીનું ગુજરાતી ભાષાંતર, પાદશાહી રાજનીતિ, વગેરે.

૧૭૧

## દમયંતીપર આરોપ.

### સ્થળઃ—ચેદિરાજનો દરબાર, નહાવાની જગ્યા.

**દમયંતી**—( ચોટલો છૂટો, ધોળાં વસ્ત્ર છે. ઠોકર ખાતી પ્રવેશ કરે છે, તેથી નહાવાના પાણીનું વાસણ હાથમાં છે તે છલકાય છે ) જેની સેવામાં રહ્યાં તેનું કામ મન રાખીને કરવું જોઈએ એ વાત ખરી, પણ મારાથી ઘણી ચૂકો થઈ જાય છે, અને હું બહુ ઠપકામાં આવું છું; આવું એમાં નવાઈ નથી.

( દુહા. ) મન મારૂં મુજમાં નથી, છે મુજ પિયુની પાસ;
તો મન વિના શું કરી શકું ? મન ઠેકાણે ત્રાસ.
મન મારૂં બહુ બાવરૂં, પળ પળ પલટે વાસ;
પળમાં પિયુશું જઈ મળે, પળમાં બાળક પાસ.

તમે કયાં હશો, મારા પ્રાણાધાર !

**સુનંદા**—( પ્રવેશ કરીને ) દાસી આ શું ? તું ઘેલી થઈ છે કે શું ? જ્યારે ને ત્યારે પ્રાણાધાર પ્રાણપતિના પોકાર શું કર્યા કરે છે ? કેમ, અંગોળ કરવાની તૈયારી કરીછે ?

**દમયંતી**—હા, પ્રાણ—અરે—આ સાહેબ.

**સુનંદા**—( પોતાના ગળામાંથી હાર કાઢીને ) દાસી, લે આ હાર. રાખ તારી પાસે, અંગોળ કરી રહું ત્યારે આપજે મને.

(દમયંતી હાર ઝાલી ઉભી રહે છે; સુનંદા પાસેની ઓરડીમાં નહાવા જાય છે. થોડી વાર થયા પછી) દાસી આમ કામ કરીશ તો તારે મારે નહિ બને. મર્દન કરવાની સુગંધી ક્યાં છે? આજે પણ કાલની પેઠે ભૂલી ગઈ કે? લાવ વહેલી, અને કર મારે શરીરે મર્દન.

(દમયંતી પોતાની પાસેનો હાર ટોલ્લે ભેરવીને તાકામાં સુગંધીનો ડાબલો હતો તે લઈને ઓરડામાં જાય છે.)

કલિ—(ઉપરથી અદૃશ્ય પ્રવેશ કરીને) નળનામાં મનની નબળાઈ વધવાથી હું તેનામાં રહી શકતો હતો, પણ હમણાં તો હું બળ્યો બળ્યો થાઉં છું. પેલા કર્કોટકનું સત્યાનાશ જજો. તેમ વળી આ દમયંતી પાસે પણ હું આવી શકતો નથી. અમૃતની પછવાડે તેનું રક્ષણ કરવાને જેમ અગ્નિની ચમત્કારિક વાડ છે, તેમ એના પતિવ્રતપણાની પ્રભા એની આસપાસ અગ્નિનો કોટ કરી મૂકે છે; તેની વચ્ચે મારાથી તો પ્રવેશ થતો નથી, પણ વેગળા રહીને જે પજવણી થાય તે તો કરૂં? અહીંઆ એ ઠરીને બેસે એ ઠીક નહી. માટે લાવ આ હાર લઈ લઉં અને કેવી રમુઝ થાય છે તે જોઉં. (હાર ગળામાં નાખી રાજી થતો જાય છે.)

સુનંદા—દાસી, અંગુછો ક્યાં છે?

દમયંતી—(બહાર નીકળતાં) લાવી બા સાહેબ, (ખીંટીએ અંગુછો હતો તે લઈને આપે છે.)

સુનંદા—(બહાર આવીને) દાસી, લાવ હવે મારો હાર.

દમયંતી—(ટોલ્લે ભેરવેલો લેવા જાય છે.) અરે અરે, અહીંથી હાર ક્યાં ગયો?

સુનંદા—શું હાર નથી!

દમયંતી—ના બા સાહેબ, સુગંધીનો ડાબલો લેતી વેળાએ મેં આ ટોલ્લે ભેરવ્યો હતો.

સુનંદા—આગળનાં બારણાં બંધ છે; અહીંઆ બીજું કોઈ નહિ ને એટલી વારમાં હાર ક્યાં ગયો?

દમયંતી—(આગળ પાછળ શોધ્યા પછી) આ ટોલ્લો ગળી ગયા જેવું થયું!

સુનંદા—ખરી વાત, કામની પૂરી છૂટ નહિ, વિસરાળ કોઈએ લો પારવની, અને બીજા આવા અવગુણ.

**દમયંતી**—(મોં ચઢાવીને) મારામાં શા અવગુણ દીઠા! બા સાહેબ, મારા ઉપર આળ ચઢાવવા જેવું આપનું બોલવું થાય છે.

**સુનંદા**—ચોરી ને વળી શિરજોરી, આળ આવ્યા વિના ધણીએ તજી હશે? અવગુણ ઢાંક્યો રહે નહીં.

**દમયંતી**—બાપુ મને મેણાં મારીને આપ શું કરવાને બાળો છો? મેં હાર મારી પાસે રાખ્યો નથી.

**સુનંદા**—ત્યારે જાય કયાં?

**દમયંતી**—હાર મેં મૂકયો ત્યાં નથી, એ વિના બીજું હું શું કહું?

**સુનંદા**—એમ છૂટી પડે નહિ ચાલે. (આગળ જઈ બારણા ઉઘાડી) કોણ છે અહીં? માતાને મોકલો તો.

**દમયંતી**—આ દુઃખ હું કોના આગળ કહું, અરે હું હવે શો ઉત્તર આપીશ?

**સુનંદા**—વેળા ઘણી છે, ગોઠવી રાખ્યો ઉત્તર.

**દમયંતી**—ચોખીલી છું, જેમ ઘટે તેમ કહો.

(ભાનુમતી પ્રવેશ કરે છે.)

**સુનંદા**—માતાજી, નહાતી વેળાએ મેં મારો હાર આ દાસીને આપ્યો.

**દમયંતી**—ને મેં આં ટોડલે ભેરવ્યો; ત્યાંથી અલોપ થઈ ગયો.

**ભાનુમતી**—આશ્ચર્યની વાત! હંજે, તું નિર્દોષની મૂર્તિ છે; તેમ સુનંદા પોતે પોતાનો હાર સંતાડે નહિ; ત્યારે શું સમજવું?

**દમયંતી**—મારા ક્રૂર ભાગ્યની આ પણ એક સતાવણી, બીજું શું!

**ભાનુમતી**—સરખે સરખામાં જો કાંઈ હાસ્ય કર્યું હોય તો હવે આપો સુનંદાને એનો હાર.

**દમયંતી**—માતાજી, મેં હાસ્ય નથી કર્યું. વળી મારા ઉપર શંકા આવતી હોય તો સૂર્યની સાક્ષીથી કહું છું કે હું નિર્દોષ છું.

**ભાનુમતી**—હાર સરખી તુચ્છ વસ્તુને માટે આગ્રહ નથી, પણ દરબારમાંથી આ પ્રમાણે જાય એ વાત મહારાજ સાંખી રહે એમ નથી.

**દમયંતી**—મારા ક્રૂર ભાગ્યની જેવી કારીગરી હશે તેમ બનશે, બીજું શું કહું? અરે પરમેશ્વર, હું કેવી સંકડામણમાં આવી ગઈ છું, અરે આ પ્રમાણે મારી લાજ જવાની વેળા આવી?

સુનંદા—હાર આપો, એટલે કાંઈ જશે નહિ.

ભાનુમતી—આનો નિવેડો કરવાની મને કાંઈ સત્તા નથી; તેમજ અમારા દેશના ધારા પ્રમાણે, હું રાજ્યની રાણી છું તોપણ ધર્માસનસ્થાનમાં જઈને મારે આ બનાવ મહારાજને કાને નાખવો પડશે.

દમયંતી—જેમ કરવું ઘટિત તેમ કરો.

(ત્રણે જાય છે.)

૧૭૨

## સ્થલઃ—ચેદિરાજનું ધર્માસનસ્થાન.

(ચેદિરાજ ધર્માસન ઉપર બિરાજેલો છે. બીજા દરબારીઓ પોતપોતાને સ્થાને બેઠા છે.)

પ્રતિહાર—મહારાજાધિરાજ ચેદિરાજનું રાજ્ય અમર તપો.

ચેદિરાજ—પ્રતિહાર!

પ્રતિહાર—આજ્ઞા મહારાજ.

ચેદિરાજ—જેઓને કાંઈ વિનતિ કરવાની હોય તેઓને એક પછી એક રજુ કરો.

પ્રતિહાર—બહુ સારૂં, મહારાજ! (લોકો બેઠા હતા તેમના ભણી જાય છે, એટલામાં દ્વારપાળ તેના કાનમાં કહી જાય છે, એટલે) મહારાજ! ભાનુમતીદેવી સુનંદાકુમારી સહિત વિનતિ કરવાને બહાર ઉભાં છે.

ચેદિરાજ—દેવીને શી વિનતિ કરવાની હશે? ચિંતા નહિ. પ્રતિહાર, તેમને પ્રવેશ કરાવ.

પ્રતિહાર—ઉત્તમ મહારાજ. (જાય છે.)

(ભાનુમતી, સુનંદા અને દમયંતી સાથે પ્રવેશ કરે છે.)

(દરબારીઓ વગેરે ઊઠીને માન આપે છે. રાજાની પાસેના આસને દેવી બેસે છે અને સુનંદા તથા દમયંતી ધર્માસનની સામે ઉભાં રહે છે.)

ચેદિરાજ—દેવી તમારે શું કહેવાનું છે.

ભાનુમતી—આર્યપુત્ર! સુનંદા અને એની સહચરીને જે વિનતિ કરવાની હોય તે આપ સાંભળીએ. રાજ્યના ધારા પ્રમાણે મારે કાને વાત આવી તે આપને નિવેદન કરવાને તેમને લઈને હું આવી છું.

કલિ—(ઉપર આકાશ પ્રવેશ કરીને) જેનાં ઉપર ભાર હોય તેને દુઃખમાં જોવામાં પણ સુખ છે. વાહરે, સતીબાઇ, તમારી દૃઢતાના વાવટા ઠીક ઉડતા દેખાય છે તો.

ચેદિરાજ—દેવી, તમે ઘણું યોગ્ય કર્યું, ન્યાયના ક્રમમાં કોઇ પ્રકારનો ભેદ રહેવો જોઈએ નહિ. ન્યાયનું કામ પવિત્ર છે, અને તેને નિરંતર પવિત્ર રાખવા, રાજ્યની સાથે ગમે તે સત્તા અથવા સંબંધ ધરાવનારાની અને પ્રજા માંહેલા સામાન્ય માણસની વચ્ચે કાંઈ પણ અંતર રહેવું જોઈએ નહિ. બીજું કોઈ તો શું પણ મારે પોતાનેજ વિષે ન્યાય થવાનો પ્રસંગ આવે તો હું આ ધર્માસનની સામે ઉભો રહીને, મારા પોતાના દરબારીઓની આગળ, ખરી વાત હોય તે નિવેદન કરૂં; માટે સુનંદા તું રાજકુમારી છે, અને આ સ્ત્રી તારી દાસી છે એ વાત ખરી, તોપણ અહીં ન્યાય કરવાને હું બેઠો છું, ત્યાં સુધી મારે મન તમે બંને મારી સમાન પ્રજા છો. જેનો ન્યાયપક્ષ હશે તેનોજ પક્ષ આ સ્થાને કરવામાં આવશે, માટે તમારા બંનેમાંથી જેને ન્યાય મેળવવાનો હોય તે પ્રથમ બોલો.

સુનંદા—રાજપિતા! હું સ્નાન કરવા બેઠી તે વેળાએ મારો હાર મેં આ દાસીને આપ્યો અને નહાઈ ઊઠ્યા પછી પાછો માગ્યો ત્યારે ખોવાયલો જણાયો.

ચેદિરાજ—દાસી, આ વિષે તું શું કહે છે?

દમયંતી—રાજાજી! રાજકુમારીએ મને હાર આપ્યો એ વાત ખરી, પણ એમણે સુગંધીનો ડાબલો માગ્યો તે આપવા સારૂ મેં હાર ટોડલે ભેરવ્યો અને ખપ પડે જોયો, તો ત્યાં મળે નહિ.

ચેદિરાજ—તમારા બે વિના બીજું કોઈ ત્યાં હતું, અથવા અંદર આવી શકે એવો સંભવ હતો, વા નીચે, ઉંચે પાકો શોધ કર્યો હતો?

સુનંદા—આગલાં બારણાં બંધ કરેલાં હતાં, અને અમારા બે વિના ત્રીજું કોઈ હતું નહિ. શોધ પણ પાકો કર્યો હતો.

ચેદિરાજ—કેમ દાસી! એમજ હતું?

દમયંતી—હા. રાજાજી.

ચેદિરાજ—આશ્ચર્ય ! દાસી ! દોષમુક્ત થવાનું ત્યારે તારે શિર રહે છે.

કલિ—( સ્વગત ) ઠીક સપડાઈ છે. એ ફાંસીને લાકડે લટકે તો મને ટાઢક વળે.

દમયંતી—રાજાજી ! જે દોષે મને આ સ્થિતિએ પહોંચાડી છે, તે દોષ મને મુક્ત થવા દે એમ હોત તો મારે માથે ચોરીનો અપવાદ આવત નહીં.

( લોકોનું ટોળું ન્યાય જોવાને પ્રવેશ કરે છે. )

ચેદિરાજ—દાસી, તારી મુખમુદ્રા ઉપરથી તું ખોટું કામ કરે એવી જણાતી નથી, તોપણ નિર્દોષ દેખાવરૂપી પડદામાં ભરાઈને દુરાચરણ કરનાર પરમેશ્વરની આપેલી પ્રસાદી વગોવે, તેવાને શિક્ષાએ પહોંચાડવાનું પણ આ ધર્માસનનું કામ છે, માટે દોષ ઉપર દોષ મૂકી છૂટી પડાશે નહિ.

દમયંતી—( હાથ જોડી ઘુંટણે બેસીને ) અહો પરમેશ્વર ! જગતના નિયંતા, ન્યાયના ચલાવનાર, સર્વવ્યાપક, મારા આકારમાં તારી આપેલી પ્રસાદી વગોવાય છે, તો હું જન્મી ત્યારથીજ તે આજ સુધી, જાણે અથવા અજાણે, કોઈ પણ ખોટું કામ કરી, તારી અકૃપાને પાત્ર થઈ હોઉં, તો મારો આ નિર્દોષદર્શક આકાર, ધર્માસનની સમક્ષ, મારા પાપીના ઉપરથી ઉતારી લઈ, અરે ફાડી, ચીરી, તોડી લઈ, મને એવી વિકાળ રાક્ષસી બનાવી દે, કે, તારી પ્રસાદીને લાંછન લાગે નહિ, અને મારા દેખાવ ઉપરથી હું પાપી છું એમ જગત જાણી લે.

ચેદિરાજ—બાઈ, જો એમજ થતું હોત તો ન્યાયનો ગુંચવાડો મટી જાત; પણ એવી વાત બોલતાંજ રહે છે, અને ન્યાય ન્યાયને માર્ગે થાય છે. અમારા રાજ્યના ધારા પ્રમાણે ચોરીનો અપરાધ ઘણો મોટો ગણાય છે, અને તેની શિક્ષા પણ મોટી છે.

દમયંતી—અરે, છેવટે હું ચોરી કરનારી ઠરી, પણ હું તેવી નથી એ કોણે જાણ્યું ! અરે, મારી કકળતી આંતરડીથી, મારામાંથી નીકળતા ધીકધીકતા આહથી, અને મારા પીડાતા, અરે મારા ઘુંટાતા હૃદયથી, અતિશય સંતાપ પામી, મારૂં નિર્દોષપણું નિવેદન કરવાને બળતાંની મારી, બોલું છું, કે જે મને આ ધર્માસનની સામે, આ દરબારીઓની સામે, અને અહીં મળેલી લોકોની ઠઠની સામે, અરે, એટલુંજ નહિ, પણ સકળ જગતની

સામે, અને છેવટે, પવિત્ર ન્યાયની સામે, હલકી પાડવાને, (કલિ જે અધર હતો તે ડરીને ખસી જાય છે) જૂઠી ઠરાવવાને, દુઃખી દુઃખી કરવાને, તેમજ મારાં વહાલાંથી મને વિખુટી પાડીને તેમના અને મારા અંતરમાં વિયોગની વેદનાના ભડકા સળગાવવાને કાવતરૂં કરતું હોય, તે પાપી, જેમ મારૂં કોમળ કાળજું હવણાં ફડફડે છે તેમ, બાણથી ઘવાયલું પક્ષી ફડફડી પડે તેમ, મારા આ બળતાના શબ્દરૂપી બાણે ભેદાઈને આ ધર્માસનના ચરણ આગળ પૃથ્વીનું ભક્ષ થઈને પડજો અને તમારો હાર જડજો.

કલિ—સતી, સતી, (એમ બૂમ પાડતો તેના પગ આગળ હાર નાંખીને પડે છે અને ધરતીમાં ઉતરી જાય છે, રાજ્યસભા આશ્ચર્ય પામે છે.)

( બે પુરૂષો ધસીને પાસે આવે છે. )

ચેદિરાજ—અરે આતો ખરો ચમત્કાર, અરે આતો કોઈ સતી !

સુદેવ—પર્ણાદ, એતો એજ. એનો અવાજ દેવીના જેવોજ છે. (એક બીજાની આંખે આંખ મળતાં સંગાથે) દેવી દમયંતી !

દમયંતી—(સંગાથે) આર્ય સુદેવ ! ભાઈ પર્ણાદ ! અરે, મારી આવી સંકટની વેળામાં તમારો આ પ્રમાણે ભેટો ? (સુદેવને) મારા પતિ ક્યાં છે ? પર્ણાદ, મારાં બાળક, અરે મારાં બાળકની (રડે છે) શી વલે છે ? ખરે, તે મારે માટે ટળવળી મરતાં હશે તેથીજ તું અહીં આવ્યો હઈશ.

( મૂર્છા પામે છે. )

ભાનુમતી—કોણ, મારી દમયંતી, મારી બહેનની કુંવરી ?

( તેની પાસે ધસી આવે છે. )

સુનંદા—કોણ મારી બહેન ? અરે, મેં જેને દાસી ગણી તે મારી બહેન ? ( ઉઠી આવે છે. )

ચેદિરાજ—મહારાજ નળની પત્ની સતી દમયંતી ! આગળ ધસી આવે છે અને દરબાર ખડો થાય છે અને આશ્ચર્ય પામી માંહોમાંહે વાતે કરતા દમયંતીને જોયાં કરે છે.

ભાનુમતી—અરે, મેં આ પ્રમાણે તારી પાસે હલકું કામ કરાવીને માથે ચોરી ચડાવી ! ધિક્કાર છે મને ! ભાઈઓ એને મૂર્છા આવી છે માટે ચાલો અંદર લઈ જઈએ. ( લઈ જાયછે. )

નળદમયંતી નાટક.

---

# નવલરામ.

ગ્રંથપરીક્ષક સ્વ. નવલરામભાઈનો જન્મ સને ૧૮૩૯માં સુરતમાં થયો હતો, અને તેમનું મરણ રાજકોટમાં સને ૧૮૮૮માં થયું હતું. તેઓ વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. તેઓએ આખી જીંદગી કેળવણી ખાતાની નોકરી કરવામાં અને સમાજની ઉન્નતિ તેમજ સાહિત્યની સેવા કરવામાં ગુજારેલી છે. તેઓશ્રીએ 'ગુજરાત શાળાપત્ર'ના તંત્રી તરીકે પણ કાર્ય કર્યું હતું. આ પત્રદ્વારા ઉગતા લેખકોને એમણે સાહિત્યના ક્ષેત્રમાં ઘણી ઉત્તેજન આપ્યું છે. તેમના બનાવેલા ગ્રંથો—વીરમતી નાટક, ભટનું ભોપાળું (Mock Doctorનું અનુકરણ,) મેઘદૂતનું ભાષાંતર, ઇગ્લાંડનો ઇતિહાસ વગેરે. નવલરામભાઈના સઘળા લેખ 'નવલ ગ્રંથાવળી' નામના ૪ ભાગના પુસ્તકોમાં છપાયા છે.

૧૭૩

## સ્વામિભક્તિ.

સ્થળ—એક મોટા વૃક્ષની છાયા.

જગ.—(ઘોડી આગળ ઉભો રહીને)—

સાખી—ખા, તું, ખા, બા, કેસરી ઘોડકી રંક સુજાત;
કીધાં ત્રણ ઉપવાસ તેં, રહી અભાગી સાથ.
રોજે રૂપા થાળમાં ખટરસ ભોજન જેહ;
જમતી, તે આજે ઉભી, ભુખી રણુવગડેય!

(ઘોડી ખાતી નથી તે જોઈને)

કાં તું ખાતીરે નથી? શું આવ્યો કાંઈ વહેમ?
શું તેં જાણ્યું હે પશુ, આવ્યું અનાજ આ કેમ;
જો તું, જોજો જન સહુ જોજો પિતૃ પરમાર—
માળવના મહારાજને, બેટે વેચી કટાર!
મૂકી કટારી આડમાં, આણ્યું ખાવા અંન;
મૅકવાં પડશે ઓ પૂર્વજો! બાણુ ધનુષ કો દિન!
દુહાગણનો દીકરો, દુહા દુઃખના ગાય;
દુઃખમાં ડૂબ્યો દુઃખનો આરો ન દેખે ક્યાંય!
વાણીશૂરા વાણીઆ, રણશૂરા રજપૂત,
સુખશૂરા જનકાદિકો, પણ દુઃખશૂરા અદ્દભુત.

( ઘોડી ખાવા માંડે છે તે જોઈને બોધ ગ્રહણ કરે છે. )

હા, તું સાચી સૂચવે, શિક્ષા ક્ષત્રિયસુત-
શોક સ્વભાવિક સ્વરૂપ છે, વિપુલ વધારેલ ભૂત.
અસ્થિર જગમાં સ્થિર કરી, જે સંચે ચિત્ત શોક,
કેવો તે નર મૂરખો? રે નર કહેવો ફોક.

(પછી તે બેસે છે એટલે ત્યાં દયાળ ભાટ આવે છે.)

ઓ! દયાળ ભાટ? તમે અહીંઆ ક્યાંથી! માજી સારાં છે?

દયા.—ઓહો? તમે છો કે? રામ રામ, મહારાજ રામ રામ. (આવીને ભેટે છે) કુંવર, તમે તો ઓળખાતાએ નથી. રસ્તો બહુ લાગ્યો જો!

જગ.—હા, પણ માજી સારાં છે!

દયા.—અરે! આ શું? તમારૂં શરીર પણ લેવાએલું જણાય છે. મહોડાપર લાલી ક્યાં છે? છેક કરમાઈ ગએલું જણાય છે ને? એમ કેમ? રસ્તાથી કંઈ આટલું બધું થાય નહિં!

જગ.—(વ્યાકુળતાથી) એ બધું હું તને કહું છું, પણ પ્રથમ મને માજીના સમાચાર કહે. તું એકાએક આણી તરફ આવ્યો અને આ વાતનો ઉત્તર આપતાં આચકો ખાય છે, તેથી મારા મનમાં કંઈ કંઈ થાય છે. સુખી તો છે!

દયા.—સુખી તો મહાદેવ કરે ત્યારે, પણ શરીરે આરોગ્ય છે. ફિકરચિંતા રાખવી નહિ. સુખનું શું કામ પૂછોછો? નિર્દય ઝાલારાણીના ચલણમાં બાપડી શોકને સુખ કેવાં? બળતામાં તમે વળી ઘી હોમ્યું.

જગ.—મેં શું કીધું! મારો શો વાંક છે?

દયા.—રંડાપા સરખી અવસ્થામાં તમારા જેવા એકના એક રત્નપુત્રનો વિયોગ નહિ સાલે?

જગ.—હું તો માજીની આજ્ઞા લઈને નિકળ્યો છું. પરદેશ નીકળ્યા વગર બીજો મારો છૂટકબારો શો હતો!

દયા.—એ વાત બરાબર; અને સોળંકી રાણીએ તમને આજ્ઞા પણ એજ વિચાર ઉપરથી લાચારીએ આપી છે. પણ, કુંવર, બુદ્ધિ અને માયાનાં રાજ નિરાળાં છે. બુદ્ધિ તો ઘણુંએ કહે કે આમ કરવું; આનો શોક ન કરવો; પણ હૃદય તેને ન ગણકારતાં પોતાના ધર્મ પ્રમાણેજ ચાલે છે. કુંવર તમે જનેતાનું હેત કેટલું છે તે જાણો છો?

જગ.—હું નહિ જાણું, તો કોણ જાણે ? મારી મા જેવી હેતાળુ કોની મા છે ? જગતમાં જનેતાનું હેત એક અલૌકિક વસ્તુ છે. કેટલું એ કો'નાથી કહેવાય ? અપાર, અપાર, માડી તારૂં તો હેત !

દયા.—ત્યારે આ અપાર સમુદ્રનો પાર બુદ્ધિની સાંકળથી કહાડવાનો વ્યર્થ શ્રમ છોડી દો. રાણીજીની આંખમાંથી આંસુ સુકાતાં નથી; ભોજન સમે રડ્યા વગર એક દહાડો જતો નથી; અને ત્યારે જમે છે શું ? ઉદાસીમાં કોળીઓ મોં આગળ રહી જાય છે, અને નજર ઉંચી થીર. માત્ર એક આશાએ જીવને ધીરજ આપે છે.

જગ.—રાજાજીની અપ્રીતિ ટળે એવું કાંઈ છે ?

દયા.—ના, એનો તો કાંકરોજ કહાડી નાખ્યો છે. આશા માત્ર તમારી, કે તમે કોઈ દહાડો નામ વધારી એમનાં દુઃખ ફેડશો અને કૂખ વખણાવશો.

જગ.—હા હા, મા, હું એમ કરીશ. કર્તા હર્તા તો ઇષ્ટદેવ, પણ જો કોઈ રાજાની સેવા મળે, તો સંગ્રામમાં પાછી પાની હું કરનાર નથી. જીવ જશે, પણ હે માજી, સોળંકી રજપૂતાણીની કૂખને લાંછન લાગવા દઈશ નહિ. પછી બીજું તો આપણા હાથમાં નથી.

દયા.—સાબાશ ! રજપૂત બચ્ચા સાબાશ ! આવા શૂરપણે રાજ મળ્યા વિના રહેનાર નથી. વળી તમારા ગ્રહ કેવા સારા છે ? તે તેનું ફળ આપ્યા વગર કેમ રહેશે ?

જગ.—મારા મોઢા આગળ ગ્રહની વાતો ન કરો. પેલા કાળજીભા જોશીએ મારી જન્મપત્રિકા રાજસભામાં વાંચી, તે દહાડાથી મારા ઉપર દુઃખનો વરસાદ વરસવા માંડ્યો છે.

દયા.—ક્ષત્રી થઈને બ્રાહ્મણને કાળજીભો શીદ કહો છો ? તેણે બિચારાએ તમારૂં શું બગાડ્યું ? બાપડાએ ઉલટી વધામણીની તો વાત કહી હતી.

જગ.—એ વધામણીમાંથીજ મહોકાણ નિકળી તો ! એવા ગ્રહ સારા સાંભળ્યા કે ઝાલારાણીને ખાર આવ્યો, અને મારો કેડો લેવા માંડ્યો, તે હું મરીશ ત્યાં લગી છોડવાની નથી.

દયા.—મરેની તે પાપણી જાતેજ ! એવું શું બોલો છો ? ભાઈ, મનમાં ઓછું નહીં આણવું—અમ સરખા ગરીબોને ઘેર એ બાયડી

હોય છે, તો અનુમાનીતીનાં છોકરાંના ભોગ લાગે છે તો પછી રાજદરબારનું શું કહેવું!

જગ.—અરે દયાળ, મારે માથે આટલી ઉમરમાં દુઃખના ડુંગર વળ્યા છે, તેનો પાર નથી. નામ તો રાજાનો દીકરો અને ઘરમાં પૂરૂં ખાવાનું પણ ન મળે; ચીંથરાં સરખાં વસ્ત્ર; અને ઘરેણાનું તો નામજ નહિ લેવું. દરબારમાં જાઉં, તો કોઈ મારા સામું આડી નજરે પણ જોય નહીં; બેસવાનો ઠામ ન આપે; અને ત્યાંનું હલકું માણસ પણ બોલવા જાઉં તો તરછોડી નાંખે. પિતાજીના મનમાં થોડુંએક વહાલ તો છે, પણ ઝાલારાણીના ધાકે મારી તરફથી લગારે બોલે નહિ.

દયા.—બળ્યું એવું અધુરૂં હેત! તે દહાડે તમને આવો સારો શિરપાવ આપીને પાછો પેલીની શીખવણીએ છીનવી લીધો, તે દહાડાથી મારી આંખમાં તરસ ભરાયો છે.

જગ.—એવું તો હજારો વાર થયું છે. અરે! મારા દુર્ભાગ્યનો કાંઈ કાંઠો નથી!

દયા.—હા, બાપુ, તેં જન્મીને જરા પણ સુખ જોયું નથી, પણ તારાથી એ બાપડી સોળંકી રાણીએ બહુ દુઃખ વેઠયાં છે, અને હજીએ પ્રભુ કરશે ત્યારે તેનાં દુઃખનો તો છેડો આવશે.

જગ.—એજ મારા મનમાં હરઘડી સાલ્યા કરે છે. અરે, મારી રાંક મા, તું તો દુઃખમાં બધી ડુબી ગઈ છે. હું ખરેખરો પાપી સ્વાર્થી છું, કે આ એક કટાર વેચવી પડી તેમાં આટલો બધો શોક કરતો હતો.

દયા.—એ શું કહોછો. કુંવર? કટાર ક્યાં ગઈ?

જગ.—વાણીઆની દુકાને. પેટને ભાડું આપ્યા વગર કંઈ ચાલે?

દયા.—શિવ! શિવ! આ દહાડો ક્યાંથી આવ્યો, કે રાજકુંવરને કટાર વેચી પેટ ભરવું પડે છે? આટલી બધી દુર્દશાનો તો મને વિચાર પણ નહોતો. ઘેર હજારો કારભારી જેના બાપને આધારે લક્ષાધિપતિ થઈ જાય છે, તેના છોકરાને શેર દાણાના સાંસા પડે છે. ધિક્! ધિક્! એ બાપને! બળ્યો એ પૈસો!-બળ્યું એ રાજ!-બળી એ બુદ્ધિ!-બળી એ સઘળી ગાંડી ઉદારતા!

જગ.—રાજપિતાનો એટલો બધો વાંક નથી. એમનાં મનમાં કાંઈએક હેત છે ખરૂં, પણ પેલીની આગળ ચાલતું નથી.

દયા.—જા, જા, બાપનો જૂઠો પક્ષ ન કર. પુરૂષમાં દમ હોય તો રાંડ જાતની તાબદ શી છે? એમનામાં દમ નથી એજ મોટો દોષ. જેમ કોઈ રાજા અતિ કોમળ મનનો હોય, તથાપિ જો તેના આળસને લીધે કારભારીઓ પ્રજાને પીડા કરતા હોય, તો તે રાજા મહાપાપી ગણાય છે; જેમ કોઈ સ્ત્રી માયાળુ છતાં પોતાના બાળકોને દુર્વ્યસનમાં પડવા દે, તો તે પાતકી કહેવાય છે; જેમ કોઈ ધર્મગુરૂ જાતે મહાવૈરાગ્યવાન, પણ પોતાના શિષ્યોને નિરંતર ઉપદેશ કરી પાપ કર્મમાંથી પાછો વાળતો નથી, તો તે અઘોર નર્કનો નિવાસી થાય છે તેમ જે ગૃહસ્થાશ્રમી પોતાનાં સ્ત્રી પુત્રાદિક ઉપર યોગ્ય અધિકાર ન ચલાવતાં તેમને ઉન્મત્ત થવા દે છે, અને એક બીજાને ઉપદ્રવ કરતાં અટકાવી શકતો નથી તે મહાપાતકી અનંતકાળ લગી જમનો ચોર થઈ રહે છે; આવું શાસ્ત્રનું વચન છે અને તે ખરૂં છે, કેમકે રાજા ગમે તેવો દુષ્ટ હોય તોપણ રોજ થોડાં માણસનેજ દુઃખ દઈ શકે છે; પણ રાજામાં આલસ્યનું જોર વધ્યું એટલે તો લાખો દુષ્ટ રાક્ષસો પ્રજાનું રૂધિર ચૂસવા ઉભા થાય છે.

જગ.—એ વાત તમે યથાર્થ કરતા હશો પણ મારૂં મન માનતું નથી. અરે બાપડા મારા બાપને આટલો બધો દોષ બેસે છે? વારૂ ત્યારે દુષ્ટ ઝાલારાણીની તો એથી પણ ભુંડી ગતિ થતી હશે?

દયા.—ના, ભુંડી તો ખરી, પણ એથી ઉતરે.

જગ.—વા! એ તો નવાઈ સરખું છે. શાસ્ત્રમાં હોય, તો ખરૂં તો હશેજ.

દયા.—નવાઈ કંઈ નથી. સિંહને તો માણસ મારવાનોજ ધર્મ છે, પણ ક્ષત્રીપુત્ર તેને મરવા દે, તો પોતાને માથે હત્યા લે.

જગ.—શું સાવકા ઓરમાઈનું લક્ષણ સિંહના સરખુંજ?

દયા.—કુંવર એવું મેં બહુ જોયું છે અને સાંભળ્યું છે. તે ઉપરથી નિશ્ચય કીધો છે, કે ઘણી રાણી કરવાનો ધારો જુનો છે, અને એ વડે રાજાની શોભા છે ખરી, પણ જતે દહાડે વિષનાં ફળ નઆાં વગર રહેવાનાં નથી. પછી એકેકનાં ગળાં કાપીને, કે પછી ગુપ્ત રીતે ઝેરના પ્યાલા પાઈને કે પછી માંહોમાંહે કુસંપ વધારીને, રજપૂતો નાશ પામવાના છે. ખરે, કોઈના શ્રાપના યોગે એ ધારો રજપૂતોમાં આટલો બધો પ્રસર્યો છે.

જગ.—ખરૂં કહો છો; પણ ધિક્ તે રજપૂતને કે જે એવા કજીઆ ઉપરથી કુળના શત્રુ જોડે મળી જશે.

**દયા.**—કુંવર, દ્વેષ બહુ ભુંડો છે. એનાથી જેટલી ખરાબી થાય છે, તેટલી લોભથી અથવા સ્વાર્થથી થતી નથી. ચાલો, હવે તમારા સમાચાર કહો. હોનાર પદાર્થ આગળ કોઈનું ડહાપણ ચાલતું નથી; શોચના કરવી તે નકામી.

**જગ.**—હા, ચાલો, પેલીકોરે કુવો છે, ત્યાં રસોઈપાણી કરવા માંડીએ અને વાતો ચલાવીએ.

**દયા.**—રાખો, હું એક વસ્તુ માગવા આવ્યો છું; તે આપવાની હા પાડો, તો તમારૂં ભોજન જમું.

**જગ.**—મારી મશ્કરી શીદ કરે છે? મારામાં આપવાની શી શક્તિ રહી છે?

**દયા.**—હું આવે સમે મશ્કરી કરૂં એવો નથી; તે તમારાથી અપાય એવું છે.

**જગ.**—અરે, પરમેશ્વર? હું શું જવાબ દઉં? ભાટને ના કહેવી પડે છે! નવાણું ત્યાં ભર્યા સો-એ માગવા ગ્યોગ્ય છે. કહે તારી શી ઇચ્છા છે; મારાથી અપાય એવું હોય તો બેલાશક લઈલે, પૂછવા રહેતો નહિ.

**દયા.**—(મહોરની કોથળી કહાડીને) આટલું તમારી પાસે મૂકી છાંડો; માગું, ત્યારે પાછું આપજો-ના કહેતા નહિ; તમે કોલ આપી ચૂકયા છો.

**જગ.**—એને હું શું કરૂં? કોઈ વાણીઆને ઘેર મૂક, કે જાય નહિ અને વધે.

**દયા.**—મારે વધારવા નથી. કુંવર, એ વાતમાં તકરાર નહિ કરો; મેં તમને બાળપણથી રમાડ્યા છે, તેનું કાંઈ પણ હેત તમારા અંતરમાં હોય, તો મારો બોલ પાછો ફેરવતા નહિ.

**જગ.**—જુઠાં બહાનાં શીદ કહાડે છે? હું તારો હેતુ સમજ્યો. મારા દયાળભાટ, તને મારી અવસ્થા જોઈને દયા આવે છે, અને સાબાશ! મારે અર્થે તું તારી બધી કમાઈ ખોવા તત્પર થયો છે. ધન્ય છે તારા જીવને! પરમેશ્વર તારૂં ભલું કરશે! અરે, પણ શિવ! શિવ! મારે છેક આવો દહાડો આવ્યો કે મને ભાટ દાન આપવા આવે છે?

**દયા.**—કુંવર, આડું કયાં કૂટો છો? આપી કોણ દે છે? વાણીઆને ત્યાં કટાર મૂકી, ત્યારે તેના નાણાં કેમ ખપ્યાં? હું પણ તેમ ધીરૂં છું.

જગ.—તેને માં તો જીવથી વહાલી વસ્તુ અડાણે મૂકી પછી લાજ શાની ? એતો વ્યવહાર.

દયા.—તેમ હું એથી પણ ભારે મોંઘી વસ્તુ અડાણુમાં માગું છું.

જગ.—મારી પાસે શું છે ? આ જીવ રહ્યો છે તે લે.

દયા.—ના, ના, કુંવરજી બધું ગયું તો શું થયું ? તેમાં કંઈ વિસાદ નથી; હજી ક્ષત્રીવીર્ય અને ક્ષત્રીવચન રહ્યું છે—એટલે એ વડે બધું છે. હું તમારૂં વચન અડાણુમાં માગું છું. ક્ષત્રીનું વચન, અને બીજાના કરોડો રૂપીઆની મિલ્કત એ બરાબર છે.

જગ.—બસ, શબ્દચાતુરી જાણી, સીધી વાત કરો. તમારી પાસે કેટલી પુંજી છે ? તમારા કુટુંબને દુઃખી કરી હું જીવવા ઇચ્છતો નથી.

દયા.—એ પૂછવું તમને ઘટતું નથી—કોઈ ઘરની પુંજી કહે ?

જગ.—બસ, યાર, પગે લાગીને કહું છું કે એમ આડું આડું નહિ બોલો. જો વચમાં પડદો રાખીને વાત કરો, તો મારા સમ.

દયા.—એમજ ? અંતે એપર આવ્યું ? ત્યારે ભાઈ સાંભળ. ભાઈ તું નાનો હતો તે દહાડાનું મારૂં તારા પર હેત. હું તને રોજ રમાડતો; તું મોટો થવા લાગ્યો, ત્યારે તો મારો જીવ તારા ઉપર એટલો લાગ્યો, કે રોજ ઘણીવાર તને જોયાવગર કળ પડે નહિ. રાજાજીને મેં ઘણીક જુક્તીથી બહુ બહુ સમજાવ્યા, પણ પેલી શંખણીને લીધે મારૂં ધાર્યું કંઈ ઘણું થયું નહિ. અંતે તો એવો વિનાશ નીપજ્યો, કે તમારે દેશવટો લેવો પડ્યો. મેં રાણીજી પાસેથી ખબર કહાડી તો માલમ પડ્યું કે તું વાટખરચી જેટલુંજ લઈને નિકળ્યો છે. વધારે એ બાપડી ક્યાંથી આપે ? હું, કુંવર, રાજાજી અને રાણીનો જુનો સેવક છું. તેમનું લૂણ ખાધું છે, તે શે અર્થે આવવાનું છે ! મારી પાસે જે છે, તે તેમનું આપેલું. અમારા જેવા ગરીબ અને વળી જાચક લોકોને એ બધા દ્રવ્યનો શો ખપ ? તથાપિ એક હજાર મહોર ઘરવાળીને આપી આવ્યો છું, તેમાં મારાં બચ્ચાંકચ્ચાં સારી રીતે પળશે. આ બે હજાર મહોર રહી તે તમને અર્પણ કરૂં છું. એ તો તમારા થોડા માસનો ખરચ છે, પણ મારી પાસે હવે એક કોડી નથી. બીજું મને તમારી સેવામાં રાખો.

જગ.—( ઉલટથી ગદ્દગદ્દ કંઠે ભેટીને ) માબાપથી એ તમારૂં વહાલ વધારે છે. પ્રભુ સેવક મેળવે તો ભવોભવ આવાજ મેળવજે. પણ—

દયા.—(સજળ આંખે) ભાઈ બાપુ, ભાટના સમ જો, હવે કાંઈ બોલો તો; રાજાજીની આણ જો, શ્રીમહાદેવ પૂછે જો. ભાઈ, જૂઠો આગ્રહ મેલ.

જગ.—હવે ના કેમ કહેવાય? ધન્ય છે તને! તેં પુન્યાધિપતિ રાજાઓને પણ હરાવ્યા. તે તો પૈસાના મદે કીર્તિ અર્થે નકામાં ધીતાળ થાય છે. તારા જેવી સાચી દાઝથી કોણ દાન કરે છે? મને ફરીથી ભેટવા દે. (ભેટે છે) દયાળ ભાટ, આજથી હું તમને બાપ પ્રમાણે ગણીશ.

દયા.—કુંવર, હવે હું સાચું કહું છું કે તમે મને પસાયતે ગામ આપ્યું હોય તેથી પણ વધારે મારા જીવમાં ટાઢક વળી.

વીરમતી નાટક.

---

# ગણપતરામ રાજારામ.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૪૮માં (સં. ૧૯૦૪)માં દસક્રોઈ તાલુકાના ગાણું ગામમાં રાયકવાળ બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો. તેઓ એક સારા કવિ અને ગદ્ય લેખક હતા એમ તેમનાં રચેલાં પ્રતાપ નાટકાદિ પુસ્તકો પરથી તેમજ તેમણે નિબંધોમાં મેળવેલાં ઈનામોપરથી માલમ પડે છે. તેમનાં રચેલાં પુસ્તકો-પ્રતાપ નાટક, ભરૂચ જિલ્લાનો કેળવણી ખાતાનો ઈતિહાસ (કાવ્યમાં), લીલાવતીકથા (કાવ્યમાં), લઘુ ભારત ભાગ ૧ થી ૫, વગેરે.

૧૭૪

## પ્રતાપ અને તેનો પરિવાર.

પ્રતાપ—(એકલો મન સાથે) રે રાજને રાખી સુખનો સ્વાદ ચાખી, શુદ્ધ દૂધ જેવા કુળમાં રાખ નાખી રહેવું, તે કરતાં આવા એકાંત વાસમાં ઘાસનાં મૂળીઆંના રોટલા ખાઈ જે કુળની પ્રશંસા વિશ્વામિત્ર સરખાએ કરેલી તે કુળમાં ધૂળ ન ભરાય માટે તેને આવા માણસના પગરવ વગરના સ્થળમાં રાખી રહેવું એજ ઠીક છે. કેમકે—

### શિખરિણી.

ગયું પાછું આવે પદ, સુખદ પૈસો પણ મળે,
ગઈ લજ્જા નાવે, કુળકલંક ચોંટયું નવ ટળે;

અરે હું બાપાને વિમળ કુળ જન્મી જવનનો-
લઉં ઓળો તો તે કુળ સુજશ ભાગે ક્વનનો !

રે ! જે કુળની પ્રશંસા કાળિદાસાદિક મહા કવિઓએ રૂડાં ક્વનમાં રચી સૂર્યવંશની શોભા સૂર્યના જેવીજ પ્રકાશિત કીધી છે; વાલ્મિકે જેનાં વખાણ પોતાની વીરરસ વાણીમાં વહાલ ધરી કીધાં છે; ને તેથી જે કુળ હજારો—રે, લાખો વરસથી કવિઓથી વખણાતું આવેલું છે; ભાટ ચારણો પોતાની ભભક ભરેલી ભાષામાં જેને વખાણવામાં પાછા પડયા નથી; એવા નર જે કુળે નીપન્યા, તેનો મહિમા પ્રતાપના વખતમાંજ પુરો થઈ, કવિઓને કાન ખોતરીને પણ કંઈ નોંધવાનું ન જડે, એ પ્રમાણે જે કુળના મહિમાનો નિર્મળ વહેતો વહેળો—રે ગંગા જેવી ગરવી કવિઓના ક્વનના મહાસાગરમાં જતી સરિતા, પ્રતાપના વખતમાં સુકાઈ જાય—રે ! સ્વર્ગે જાય, એમ શું થવા દેવું ? ! માણસે પોતાનો નેક ને ટેક છોડયો તો પછી તેણે શું રાખ્યું?

ઉપજાતિ—જો ટેક ત્યાગ્યો જન હોઈ જેણે,
સમૃદ્ધિ રાખી કદી ક્રોડ એણે;
તો નાક આ અંગથકી કપાવ્યું,
રાખી મૂછો મોટી શું એથી ફાવ્યું ?

રે, સૂર્ય કુળના તેજસ્વી રાજાઓએ પોતે જે જે ટેક લીધેલા તે તેમણે જીવ ગયે ત્યાગ્યા નથી, ને તેથી તેમનાં નામનો પ્રકાશ કાળનાં કાળાં વાદળ ફરી જતે પણ બંધ પડયો નથી; હરિશ્ચંદ્રે સત્યનો, રામે એકપત્નીવ્રતનો ને ભરતે ભ્રાતૃભક્તિનો લીધેલો ટેક ચારે દિશામાં ચારે જુગમાં ચહાવો છે. રે, જે કુળમાં ઈશ્વરના અંશાવતાર રાજા થઈ પ્રભુના અવતારરૂપે ગણાઈ પૂજન પામ્યા, તેની શાખાના સીસોદીઆ અદ્યાપિ સુધી એ કુળની શ્રેષ્ઠતા રાખતા આવ્યા છે, ને તેમણે માથું ગયે કોઈને માથું નમાવ્યું નથી, તેમનો વંશજ પ્રતાપ આ કરતાં વિશેષ આપત્તિ સહેવાને સમર્થ છે, પણ અન્યને—અરે ! તે વળી જવનને માથું નમાવવાને સમર્થ નથી. કારણ—

શિખરિણી—નમાવ્યા છે સૌને, રઘુકુળતણા રાજન રૂડે,
નમે તે બીજાને જવન સરખાને જશ બુડે;
જશસ્વી કુળે લૈ જનમ જશ ખોઈ રહું પદે,
ન એ સારૂં ધારૂં, કવિ પણ અકારૂં મુખ વદે.

(આથમતા સૂર્ય સામું જોઈ હાથ લાંબો કરી કહે છે.)

**શાર્દૂલવિક્રીડિત**—હે ભાનું નવ રક્ત થૈશ નમતાં, કાં કે વીતે શર્વરી—
તું ઊગીશ પ્રકાશ આપી જગને, શોભીશ પાછો ફરી;
આ ભાનુ—કુળ ભાગ્યહીણુ નરને કર્મે પડેલી નિશા,
કો દી હે રવિ! નાંહિ આંહિ મટશે દેખું અશું દો દિશા!

વળી હે જગત્ સવિતા!

ઘેરે રાહુ તને તથાપિ ચળકી તું સ્વલ્પમાં નીસરે,
આ ઘેર્યો પરતાપ આપ યવને ના કલ્પમાં નીસરે;
માટે હો રવિરાજ! આજ બનવું છે યોગ્ય રાતા મને,
તું કાં રક્ત થયો પ્રતાપ તર્જને! ના યોગ્ય એતો તને.

પણુ ઓ પ્રભાકર! મેં તારૂં કારણુ કળ્યું, કેમજે—

તારો વંશજ આજ લાજ મહિમા ખોવા વસ્યો ખો'વિષે,
રાતો તું રવિરાજ તેથી બનીઓ, ના બા'નું બીજું દીસે;
થાવું અસ્ત સમેનું લાલ ન ઘટે, એથી ઘટે છે કળા,
ડૂબીને મરવાનું એહ મહીં છે, કે'વાઇ ને આકળા.

રે, અસ્ત કાળે રાતા થવું એતો જળમાં અંતે ઝંપાપાત કરાવનારૂં છે; ને તેમ જાણીનેજ જો કે મારે લાલચોળ બનવાનો સમો છે, તથાપિ હું ધીરજ ધારી તેમ કરતો નથી.

રે, તારા વંશજને માટે તારૂં લોહી ઉકળતું હોય તો આવતી રાતના ચાર પહોર ચિંતા વિના ઘરમાં ગાળી જગતમાં અજવાળું કરવા માટે પગ ધરતાં—રે, રથે બેસતાં રક્ત થજે. કારણુ, ઉદય સમયનું રક્ત થવું શત્રુને સંતાપનારૂં છે, માટે હે તાત!

**માલિની**—ઉદય સમય આવ્યે અર્ક તું હોઈ રાતો,
પછી તુજ કુળશત્રુ, ઉપરે તાત તાતો—
બની કુળ સઉ તેનું બાળીને ભસ્મ કર્જે,
તુજ કુળ તમ આવ્યું ટાળીને ઠામ ઠર્જે.

(પ્રતાપસિંહ આ પ્રમાણે વિચારોમાં લીન થયો છે—એવે પડદામાં ચીસ પડે છે.)

ઓ બા!!! માલો બાઓ! માલો બાઓ!! માલો બાઓઓ—ઓ!!! એંએંએં!!!

(પ્રતાપ પડદો ખસેડી જુએછે તો કુંવરી ધુમસાણ કરી રહી છે.)

રાણી.—મારી બાપુડી! બા, છાની રહે છાની; તને બીજો બાબો કરી આપું; મારી સોની! મારી મીઠી! બાપ છાની.

નાની.—માલો બાબોઓ-ઓ! ઈ ઈ ઈ!!!

પ્રતાપ.—(રાણીને) કાં શું છે? દીકરીએ દમવા કેમ માંડ્યું છે? આ શું કકળાણ!

રાણી.—(નીચું જોઈ) કાંઈ નહિ.

પ્રતાપ.—નહિ કાં? એણે ખરેખરૂં ખળીઆણ મચાવ્યું છે ને! શા માટે આમ લાલચોળ બની બહાવરી પેઠે રડેછે?

નાની.—ઓ ભા! માલો બાબો-ઓ! એં એં!!

પ્રતાપ.—મારી માની! બાપ છાની (રાણીને) શું છે? આને રોટલો આપી રાજી કરો.

રાણી.—અરે! જે છોકરાંને દૂધ ને કૂર આપે ખુશી થતાં નહિ, તેને સૂકે રોટલે રાજી રાખવાનો દી આવ્યો, તો તેમાં પણ વિઘ્ન આવી પડ્યાં!!!

પ્રતાપ.—કાં એવું કાંઈ કૌતુક થયું શું?

રાણી.—અરે હા.

નાની.—ઓ ભા! મને ભુખ લાગી! બા મને બાબો ની આપતી! એં એં!

પ્રતાપ.—(રાણીને) શું કડકો ઢાંકવો ભૂલી ગયાં શું?

રાણી.—મહારાજ! મારે ભાગ્યે અવદશા આણવામાં ભૂલ ખાધી નથી! અરે નાનીને માટે રાખેલો ચીરી રોટલો બલાડું ખેંચી ગયું, ને હવે હમણાં નવો કરવાની કશી જોગવાઈ નથી!

નાની.—ઓ બાબજી! બા મને બાબો ની આપતી!

પ્રતાપ.—(સજળલોચન થઈ) મારી વહાલી! તું છાની રહે; હમણાં તને સારો મોટો બાબો કરાવી આપું છું. તારો નાનો બાબો છીબાળો થયો તો, તે કૂતરાને નાખી દીધો. આપણે એવો છીબાળો ગંદો બાબો કાંઈ ખવાય બા?

(કુંવરીનું આશ્વાસન કરી પડદો બંધ કરે છે.)

પ્રતાપ.—(પરિવારમાં અસરકારક ફેલાયલો ક્લેશ જોઈ આમ તેમ ફરે છે, ને) હે હરિ! તેં આજ દશા આણી!! રે હાય! હવે હું—

લલિત—કઠીણુ કાળજું શી રીતે કરૂં ! કઠીણું ક્લેશ દે-ખી ન હુ ઠરૂં;
નવ રહે હવે ધૈર્ય રોકીઉં, પુરણુ પાપ તે આવી પોકીઉં !
અવદશા અશી આવી ને વસી, વિપત્તિ વાતમાં ન્યૂન ના કશી;
સુત સગા મુઆ રણુ વિષે અરે ! તદપિ ટેક મેં ધારીઓ ધરે.
રખડતો થયો રાનને વિષે, તદપિ ના ડગ્યો કષ્ટથી કશે;
પૂરણુ પ્રાક્રમી જે પટાવતો, સમરમાં શમ્યા પણુ રહ્યો છતો !
શરીર કષ્ટ શે' આવતાં સહ્યું, જર જમીન ના પાસ કૈં રહ્યું;
રખડતાં કર્યાં રાણી બાળને, ઉર ભરી અરિ કેરી ફાળને.
હૃદય રીઢું સં-તાપ સહી કર્યું, મન મહાવ્યથા દેખી ના ડર્યું;
હમીરકુળના ટેક કારણે, તનુજ ટાંગીઆં વૃક્ષ પારણે.
કુર કમોદનો દૂધ લૈ જમે, શિશુજ તે લઈ રોટલો રમે !
અરર તેહમાં વિઘ્ન જે પડે, તનુજ ટુકડા માટ તે રડે ! !

(પરિક્રમણ કરતો થોભીને)

અરે ! હવે પ્રતાપના દુઃખની પરિસીમા આવી રહી ! રાજબાળકોને રોટલા માટે ટળવળતાં જોવાનો દી આવ્યો એથી હદ આવી રહી ! ! સઘળાં દુઃખ સહ્યાં એ સાચું છે, પણ હવે આ દુઃખ સહ્યું જતું નથી ! અરે મેં ધીરજ ધરવામાં પાછું વળી જોયું નથી, રાજ ખોયું, કુટુંબના માણસોને હમીરકુળને આળ ન આવે માટે રણમાં કપાઈ જતા નજરે જોતાં આંખમાં ત્રાસ ન આણ્યો; રે, તેથી હું ડગ્યો નહિ; કારણ, ક્ષત્રીઓ એટલાજ માટે જન્મે છે, એમ જાણ્યું. રે, રજપૂતનાં બાળ રણમાં માથાં મેલવાનેજ પ્રભુએ પેદા કર્યાં છે, પણ રોટલાને માટે રખડી મરવાને માટે નથી ! રણમાં પ્રતાપના કુંવર કપાઈ જતા જોવાને તેની આંખમાં ત્રાસ નથી, પણ તેનાં બાળકને રોટલાને માટે રડતાં જોઈ તેને મોટો ત્રાસ ઉપજે છે ! રે, એ કષ્ટના કોવાઢાથી તેનું વજ્ર જેવું કઠણુ કાળજું ચીરાઈ જાય છે ! ! ને તેથી તેના નામની માની લીધેલી ખોટી મોટાઈનો તેને ધિક્કાર આવે છે; ને તેને માટે ફાંફાં મારવાં ફોકટ છે એમ તે ધારે છે. રે ! આ જગતમાંની નામના ને મોટાઈ ખોટી છે ને તેને માટે મંડ્યા રહેવું ને ન ખમાય એવું દુઃખ સહેવું મિથ્યા છે. પ્રભુને જેને મોટાઈ આપવી હોય છે તેનેજ મળી શકે, ને જેની તે લેવા ધારે છે તેની કોટિ પ્રયત્ન કરે રાખી રહેતી નથી. માટે મારે ફાંફાં મારવાં ફોગટ છે. રે તેની ઇચ્છાવિના તરણું સરખું હાલતું નથી. તે તરણાનો

મેરૂ ને મેરૂનું તરણું કરે છે; રાજાને રંક ને રંકને રાજા કરે છે; તેને સૂર્ય વંશનો—રે! હમીરકુળનો મહિમા હવે પૂરો કરવો છે; ને જવનને જશ આપવો છે. માટેજ તે તેની તરફ થયો છે! રે; તેથીજ તેના પાસા સવળા પડ્યા છે; ને આ પ્રતાપે પાંખો વીંઝવામાં કસર રાખી નથી તોપણ તેના હાવ અવળા પડ્યા છે; માટે પ્રભુ જેની પક્ષમાં પેઠો છે તેનાથી વિરૂદ્ધ ચાલવે મારૂં શું વળશે? કાંઈ વળ્યું નથી, ને વળવાનું પણ નથી. (માથું ધુણાવી) બગડવાકાળ છે તે મારૂં રાખ્યું રહેનાર નથી; શી રીતે સુધરશે તે ઉંડો વિચાર કરી શોધતાં જણાતું નથી; કદી હું આ જંગલમાં પરિવાર સાથે પાર પડી ગયો તો તેમાં મારી શી મોટાઈ વધશે તે મને સૂઝતું નથી; ને એમાં મારૂં કશું પરાક્રમ જગતમાં જણાવાનું નથી; એક હાથે તાળી શી રીતે પડે! રે, મેં આભે બાથ ભીડવા જેવાં સાહસ કર્યાં, પણ તેથી કંઈ અજવાળું ન થતાં અંધારૂં દશેદિશાએ ફરી વળ્યું; તેથી હવે માત્ર નામના નિંદ્ય રાજપદનો અણછાજતો ટેક રાખી કશું મીઠું ફળ ચાખી શકવાનો નથી, માટે હરિએ જેને આ સમયે ઉંચું આસન આપ્યું છે તેને મળી ચાલવાથી દુઃખ દૂર થશે. રે જોઉંતો ખરો, કે રાજમદથી હદ મૂકી આગળ વધતો બાદશાહ બળાત્કાર છોડે છે?!

(પગ અફાળી આગળ ચાલતાં ને પરિક્રમણ કરતાં)

રે, તન મનની નબળાઈ માણસને કેવાં નીચ કર્મો કરવાને દોરે છે! આહા હા!! મેં જરા વારમાં મન સાથે કેવા ગાંડા ઘાટ ઘડ્યા! પણ રે, શું આ કહેણુ ખોટું છે? કે—

### દોહરો.

"સિંહમૂછ ભોરિંગમણી કરપીધન સતી નાર;
જીવ ગયે પર કર ચઢે," ત્યમ ક્ષત્રી-તરવાર.

જવન સામે બાંધેલી તરવાર જીવ સાથેજ જડાયલી છે; તેને છોડ્યેથી અત્યાર સુધીમાં જોડેલો જશ છૂટી પડશે, ને કાળી ટીલી કળીના અંત સુધી ભુંસાવાની નથી; માટે હિંમતના હથિયાર ને ધીરજની ઢાલ ધરી દુઃખના દળની પાર જવું એજ સિદ્ધ; ને એમાંજ સિદ્ધિ છે. હરિ સત્યને કાંટે આવી બેસશેજ!

પ્રતાપનાટક.

# મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બી. એ.

---

એમનો જન્મ નડીઆદમાં સને ૧૮૫૮માં સાઠોદરા નાગર જ્ઞાતિમાં થયો હતો. તેમણે સંસ્કૃત અને ફારસી ભાષાનો સારો અભ્યાસ કરી ઘણાં બોધદાયક પુસ્તકો બનાવ્યા છે. તેમનું મરણ સને ૧૮૯૮માં થયું હતું. તેમનાં બનાવેલાં પુસ્તકો ન્યાયકૌમુદી, રાજયોગ, અદ્વૈતમત, પ્રાણવિનિમય, બાલ-વિલાસ, ચારિત્ર, નારીપ્રતિષ્ઠા, એટલાં ગદ્યમાં અને આત્મનિમજ્જન પદ્યમાં છે. તેઓ એક મોટા સુધારક તરીકે પ્રસિદ્ધ થઈ ગએલા છે, અને તેમણે યોગનો અભ્યાસ કરી પાશ્ચાત્ય મેસ્મેરીઝમ સાથે તેને સરખાવ્યો હતો.

૧૭૫

## તરલાના તરંગ.

સ્થળ—કાન્તાનો ઓરડો.

( બારીએથી ચઢી ઉતરીને તરલા પ્રવેશ કરેછે. )

તરલા—(કાન્તાની પાસે જઈને ઉંચો શ્વાસ લેતી) ઉંઘે છે ! વાહ ! દૈવજ સહાય જણાય છે. એના ઉપર ઉંઘનો નિર્ભય તથા ગાઢ બુરખો ઢંકાઈ રહ્યો છે. નિરાંતે ઉંઘે છે. હે નિદ્રા દેવી !

વસંતતિલકા—થાજે સહાય મુજને પળવાર આજ,
કે સદ્ય થાય મુજ ઇપ્સિત સર્વ કાજ;
સાલે દીસે કઠણ કંટક કાઢું તાણી,
હૈયે ધણી ધીરજ ને કરતા, હું, આણી.

(હૃદયપર હાથ મૂકતી જરા દૂર જઈને) તું ધડકે છે કેમ ? તને શી અનિષ્ટશંકા થાયછે ! અરે મારૂં શરીર પણ ધ્રુજે છે. મારૂં હૃદય તથા હાથ આંખોને દેખી શરમાય છે. જે આંખે સદ્વસ્તુ જોઈ સદ્વિચાર સત્કાર્યજ કરતાં તેની સાથે રહી આજ વિપરીત કાર્યનો સંભવ થાય છે તેથી તું ડરે છે ! ! અરે આકાશમાંથી પણ પિત્રીદેવ ડોકીઆં કરી મને વારે છે !

હરિગીત—જા ચંદ્ર તું સંતાઈ નભમાં શીદ અહીં ઉભો રહ્યો,
તારા બુઝાઈ જજો સહુ નવ દેખશો કશુંએ તમો;
ભુત પ્રેત પિશાચ રાત્રિપ્રસંગ દેવ કરાલ તે,
સહુ આવી વસજો હૃદયમાં કરમાં વળી મારા હવે.

આકાશ પણ મારા કુકર્મથી ઝાંખું થવા માંડયું! (કાન્તા પાસે જઈ જોતી) આ ઉંઘતી ઉંઘતી પણ મારી મૂર્ખાઈને હસે છે. (દૂર જઈ) અરેરે આ કામ મારે શીદ કરવું જોઈએ. ના ના નહિજ કરૂં. અહીંઆંથી નાસી નીકળીને રખડી મરવામાં તોય શું સુખ છે? એક તરફ આ કામ અને એક તરફ આ મરણદુઃખપરંપરા એ બેમાંથી સારૂં તે તારૂં છે જીવ! ના ના પણ કાર્યમાં આટલે સુધી ધસ્યા પછી પાછા વળવું ખોટું છે. મારા સુખનો પ્રસંગ પરિપૂર્ણ કરવામાં આટલુંજ હવે બાકી છે. ખરેખાત નિર્ણય છે કે એ સતી હવે બળી મરશે, કરણનું તેમાં કાંઈ વળશે નહિ, પણ મારે તો વચમાંથી ફાંસ જશે, વાસ્તે ચાલરે સ્વાર્થ!

ઇંદ્રવજ્રા—તું પાંખ થા કાર્યની તીવ્ર વેગી, કે સ્વાર થા ને મૂંક ચિત્ત મારી;
કે થા પછી ધીરજ મુંજ હાથે; ને ચાલ આ શસ્ત્ર તણીજ સાથે.

(ધીમે ધીમે કાન્તાની તરફ જાય છે.) (માલાને નિહાળી,) અરે!

ઇંદ્રવિજય—આંખ કરી વિકરાળ કરાળ સુરક્ષણ આ કરતો અહીં ઊભો;
ખડ્ગ રહ્યું ઝળકે કરમાં, મુજને હણવા નયને મનસુબો;
દૃષ્ટિ કરૂં જવ હાર ભણી તવ એ ધસતો ઝટ ખડ્ગ ઉગામી,
ના કરૂં ના કરૂં હું કશુંએ તનમાં સહુ તર્ક ગયા મુજ વામી.

(નાસવા જાય છે; વિચારીને જોતી,)

નહિ, કંઇ નથી. મારા મનનીજ કલ્પના છે. ક્યાં છે હવે સુરસેન!! (કાન્તાની પાસે જાય છે. માલાને હાથમાં પકડી) રે દિવ્ય મૌક્તિક! તમે પણ ચુપ રહો. ચાલ કાતર!

અનુષ્ટુભ—છેદતાં ગ્રંથી આ વહેલી, સુખની શુભ દોરશું;
ભાગ્ય દોરી કશી બાંધે મારી, ચાલ વિચાર શું!!
અથવા કાપ તું એને સુખની મુજ દોરને;
સ્વર્ગનો દોર દે કાપી લલાટે લખ્યું તે બને.

અરે એ શાનો અવાજ થયો!! (નાસે છે) (બારીએ જઈ જોતી) ના ના! કંઈ નથી! મારા ચિત્તની અવસ્થાજ કાંઇક વિચિત્ર છે. સહજ પવન વાયાથી પણ તરત ભડકીને નાસે છે!! (પાછી જાય છે.) (કાતરને) ચાલ બહેન આ દુઃખથી છોડવ, હે સ્વાર્થ દેવ! હે ભૂત પિશાચ! સર્વ મારા હાથમાં બળ આપો! આ શસ્ત્રને ચલાવો!

**સોરઠો**—રે જીવ! બીકણુ રાંક, થરથરતું ધીમું પડી;
બાલભાવ સહુ છાંડ, એકજ વાર મનુષ્ય થા.
(એકદમ કાંપે છે, નાસવા માંડે છે.)

**અનુષ્ટુભ્**—નાસરે વેગથી વ્હેલો, પાય! કાં અટકી પડે!!
નિહાળી ન શકે ચક્ષુ, ફરી આ અપકીર્તિને!
(બારીએથી ઉતરીને જાય છે.)

**કાન્તા**—(સુતેલી છે ત્યાંથી ઉઠે છે એટલે મોતી વેરાય છે તેથી) રે દિવ્ય મુક્તા! તમે કેમ છૂટાં થઈ ગયાં!! (વિચારતી) પ્રાણનાથ પ્રાણુસહિત સ્વર્ગમાં પધાર્યા!! વાહ! ઈશ્વરેજ મારે વાસ્તે તેડું મોકલ્યું, (બેસી પડે છે, ધૂજવા માંડે છે.) હે કુલદેવી!

**વસંતતિલકા**—દો સત્ય ધૈર્ય સઘળાં પ્રિયપુત્રી અંગે,
વ્હારે ચઢો ત્રિશૂલ હાથ લઈ પ્રસંગે;
લો આજ આજ મુજને તમપાસ તાણી,
હાથે ઝલાવી ફરી દો પ્રિયનાથપાણિ.

(ઉભી થઈને કેશ છોડી નાંખી) હે પ્રિયપતિ! હે પિત્રી દેવ!

**વસંતતિલકા**—મારૂં ખરૂં સરવ સત્ય હવે બતાવું,
હ પિત્રાદેવ તમને મુજ હોમ આપું;
આવું છું રે પ્રિયપતિ તમ સાથ વ્હેલી,
છે રોમ રોમ પ્રકટી બળ દિવ્ય હેલી.

(ચાલતી) પતિ પછી સંસાર વ્યર્થજ છે. મારા જેવી સ્થિતિમાં વળી વિશેષે. મને તો હવે એમ લાગે છે કે,

**હરિગીત**—ઉંચી ઉડું હું સ્વર્ગભણી જળ થળ નમે નીચાં નીચાં,
ગાન સુણું શુભ કાનમાં મુજ અંગ સર્વ ગળ્યાં ગળ્યાં;
ઓ પ્રિયપતિ કરદ્વય પસારી ઉભા રહ્યા દઢ ભેટવા;
રે ચાલ ચરણ ઉતાવળો ક્યમ અટકીને ઉભો હવાં.

(એકદમ બહાર નીકળવા જાય છે. દરવાજો સજ્જડ બંધ દેખીને) ધિક્કાર છે સતીને અટકાવનાર દુષ્ટને! હે કુલદેવી મારા અચલ વ્રતના પ્રતાપથી આ દરવાજો તરત મને માર્ગ આપજો;
(દરવાજો ઉઘડી જાય છે એટલે કાન્તા બહાર નીકળી માર્ગમાં જાય છે.)

**કાન્તા.**

---

# દોલતરામ કૃપારામ પંડયા.

---

૧૭૬

## અમરસત્ર અને સંધિરાજ.

સંધિરાજ—( એકલો ) અહો! આ લોકોનો કેવો સંપ છે? સ્વભાવ જુદા, ગુણ જુદા, સ્વાર્થ જુદા, છતાં પણ સામાન્ય હિતમાં અંતર્કલહ વિસારી કેવા પરસ્પર સહાયભૂત થાય છે? સર્વથા મહાદેવી માયાવતીનીજ ખૂબી છે. બીજી તરફથી ધર્મપરાયણ કહેવાતા આર્યજનોમાં કેવો કુસંપ? અથવા કેવી અનૈક્યતા? આ–હું–સંધિરાજ, સમય સમજી, જાત વટાવી, વેશ ભજવી, હાએ હા કહી, અપમાન વેઠી, મારા જાતભાઈઓનું અનેક પ્રકારે રક્ષણ કરૂં છું; તોએ આર્યજનો તો કહે છે કે હું ફૂટેલો છું–ભ્રષ્ટ છું! અરે, મંત્રબળની ખરી કીંમત કોને છે? સર્વથા.

રોળાવૃત્ત—ગુપ્ત મંત્રમાં રહ્યા ગુણો બહુ વિધિ હિતકારી,
શીઘ્ર સાધ્યની સિદ્ધિ, ઋદ્ધિ થાએ પણ ભારી;
ગુપ્ત મંત્રથી કરે વિજય સ્મર મૃત્યુ વિધાતા,
રાજ્યતંત્રમાં મંત્રરહિત જન ગોથાં ખાતા.

પરંતુ ઉદ્રિક્ત અને શૂરવીર આર્યને મંત્રનો અવકાશ ક્યાં છે?

રોળાવૃત્ત—ધર્મ, સત્ય ને શૌર્ય, માતના સ્તનથી ધાવે,
ગળથૂથીમાં સ્નેહ, ટેક ધૃત, ને મધુ, આવે;
ચ’ડે માતનો રંગ સકળ સ્ત્રી રક્ષણ કરવા,
તે શૂરાને હોય મંત્રની ક્યાંથી પરવા?

ત્યારે તેમનો દોષ પણ કેમ કહડાય? ખેર જનાપવાદ ગમે તેમ હોય, તોપણ મારે તો સમયને અનુસરી સજ્જનનું રક્ષણ કરવું. ત્યારે હવે પવન કેમ વાય છે તેનો વિચાર કરૂં. અથવા, આવા નિપુણ પ્રધાનની સદૈવ સફલા રાજ્યનીતિ પરમાત્માની મોહિની સ્વરૂપ પેઠે ભસ્માસુર જેવા દુર્બુદ્ધિને તેને પોતાને હાથેજ ભસ્મસાત્ કરાવે છે, ત્યાં બીજો શો વિચાર કરવાનો છે?

(પ્રધાન આવે છે)

પ્રધાન—કેમ સંધિરાજ, શા વિચારમાં પડ્યા છો?

સંધિરાજ—આપને ધન્યવાદ આપવાના.

પ્રધાન—શાનો ધન્યવાદ? કંઈ કુશળ વૃત્તાન્ત છે?

સંધિરાજ—આથી બીજું શું કુશળ?

ગીતિ

મદન યમ-સદન પહોંચ્યો, અમર વિજય ને ધર્મ શર્મ પામે,
અધર્મ કાર્ય ઉઘાડ્યાં ભૂપ-નયન, ને પડ્યો ન શ્રમ નામે.

પ્રધાન—(મોં મલકાવીને) સંધિરાજ, એ તો હવે ઠીક, પણ મદનસિંહને ત્યાં જઈ આપ શું કરશો?

સંધિરાજ—જવું પડે એમ જણાતું નથી. કારણ,

વસંતતિલકા—જો સૂર્ય વૃષ્ટિ દઈ ને બહુ તાપ તાપે,
તો તાપની ઋતુ વિશે ફલ માત્ર આપે;
વર્ષાદ તાપ જ્વરને નહિ ગાંઠનારી,
સન્નીતિ સત્વર ફળી વચને તમારી.

કાં કે આ પાપીએ,

ગીતિ.

ભાર જવાના ભયથી, નિર્લજ તોયે સલજ્જ થઈ, છોડે,
આ સમયે, પરરામા, રમા, રમણ, મદ, ધૈર્ય ધર્મ જોડે.

પ્રધાન—(મંદ હસીને) શું બોલો છો? સરદાર, શરા લોક એમ નમ્યું આપશે; છંછેડાયલો નાગ તો ડસે છે, માટે સંભાળજો.

સંધિરાજ—

મંદાક્રાંતા—રંગે કાળો, વિષ વદનમાં ફુંકથી ભૂત ફાટે,
અંગે ફાળો, ચપલ ભરતો રાજ્ય-લક્ષ્મી લલાટે;
વામાસ્નેહે શિવશિર ચડી લોકને નાગ દંડે.
તેને નાથ્યો અકલ કલથી નંદ-આનંદકંદે.

તેમજ આપે આજ કર્યું છે. સર્વથા, બુદ્ધિનું પ્રાબલ્ય વધારે છે.

પ્રધાન—મને તો ધર્મનું પ્રાબલ્ય વધારે જણાય છે.

સંધિરાજ—એ પણ ખરૂં, પણ એકલા ધર્મથી શું થાય?

**બુદ્ધિવિજય.**

ધર્મ હતા પણ બુદ્ધિ ખરી ખરચી તવ ભીષ્મ સુયોધન હાર્યાં,
ધર્મ છતાં સ્થિર બુદ્ધિ જતાં, સુર વૃત્રથકી ફરતાં બહુ માર્યાં.
ધર્મ હતો પણ બુદ્ધિ વિના, બલિ વામનપાદ તળે ચગદાયા,
બુદ્ધ થયા વિષ્ણુ દેવજી ધર્મ ધરી ન તર્યાં જન ઇશ્વરમાયા.

( એટલામાં દોડતો દોડતો વિદ્યાધર શ્વાસ ખાતો ખાતો આવે છે. )

સંધિરાજ—કેમ વિદ્યાધર, આટલો ગભરાયો છે ?

વિદ્યાધર—અરે ભાઈ શું પુછો છો, પેલા અનુભવ વિનાના અમર મહારાજ—

પ્રધાન—શું કરે છે ?

વિદ્યાધર—અરે, એતો આખા રાજ્ય સાથે બાથ ભીડવા આવે છે.

સંધિરાજ—શું કરવા ?

વિદ્યાધર—પેલા ધર્મપાળની વાત જ્યારથી સાંભળી છે ત્યારથી તો ન કરો વાત—એના ક્રોધની કે વેગની, મહારાજ, હું તો થાકયો, હવે આપ એને નિવારો તો ઠીક, નહિતો કંઈનું કંઈ થઈ જશે.

પ્રધાન—( ઇષિત્ હાસ્ય કરીને ) તારૂં ન માન્યું તે અમારૂં કેમ માનશે ? વળી એ મોટા થયા.

સંધિરાજ—પ્રધાનજી, વર્ષમાં મોટાઈ શા કામની ?

એણે

વસંતતિલકા—દીપોત્સવી જરૂર જોઈ રૂડી પચીસ,
માર્યાં વરૂ, હરિણ સિંહ ઘણા મહીષ;
( પણ- ) સન્નીતિ જોઈ નહિ ને મન ના મરાયું,
તો કાર્ય સ્વાર્થ પરમાર્થનું ના સધાયું.

પ્રધાન—એણે,
સન્મિત્ર ધર્મતણું દુઃખ નથી ખમાયું,
છૂટું પડેલ ગજ-બાલક ધુંધવાયું.

વિદ્યાધર—સાથે એમ પણ કહોને કે,
"એળે ગયું સકલ અક્કલ સાથ આયું;"
( નેપથ્યમાં ) કૌટલ્યના કટકનું, નહિ થાય ફાવ્યું.

વિદ્યાધર—અરે મહારાજ, જુઓ જુઓ, એ તો આ આવ્યા કૃપાણ ખેંચીને. ( અમરસત્ર દૂરથી આવતો દેખાય છે. )

પ્રધાન—( જોતો જોતો ) અહો ! શો પ્રતાપ !

શાર્દૂલવિક્રીડિત—અંગેઅંગ વિભૂતિ ભવ્ય ભભકે, ફૂત્કાર ભારે થતો,
ગૌરીદ્રોહ થતાંજ શંભુ અરિને, સંહારવા ધાવતો;
કે લેઈ નરસિંહરૂપ હરિ શું, દોડે નૃશંસોભણી,
શોભા સૂર્ય સમાન આ અમરની શી ચંડ સોહામણી !

સંધિરાજ—

શાર્દૂલવિક્રીડિત—આ ફેંટો ફરકે યથા ત્રિભુવને, ફેલાય ધર્મધ્વજા,
શીળા પંકજલોચને અનલ શો દે આત્મભૂને સજા;
જાણી પાણિ-કૃપાણ પ્રાણ હરશે દિક્-સુંદરી નાસતી,
પૃથ્વી પાદપ્રહારથી ધમકતી, વીરો ધરી રાજતી.

( એટલામાં ઉપર કહેલે વેશે અમરસત્ર પાસે આવે છે તેને સામે જઈ વિદ્યાધર અટકાવે છે અને સંધિરાજ પાછળ જાય છે. )

અમરસત્ર—છટ્ જવા દે. કોણ છે તું મને રોકનાર ?

વિદ્યાધર—ક્ષમા કરો, આ મહારાજ સંધિરાજને જુહાર તો કરો.

અમરસત્ર—કોને જુહાર ?

વસંતતિલકા—જેણે કલંકિત કર્યો નૃપ દીપ્તિમાન,
"હા હા" કહી અધમ પાદ કર્યા પ્રણામ;
જે દૈન્ય દાસ્ય કરીને અરિ-કીર્તિ ગાય,
તેને જુહાર કરવા શિર ના નમાય.

સંધિરાજ—( પ્રેમયુક્ત તિરસ્કારથી ) જુહાર ન કરશો અને આગળ પણ ન ધપશો. આજ્ઞા માન્ય કરવી એ કનિષ્ઠનો ધર્મ છે.

અમરસત્ર—ધર્મરક્ષણ એ પ્રથમ ધર્મ છે. તો જોઉં વારૂ મને કોણ અટકાવે છે ?

વિદ્યાધર—હું—

ઉપજાતિ—અનેક બ્રહ્માંડ તણો અધીશ, અનાદિ ચિન્માત્ર અનંત ઈશ,
વિજ્ઞપ્તિ તે સેવકની સ્વીકારે, તેથી થયા શું ગજપુત્ર ભારે ?

મહારાજ, આ તો અભિમાન કહેવાય, અથવા મદોન્માદ કહેવાય. કરવું હોય તે કરજો પણ વાત સાંભળો.

**અમરસત્ર**—( જરા ખમચીને )

**રોળાવૃત્ત**—ધર્મપાળ નિર્દોષ ગ્રસ્ત જાણીને આજે,
રક્ષા કરતાં વાર કરૂં તો જણુતી લાજે;
બાહુકથી ન કપાય રાહુ તો શેના બાહુ,
દે મિથ્યા અપવાદ તેમને જકડી સાહું.

**સંધિરાજ**—પણ ધર્મપાળ છૂટા હશે તો ?

**અમરસત્ર**—હેં શું કહો છો ? વિદ્યાધર, ખરી વાત છે ?

**વિદ્યાધર**—નિરંતર તમારૂંજ હિત કરનાર તમારા પરમપૂજ્ય કાકાનું અપમાન કરી હવે પૂછો તેમનેજ. હું શું જાણું ?

**અમરસત્ર**—( સલજ્જ થઈને ) કાકા, અપરાધ ક્ષમા કરશો. મિત્રને અકારણુ આપત્તિ આવી જાણી આવેશમાં આપની અવગણુના થઈ તેની ક્ષમા આપશો. પરંતુ સત્ય કહો ધર્મપાળ બંધનમાં નથી ?

**વિદ્યાધર**—અહો !

## ગીતિ.

અનુચિત કર્મ કરીને, ક્ષમા માગવી, ટેક તજી, લજાવું;
તેથી ધીરપ સારી, શાણા વીરે ન ક્રોધ વશ થાવું.

**સંધિરાજ**—પ્રેમમાં અપરાધ કે ક્ષમાનો અવકાશ નથી, પણ ભાઈ જરા વિચાર કરો. પૂછપરછ કરો. છેક વંટોળીઆ જેવો વેગ રાખવો એ શુદ્ધ શૌર્યને દૂષણુ છે.

**અમરસત્ર**—( સલજ્જ )

**સોરઠો**—દોષાકરમાં દોષ, જયમ શોધો ત્યમ લાધશે,
શિર ધારે, પણ રોષ, મહેશ, લેશ કરે નહિ.

**સંધિરાજ**—તેનું કંઈ નથી, પણ આ ટેવ હવે મુકી દ્યો. આપણી ઇચ્છા પ્રમાણે સદા થઈ શકતું નથી. અપાયનો ઉપાય કરવો, પણ ધૈર્યથી કાર્ય કરવું. એક રાતમાં શું ખાડું મોળું થઈ જાય ? એક દિવસ ધર્મ બંધનમાં રહે તેથી શું તે પાતળો થઈ જવાનો—

**અમરસત્ર**—( પુનઃ આંખમાં રોષ ભરીને ) ત્યારે શું એ છત્ર અકારણ બંધનમાં છે ? નિશ્ચય માનજો કે,

### ગીતિ.

ધર્મવિરોધી સત્વો, યુદ્ધ હરવી કરૂં કબજ સેંજ;
વૈરોત્શ્વાસ કરીને, શ્વાસ વિશે લઉં અધર્મનું તેજ.

**પ્રધાન**—( દૂરથી ) તથાસ્તુ. અમર, કેમ વેગે ચહડ્યા છો ? અહીં આવો. ( આંખ જરા કરડી કરે છે. )

**અમરસત્ર**—( પાસે જઈને ) પ્રણામ કરૂં છું, શિરશ્છત્ર. અપરાધ ક્ષમા કરો.

**પ્રધાન**—ક્ષમા કરવાનું કંઈ નથી. ધર્મની મૈત્રીથી તેની આપત્તિમાં તમારા ક્રોધ અને શૌર્ય સ્થાને છે; પરંતુ વડીલનાં વિશ્વાસ અને માન રાખવા શીખો.

**અમરસત્ર**—આર્ય, આપનો તો વિશ્વાસજ છે.

**પ્રધાન**—તો કેમ ઘેરથી આવ્યા ? આ ઉઘાડો કૃપાણ શો ? આ પ્રચંડ વેશ શો ? આ ઉદ્ધત ભાષણ શું ? આવી ક્ષુદ્ર સહાયવિના કાર્યસિદ્ધિ નથી કરી શકતા ?

**અમરસત્ર**—( સલજ્જ ) એટલીજ અપૂર્ણતા અને બાલિશતા.

**પ્રધાન**—એ વાત જાણીને પણ આમ કોઈની સંમતિ લીધા વિના અથવા વડીલનો તિરસ્કાર કરી, રાજ્યનું અપમાન કરવા તૈયાર થયા. ધીર ગંભીર ગજસિંહના કુંભસ્થળનું મોતી, પાણીવાળું છતાં ડાઘયુક્ત જોઈ ખેદ કોને ન ઉપજે ?

**અમરસત્ર**—( સલજ્જ પગના અંગુઠાથી જમીન ખોતરતો ) આપ પિતાજીને ઠેકાણે છો; ડાઘ ધોવો એ આપનું કર્તવ્ય છે. સેવક આધીન છે.

**પ્રધાન**—તો સાંભળો, ભૂપાલ કોણ છે ?

**અમરસત્ર**—આર્ય, જનમંડળની સત્તાનું, પ્રતિષ્ઠાનું, સમૃદ્ધિનું, સુખનું, અને સ્થિતિનું સાક્ષાત્ સ્વરૂપ છે.

**પ્રધાન**—તે પૂજ્ય છે કે નહિ ?

**અમરસત્ર**—છેજ. પણ રાજ્યમાં થતા દોષ સુધારવા.

**પ્રધાન**—તમારા ગુણદોષ તમે સમજી શકો છો? સમજી શક્યા?

**અમરસત્ર**—જી ના.

**પ્રધાન**—તો તમારા જેવા અને વિરૂદ્ધ સ્વભાવના અનેક પ્રકારના જનમંડળથી ભરેલા આ સામ્રાજ્યના ગુણદોષ કેવી રીતે જોઈ શકશો?

**અમરસત્ર**—( શરમાઈ ) ક્ષમા કરો.

**સોરઠો**—ભરવાને આકાશ, ધોવા અંબુધિનો મળ,
ગાંડી ધરતો આશ, ડાઘ સૂર્યમાં શોધવા.

માટે હવે આજ્ઞા કરો.

**પ્રધાન**—જુઓ, સાંભળો. તને,

**ઇંદ્રવિજય**—વીર સુધીર કરી તતબીર સુયુદ્ધ કરી મૃત શ્યાલ કર્યો છે,
તે સુણી ભૂપતિ હર્ષ ધરી અતિ, સૈન્યતણો પતિ આજ કર્યો છે.

**સહુજણ**—( આશ્ચર્ય પામી ) શું? શું? ( સ્તબ્ધ બની જાય છે. )

**અમરસત્ર**—( ગદ્‌ગદ થઈ ) ત્યારે શું ભૂપાલ સર્વ વાત જાણે છે?

**પ્રધાન**—

ચક્ષુ હજાર વિશુદ્ધ ઉદાર નૃપાળ થકી કશું રહે ન અજાણ્યું,
દર્દુર કૂપ તણો થઈ તેં વણ કારણ શૌર્ય અને વપુ તાણ્યું.

**સંધિરાજ**—પ્રધાનજી, આ શું કહોછો! કહો, કહો, અથેતિ વાત કહો. આ ગાંડા અમરને ઠપકો પછી દેજે. અપકારને બદલે ઉપકાર! મહારાણીનું પણ ન ચાલ્યું? કહો શી રીતે જાણ્યું? કેમ થયું?

**પ્રધાન**—

**રોળાવૃત્ત**—દૂધ અને જળ તણી પરીક્ષા હંસો કરતા,
જડ ચેતનનાં તત્વ પરમહંસો મન ધરતા;
શઠ દંભી ને શુદ્ધ જનોને નૃપ જાણે છે,
મનુષ્ય-રત્નો તણો પરીક્ષક એકજ એ છે.

**અમરસત્ર**—મહારાજ, શંકાનું સમાધાન કરવા આપ સમર્થ છો, તો અયોગ્ય પ્રશ્ન જાણી ઉપહાસ ન કરતાં ઉત્તર આપશો; પ્રશ્ન એજ કે આવા સર્વજ્ઞ અને ગુણજ્ઞ ભૂપાલના રાજ્યમાં અધર્મ અને અન્યાયનું પ્રબળ કેમ વધે છે?

**પ્રધાન**—ઇશ્વરકૃત સૃષ્ટિમાં એમ કેમ થાય છે?

**અમરસત્ર**—સમજ્યો મહારાજ; પણ હવે અવિવેકનો દંડ દેવો યોગ્ય છે.

**પ્રધાન**—આથી બીજો શો દંડ !

**શાર્દૂલવિક્રીડિત**—અકાર્યે ધરી વેગ લજ્જીત થઈ બોલ્યું અબોલ્યું કર્યું,
સ્વીકાર્યું અવિનીત હુંપદ, દીઠું કૌશલ્ય દોષે ભર્યું;
પશ્ચાત્તાપ કરી ગ્રહી નમિત તેં શિક્ષા અને સન્મતિ,
આથી દંડ-પરંપરા અવર શી દે મંત્રી કે ભૂપતિ !

માટે અખંડ ભૂમંડલૈકચૂડામણિ મહારાજાધિરાજે મોકલેલું સેનાનાયકના અધિકારનું દર્શક લે આ શસ્ત્ર, અને સજ્જ બની થા રાજ્યસેવામાં તત્પર.

**અમરસત્ર**—ઉપકારથી પરાજીત થએલો હું આટલો બધો ભાર સેવાને યોગ્ય નથી, તેમ અધિકારની સ્પૃહા વિના રાજ્યનાં ધર્મ્ય કાર્ય કરવા અને કરાવવા સેવકે તન મન અને ધન સમર્પણ કરેલાંજ છે, તો આથી વધારે શું ?

**પ્રધાન**—અધિકારની સ્પૃહા ન ધારે એવાં વિરલ જનનેજ અધિકાર આપવો ઉચિત છે. જેની સર્વ સમર્પણ કરવાની શક્તિ છે તેજ સત્તા જીરવી શકે છે. આ અધિકાર તમને આપ્યાથી વધારે એટલું કે શિર ઉપર ભાર આવવાથી ઉદ્ધતતા જશે અને અનુભવ આવશે.

**અમરસત્ર**—તો આજ્ઞા માન્ય કરૂં છું. (અમરસત્ર શસ્ત્ર લે છે.) બીજી કંઈ આજ્ઞા ?

**પ્રધાન**—હા, ભૂપાલે કહેવરાવ્યું છે કે;—

**રોળાવૃત્ત**—રાજ્ય તણો જયસ્થંભ થઈ જનને મન ગમજે,
દુશ્મન સામે સિંહતુલ્ય હણવાને નમજે.
ધરી બાપનું ધૈર્ય બિરદ રણમાં સાચવજે,
કરી ધર્મનો સંગ કીર્તિનાં સુખ અનુભવજે.

**અમરસત્ર**—જેમ આજ્ઞા.

(સર્વ જાય છે)

(અમરસત્ર નાટક.)

---

# દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.

રા૦ સા૦ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર જે. પી. નો જન્મ ઇ. સ. ૧૮૩૭ (સંવત ૧૮૯૩)માં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં થયો હતો અને મરણ સને ૧૯૦૨માં થયું હતું. તેઓ કચ્છના રાવશ્રીના વિદ્યાગુરૂ અને એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હતા. તેમણે બુદ્ધિવર્ધક માસિકના તંત્રી તરીકે પણ કાર્ય કરેલું છે. કાળીદાસકૃત અભિજ્ઞાન શકુંતલા નાટકનું ભાષાંતર તેમણે ઘણું સારૂં કરેલું છે.

૧૭૭

## કન્યાવિદાય.

ક.—(શકુંતલા ભણી જોઈને દુઃખી થઈને કહે છે.)

નારાચ.—શકુંતલા જવાથી આજ દુઃખી દીલ થાય છે,
હવે ન અશ્રુ દૃષ્ટિ ઝાંખી, કંઠ તો રૂંધાય છે;
સનેહદુઃખ થાય વંનવાસિને મને અતિ,
થતી હશે શી ગૃહસ્થની સુતાવિજોગથી ગતિ.

(એમ કહીને આણીમેર તેણીમેર ફરે છે.)

બેઉ સ.—અલી શકુંતલા, ઘરેણાં ગાંઠાં તો ઘાલ્યાં, હવે સાડી પહેર અને તેપર ચુંદડી ઓઢ.

(શકુંતલા ઉભી થઈને વસ્ત્ર પહેરે છે.)

ગૌત.—બેટા આમ જો. જેની આંખમાંથી આનંદના આંસુ વહ્યાં જાય છે એવા જે આ તારા પિતા તે તને આલિંગન આપવા સારૂ પાસે આવ્યા છે, તેને પાયે લાગ.

શકું.—(શરમાઈને) પિતાજી પાયે લાગું છું.

ક.—(તેના મસ્તકપર હાથ મૂકીને) બેટા,

ગીતિ.—થા પતિને બહુ વહાલી, શર્મિષ્ઠા નૃપ યયાતિને જેમ,
થાઓ સુત તુજ પુરૂસમ, પૃથ્વીપતિ તેહને થયો તેમ.

ગૌત.—ભગવાન કણ્વ ઋષિ, એતો ખરે વરદાન થયું, આશીર્વાદ નહિ તો.

ક.—બેટા, આમ આવ. હવે હોમાગ્નિની પ્રદક્ષિણા ફર.

(સર્વે અગ્નિકુંડની પ્રદક્ષિણા ફરે છે.)

(કણ્વઋષિ કન્યાને ઋગ્વેદના મંત્રની ઢબ પ્રમાણે આશીર્વાદ આપે છે.)

### ભુજંગી.

થપાયા રૂડા અગ્નિ જે વેદી મધ્યે, પૂરે પાથર્યો દર્ભ સમ્મીધ હધે;
કરે પાપનો નાશ જે હોમ ગંધે, બચાવો તને અગ્નિવૈતાન સંધે.

બેટા, હવે તું ઉભી રહે. ( આમ તેમ જોઈને ) શાર્ગરવાદિક શિષ્યો ક્યાં છે ?

**શિ.**—( આગળ આવીને ) ભગવાન, આ અમે પાસેજ છીએને.

**ક.**—આ તમારી બહેનને લઈને જાઓ; તેને માર્ગ દેખાડો.

**શાર્ગ.**—આમ આવ, બહેન આમ.

(બધાં તેની સાથે નીકળે છે.)

**શકું.**—અલી પ્રિયંવદા, હું મારા પતિને મળવાને ગમે તેટલી આતુર થઈ છું, તોપણ, આ આશ્રમ છોડતાં મને એટલું દુઃખ થાય છે કે મારૂં પગલું ઉપડતું નથી.

**પ્રિયં.**—સખી, આ તપોવનના વિયોગથી તને એકલાનેજ દુઃખ થાય છે એમ નહિ સમજતી, પણ તારા વિયોગનો સમય પાસે આવવાથી એ તપોવનની પણ એવીજ અવસ્થા થયેલી દેખાય છે. કારણ કેઃ—

**ગીતિ**—નથી ગળતા દર્ભ મૃગો કલાપી દિલદુઃખથીજ નવ નાચે;
વેલી પાડે પાકાં, પત્રરૂપી આંસુ દુઃખે સાચે.

**શકું.**—(સંભારીને) દાદા, મારી લાડકડી બહેન જે વનજ્યોત્સ્નાની વેલ તેને જરા ભેટી આવું.

**ક.**—હા હા બા, તારૂં હેત એનાપર ભાંડુ જેટલું છે તેથી હું અજણ્યો નથી. તે પણ આ જો તારા જમણા હાથ ભણી પાસેજ આવેલી છે.

[વનજ્યોત્સ્ની પાસે જઈને]

**શકું.**—( લતાને કહેછે ) હે મારી વહાલી વનજ્યોત્સની, જો કે તારા પતિ આમ્રવૃક્ષની સાથે તું લપટાઈ છે, તોપણ તારી શાખાઓના હાથ આણીમેર કરીને મને એકવાર ભેટી લે, કારણ કે હું આજ દૂર દેશ જઈશ તેથી કદાચ પાછું તને નહિ ભેટાય. ( કણ્વમુનીભણી ફરીને ) હે દાદા, જેવી મારાપર તેવીજ આ મારી બહેન પર મમતા રાખતા જજો હો.

ક.—તમે બેય વિષે તો મને નિરાંત થઈ હવે મને ચિંતા રહી નહિ.

ગીતિ—ઉત્તમ વર શોધીને, પરણાવવા મુજ હતોજ વિચાર,
પૂર્વપુન્યથી દૈવે, બની ગયું તેહ સહજ નિરધાર;
આંબાના વૃક્ષતણી, દૈવે નવમલ્લિકાથી થઈ ભેટ,
તમ વિષે મને એણે, નચિંત કીધો ખરેખરજ નેટ.

બેટા, હવે અહીંથી રસ્તે પડ.

શકું.—(બેઉ સખીઓને) બહેનો, હવે આ વનજ્યોત્સ્નીની વેલની સોંપણ તમો બેઉને કરૂં છું—તમે એની સંભાળ રાખજો.

બેઉ.—અને અમારી સોંપણ કોને કરી જાયછે?

[ એમ કહી રડવા માંડેછે. ]

ક.—અનસૂયા, અરે પ્રિયવંદા, એમ રડોછ શું. તમારે તો શકુંતલાને ધીરજ આપવી જોઈએ—તેને બદલે ઉલટી તેને રડાવોછો?

[ એમ કહી સર્વ આગળ ચાલવા માંડેછે. ]

શકું.—દાદા, બીજું એક હું કહી જાઉંછું તે સંભારી રાખજો. તે એ કે, પેલી મારી લાડકડી હરણી ગાભણી હોવાને લીધે આશ્રમમાં ધીમે ધીમે ચરેછે, તે જ્યારે હેમખેમ વીઆય ત્યારે તેના રૂડા સમાચાર મને કોઈની સાથે કહેવરાવજો.

ક.—એ હું કદી વિસરીશ નહિ.

શકું.—(પાછળ તણાઈ હોય એમ કરીને પછવાડે જોઈને) અરે કોણ એ મારા છેડાતળે ભરાઈને આવે છે!

[ એમ કહીને પાછળ વળીને જોયછે. ]

કણ્વ—બાપુ! એ કોણ તેં ઓળખ્યું કે?

શાર્દૂલવિક્રીડિત—વાગી કંટક દર્ભનો ક્ષત મુખે હતું પડ્યું જેહને,
જેને ઇંગુદિ તેલ ચોળતી હતી રાખી મને ખંતને;
શામો તેં ખવડાવી દત્તક લઈ ઉછેરિઉં જેહને,
તે જો આ મૃગબાલ છોડતું નથી માનીજ જાણી તને.

શકું.—(તેના શરીરને પંપાળીને) બેટા, હું તો તારી સોબત છોડીને જાઉંછું તો પછી મારી પાછળ શું કરવા આવે છે? પાછો જા.

શિખરિણી—અહોન બાળા તારી, જનની અસવી તેવીજ અરે,
તને છોડી સ્વર્ગે, ગઈ મુજ કપાળે ધરી ખરે;
ઉછેર્યો મેં નિત્યે જતન કરી તારૂં હરઘડી,
તને આળી સાથે, રમતું ખુશી તેથી થતી વડી;
તને છોડી આજે, ગમન કરૂંછું હુંજ સમરે;
પુઠે મારી કેહે, હરખ ધરી આવેછે ક્યમરે;
ફરી પાછો જાની, અહીં થકો તું તો આશ્રમવિષે,
પિતા મારો તારૂં, જતન કરશે હર્ખી અતિશે.

[ એમ બોલીને રડતી રડતી ચાલવા માંડેછે. ]

કણ્વ—( શકુંતલાને ઝાલીને )

દોહરો—રડતાં રડતાં તાહરાં, નેત્ર ગયાં સૂકાઈ,
દડદડ વહેતાં આંસુથી, અંગ ગયું ભીંજાઈ;
પૂર પાંપણે બસ કરો, સૂઝે ન આંખે હાલ,
ઠોકર માર્ગ ઉંચે નીચે, નહિ તો ખાઈશ બાળ;
મોહપાશ તોડી કરી, કર તું શીઘ્ર ગમંન,
ચિતમાં નિત સંભારજે, સ્નેહે બંધુજન.

શાર્ગરવ—ગુરૂમહારાજ, સ્નેહીને જળાશય સુધી વળાવવા જવું એવો સંપ્રદાય છે, અને આ સરોવર કાંઠો છે માટે જે સંદેશો કહેવડાવવાનો હોય તે કહી અમને આજ્ઞા કરીને આપે આ સરોવર આગળથીજ પાછા ફરવું જોઈએ.

કણ્વ—ઠીક ત્યારે, આ ઉમરાના ઝાડની છાયા તળે આપણે જરા વાર બેસીએ.

[ એમ કહી ઝાડ તળે સર્વે બેસે છે. ]

કણ્વ—( પોતાના મનમાં કહે છે. ) દુષ્યંત રાજાને કેવો યોગ્ય સંદેશો કહેવડાવીએ ?

[ તેનું મનમાં ચિંતન કરે છે. ]

શકું.—એક કોરે મોં કરીને અનસૂયા સાંભળી શકે તેમ કહે છે ; સખી અનસૂયા, પેલું કૌતક જોયું કે !

ગીતિ—હરિ છે થઈ આડું, અજ્જતાણું પત્ર નાથને એહ,
ગાભરી થઈ આરડે તે કારણ ચકવાકી તો તેહ;
સહેવાતું નથી ક્ષણ પણ, વિરહતણું દુઃખ બાપડી તેથી,
ખેદ અતિશ ઉપજે છે, મુજ હૃદયે એવી તે નીરખવેથી.

અનસૂયા—બહેન, એવું જરાએ તારે મનમાં આણવું નહિ.

ગીતિ—એ પણ નિજ પતિવણ, દુઃખમાંહી લાંબી રાત ગાળેછે;
પતિકેરા સંયોગની, આશાએ દુઃખ એટલું સહેછે.

કણ્વ—અરે શાર્ગંરવ, શકુંતલાને આગળ કરી, મારૂં નામ દઈ રાજાને મારો સંદેશો આ પ્રમાણે કહેજે.

શાર્ગંરવ—જેવી આજ્ઞા મહારાજ.

કણ્વ—તેને એવો સંદેશો કહેવો કે:—

શાર્દૂલવિક્રીડિત—તું છે ઉંચ કુલીન સંયમધના છીએ અમો જાણજે,
પુત્રીએ તુજપ્રીત બાંધિછ સગાં વચ્ચે નથી માનજે;
તેથી રાણી બીજી સમાન ગણજે રે! ભૂપ તું એહને,
ભાગ્યાધીન ભવિષ્ય છે પછી સગાં, બોલે નહીં કોઈને.

શાર્ગંરવ—મેં સંદેશો સાંભળ્યો. એ પ્રમાણે રાજાને જઈને કહીશ.

કણ્વ—બેટા, તને પણ એક શિખામણ કહેવી છે તે કહુંછું. અમે સદા અરણ્યમાં રહીએ છીએ, તોપણ સંસારની રીતભાતથી અમે જાણીતા છીએ.

શાર્ગંરવ—મહારાજ, એવો તે કયો વિષય હોય કે જે તમસરખા જ્ઞાનવંતને જાણીતો ન હોય.

કણ્વ—બેટા તું તારા પતિને ઘેર ગયા પછી આ પ્રમાણે ચાલજે હો.

ચોપાઈ—મોટેરાંની કરજે સેવ, શોકશું ધરવી સખીસમ ટેવ,
પ્રીત ઉતારે જદપિ નાથ, કોપતી કદી નવ તું પતિ સાથ;
ભાગ્યોદયમાં તજજે ગર્વ, દયા કરવી સેવકપર સર્વ,
એમ ચાલતી ગૃહિણી થાય, કુળકંટક બીજી લેખાય.
જેમ ગૌતમી, એમજ કેની! બીજું શું કહેવું એને!

**ગૌત.**—વહુઆરૂ માણુસ થઈ, તેને ઉપદેશ એટલોજ કરવાનો. બેટા શકુંતલા, આ દીધેલી શિખામણ ધ્યાનમાં રાખજે હો.

**કણ્વ**—બેટા, મને અને તારી સખીજનોને વળી પાછું એકવાર આલિંગન આપ એટલે થયું.

**શકું.**—(બાપને આલિંગન કરીને) દાદા, પ્રિયંવદા વગેરે બીજી સર્વે સખીઓ અહીંથીજ પાછી વળશે કે શું ?

**કણ્વ**—હાજ તો; શું કરીએ બેટા, પ્રિયંવદા અને અનસૂયા એ બેઉને પણ વરાવવી છે; માટે એમણે તારી સાથે ત્યાં આવવું યોગ્ય નહિ. ગૌતમી માત્ર સાથે આવશે.

**શકું.**—(બાપને આલિંગન દઈને દુઃખથી કહેછે) હે મારા પ્રિય પિતા, જેમ મલય પર્વતની બાજુ ઉપરથી ચંદનની કુમળી વેલ સમૂળી ઉખડી જઈને નીચે પડે તેમ હું જે તમારા ખોળામાં ઉછરેલી તે ત્યાંથી છૂટી થઇ ને દૂર દેશ ગઈ એટલે મારા પ્રાણ કેમ રહેશે ?

**કણ્વ**—પુત્રી ! તું આમ કેમ ગભરાય છે ? અરે તને તારા ભર્તારના ઘરમાં ગયા પછી અમને સંભારવાને પણ અવકાશ મળશે નહિ.

**શાર્દૂલવિક્રીડિત**—સ્વામી ઉંચ કુલીનની થઈ વધૂ બેસીશ મોટે પદે,
કામોથી ઘરના ન સૂજ પડશે બીજું કદાપિ હદે;
પૂર્વે જેમ ઉગે રવી તનુ તને તેમે થશે સત્વરે;
પુત્રી, તાતવિજોગનું દુઃખ નહીં લેખીશ તું ત્યાહરે.

**શકું.**—(પિતાના ચરણ પર મસ્તક મૂકીને) દાદા હવે હું આજ્ઞા માગું છું.

**કણ્વ**—બેટા, તારી મનકામના પૂર્ણ થાઓ.

**શકું.**—(પોતાની બેઉ સખીઓ પાસે જઈને) હે પ્રિય સખીઓ તમે બેઉ જણ મને સાથે એકદમજ આલિંગન આપો. હવે તમારૂં દર્શન મને દુર્લભ છે ! આજ સુધી સ્નેહભાવે મેં તમને જે કંઈ દુઃખ દીધું હોય તેની ક્ષમા કરીને મારાપરની તમારી મમતા ઓછી ના કરતા.

**બેઉ સ.**—(શકુંતલાને ભેટીને કહેછે) પ્રિય સખી તું એમ તે શું બોલતી હઈશ ? તું ગયા પછી આ આશ્રમમાં અકેકો દહાડો તે

અઠ્ઠેકો યુગ થઈ પડશે. અમારી એક પળ પણ તને સંભાર્યા વગર ખાલી જનાર નથી.

**શકું.**—તમારી પ્રીત મારાપર એવીજ છે એ હું જાણુંછું.

**બેઉ સ.**—સખી, અમે તને એક છાની વાત કહીએ છીએ તે ધ્યાનમાં રાખજે. રાજા કદાચિત્ ભૂલ ખાઈને તને ઓળખે નહિ તો તારા હાથમાં તેના નામની જે વીંટી છે તે તેને દેખાડજે.

**શકું.**—આ તમારા વચનથી મારૂં હૃદય થરથર કંપે છે; વારૂ એમ થાય ખરૂં કે ?

**બેઉ સ.**—અરે બહેન તું બી ના, એમ થાય શું ? પણ કહેવત છે કેની કે "મન ચિંતવે તેવું વેરીએ ન ચિંતવે." અતિ સ્નેહને લીધે મનમાં નઠારી શંકા આવે.

**શાર્ઙ્ગ.**—હવે બે પહોર થઈ રહેવા આવ્યા, છોકરીઓ હવે વહેલાં વહેલાં આટોપી લો. જવાનું આઘું છે.

**શકું.**—( આશ્રમ ભણી મહોડું કરીને ) દાદા, આ તપોવન હું પાછું ક્યારે જોઈશ ?

કણ્વ—સાંભળ, ક્યારે જોઈશ તે.

**સાખી**—( મરાઠી ચાલની. )

દીર્ઘકાળ સુધી થજે શોક તું ચતુરંત પૃથ્વીની,
વરાવજે તુજ વીર પુત્રને જોઈ વધૂ શુભ કુળની;
સોંપીશ ગાદી પુત્રી તેને રાજભિષેક કરીને,
પ્રિય પતીસંગે આવીશ ત્યારે, શાંત આશ્રમે ફરીને.

**ગૌતમી**—પુત્રી, જવાની વેળા ચાલી જો. હવે તારા પિતાને પાછા ફેરવ. નહીંતર એતો એમ વારંવાર બોલ્યાજ કરશે. (કણ્વ ઋષિને કહે છે) તમે પોતેજ પાછા વળો.

**કણ્વ**—બેટા, મારા તપનાં અનુષ્ઠાનમાં હરકત થાય છે, માટે હવે ચાલવા માંડો.

શકું.—(પાછા બાપને ભેટીને કહે છે) દાદા તપશ્ચર્યાનું કષ્ટ કરી કરીને આગળથીજ તમારૂં શરીર તો ઘસાઈ ગયું છે. તેટલા માટે મારે સારૂ શોક કરીને તેમાં ઉમેરો કરશો મા.

કણ્વ—( નિશ્વાસ નાંખીને કહેછે ) વત્સ,

ગીતિ—રોપેલાં છે તેં જે, દ્વારસમીપે વનસ્પતી ન્યાર;
તે ઉગતાં દેખી મુજ, સમરો ક્યમ શોક બેટી અનિવાર.

બેટા જા હવે સુખે, તારો રસ્તો કલ્યાણકારી થજો.

[ એટલે શકુંતલા પોતાના સાથીઓ સહિત ચાલવા માંડે છે. ]

બેઉ સ.—( શકુંતલા તરફ નજર કરીને ) અરે રે ! અમારી પ્રિય સખી શકુંતલા ગઈ. જો પેલી ચાલી જાય છે. હવે તો વનરાઈમાં દેખાતીએ નથી.

કણ્વ—( નિસાસો નાંખીને ) અનસૂયા, તમારી સહધર્મચારિણી સખી અને મારી લાડકી શકુંતલા, ગઈ? હવે શોક કરશો નહિ. મારી સાથે આશ્રમમાં ચાલો.

બેઉ સ.—દાદા શકુંતલા વગરનું આ તપોવન કેવળ સુનું સુનું લાગે છે. તેમાં જઈએ પણ શું?

કણ્વ—ઘણો સ્નેહ હતો તેથી તમને લાગે, તે ખરૂં છે. ( વિચારીને ) દીકરા, વિયોગનું દુઃખ તો ખરૂંજ, પણ એક ઠીક થયું કે શકુંતલાને સાસરે વળાવી દીધાથી હું સ્વસ્થ થયો, મારા ઉપરનો બોજો ઉતર્યો; કેમ તો કે,

દોહરા—પુત્રી તો ધન પારકું, રાખ્યું સાચવી હોય,
દેવું પાછું તેહને, ધણી હોય જે કોય;
દઈ થાપણ જાણે હવે, થયો શાંત મનસાથ,
નિરાંતે નિંદ્રા થશે, મટયો મુંજ ઉચાટ.

[ એમ કહીને સર્વ જાય છે. ]

અભિજ્ઞાનશકુંતલાનાટક.

---

# દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.

દ્વિતીય સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ અને સ્વ. ડૉ. હરિલાલ ધ્રુવના બંધુ રા. કેશવલાલભાઈનો જન્મ ઇ. સ. ૧૮૫૯માં બહિયલ ગામમાં થયો હતો. તેઓ એક પ્રવીણ ભાષા શાસ્ત્રી ગણાય છે. તેઓ અમદાવાદ હાઈસ્કૂલના હેડ માસ્તર હતા. હાલમાં તેઓ નિવૃત્તિ નિવાસ ભોગવે છે. તેઓએ ગીતગોવિંદ, મુદ્રારાક્ષસ, અમરૂશતક વગેરે પુસ્તકોના અત્યુત્તમ ભાષાંતરો કરેલાં છે.

૧૭૮

## ચાણુક્ય અને ચંદનદાસ

**ચંદન**—(સ્વગત)  ગાથા.

નિર્દોષે ભય પામે કુડો કૌટિલ્ય તેડતાં સહસા,
તો પછી દોષિત હું તો આશંકાઉંજ અંતરમાં.

આથીજ મેં ધનસેન–આદિક વાસમાંના ત્રણ વણિકને કહ્યું, કે 'કદાપિ દુષ્ટ ચાણુક્ય મારૂં ઘર જોવરાવે, માટે સ્વામિશ્રી અમાત્યરાક્ષસના કુટુંબને તમે સાવધાનીથી બીજે કહીં લઈ જાઓ. મારૂં તો થવાનું હોય તે થાઓ.'

**શાર્ઙ્ગ**—આવો, શેઠ, આ રસ્તે.

**ચંદન**—આ આવ્યો ભાઈ.

**શાર્ઙ્ગ**—(પાસે જઈ) ગુરૂજી, આ શેઠ ચંદનદાસ આવ્યા.

**ચંદન**—જય જય આર્ય.

**ચાણુ**—(સામું જોઈ) અહો! પધારીએ, શેઠ! આ આસન રહ્યું; બિરાજીએ.

**ચંદન**—(નમસ્કારપૂર્વક) અનુચિત આદરમાન અપમાનથીએ અકારૂં, તે આર્ય ક્યાં નથી જાણુતા? મને તો અહીં ભોંયજ બેસું, તે ઠીક લાગે; માટે, માફ કરજો, ભોંયપરજ બેસું છું.

**ચાણુ**—નહીં નહીં શેઠ, એમ કેમ કહોછો? અમ જેવાના સમાગમમાં આ આદરમાન તમને ઉચિત છે. માટે આસનેજ બિરાજીએ.

**ચંદન**—(સ્વગત) આ શઠ, કંઈ મરમમાં બોલે છે. (પ્રગટ) આજ્ઞા આર્યની (બેસે છે.)

**ચાણુ**—કેમ, શેઠ, વ્યાપાર તો તેજ ચાલે છે ને?

**ચંદન**—(સ્વગત) અસાધારણ આદર શંકા ઉપજાવે છે. (પ્રગટ) હાજી, આર્યની કૃપાથી વેપાર ધમધોકાર ચાલે છે.

**ચાણુ**—કહો વારૂ, શેઠજી, ચંદ્રગુપ્તના દોષો પ્રજાની દ્દષ્ટિએ કંઈ તરે છે કે? ને પડછે ગત રાજાના ગુણો તેઓ યાદ લાવે છે કે? હું સહેજ પૂછું છું.

**ચંદન**—(કાનમાં આંગળીઓ ઘાલી) હરિહરિ! એ શું બોલ્યા આર્ય! શરદ ઋતુની પુનમના ચંદ્ર જેવા મહારાજ શ્રીચંદ્રનાથી પ્રજા પ્રસન્નજ છે.

**ચાણુ**—શેઠ, રાજાઓ પ્રજાનું પ્રિય કરી તેમને પ્રસન્ન રાખી અતિપ્રિયની ઇચ્છા રાખે છે.

**ચંદન**—આર્ય! ફરમાવીએ, સેવક પાસેથી શું? કેટલું જોઈએ?

**ચાણુ**—આ ચંદ્રગુપ્તનું રાજ્ય છે, શેઠ, નંદનું નથી; એટલે ચંદ્રગુપ્તને તો તમારો અપરિક્લેશજ પ્રિય છે, ધનની વાત તો ધનલોભી નંદને રૂચે.

**ચંદન**—(હર્ષ સાથે) અહા, પરમ કૃપા, આર્ય.

**ચાણુ**—શેઠીઆ! તમારે હવે અમને પૂછવાનું, જે એ અપરિક્લેશ શી રીતે સધાય?

**ચંદન**—ફરમાવો આર્ય.

**ચાણુ**—સંક્ષેપમાં, રાજા પ્રત્યે અવિરૂદ્ધ રહેણીથી.

**ચંદન**—આર્ય! એવો તે કયો અધન્ય પુરૂષ હોય કે આર્યની નજરે રાજવિરોધી લેખાય?

**ચાણુ**—પહેલા તો તમેજ.

**ચંદન**—(કાનમાં આંગળીઓ ઘાલી) અરેરે! એ શું બોલ્યા? હરિહરિ! અગ્નિ સાથે તરણાનો વિરોધ કેવો?

**ચાણુ**—વિરોધ તે એવો જે તમે રાજ્ય સાથે હજુએ શત્રુતા રાખતા રાક્ષસના કુટુંબને આશ્રય આપો છો!

**ચંદન**—હેં-હેં! કોઈ કુડા માણસે આર્યને આવું ખોટું ભમાવ્યું હશે.

**ચાણુ**—શેઠ ! ગભરાવાનું કંઈ કારણ નથી. બાજી રાજ્યના માણસો ભયના માર્યા, પુરજનની ઇચ્છા વિરૂદ્ધ પણ કુટુંબકબીલો તેમનાં ઘરમાં નાખીને વિદેશ જતા રહે છે. દોષ તો માત્ર તે છુપાવી રાખવામાં છે.

**ચંદન**—હાં, હાં, ખરૂં, તે વખતે અમારા ઘરમાં અમાત્ય રાક્ષસનું કુટુંબ હતું ખરૂં.

**ચાણુ**—પહેલાંતો 'ખોટું' અને હવે 'ખરૂં, હતું ખરૂં' એ બોલી પરસ્પર વિરૂદ્ધ પડે છે.

**ચંદન**—આર્ય ! એટલું વાકછળ થયું કહો, તો થયું ખરૂં.

**ચાણુ**—શેઠ ! ચંદ્રગુપ્તના રાજ્યમાં છળનો છાંયડો ન જોઈએ. માટે રાક્ષસનું કુટુંબ સોંપીદો અને છળથી મુક્ત થાઓ.

**ચંદન**—આર્ય ! મેં વીનવ્યુંજ ને, કે તે વખતે અમારા ઘરમાં અમાત્ય રાક્ષસનું કુટુંબ હતું.

**ચાણુ**—હવે ત્યારે ક્યાં ગયું ?

**ચંદન**—હું જાણુતો નથી.

**ચાણુ**—( સ્મિતહાસ્ય કરી ) કાં ? નથી જાણુતા ? શેઠ ! માથા ઉપર ભય ભમે છે ને પ્રતિકાર દૂર છે હો ! બીજી તરફ વિષ્ણુગુપ્ત ( પોતાનું નામ લેતાં જરા શરમાઈ ) પેઠે અમાત્ય રાક્ષસ નંદવત્ ચંદ્રગુપ્તને ઉખેડી નાંખશે, એ આશાજ ખોટી છે.

### શાર્દૂલવિક્રીડિત.

પૂરા નીતિ વિશે ધુરંધર શૅરા શ્રીવક્રનાસાદિએ,
મંત્રી નંદજ જીવતાં નવ શક્યા શ્રી અસ્થિરા રાખી જે;
હેલી રેલતી હર્ષની સ્થિર હરી તે આ વરી ચંદ્રને;
કો તેને કરવા પરી નર મથે મિથ્યા મહીમંડળે ?

વળી

### વસંતતિલકા.

ઉન્મત્ત હસ્તી હણી ચશ્વશ રક્ત પીને,
ખાતાં બગાસું હરિના મુખમાં ધપીને;
લેવા કરે કવણુ દાઢ મૃગેંદ્રકેરી,
સંધ્યાસમે શશિકળા સમ શોણુઘેરી ?

ચંદન—( સ્વગત ) બડાઈ બોલ્યું બર આવ્યું એટલે છાજે છે.

( નેપથ્યમાં ઉત્સારણા સંભળાય છે. )

ચાણ—શાર્ગેરવ ! જો, શું છે ?

શાર્ગ—આજ્ઞા, ગુરૂજી. ( જઈને પાછો આવી ) ગુરૂજી ! એ તો મહારાજ ચંદ્રગુપ્તની આજ્ઞાથી રાજદ્રોહી ક્ષપણક જીવસિદ્ધિને તિરસ્કાર સાથે હદપાર કરે છે.

ચાણ—શું ક્ષપણકને ? હરિહરિ ! કેવી ખેદની વાત ? અથવા ચાખો એ એના રાજદ્રોહનું ફળ. જુઓ શેઠ ચંદનદાસ, રાજદ્રોહીને રાજા આમ ઉગ્ર દંડ દેછે, માટે આ મિત્ર ઠીક કહે છે તે માનો, રાક્ષસનું કુટુંબ સોંપી દો, અને અદ્ભૂત ફળ આપનારી રાજકૃપા નિરંતર ભોગવો.

ચંદન—આર્ય ! મારા ઘરમાં અમાત્યનું કુટુંબ છે નહિ.

( નેપથ્યમાં ઉત્સારણા ફરી સંભળાય છે. )

ચાણ—શાર્ગેરવ, જો જઈ, શું છે વળી ?

શાર્ગ—આજ્ઞા, ગુરૂજી, ( જઈ પાછો આવી ) ગુરૂજી ! એ તો મહારાજ ચંદ્રગુપ્તની આજ્ઞાથી રાજદ્રોહી કાયસ્થ શકટદાસને શુળી દેવા લઈ જાય છે.

ચાણ—કર્યા કર્મનાં ફળ ભોગવો. જુઓ શેઠ, રાજદ્રોહીને રાજા આમ ઉગ્ર દંડ દેછે. એ, તમે રાક્ષસનું કુટુંબ છુપાવી રાખો છો, તે સાંખનાર નથી. માટે પરઘરનાંને સોંપી દેઈ પોતાના ઘરનાંને અને પોતાના જીવને ઉગારો.

ચંદન—આર્ય ! તમે મને શું ભય બતાવો છો ? ઘરમાં હોય ઘરાઘર અને અમાત્ય રાક્ષસનું કુટુંબ હું તમને ન આપું, તો નથી તેની શી વાત ?

ચાણ—ચંદનદાસ ! એજ તમારો નિશ્ચય ?

ચંદન—હાજી, એજ.

ચાણ—(સ્વગત) ધન્ય છે ! ચંદનદાસ ! ધન્ય છે તને આ સમયમાં;

અનુષ્ટુભ્—ન બીજાને બતાવી દે અર્થલાભ થતાં છતાં,
ધર્મ વા'લો કરી આવું કરે કો શિબિના વિના ?

( પ્રગટ ) એમ ?

ચંદન—હાજી.

ચાણ—( ક્રોધથી ) અરે ભુંડા લુચ્ચા વણિક ! ભોગવ ત્યારે રાજકોપનાં ફળ.

ચંદન—સજ્જ છું, આર્ય ! કરો ભલે આપ અધિકારને અંગે ઘટે તેવું.

ચાણ—શાર્ગરવ, શાર્ગરવ ! અમારા નામથી ફોજદાર કાલપાશિકને કહે, કે આ દુષ્ટ વણિકને હવણાં ને હવણાં—અથવા એમ નહિ; જા, કોટવાળ વિજયપાળને કહે કે માલમતા જપત કરી બાયડી છોકરાં સાથે ઝાંઝરીઆં પહેરાવી કેદ રાખે. દરમ્યાન હું વૃષલને કહું છું. એ પોતે એને વધની શિક્ષા ફરમાવશે.

શાર્ગ—આજ્ઞા, ગુરૂજી. ચાલો શેઠ.

ચંદન—( આસનથી ઉઠી ) આ આવ્યો, ભાઈ. ( સ્વગત ) અહા ! કેવું સદ્‌ભાગ્ય કે પુરૂષદોષથી નહિ, પણ મિત્રકાર્યથી મારૂં મરણ થાય છે !

( શાર્ગરવ સાથે જાયછે )

ચાણ—( હર્ષથી ) હવે રાક્ષસ હાથમાં આવ્યો.

અનુષ્ટુભ્—એની આફતમાં પ્રાણ કરે, આ અળખામણા;
તો આની આફતે વા'લા કરશે એય પ્રાણ ના.

૧૭૯

## રાક્ષસની સ્વગત ઉક્તિ.

રાક્ષસ—( આંસુ સાથે ) અફસોસ ! અફસોસ !

શાર્દૂલવિક્રીડિત—લક્ષ્મી નાથવિહીન દીન વનિતા પેઠે બીજાને ગઈ,
પૂંઠે મૂઢ પળી પ્રજા પ્રથમનો, નેહે વીસારી દઈ;
ને ખેડી પુરૂષાર્થ હારી વિરમ્યા, આપ્તે નિરાશા મહીં,
તલ્પી તર્ફડો ઉત્તમાંગ વિહુણાં અંગો કરે શું સહી.

વળી

શિખરિણી—તજી દેઈ વેગે અતિ કુલીન દેવે, વૃષલને,
ગઈ શ્રી સ્વચ્છંદી નફ્ટ વૃષલી શી ચપળને;
ઠરી તેની યારી કરીજ, કરીએ શું જ્યમત્યમે,
અમારા સૌ યત્નો ફીટવી વિધિ વૈરીવત દમે.

અહા

વસંતતિલકા—સ્વામી વધે અઘટતે સ્વરગે વિરામ્યે,
શૈલેશ સાથો લઈ તે પણ નાશ પામ્યે;
સેવીય કેતુ, મથતાં ન વળ્યું જરાએ,
છે વૈરી નંદકુળનો વિધિ, વિપ્ર ના એ-

અફસોસ! મ્લેચ્છ કેવો વિચારશૂન્ય!

શાર્દૂલવિક્રીડિત—સ્વામીના કુળનું નિકંદન થતાંએ તેમને જે ભજે,
તે તે વૈરીશું જીવમાં જીવ છતે શી રીત સંધિ સજે?
એવું એ ગતિહીન હીન મલયે જોયું ન! જેને શિરે,
રૂઠે દૈવ, સદૈવ સર્વ અવળું ભાસે જ તેને ઉરે.

હજુ પણ તે શત્રુના હાથમાં પડી જીવ ખોય તે હા, પણ રાક્ષસ ચંદ્રગુપ્ત સાથે સંધિ તો કરનારજ નહિ. ખરેજ! શત્રુથી હાર ખાવી એવું ભારે લાંછન નથી; લાંછન તો સ્વાર્થ ખાતર પ્રતિજ્ઞા તોડવી તેનું છે. (આસપાસ જોઈ આંસુ સાથે) આજ દેવશ્રીનાં પગલાંથી પવિત્ર થયેલા કુસુમપુરની સમીપના પ્રદેશ. આ સ્થળે

સ્ત્રગ્ધરા—મેલી દૈ વાગ ઢીલી શર કસી કરથી લાઘવે ઘોડદોડે,
વીંધ્યા'તાં ભૂપતિએ ભલી વિધ પૂરવે હાલતાં લક્ષ્ય કોડે;
આ વાડીમાં ઉભા'તા, અહીંજ કરી હતી વાત હું સાથ પ્રીતે,
હાવાં ખાવાજ ધાયે કુસુમપુરતણી ભૂમિ એ આર્ત ચિત્તે.

ક્યાં જાઉં હું મંદભાગ્ય? (આસપાસ દૃષ્ટિ ફેરવી) આહા, એ દેખાય જીર્ણોદ્યાન. ત્યાં જઈ ચંદનદાસના સમાચાર કોઈક પાસેથી મેળવું. અહા! મનુષ્યની ચડતી પડતીના ચક્રની મતિ અકળિતજ છે.

શાર્દૂલવિક્રીડિત—પૂર્વે પૌર નવેન્દુ તુલ્ય કરથી સૌ ચીંધતા, ને ધીમે,
રાજા શો પુરથી હું જે નીકળતો ઘેર્યો નૃપે નૌત્તમે;
હારી તેજ હું તેજ આ નગરમાં નિર્વીર્ય શો સંભ્રમે,
વાડી ઉજ્જડ માંહિ ચોરની પઠે પેસું અહા આ સમે!

અથવા એ વૈભવ જેમની કૃપાથી હું ભોગવતો, તેજ ક્યાં છે? જીર્ણોદ્યાનમાં પ્રવેશ કરી આસપાસ જોઈ) અહા! જીર્ણોદ્યાન કેવું અરમણીય લાગે છે? અહીં

**શિખરિણી**—થયું ભૂમિ ભેગું શુભ કુળ પડે ભવ્ય ભવને,
વિધાતાના વાંધે નયવત રહ્યું નિષ્ફળ વને;
વિનાશે મિત્રોના ઉર સમ બન્યું શુષ્ક સર ને,
છળે અજ્ઞાનીની મતિ શી મહીં મુંઝાઈજ તૃણે !

અહીં વળી

કુહાડીના ઘાની ઘણી ઘણી પીડાથી ક્ષણક્ષણે,
કપોતાના શબ્દે રૂદન કરતાં વૃક્ષ લહીને;
ઉંડેરા નિઃશ્વાસે પરિચય લીધે ખિન્ન થઈ ને,
ત્વચા ઉતારી આ લહું પટીજ બાંધી અહિગણે.

પણે તો અરેરે

**વસંતતિલકા**—સોસે કરી શરીર છેકજ છે સુકાયું,
કોડાથી અંતરતણા ઉર છે ખવાયું;
આ બોકુંરોકું દુખીઉં તરૂજૂથ જાણે;
ઇચ્છે શ્મશાનપથ નાથ પુંઠે જવાને.

આ પણે ભાગ્યુંતૂટયું શિલાતલ પડયું. તે ઉપર ઘડીક બેસું. અવદશામાં તો આવુંજ આસન હોય. ( બેસીને કાન દેઈ ) અરે ! કેમ આ અકસ્માત શંખ ભૂંભવે છે, પટહ વાજે છે ને દુંદુભિ ગાજે છે ?

**શિખરિણી**—હજારો શંખો ને પડઘમ દદામાં ગડગડે,
વધંતો તેનો આ ધ્વનિ ઘન દળી દે શ્રવણને;
ઉછાળો મારીને ભવનતણી કૂખેથી ગગને,
ચઢી કોડે લેવા ભરપ ભુવનોનું દડવડે !

( વિચારપૂર્વક ) હાં હાં, જાણ્યું. આતો મલયકેતુ પકડાયાથી ઊઠેલો રાજકુળ ( એટલું કહી અધવચ બોલ ફેરવી નાંખી ) મૌર્યકુળમાં મચેલા આનંદનો કોલાહલ હશે. ( સજળ નેત્રે ) અફસોસ અફસોસ ! મને

**અનુષ્ટુભ.**

સુણાવી શ્રવણે, નેને દર્શાવી, અંતરે હવાં,
વૈરીની પ્રભુતા દૈવ ઇચ્છે અનુભવાવવા !

**મુદ્રારાક્ષસ.**

---

૧૯૦

# ઉર્વશીના વિયોગે ઘેલો થઈ જાયેલો પુરૂરવા.

**પુરૂરવા**—(ઉન્મત્ત દશામાં) અરે ઓ લુચ્ચા રાક્ષસ! ઉભો રહે. મારી પ્રિયતમાને લઈને ક્યાં જાય છે? કેમરે? તું પર્વતના શિખરેથી ગગને ચઢી ધનુષ ખેંચી મારા ઉપર બાણુનો વરસાદ વરસાવે છે! (ફોરાં શરીરે અડતાં) નારે ના, હું ભૂલ્યો.

**હરિણી**—ઘન નવલ આ ગાજે, નો'યે નિશાચર પાપ એ;
સુર ધનુષ આ ખેંચેલું છે, નથી રિપુચાપ એ;
જળની વરસે ધારા આતો, ન બાણુની પંક્તિ એ;
વીજ કનકની રેખાશી આ, ન જોબનવંતી એ.

(વિચારમાં પડી જઈ) ત્યારે ક્યાં ગઈ હશે એ?

**શાર્દૂલવિક્રીડિત**—રૂઠી અંતરધાન હોય થઈએ, ના રીસ તે તો ટકે;
હોઓ સ્વર્ગ ગઈ, પરંતુ મુજમાં એનું રમે ચિત્ત છે;
દૈત્યોએ હરી હોય, તેય ન બને ઉભેલ હું આ છતે;
આરી ગુમ થઈ ગઈ કહીંક એ! કેવું કહું કર્મ તે?

(ઉંચે જોઈ નીસાસો નાંખી) અફસોસ!

ભાગ્યની પડતી ત્યાં નડતીમાં નડતી; એમ કેમ? તો કે:—

## માલ્ય-ભારિણી.

દયિતા થકી આ અચિંતવ્યો ને સહવો સખ્ત વિયોગ ઉદ્ભવ્યો, ને
નવલી વળી વાદળીથી શીળા દિન ઉન્માદક આવીઆ રસીલા!

(મોટેથી હસતો) હાહ્હાહા, હુંજ ગાંડો ને કે સંતાપની વૃદ્ધિ થતી જોઈ રહુંછું! મુનિવરે શ્રીમુખે ભાખ્યું છે કે, **राजा कालस्य कारणम्** તો પછી હું મેઘકાળજ શા માટે પલટી ન નાંખું? ના ના, તેમ નહિ કરૂં. આ ભવ્ય મેઘ છે તો મારો રાજવૈભવે બન્યો રહેછે. શી રીતે? તો કે:—

**મંદાક્રાંતા**—રાજે વીજે ગગન ગરવું ચંદ્રવો હેમનો આ;
ઢાળે ઉભાં નિચુલ તરૂઓ મંજરી ચામરો આ;
ગાયે સુરે મધુર મધુરે મોર બંદીજનો આ;
ધારા મોતીસર સમરપે અબ્દ સોદાગરો આ.

પણ એ વૈભવની ભુંગળ વગાડું શું ? આ વનમાં વહાલીનેજ શોધું (કેળના દોડા જોઈ) અહા ! શોધના આરંભમાંજ આ કેળને જોઉં છું ને હૈયામાં ભડકે બળું છું ! શાથી જે

ગાથા—જળકણુ ભીના અરૂણુા કદલીના દોડલા સ્મરાવે આ
આંસુએ ઉભરાતાં રોષે રાતાં નયન એનાં.

પણ મારે શી રીતે જાણવું કે અમુક માર્ગેજ પ્રિયા ગઈ હશે ? હાં હાં, સમજ્યો.

વસંતતિલકા—આ વૃષ્ટિએ રચીપચી વન ભૂમિમાં જ્યાં,
દિવ્યાંગના ગઈ હશે દઈ પાય એ, ત્યાં;
પુંઠેથી ભાર થકી પુંઠતણા ઘણેરા;
ઉંડાં હશે ડગ પડ્યાં અળતે અનેરાં.

(પરિક્રમણુ કરી નજર નાંખતાં હર્ષ સાથે) આહા ! એ આકળી પ્રિયાનો પત્તો લાગ્યો. એ દેખાય એનું એંધાણુ.

વંશસ્થ—રીસે ભરી સુંદરી વેગમાં જતાં પડ્યો પછેડો શુકતુલ્ય નીલ આ;
જહીં લઈ હોઠની લાલી આંસુડાં ગર્યાંથી રેલા રડીઆ રતુમડા.

(ધારીને જોતાં) અરે ! એ તો રાતી ગોકુળગાયવાળો નવી હરિયાળીથી છવાયલો જમીનનો ટુકડો છે ? હા ! આ ઉજ્જડ વનમાં વા'લીની ભાળ મેળવવી પણ ક્યાંથી ? (થોડેક છેટે મોરને જોઇ) અહા ? પણે ચોગાનમાં છાટ ઉપર કળા કરી મોર ઉભો. એ છાટના શિલાજીતનીજ વાસ આ વરસાદના છાંટા પડવાથી ફોરે છે. એ મોર કેવો,

ગાથા—કરી ડોક ઉંચી ટહુકે, ફુલાવી ગળું વિકાસી લોચનને
સનમુખ પવનથી થન થન થતાં પીંછે જુએ ઘનને ?

(જરા પાસે જતો) એને પૂછી જોઉં.

અનુષ્ટુભ્—વનમાં વનિતા ઉંચા કંઠની નીલકંઠ હે !
નૃત્તે શૂરા ! પૅરી નૃત્તે તે જોવા જેવી જોઈ તેં ?

અરે ! આ તો ઉત્તર આપવાનું મૂકી નાચવા મંડી ગયો.

બસ, એ પરદુઃખે સુખીઆનું મોં ન જોવું. (પરિક્રમણુ કરી કોયલને ટહુકતી સાંભળી) અહો, કોયલ ! વર્ષા બેસતાં કેવી એ મદમાં જાંબુડાની ડાળે ટહુકે છે ! પંખીઓમાં એ જાતિ ચતુર છે માટે એને વિનવું. અહો બાઈ !

**વસંતતિલકા**—કામી જનો તણોં તું કામનીં દૂતીં દીઠી;
તું માનમોડણુ અમોઘ જ અસ્ત્રી, મીઠી!
તો તેશું લૅઈ જઈ મેળવ વે'લીં વે'લીં,
કે તેડી લાવ તતખેવ તું તે રૂઠેલી.

તું પૂછીશ કે આટલોઆટલો પ્રેમ છતાં કેમ એ તજીને ગઈ? તો તે હું કહુંછું. સાંભળ.

**સુંદરી**—નથી કારણુ કોપનું કંઈ; વણુવાંકે વચકાઈ એ ગઇ;
ધણીઆણી ધણીનીં એ ધણી; વદવી તહીં વાત શીં વાંકની?

અરે! આ તો મારી વાત પડતી મૂકી એને કામે લાગી!

ભલે, એમ છે, તોયે એની વાણી મારી પ્રિયાના જેવી મીઠી છે. તેથી હું એને મારા કોપનો સ્વાદ ચખાડતો નથી. (કાન માંડી) હો હો! દક્ષિણુમાં ઝાંઝરનો રણુકો સંભળાય છે! પ્રિયાનાજ પગલાંની એ વધામણી હોવી જોઈએ, જઈ પહોંચું ત્યાં. (પરિક્રમણુ કરી નિસાસો નાંખી) અફ્સોસ.

**અનુષ્ટુભ્**—ધનઘોર દિશા દેખી જવા માનસરોવરે,
અધીરા રાજહંસોનો સ્વર, ઝાંઝરનો ન એ.

હશે. એ જળાશયમાંથી ઉપડી જાય તે પહેલાં એમની પાસેથી પ્રિયાની ભાળ તો મેળવી લેઉં. (પાસે સરી મુખ્ય હંસ પ્રતિ) અહો જળચર પક્ષીઓના રાજા!

**વસંતતિલકા**—ઉભો રહે પલક; પંથ પછી તું જાજે,
ભાથું મુખેથા મૂક; એ બિસ પુંઠ લેજે;
દે ભાળ વહાલીનીં પીંડા હરીં લે ઉંડેરી,
છે સ્વાર્થથી અદકીં આરત આર્ત કેરી.

એ બોલતો નથી, પણુ ઉંચું મોં કરી જોઈ રહી જણાવે છે, કે માનસરોવર જવાના રઘવાટમાં એ મારા જોવામાં આવી નથી. ઠીકજ તો? પણુ અલ્યા આ સરોવરના

**માટ્ય-ભારિણી**—તટના પટમાં અટંતીં જો એ
દયિતા દિવ્ય ન દીઠીં હંસ! હોયે,
મદથી મલપંતીં તો તું તેની
હરી લાવ્યો ગતિ ક્યાંથી? ચોર! કહેની.

મારે

**અનુષ્ટુભ્**—દઈ દે દયિતા મારી, ચોરી છે ચારૂ ચાલ તેં,
ઝલાતાં માલ મુદ્દોએ આરોપી, આપવો પડે.

( મોટેથી હસતો ) હાહહા !

ભાગ્યો ભાગ્યો ચોરને દંડનાર; રાજા જાણી બાવરો ભામટો એ.

(પારક્રમણ કરી) કોણ આ સજોડે રહેનાર? ચક્રવાક, પૂછું એને.

**અનુષ્ટુભ્**—ચક્રશી પુંઠવાળીથી વિખુટો ચક્રવાક હે !
ચિંતાચક્રે ચઢેલો આ ચક્રવર્તી પૂછે તને.

શું? "કો કો" એમ પૂછે છે? અરે: તેં મને ન ઓળખ્યો?—

**અનુષ્ટુભ્**—આજા સૂર્ય અને દાદા ચંદ્ર જેના પ્રસિદ્ધ છે,
જે વળી ઉર્વશીએ ને ઉર્વીએ વરી લીધ છે.

કેમ એણે મોં બીડી દીધું? હું એને જરા ખખડાવું.

**હરિણી**—કમળદળના ઓથે મીઠી ન જોઈ સરોવરે,
લહીં સહચરી દૂરે પૂરો અધીર ઉરે ઝુરે;
અલગ પડતાં નેહે વ્રેહે તું આમ ડરી મરે;
વિધુર નરશું મોંએ માંડે ન તોય! અલ્યા શુંએ !

અફસોસ, મારૂં દુર્દૈવ જ પુણે છે આ; બીજું શું? ચાલ રામ બીજે જઉં; ( ડગલું ભરી એકદમ ઉભો રહી ) રહો રહો

**અનુષ્ટુભ**—દંતદંશે ગણુગણે વામાવદન, તે મને,
સ્મરાવી અબ્જ રોકે આ ભર્યું ભ્રમરના સ્વને.

લાવ, ત્યારે, આ કમળમાં બેઠેલા મધુપને પણ અરજ કરી જોઉં, જેથી અહીંથી ગયા પછી મનમાં પસ્તાવાનું કારણ ન રહે.

**માલિની**—મધુપ? મધુરનેની ક્યાં ગઈ એ? કહેની,
નથીં થઇ અથવા તો તુંજને ઝાંખીં એની;
મુખનીં સુમુખીંના જો હોય તેં વાસ સેવી,
તવ થવી લવલેશે પંકજે પ્રીતિ કેવી?

જોઈએ બીજે હવે; ( પરિક્રમણ કરી ) હાં, પેલો કદંબના થડને અઢેલીને હાથણી સાથે હાથી ઉભો; એ મને પ્રિયાની ભાળ આપશે ખરો; (પાસે જતાં ધારીને જોઈ) રહો. ઉતાવળ કરવા જેવું નથી. શાથી જે એ

ગાથા—સ્રવતી સરસ સુરાસમ નવપલ્લવવાળી ડાળી શલ્લકીની
આરોગે છે મુખમાં મૂકેલી માનીતી હાથણીની.

(ક્ષણભર થોભી) હા, હવે એ પરવાર્યો માટે પૂછું. અહો ઐરાવતતુલ્ય ગજરાજ!

ગાથા—ગુંથી જુઇથી જેની વેણી, તે નિત્યયૌવના મીઠી
તવ કર સરીખી ઉરુની દૂર દગે સુંદરી દીઠી?

(હર્ષ સાથે) અહા, આ તારા ભર્યા મીઠા સ્વરથી પ્રિયાના સમાગમની આશા આપી તું મને ધીરજ દે છે! એ કારણથી, અને વળી તારા-મારામાં સમાનતા છે, તેથી તારાપર મારો બહુ પ્રેમ ઢળે છે. જો,

શાર્દૂલવિક્રીડિત—તું રાજા ગજરાજનો અવનિમાં, હું ભૂપનો ભૂપ છું,
તું દે દાન ઉદાર અર્થી તરપે, તર્પું છું તદ્રુપ હું;
યૂથે હસ્તિનીમાં તું, ઉરવશીમાં અંતઃપુરે લુબ્ધ હું,
તું હું તુલ્ય; અરે વ્યથા વિરહની હુંશી ન વેઠીશ તું.

સદા સુખી રહે તું; ચાલ રામ, (પડખે નજર નાંખી) અહોહો! પેલો પર્વત જણાય છે તે તો સુરભિકંદર; એ બહુ રમણીય હોઈ અપ્સરાઓને પ્રિય છે; ઉર્વશી એના ઉચ્ચ પ્રદેશમાં તો ન હોય? (પરિક્રમણ કરતાં) કયા કર્મની વાત કહું? વીજળી પણ ઝબકતી બંધ થઈ ગઈ! ગમે તેમ પણ આ ગિરિરાજને પૂછ્યા વિના તો નજ જવાય. (સામા ઉભા રહી) અહો વિશાળ મધ્યપ્રદેશવાળા ગિરિરાજ!

દ્રુતવિલંબિત—કટિ તટે તવ કાનન દિવ્ય છે ભુવન ભૂપ મનોજ્ઞનું ભવ્ય જે;
તહીં ધનૈ રતનથી લચકાઈ તે ભ્રમતા સંભ્રમથી દ્રગ જોઈ તેં?

કેમ બોલતો નથી? છેટું બહુ છે, તેથી એનાથી સંભળાતું નહિ. હોય તો પાસે જઈ ફરી પૂછું. (પરિક્રમણ કરી)

અનુષ્ટુભ્—અહો ભૂધરના નાથ! આ દિવ્ય વન માંહી તેં;
રૂડેરી રૂડી વિખૂટી જતી જુવતિ જોઈ છે?

(કાન માંડી હર્ષ સાથે) અહો, તું પણ અક્ષરે અક્ષર મારાજ બોલમાં "જોઈ છે" એમ કહે છે? તો હવે સાંભળ બીજો પ્રશ્નઃ—એ મારી પ્રિયા ક્યાં છે? ("ક્યાં છે" એ શબ્દો પડઘામાં સાંભળી) શું! આ તો પર્વતની ખોહમાંથી મારાજ બોલ પાછા વળે છે!

( લોથ બની ) થાકવા માર્યાં પગ કહ્યું કરતા નથી. જરા આ ગિરિનદીને તીરે બેસી તરંગ વાયુ સેવું. નવા પાણીથી નદી ડોળાયલી છે. તે છતાં પણ આને જોઈને મારૂં મન રીઝે છે.

શિખરિણી—તરંગો ભ્રમરો છે, કનકરસના શા ખગ રસે,
પ્રકોપે વિંખાતું પટજ પથરાતું ફીણ દીસે;
અરે! આતો વાંકે કંઈક મમ વંકાતી અતિશે,
નદી રૂપે ચંડી પલટઈજ પેખું ઉર વિશે.

વારૂ ત્યારે હું મારી વહાલીને વીનવું ( હાથ જોડી )

દ્રુતવિલંબિત—વચનથી, મનથી, ત્યમ કર્મથી
રહું રટી, લટી, રીઝવવા મથી;
તદપિ દોષ જુએ મુજ શો પ્રિયે!
પરહરી તુજ દાસજ જાય કે?

ના ના. આતો સાચે સરિતાજ છે. ઉર્વશી પુરૂરવાને છોડી કોઈ કાળે સમુદ્રને સેવે નહીં. ખેર, હવે પાછો, જ્યાં તે સુદર્શના અદૃશ્ય થઈ ત્યાં એકવાર જાઉં; કેમકે

જે નિરાશ ન થઈ મચ્યો રહે તેજ ઇષ્ટ સુખની ઘડી જુએ.
( પરિક્રમણ કરી રાતું કદંબ જોઈ ) હાં હાં, પત્તો લાગ્યો.

ગાથા—રાતું કદંબ એ તે, આછા રેસાનું જેનું અદ ઉઘડયું
વર્ષાસૂચક સુહવ્યું એણે અંબોડલે ફૂલડું.

એને પડખે એ કૃષ્ણસાર રહ્યો તેને હું પ્રિયાની ભાળ આપવા પ્રાર્થના કરૂં. અહાહા!

અનુષ્ટુભ્—કૃષ્ણસાર ઉભો એ, તે વર્ષાશોભા વિલોકતે,
વનદેવી તણો માનું ઠર્યો મૂર્ત કટાક્ષ છે.

કેમ વારૂ, એ મારી અવગણના કરતો હોય તેમ મોં ફેરવે છે? ( ધારીને જોઈ ) હાં હાં

ગાથા—મૃગલી આવતી વચમાં અટકી પયમૃગલીઉં પીવા વળગે
મૃગ ડોક વાંકી વાળી આ એને જોય એક ટશે.

અરે એ કૃષ્ણસાર!

**મંજુભાષિણી**—વનિના વિલોકી કહીં એ વને ધને?
તું કહી શકીશ લહી આજ લક્ષણેઃ—
તવ વાલીડી મૃગલી શાં વિશાળ ને
અતિ એહનાં નયનીઆં રસાળ છે.

ફટરે ભુંડા! મારૂં કહેવું કાન તળે કાઢી નાંખી ચાલ્યો હરિણી ભણી! એમજ થાય.

અવદશા અપમાન ખમવાજ સરજી છે.

ચાલ રામ, (પરિક્રમણ કરતાં કંઈક ચલકતું જોઈ) અહો! આ પથરાની સાંધમાં શું દેખાય છે!

**શિખરિણી**—ઝગે તેથી સિંહે હત ન ગજનો માંસલવ એ,
પડે વૃષ્ટિ તેથી કણુ અનલકેરોય નવ એ;
હહાં, આતો જાસુંસમ અરૂણુ મોંઘો મણિજ છે,
લઈ લેવા જેને નિજ કર વધારે રવિ શકે.

શો મનોહર છે! લઈ લઉં; ના ના, નહિ લઉં; શું કરવો છે?

**ઇંદ્રવજ્રા**—આ અર્પવો જેહની વેણી માંહી,
મંદારની મેં'કથી મોહદાયી;
તે તો પ્રિયા દુર્લભ છેજ હાવે,
કાં એ કરૂં દૂષિત આંસુડાએ?

(પડદા પાછળથી) લઈ લે, વત્સ લઇ લે એ.

**ગાથા**—પરમેશ્વરીના પગનો જાવક ઝમી જામી જેહ ઉપજેલો,
સંગમનીય મણિજ એ; વા'લાંને મેળવે વહેલો.

(પુરૂ૦ કાન દેઈ) અરે, કોણ મને આ પ્રબોધે છે? (પડદા તરફ જોઈ) અહા! ગજચર્મધારી શંકર ભગવાન છે! ભગવન્! મોટો અનુગ્રહ થયો કે આપે મને પ્રબોધ્યો. (મણિ લઈને) અહા સંગમનીય!

**વંશસ્થ**—મહેશ બાલેંદુ યથા શિરે ધરે, તને તથા શીશ ધરૂં હું આદરે;
હરિ સરીખી કટિવાળી જો ફરી, તું મેળવે દુર્મિળ દિવ્ય સુંદરી.

**વિક્રમોર્વશીય.**

---

# બળવંતરામ મહાદેવરામ.

તેમનો જન્મ સુરતમાં ઇ૦ સ૦ ૧૮૫૦માં વડનગરા નાગર ગૃહસ્થ બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો, અને અવસાન ઇ૦ સ૦ ૧૯૦૭માં થયું હતું. તેઓ સરકારી કેળવણી ખાતામાં આ. ડેપ્યુટી ઈન્સ્પેકટર હતા. તેમનાં રચેલાં પુસ્તકો-પ્રાણીવિદ્યા ત્રણ ભાગ, હિંદની રાજ્યપદ્ધતિ, શ્રીમિત્ર, વેણીસંહારનું ભાષાંતર, વગેરે.

૧૮૧.

## અશ્વત્થામાનો શસ્ત્રત્યાગ.

**કૃપા.**—( પાછળ જોઈ અશ્વત્થામાને કહેછે. ) વત્સ, આ જો દુર્યોધન સૂતપુત્ર સહવર્તમાન પેલા વડની નીચે છાંયડામાં બેઠા છે.

**અશ્વ.**—ખરેજ મામા, ચાલો આપણે તેમની પાસે જઈએ.

**બેઉ.**—( પાસે જઈને ) હે રાજા, આપનો જય થાઓ.

**દુર્યો.**—( તેમની ભણી જોઈ ) કોણ? કૃપાચાર્ય? અશ્વત્થામા પણ! ( આસન ઉપરથી ઊઠી કૃપાચાર્યને ) ગુરૂ મહારાજ, હું અભિવંદન કરૂં છું. ( અશ્વત્થામાને ) આચાર્યપુત્ર, આવરે ભાઈ મને ભેટવા દે. ( તેને ભેટી પાસે બેસાડે છે અને ગાય છે.)

**વસંતતિલકા**—સંગ્રામમાં વપુ તજી, અરથે અમારા,
તાને કર્યું ગમન રે, સ્વરલોક તારા;
તું ભેટ ખુબ મુજને, ઝટ પાસ આવી,
તારા સરૂપ તનને મુજ પાસ લાવી.
તારા ભુજો અડકવા, થકો મુંજ વાન,
લાગે મને તુજ પિતા, સમ નક્કી જાણ;
સંતાપસાગર વિષે, મન ડૂબી જાય,
તોએ રૂવાંટી હરખે, બહુ ઊભી થાય.
( અશ્વત્થામાને ભેટીને પાસે બેસાડે છે )

**અશ્વ.**—( આખમાં આંસુ લાવીને ) રાજા, મારા બાપ ક્યાં છે? હે તાત!

કર્ણ.—દ્રોણપુત્ર, હવે શોકાગ્નિમાં શું કરવા આત્માને નકામો બાળે છે.

દુર્યો.—આચાર્યપુત્ર, આ સંકટમાં તારા મારા દુઃખમાં કાંઈ અંતર નથી. જો,—

વસંતતિલકા—તારા પિતા દૃઢ સખા મુજ તાતના જે,
તારા ગુરૂ પરમ હતા, તેમ માહરા તે;
શું તેમના મરણનું, અધિક દુઃખ છે તે,
જાણે બધું મન થકી, પરિતાપ્યો તું છે.

કૃપા.—વત્સ, રાજા કહેછે તેમજ છે.

અશ્વ.—રાજા તું મારા પક્ષમાં હોવાથી મારે મારા શોકનો ભાર ઓછો કરવો ઘટે છે, પરંતુ મને આટલુંજ ખોટું લાગે છે.—

ગીતિ—હું જીવતાં શું મારા, કેશગ્રહ કેરૂં તાત દુઃખ ચાખે;
તો શી રીતે બાપો, પુત્રો થકી શ્રેયની સ્પૃહા રાખે.

કર્ણ—દ્રોણપુત્ર, એમાં બીજા શું કરે? સર્વેનો જેનાપર ભરસો તેણેજ હાથમાંથી શસ્ત્ર નાંખી દઈ આપણી આવી દશા કરી નાંખી.

અશ્વ.—અંગરાજ, આપ બોલ્યા શું? બીજાએ શું કરવું? શું કરવું તે સાંભળો.—

સ્રગ્ધરા—જેજે આ ધર્મસૈન્યે સ્વભુજબળમદે ઝાલતા શસ્ત્ર હોંસે,
જેજે પાંચાળ વંશે શિશુ જરઠ યુવા કે હશે ગર્ભકોષે;
જેજે તે કર્મસાક્ષી મુજ રિપુહૃદયે આવતી જે અહંતા;
તેના તેનાજ નિશ્ચે મુજ સમજ રણે મૃત્યુનો એ નિહંતા.

હે જમદગ્નિના શિષ્ય કર્ણ, વળી તને કહુંછું તે સાંભળ.—

શાર્દૂલવિક્રીડિત—તે આ દેશ અરાતિશોણિતજળે, કુંડો જરાં પૂરીઆ,
ક્ષત્રીએ ગુરૂ દ્રોણના ત્યમ અહીં, કેશો બળે ખેંચીઆ;
શસ્ત્રો તેજ અરાતિદારણવિભુ, છે માહરાં તેજમાં,
રામે જે કીધું તેજ કર્મ કરશે, દ્રોણાયની ક્રોધમાં.

દુર્યો.—આચાર્ય પુત્ર, તું વીરનાયક છે. તારા શૌર્યની બરોબરી કોણ કરનાર છે.

કૃપા.—રાજા, દ્રોણાચાર્યની પછી આ મહાસંગ્રામનો સઘળો ભાર પોતાને માથે લેવો એવું આ દ્રોણપુત્રના મનમાં છે, માટે મને એમ લાગેછે કે તમે એને અધિકાર આપી ઉત્તેજન આપશો તો ત્રણે લોકનું

ઉચ્છેદન કરવાને એ સમર્થ થશે. પછી પાંડવના સૈન્યની તો વાતજ શી? માટે તમને કહું છું કે એને સેનાપતિનો અભિષેક કરો.

દુર્યો.—તમારી આ યોજના બહુ સારી છે, પરંતુ એ વિષે મેં કર્ણને પ્રથમથીજ વચન આપ્યું છે.

કૃપા.—રાજન, આ દ્રોણપુત્ર અપાર શોકસાગરમાં બૂડયો છે, માટે અંગરાજાની જોડે બંધાયાથી આ સમયે એની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. એતો તેજ શત્રુમંડળને શિક્ષા કરનાર છે. આ વેળા તેનો સત્કાર ન કીધો અને તમે કહો છો તે પ્રમાણે થયું તો તેને દુઃખ નહિ લાગે કે?

અશ્વ.—રાજન, કૌરવેશ્વર, હજુ સુધી યુક્તાયુક્ત વિચાર શો કરે છે? અરે તું આ સમયે મારાપર ભાર નાંખી નિરાંતે ઉંઘ લે જો.—

અભંગ—જોજે તું રાજન, પૃથ્વી અપાંડવ, તથા અકેશવ કરૂં આજ.
સોમક પાંચાળ, વંશ તણું નામ, રે'શે સર્વ ઠામ, શેષ માત્ર.
દર્શાવીશ મારૂં શૌર્ય અંગબળ, સકળ મંડળ, વીરો કેરા.
નક્કી પૂર્ણાહુતિ, સમક્ષ સર્વની, સંગ્રામ વાર્તાની આજ કરૂં.
બાણ શસ્ત્ર રૂપી, કુહાડે કરીને, નાંખું છું છેદીને ક્ષત્રારણ્ય.
તેનો ગુરૂભાર, ઉતારી સકળ, કરીશ કુશળ પૃથ્વીને હું.
નિશ્ચિંત પ્રશાંત, થઈ ને હૈયામાં, લેશે તું મઝામાં ગાઢ નિદ્રા.
પ્રયત્નથી તને, બહુએ ઢંઢોળે, લોએ તે ન છોડે, ખચીત તું.

કર્ણ—બોલવું સહેલું છે, પણ કરવું બહુ કઠણ છે. એવું કામ કરવા લાયક પુરૂષો આ કૌરવ સૈન્યમાં પુષ્કળ નીકળશે.

અશ્વ.—અંગરાજ, એવું કર્મ કરવા યોગ્ય પુરૂષો કૌરવ સૈન્યમાં પુષ્કળ હશે ખરા, નથી એવું હું કહેતો નથી. પરંતુ હું જે બોલ્યો તે તો દુઃખથી ઉપજેલા શોકના આવેશથી બોલ્યો. કેવળ ગર્વથી વીર પુરૂષોના ધિક્કાર કરવાના વિચારથી બોલ્યો નથી.

કર્ણ—મૂર્ખા, તું સમજતો નથી. અરે જે દુઃખીઓ થાય તેણે ઘરમાં બેસી અશ્રુપાત કરવો, તથા જે શસ્ત્રધારીને ક્રોધ ચઢે તેણે સંગ્રામમાં જઈ પરાક્રમ કરવું એજ યોગ્ય છે. તમારી આવી બડબડ શા કામની?

અશ્વ.—(ક્રોધાયમાન થઈને) અરેરે! રાધાગર્ભભારભૂત, સૂતાપસદ, તું મારી નિંદા કરે છે?

**કર્ણ**—હેં તું મને મહેણાં દેછે કેમ ? તું સમજ્યો ?

**અનુષ્ટુભ્**—સૂત કે સૂતનો પુત્ર, ગમે તેવો હું હોઇશ,
દૈવાધીન કુળે જન્મ, મુજ આધીન પૌરૂષ.

**અશ્વ.**—તું હમણાં શું બોલ્યો ? ફરી બોલ, જોઈએ. અરે મને અશ્વત્થામાને આંસુથી દુ:ખનો પ્રતિકાર કરવાનું શિખવેછે કેમ ? શસ્ત્રથી નહિ કે ? જો—

### શાર્દૂલવિક્રીડિત.

મારાં શસ્ત્ર ન તારી પેઠ ગુરૂએ, બાળી મૂક્યાં શાપથી;
કે છોડી નહિ મેં પલાયન કર્યું, તેં જેમ સંગ્રામથી;
જન્મ્યો સારથિના કુળે નહિજ હું, કે નિંદ્ય જેથી નહી;
દુ:ખોનો પ્રતિકાર કાં કરીશ હું, અશ્રુથી શસ્ત્રે નહી ?

**કર્ણ**—( ક્રોધથી ) અરે વાચાળ, અરે વૃથા શસ્ત્ર ધારણ કરનાર બ્રાહ્મણના દીકરા, સાંભળેછે કે ?

**અનુષ્ટુભ્**—નિર્બળ કે બળિષ્ઠ છું તો એ શસ્ત્રો ન મેં તજ્યાં,
પાંચાળના ભયે જેમ, તાહરા જનકે તજ્યાં.

**અશ્વ.**—( ક્રોધ ચઢાવીને ) અરે સારથીના કુળને કલંક લગાડનાર, જનેતાને બારે મારનાર, અરે અસ્ત્ર-વિદ્યાથી અજાણ, મૂર્ખ કર્ણ, મારી સમક્ષ મારા પિતાની નિંદા કરેછે કે ? પરંતુ—

**ઇંદ્રવજ્રા**—તે શૂર કે ભીરૂ હશેજ તાત, ત્રિલોક તેની પ્રસરેલ ખ્યાત;
જે કર્મ કીધાં રણમાં પિતાએ, તે જાણીઆં નિત્ય વસુંધરાએ.

અને

નાંખ્યાં રણે આયુધ કેમ તેણે, તેતો પૃથાસૂનુજ એક જાણે;
સંગ્રામમાં એ થયું કર્મ જ્યારે, તું ક્યાં હતો રે રણભીરૂ ત્યારે?

**કર્ણ**—( કાંઇક હસીને ) હા, હા, હું બીકણ ખરો. તું માત્ર મોટો પરાક્રમી અને હિંમતવાન ખરો કે ? તારા બાપને સંભારતા મને સંશય ઉત્પન્ન થયો. મૂર્ખા, વળી હું તને પૂછું છું કે:—

### ભુજંગીછંદ.

જદા નાંખીઆં હાથથી શસ્ત્ર વીરે, નિવાર્યાં નહી શત્રુને કેમ ધીરે;
ગળું કાપતાં સર્વ રાજા સમક્ષ, ઉદાસીન કાં બેસીઓ યુદ્ધદક્ષ.

**અશ્વ.**—(ક્રોધાયમાન થઈ તથા શરીર કંપાવી) હા, દુષ્ટ સૂતાધમ, તું રાજાનો માનીતો થયો માટે મોટાઈ દેખાડી મોટી મોટી વાતો કરેછે કે?

**માલિની**—સમજ હઈશ તુંને બીરૂ કે દુઃખીઓ જે,
દ્રુપદ-કર પિતાએ કેમ ના વારીઓ તે;
ભુજબળ અભિમાને કેમ નિંદા કરે તું,
તુજ શિર પગ ડાબો મૂકું છું રોકજે તું.
(તેમ કરવાને ઊઠે છે.)

**કૃપા. તથા દુર્યો.**—ગરૂપુત્ર, ક્ષમા કર. (એમ કહી તેને અટકાવે છે.)

**અશ્વ.**—(ફરી લાત મારવા જાય છે.)

**કર્ણ**—(ક્રોધાયમાન થઈ તરવાર ઉગામી બોલે છે) અરે દુષ્ટ બ્રાહ્મણાધામ! તું શા માટે આટલી આત્મસ્તુતિ કરે છે?

**ગીતિ**—અવધ્ય જાતિ થકી છું, જો તેં ઉંચો કર્યોજ પગ તારો,
તો આ ખડ્ગ વડે હું છેદી નાંખીશ જાણજે તારો.

**અશ્વ.**—અરે મૂર્ખ, હું જાતિના કારણથી તને અવધ્ય થયો કેમ! તો લે આ મેં મારી જાતિ છોડી (જનોઈ તોડી નાખે છે). કાંઈ સામર્થ્ય હોય તો આવ મારો વધ કર. નહિ તો હું તારો વધ કરૂં છું. જો—

**ગીતિ**—વૃથા પ્રતિજ્ઞા કર તું તુજ ઘાતે જય તણી સ્પૃહા છોડી,
લે શસ્ત્રો અથવા તે તજી મુજ શરણે તું આવ કર જોડી.

(બેઉ જણ હાથમાં શસ્ત્ર લઈ એક એકપર પ્રહાર કરવાને ઊઠે છે. કૃપાચાર્ય તથા દુર્યોધન તેમને વારે છે.)

**દુર્યો.**—અલ્યા, આચાર્યપુત્ર, હાથમાંથી શસ્ત્ર નાંખી દે હમણાં.

**કૃપા.**—સૂતપુત્ર, તુંએ હાથમાંથી શસ્ત્ર મૂકી દે.

**અશ્વ.**—મામા કેમ વારો છો? આ દાંડ સૂતાધમ મારા બાપની નિંદા કરે છે, તેથી એ પણ ધૃષ્ટદ્યુમ્નના પક્ષનો છે એમ મને લાગે છે. માટે એને મારે હાથે શિક્ષા પામવા દો

**કર્ણ.**—રાજા, આ વેળા તું મને ખાળીશ નહિ.—

**ગીતિ**—ક્રોધાંધ ધીર પુરૂષે, શાસન કરવું નહીં અધમ જાણી,
આત્મશ્લાઘા કરૂં છું, તે કારણથી ઘટે તને હાની.

**અશ્વ.**—રાજા, છોડ છોડ તેને. મારા હાથના સપાટાથી પ્રાણના વિયોગનું ફળ તેને ઝટ મળવા દે. રાજા, કદાપિ સ્નેહના કારણથી અથવા

તારા કાર્યની સિદ્ધિને અર્થે આ સુતસિંહ દુષ્ટનો મારાથી બચાવ કરવા તું ઇચ્છતો હશી, પરંતુ એ બંને વ્યર્થ છે. જો,—

ગીતિ—અરે અધમ અધકર્મી, સૂત-તનુજની સહાયતા જે છે,
શશિકુળ-ભૂષણ તમને, ગુણવંતાને ઉચિત શું તે છે?
અને—મારાથી અર્જુનને હું, રાજા ચિંતા ધરો નહીં મનમાં,
ક્રોધે અકર્ણ વિજયા, પૃથ્વીને કરૂં જુઓ તમે ક્ષણમાં.
(એમ કહી કર્ણને ઘા કરવા ઊઠે છે.)

**કર્ણ.**—( ખડ્ગ ઉગામી ) અરે વાચાળ, અધમ બ્રાહ્મણ, તને હતો નહોતો કરી નાંખું છું, જો. રાજા, છોડ છોડ મને, આ સમયે તું મને વાર નહિ. (અશ્વત્થામાને મારવાનું કરે છે. કૃપાચાર્ય તથા દુર્યોધન તેને ખાળે છે.)

**દુર્યો.**—અરે કર્ણ, અરે ગુરૂપુત્ર, આ તમારી કેવી ગાંડાઈ? આજ તમને થયું છે શું?

**કૃપા.**—વત્સ, અશ્વત્થામા, વાતનો આરંભ કેવે પ્રકારે થયો અને અંત કેવો આવ્યો! આ શી ગાંડાઈ! આ સમયે આપણા રાજમંડળને તથા આપણા સૈન્યને આ સંકટ તારા થકી પ્રાપ્ત થાય છે, એ એક વિપરીત વાત છે!

**અશ્વ.**—મામા, આ કડવું ભાષણ કરનાર, સારથીના કુળને કલંક લગાડનાર કર્ણનો એકવાર અહંકાર ઉતારવાનું મારા મનમાં છે, પણ શું કરૂં! હાથમાં આવતો નથી.

**કૃપા.**—વત્સ, આપણા પક્ષમાંના પ્રધાન પુરૂષો સાથે વિરોધ કરવાનો આ સમય નથી, ભાઈ.

**અશ્વ.**—મામા, એમ છે ત્યારે આ લો મેં શસ્ત્રો મૂકી દીધાં.

શાર્દૂલવિક્રીડિત—આ પાપિષ્ટ ન પામશે મરણ જો, યુદ્ધે અરિના શરે,
તો મારાં પ્રિય શસ્ત્ર મેં તજી દીધાં, તે લેઉં હું ના કરે;
આ સેનાપતિ હોઈ ક્રુદ્ધ થયલા, ભીમાર્જુનાના ભયે,
ત્રાસે તો નૃપ મુજને પ્રિય સખા, જાણો રણે રે સ્વયે.

( એમ બોલી હાથમાંના શસ્ત્ર ભોંયપર મૂકે છે. )

વેણીસંહારનાટક.

---

# બળવંતરાય ક૦ ઠાકોર. બી. એ.

---

તેઓ બ્રહ્મક્ષત્રિય છે, અને ભરૂચના વતની છે. તેઓ કાઠિઆવાડના એજન્સિ એજ્યુકેશનલ ઑફીસર હતા, અને પછીથી પુનાની, ડેકન કોલેજમાં પ્રોફેસર હતા. 'સેહેની' એ ઉપનામથી, તેઓ વખતો વખત, ઘણાં સરસ કાવ્યો લખે છે.

૧૯૨

## બાળક્રીડા.

( પડદા પાછળ—તોફાન ન કર. શું જાત ઉપરજ ગયોને ? )

**રાજા**—( સાંભળીને ) – આ સ્થળે અમર્યાદ આચરણ તો હોય નહીં; આમ કોને વારવામાં આવતું હશે ?

– ( શબ્દની દિશામાં જઈ જોઈને )–અરે, આ પોતાને પગલે પગલે બે તપસ્વિનીઓને ખેંચતો, અને પ્રભાવમાં બાલક નહીં છતાં બાલકજ કોણ હશે વારૂ ?

**આર્યા**—બાલસિંહ ધાવંતો રમવા ખેંચે સિંહણ સોડેથી,
તાણી બલથી ગરદન વાલ બધી નાંખતો ચુંથી.

(ઉપર પ્રમાણે વર્તતો બાલક અને બે તપસ્વિનીઓ પ્રવેશ કરે છે.)

**બાલ**—સિંહ, ઉઘાડ મ્હોડું, તારા દાંત ગણું.

**પહેલી તપસ્વિની**—ભુંડા, આપણાં છોરૂ જેવાંજ પશુઓને તે શું રંજાડતો હઇશ ? તારો ઉધમાત તો વધતો દેખું ! ઋષિઓએ સર્વદમન નામ પાડ્યું છે તે બરાબરજ.

**રાજા**—( સ્વગત )–જાણે મારો પોતાનો પુત્ર હોય એમ આ બાલક તરફ મારૂં મન ખેંચાય છે એ તે શું હશે ? અપુત્રતાને લીધે કદાચ મને વધારે હેત આવતું હશે.

**બીજી ત.**—એના બચ્ચાને નહીં છોડ કની તો સિંહણ તને મારશે જો.

**બાલ**—( સસ્મિત ) – ઓ રે, હું તો કૈં નો કૈં બીધો જો !

( હોઠ દેખાડે છે. )

**રાજા**—( સ્વગત ) –

**અનુંષ્ટુભ્**—લોકોત્તર પ્રભાબીજ, લાગે છે શિશુ આ મને;
તનખો શુદ્ધ વહ્નિનો ઝંખે ઇંધન દીપવા.

**પહેલી ત.**—બેટા, આ સિંહના બચ્ચાને છોડ, હું કની તને બીજું રમકડું આપું.

**બાલ**—ક્યાં છે ? લાવને ! (હાથ લાંબો કરે છે.)

**રાજા**—( સ્વગત )-અરે, આને તો ચક્રવર્તીનાં લક્ષણો છે.

**ઉપજાતિ**—ધસેજ લેવા પ્રિય વસ્તુને કર, જણાય સીવેલ ત્વચાથી આંગળી;
દીસે યથા રાગવતી ઉષા તણું પે'લું ખીલ્યું પદ્મ સળંગપાંખડી.

**બીજી ત.**—સુવ્રતા, આને વચનમાત્રથી વારી શકાશે નહીં; જા, મારા ઝુંપડામાં ઋષિકુમાર માર્કંડેયનો રંગબેરંગી માટીનો મોર છે, તે આને કાજે લૈ આવ.

**પહેલી ત.**—વારૂ. (જાય છે.)

**બાલ**—એટલી વાર આનાથી રમીશ.

( એમ કહી તપસ્વિની સામે જોઈને હસે છે. )

**રાજા**—(સ્વગત) આ લીધા રઢ ન મૂકનારા ઉપર ઉમળકો આવે છે.
—(નિસાસો નાંખીને)—

**વસંતતિલકા**—હાલું હસે ધવલ દાંતકળી દીપાવી,
કાલું લવે મધુરૂં અક્ષર ગોડવીને;
ખોળો ખુંદે મસ રસે, સુત એહવાના,
મેલે બને મલિન ધન્યજ તે પિતાઓ.

**બીજી ત.**—ઠીક, આ મને તો ગણતો નથી.
-(આસપાસ જોતી)-અહીં કોઈ ઋષિકુમાર છે કે ?
-(રાજાને જોઈને)-ભદ્રમુખ, આવ તો, આ બાલકે રમતમાં આ સિંહના બચ્ચાને છૂટે નહિ એમ સજ્જડ પકડી રાખ્યું છે તેને છોડવ.

**રાજા**—( પાસે જઈને સસ્મિત )—અરે ઓ મહર્ષિપુત્ર.

**ચંદ્રવર્ત્મ**—આ જન્મથી તું કેમ ઉલટો, આશ્રમીજનપ્રણાલથી વહે ?
જેથી સર્વ સુખો તે તું દૂષતો, નાગબાલ જયમ ચંદને રહ્યો.

**બીજી ત.**—ભદ્રમુખ, આ કંઈ ઋષિપુત્ર નથી.

**રાજા**—એની કાઠી અને તે પ્રમાણેનું એનું આચરણજ કહી આપે છે. એ તો અમે આ સ્થલ ઉપરથી તર્ક બાંધેલો.

—( સિંહના બચ્ચાને છોડવતાં બાલકનો સ્પર્શ થતાં, સ્વગત )—

ઉપજાતિ.

ન જાણું આનું કુલ એમ ચોળે, સ્પર્શી કરે આમજ ગાત્ર આનાં;
અવર્ણ્ય તેનું સુખ હોય આને, જો અન્યના અંક થકી ફૂટ્યો જો.

બીજી ત.—(બંનેને જોઈને) આશ્ચર્ય! આશ્ચર્ય!

રાજા—શું જે?

બીજી ત.—આકૃતિમાં તું આ બાળકને મળતો આવે છે, અને વળી તું અજાણ્યો છે તોય એ તારી સાથ આડાઈ કરતો નથી.

રાજા—(છોકરાને લાડ કરતો)-આર્યા, આ મુનિકુમાર નથી તો એનું કયું કુલ?

બીજી ત.—પુરૂકુલ.

રાજા—(સ્વગત) શું મારાજ કુલનો? એ કારણથીજ આ ભવતીને અમારા બેમાં મળતાપણું લાગે છે, પણ પૌરવોનું પરમ કુલવ્રત તો આવું છે કે,

**વૈતાલીય.**—ભુવનો મહીં ભોગવી રસોને, ક્ષિતિ રક્ષે રહી આગલી વયે જે,
ઉતરંતી વયે વસી નૃપો તે તરૂમૂલે યતિધર્મ શુદ્ધ પાળે.
—(મોટેથી)-પરંતુ માણસો કંઈ આ સ્થળે પોતાની શક્તિથી આવવા સમર્થ નથી.

બીજી ત.—તારી વાત ખરી, પણ અપ્સરા સાથેના સંબંધને લીધે આની માએ એને આ મારીચાશ્રમમાં પ્રસવ્યો.

રાજા—(સ્વગત)-હાશ, મારી આશાને આ બીજું પોષણ મળ્યું.
—(મોટેથી)-વારૂ, એ ભવતી કયા રાજર્ષિનાં પત્ની?

બીજી ત.—એ પોતાની ધર્મદારાને ત્યજનારનું નામ ઉચરવાનું કોને મન થાય?

રાજા—(સ્વગત) આ કથા તો મનેજ લાગુ પડે છે. ત્યારે આ બાલકની માતાનું નામ પૂછું તો? પણ પરદારા વિષેની પડપૂછ અધર્મ્ય.

પહેલી ત.—(હાથમાં માટીના મોર સહિત પ્રવેશ કરીને)
—સર્વદમન, શકુંતલાવણ્ય જો.

બાલ—(નજર આમતેમ ફેરવીને) કયાં છે મારી બા?

બંને—બાધેલો બોલના સરખાપણાથી છેતરાઈ ગયો.

બીજી ત.—બેટા મેં તો તને એમ કહ્યું કે આ માટીના મોરની સુંદરતા જો.

**રાજા**—(સ્વગત)-શું આની માતાનું નામ શકુંતલાજ? પણ એક નામધારી જુદાંજુદાં જણ હોય એવું ઘણીવાર બને છે; શું આ નામ આવીને આશા ઉપજાવે છે તે મૃગજલની માફક કેવલ નિરાશ કરી નાખવા તો નહીં હોય?

**બાલ**—મા, આ મજાનો મોર મને ગમ્યો.

**પહેલી ત.**—(જોઈને ફીકરથી)-અરે, આની મહોંચી ઉપરનું રક્ષામાંદલ નથી જણાતું જો.

**રાજા**—ફીકર ન કરો, સિંહના બચ્ચા સાથેના એના ઉધમાતમાં નીકળી પડેલું આ રહ્યું. (લેવા જાય છે.)

**બંને**—લેશો નહીં, અડશો નહીં એને!

—અરે, એણે તો ઉંચકી લીધું!

(છાતી ઉપર હાથ મૂકીને એક બીજી સામસામે વિસ્મયથી જોઈ રહેછે.)

**રાજા**—અમને મના શા માટે કરી?

**પહેલી ત.**—સાંભળો મહારાજ, આ અપરાજિતા નામની વનસ્પતિ એના જાતકર્મ વખતે મારીચ ભગવાને આપી હતી, તેમાં એવો ગુણ છે કે એ પડી જાય તો એ બાલક અથવા તો એના માબાપના શિવાય કોઈથી એ ઉપાડાય નહીં,—

**રાજા**—અને ઉપાડે તો?

**પહેલી ત.**—તો એ સર્પ બનીને તેને ડશે.

**રાજા**—ભવતીઓએ કદાપિ એવું પારખું નજરોનજર જોયું છે?

**બંને**—ઘણીએ વાર.

**રાજા**—(આનંદથી સ્વગત) ત્યારે તો મારી પરિપૂર્ણ થયલી અભિલાષાને મારે શા માટે ન વધાવી લેવી? (બાળકને ભેટેછે.)

**બીજી ત.**—સુવ્રતા, ચાલ; આ બનાવ વ્રતનિયમમાં નિમગ્ન રહેતી શકુંતલાને જણાવીએ.

**બાલ**—છોડ મને. મારે તો બા પાસે જવું છે.

**રાજા**—બેટા, મારી સાથેજ બાને રાજી કરજે.

**બાલ**—મારા બાપાજી તો દુષ્યંત, તું નહીં.

**રાજા**—(સસ્મિત) આ નકાર પણ એજ સિદ્ધ કરે છે.

**અભિજ્ઞાનશકુંતલા નાટક.**

---

# ગદ્ય.

## નર્મદાશંકર.

### ૧૮૩

### આપણી સ્થિતિ સુધારવાના ઉપાય.

મોટું કામ કરવાને ઘણાં માણસ જોઈએ ને મોટાં માણસ જોઈએ. ઘણાં એટલે સંપીલાં ને મોટાં એટલે શક્તિમંત; અર્થાત્ સદ્‌ગુણ ને શક્તિ એ વધવાં જોઈએ. સદ્‌ગુણવડે શક્તિ વધેછે ને શક્તિ વડે સદ્‌ગુણ વધે છે. શક્તિમાં મનશક્તિ વિશેષ સમજવી; તનશક્તિ આણવી સુલભ છે. સદ્‌ગુણ ને શક્તિ કર્મ કરવાના અભ્યાસથી વધે છે. ત્યારે પ્રથમ શું કરવું? પ્રથમ તો આપણામાં ચાલતી બે કહેવતને નિરંતર મનમાં અનેક રીતે સમજવી ને તે પ્રમાણે વર્તવું કે "આપ સમાન બળ નહિ" ને "પારકી આશ સદા નિરાશ." નસીબને માનવાથી આળસ, અવ્યવસ્થા ને કેવળ સ્વાર્થ ઉપરજ નજર, એને આધીન થવાય છે–નસીબના જેવી તરંગી વૃત્તિ થાય છે. પારકાની આશા રાખેથી ખુશામત તથા તાબેદારી કરવી પડેછે, કામમાં ખલેલ થાય છે, ને વેળાએ કામ થાયછે અથવા નથી થતું–નથી થતું તો પાછું દુઃખ વધારે થાયછે ને એમ થયેથી કેવળ મોળાં થઈ જવાયછે. આપબળના વિચારથી માણસને કામ કરવાની ટેવ પડે છે ને તે નિરંતર ઉદ્યમમાં રહેછે, તેથી તેનાં કામ ધાર્યાં પાર પડેછે ને વેળાએ ધાર્યાં નથી પડતાં તો બીજો કોઈપણ તેને લાભ થાયછે ને કવચિત્ કંઈજ ફળ ન મળ્યું, તોપણ કામ કરવાના અભ્યાસથી ને પ્રાપ્ત થયેલા ધૈર્યના ગુણથી તે જન ફરીથી ઉદ્યમ કરેછે અને હંમેશ કર્મમાંજ સુખ માનેછે. બીજું વળી આ, કે ઉદ્યમ ન હોય તો તે ખોળવા દેશ પરદેશ ગમે ત્યાં જઈ કામ કરવું. જે કામ કરવાની ઇચ્છા થઈને જેમાં થોડી પણ બુદ્ધિ ચાલે તેવું હોય તે કામ કરવું. પછી અનુકૂળતા ને સાધન ન હોય તોપણ તે કામ આરંભવું, અને તેજ કામના ઉપર નિરંતર લક્ષ રાખવો ને કંઈ પણ કરી દેખાડવું કે જેથી કામ કરવું સહેલ થઈ પડે, ને નવી જુક્તિ જડે, ને સાધન પણ મળી

આવે. જેટલું ઉપલકીઉં કામ થાય તેમાં નિરાશાજ છે, પણ જે ખંતથી ને કરવુંજ છે એવા નિશ્ચયથી થાય, "देहं पातयामि अर्थं साधयामि" તો તે કામમાં પ્રવીણ થવાય ને યશ મળેજ. બૈરાંઓની ઘર સંસારની કહેવત છે કે "જેણે કામ કીધું તેણે તો કામણ કીધું" એટલે કામમાં તો વશીકરણ રહ્યું છે. જે કામ કરેછે તે સૌને પ્રિય લાગેછે ને પ્રિય લાગે છે કે તેનો અર્થ સરે છે. બહુ આશા રાખ્યા કરવી ને વિચાર કર્યા કરવા તેના કરતાં કામ કરવા મંડી પડવું એ લાભકારી છે. બોધવચનમાં શિક્ષા છે કે, "શ્રમવિના પ્રારબ્ધ લૂલું છે" માટે શ્રમ કરતાં કંટાળવું નહિ. ત્રીજી વાત આ કે, સંધિ ઉપર પૂર્ણ લક્ષ રાખવો. કામ ગમે તેટલું કીધું હોય ને સમો ન સચવાયો કે તે મિથ્યા થાય; માટે સંધિસમય ઉપર નજર રાખ્યાં કરવી ને કામ કરતાં સંધિને આણવી. ચોથી વાત આ કે મોટું કામ માથે લેવાની વૃત્તિ રાખવી ને બને તેટલું કરવું, પછી જો તેમાં નહિ ફવાય તો બીજામાં ફવાશેજ; અગર બીજામાં ન ફવાયું તોપણ તેવા કામ કરવામાં શક્તિ કેળવાયાથી ને જ્ઞાન વધેથી ત્રીજા મોટા કામમાં તો યશ મળેજ–એથી હિંમત, સાહસ, ધૈર્ય એ સદ્‌ગુણો પ્રાપ્ત થાય ને શક્તિ વધે. પાંચમી વાત આ કે સત્ય તથા પ્રમાણિકપણું, એના ઉપર પૂર્ણ ભાવથી ભક્તિ રાખવી કે અનેક વિઘ્ન દૂર થાય ને કાર્યની સિદ્ધિ થાય. અપ્રમાણિક મંડળમાં પ્રમાણિકપણે કામ કરતાં હાનિ થાય માટે તેવાં મંડળના સંબંધનું કામ જો લેવું તો પોતાની શક્તિથી અપ્રમાણિકને પ્રમાણિક કરી શકાય તેવું હોય તો લેવું, બાકી ન લેવું. સત્યે વર્તતાં હાનિ થઈ તોપણ સત્યની તો પ્રશંસાજ છે. થોડીવાર સત્યે ન ફાવે પણ અંતે તો સત્યજ તરેછે. છટ્ઠી વાત આ કે, કહેણી તેવી રહેણી રાખવી કે જેથી લોકને આપણો વિશ્વાસ પડે ને લોક દાખલો લઈ તેવા થાય. સાતમી વાત આ કે જે જે બંધનોથી પોતાના ને પોતાના દેશીઓના સુખમાં હાનિ થતી હોય તે તે બંધનો તોડી નાખવા. એમ કરેથી કુટુંબસંસાર સંબંધી કેટલીકએક વાતે મુશ્કેલીમાં આવી પડશે, પણ એ મુશ્કેલી ખમવી ને બીજાઓને રૂડો દાખલો આપવોજ. સ્વતંત્રતાના સુખને અર્થે સત્યથી વર્તતાં સ્વાર્થીઆ શત્રુની સામા થવું પડશે, પણ તે થોડા કાળજ. કુળનોજ ઉદ્યમ કરવો ને બીજો ન કરવો એ આગ્રહ મૂકી ઇચ્છામાં આવે ને ફાવે તે ઉદ્યમ કરવો. આઠમી

વાત આ કે, પોતાનાથી જે વધારે સારા હોય તેઓની સંગતિમાં રહેવું અને નવમી વાત આ કે, નવું નવું જ્ઞાન મેળવવાની ખંત શીખવી તથા અભ્યાસથી મન શક્તિ કેળવવી. એ પ્રમાણે દરેક જણે પોતપોતાના સ્વભાવ-ગુણને કેળવવા.

સ્વભાવગુણ કેળવાયાથી ને કામ કરવાની શક્તિ વધેથી મનુષ્યપણાનું સ્વરૂપ સુંદર પ્રકાશે છે. જ્યારે આપણા ગુજરાતીઓમાંથી ઘણાએક જણ પોતપોતાના જુદાં જુદાં કામમાં પોતપોતાના કેળવાયલાં ને શક્તિવાળાં સ્વરૂપથી પ્રકાશશે ત્યારેજ આપણી સ્થિતિ સારી થશે. જે ભુંડું નામ કરશે તેને માઠાં પરિણામ ભોગવવાં પડશે ને માઠાં પરિણામ જોઈ બીજા સાવધ રહેશે. વળી ભુંડું નામ મેળવવાની કોઈની ઇચ્છા હોતી નથી—ન કેળવાયલા સ્વભાવથી ભુંડા કર્મ થઈ જાયછે; નામ કરવાની ઇચ્છા રાખનારાઓમાંથી જૂજ ભુંડાં નામ કરવાના; પણ ઘણાક જણ તો રૂડા જ નામ કરવાના. વળી કહેવત છે કે "નામરદ રડે મામને ને મરદ રડે નામને" વળી "નામ રહંતાં ઠક્કરો, નાણાં નવ રહંત; કીર્તિતણાં જે કોટડાં, તે પાડ્યાં નવ પડંત." વળી કહેવાય છે કે "રૂડે નામ કે ભુંડે નામ" (ને હું વધારૂં છઉં કે 'પણ નામ') માટે નામ મેળવવાની ઇચ્છા એ તો પુરૂષોને પોતાના ઉદ્યમમાં મોટું ઉત્તેજન આપે છે. જ્યારે આગ્રહ, ઉત્સાહ ને કર્મકુશળતા આપણામાં આવશે, જ્યારે આપણે મોટાં સાહસિક કામ કરીશું, જ્યારે આપણે દુઃખમાં ધીટ ને સુખમાં નમ્ર રહીશું, જ્યારે આપણે નાણાં કરતાં યશના લોભી વધારે થઈશું, જ્યારે આપણે એક આસ્થાથી એક ઇશ્વરને અને દેશનો ઉત્કર્ષ કરવાના એક સંકલ્પને સેવીશું, ત્યારેજ આપણે જગતમાં ગુજરાતભૂમિના પુત્ર ગુર્જર એ નામે પ્રકાશીશું.

નર્મગદ્ય.

---

# રા. બ. નંદશંકર તુળજાશંકર.

---

ગુજરાતના આદિ નવલ કથાકાર સ્વ. નંદશંકરભાઇનો જન્મ ઇ. સ. ૧૮૩૫માં સુરતમાં થયો હતો, અને મૃત્યુ ઇ. સ. ૧૯૦૫માં સુરતમાંજ થયું હતું. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. પ્રથમ કેળવણી તથા રેવેન્યુ ખાતામાં ઉંચા દરજ્જા ભોગવ્યા પછી તેઓ કચ્છના દિવાન, રેવાકાંઠાના આ. પોલીટીકલ એજન્ટ તથા રાજપીપળાના આ. ઍડમીનીસ્ટ્રેટર નીમાયા હતા. તેમનાં રચેલાં પુસ્તકો—કરણઘેલો, માર્ગોપદેશિકા, ભૂમિતિ વગેરે.

૧૮૪

## ગુણસુંદરીનું સતી થવું.

એ વાત સાંભળતાંજ ગુણસુંદરીના મોં ઉપર વધારે લોહી ચઢી આવ્યું; તેની આંખ વધારે લોહી વર્ણ થઈ. તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું; અને જે મહાભારત દુઃખ તેના ઉપર પડયું હતું તેની અસર તેના અવાજ ઉપર થવાને બદલે, તેના શબ્દ વધારે જુસ્સાથી તથા સ્પષ્ટતાથી નીકળવા લાગ્યા; અને તે કોઈ દહાડો વાચાળ નહતી તેવી આ વખત થઈ, તે બોલી "હવે જીવવું? જેણે મારો હાથ પકડયો, જેની સાથે ઘણાં વર્ષ આ સંસારમાં સુખમાં અથવા દુઃખમાં કાઢવાની આશા બાંધી, જેણે મને મનગમતાં લાડ લડાવ્યાં; જેણે આટલાં વર્ષમાં એક કડવો સુખન કહ્યો નથી; જે બહાર વાઘ જેવા ગણાતા, પણ મારી સાથે જેની વર્તણુક ગરીબ ગાયના જેવી હતી, તે આટલી નાની ઉમરમાં આવે અકાળ મોતે મારાથી રીસાઈ ગયા, અને હું દુષ્ટ પાછળ પડી જાઉં? ના ના, તે જ્યાં જશે ત્યાં હું જઈશ. તેનું જે થશે તે મારૂં થશે. હવે જીવવું? જીવીને મારા ધણીની અસદ્‌ગતિ કરાવવી અને જે પૂર્વ જન્મના પાપથી તેનું આવું મૃત્યુ થયું તે પાપ ધોઈ નાખવાનું મારા અખતીયારમાં છતાં આ ક્ષણભંગુર જગતમાં થોડા દહાડા દુઃખે પાપે કાઢવા સારૂ તેના અક્ષય સુખનો નાશ કરૂં? હવે જીવવું? જીવીને ઘરેણાંનો ત્યાગ કરી રૂદ્રાક્ષની માળા ધારણ કરવી, અને મારાં વહાલાં લુગડાં બચકે બાંધી ધોળું વસ્ત્ર પહેરી ફરવું. હવે જીવવું? જીવીને સઘળા વ્યવહારથી દૂર રહેવું, અને સઘળા શુભ કામમાં મારો

ઓળો પડવા ન દેવો. હવે જીવવું ? જીવીને લોકમાં રાંડ કહેવડાવવું, અને રસ્તામાં કોઈને મળું તો અપશુકન સમજી પોતાના ઘરમાં પાછા ભરાઈ જાય તે સહન કરવું. હવે જીવવું ? જીવીને ઘરમાં બોજો થઈ પડવું, અને માબાપને દુઃખનું મૂળ થવું. હવે જીવવું ? જીવીને ભાઈ ભોજાઈના ઠોક ખાવા, અને પેટને સારૂ હલકામાં હલકી પરતંત્રપણાની અવસ્થા ભોગવવી. હવે જીવવું ! જીવીને શું સુખ ભોગવવું ? જીવવાથી ફળ શું ? માટે એવી રીતે જીવવા કરતાં મરવું લાખગણું સારૂં. તેથી મરવું એજ સિદ્ધાંત, એમાં કંઈ સંશય નહીં. માટે મારા ધણીની સાથે મારી પણ તૈયારી કરવી." આટલું બોલતાં બોલતાં તેને બેહદ જોસ ચઢી ગયો, અને તે 'જે અંબે' 'જે અંબે' બુમ પાડી ઊઠી. એ બુમ સાંભળતાંજ સઘળાં બાઈરાં સતીમાની પાસે આવી તેને પગે પડયાં, અને જે રોતું હતું તેને ધમકાવવા લાગ્યાં.

તે વખતે બે પિંડ તયાર કરાવી ગોરે એક શબનો અને બીજો પાંથક એ પ્રમાણે એક શબની નીચે દર્ભ ઉપર અને બીજો આંગણે મુકાવ્યો, અને શબને શ્મશાન લઈ જવાની તૈયારી થઈ જોઈને બાયડીઓ ગુણસુંદરીને બીજા ઓરડામાં લઈ ગઈ, ત્યાં તેને સ્નાન કરાવ્યું. પછી તેણે પોતાને હાથે ઘણાંજ કીમતી વસ્ત્ર પહેર્યાં, અને ઘલાઈ શકાય એટલાં ઘરેણાં ઘાલ્યાં. બાકી જે પોતાનું રહ્યું તે સઘળું પોતાની બહેન, ભોજાઈ વગેરે સગાંને વહેંચી આપ્યું. તે સતીમાતાનો પ્રસાદ તેઓએ ઘણા હરખની સાથે લીધો. પછી પોતાને કપાળે પીયળ કાઢી ચોટલો છૂટો તથા ભીનો રાખ્યો, અને એવે વેશે તે પાછી પોતાના ધણીનાં શબ પાસે આવી. તેનાં દર્શન કરવાને મહોલ્લાના તથા શહેરના એટલાં લોકો એકઠાં થયાં કે ત્યાં દેવમંદીરના જેવી ભીડ થઈ રહી. તે સઘળાં તેને પગે લાગતાં, અને તેઓને તે આશીર્વાદ દેતી હતી. કેટલીએકવાર ચુપ રહ્યા પછી તે બોલી "સાંભળો લોકો, એકવાર મહાદેવના સસરાએ યજ્ઞ કીધો તેમાં તેણે પોતાના જમાઈને નોતરૂં દીધું નહીં, તેથી તે મહાદેવની સ્ત્રી સતીને ક્રોધ ચઢયો, અને તે તેના બાપના ઘરમાં અગ્નિકુંડમાં પડીને બળી મોઈ. તેને બીજે જન્મે તે પાર્વતી થઈ હિમાચળને ઘેર અવતરી, અને મહાદેવને પાછી વરી. એજ રીતે આજે હું મારા ધણીની ચિતામાં બળી મરી બીજા જન્મમાં અવતરી તેનેજ પરણીશ, અને જેટલું સુખ ભોગ-

વળું બાકી રહ્યું છે તેટલું ત્યાં ભોગવી લઈશ." તે સાંભળી લોકો "જે અંબે" "જે અંબે" બોલ્યા, તે વખતે સતીમાએ પોતાના બે હાથ ઘસીને તેમાંથી મુઠ્ઠેમુઠ્ઠા હિંગળોક કાઢયો, અને તેવડે સઘળી સૌભાગ્યવંતી સ્ત્રીઓને ચાંલ્લા કીધા. ઘણીએક ઓળખતી સ્ત્રીઓના માથા ઉપર અથવા વાંસે હાથ ફેરવ્યા; અને બીજીઓને હાથ લાંબા કરી આશીર્વાદ દીધો. કેટલીએક સ્ત્રીઓ પોતાનાં માંદાં છોકરાંને ત્યાં સતી માતાના દર્શન કરાવવા લાવી હતી અને તેના ઉપર સતીમાનો હાથ મુકાવવાને તેઓ ઘણી આતુર હતી; તે સઘળાંને રાજી રાખવાને બધાં માંદાં છોકરાંને આશીર્વાદ દીધો. એટલે તેઓ સુસ્ત થઈ પડી રહ્યાં હતાં તે હસવા તથા રડવા લાગ્યાં. લોકો આવેલા, કોઈ જાય નહીં, અને નવા આવ્યાં જ કરે તેથી શબ લઈ જવાને વખત ન મળે માટે બ્રાહ્મણોએ સઘળા લોકોને ઘર બહાર કાઢી મૂક્યા અને શબને બહાર કાઢ્યું. એવે વખતે સાધારણ રીતે જે રડારડ તથા બમાબૃમ પડે છે તે કાંઈ તે વખતે ત્યાં થયું નહીં. જ્યાં સતી થવાની હોય ત્યાં રડવાનું કામ બંધ પડે છે. સતી હાથ ચોળતાં અને હાથમાંથી હીંગળોક વેરતાં વેરતાં બહાર આવી સુખાસનમાં બેઠાં. આગળ પાછળ લોકોનું ટોળું અને વચમાં શબને ઉંચકનારા બ્રાહ્મણો તથા સતીનું સુખાસન હતું. લોકો પાછળથી "જે અંબે" "જે અંબે" "અંબે માતકી જે" કરતા હતા, અને તેમાં સતી મા પણ સામેલ થતાં હતાં. આગળ રણશીંગડાં, સરણાઈ, તુરાઈ, ઢોલ, નોબત, ઘંટા, ઘડીઆળ, શંખ, થાળી, ઝાંઝ વગેરે વાજીંત્રનો એકત્ર થયલા જેવો, પણ બેસુરો તથા ભયાનક નાદ થતો હતો. એવી રીતે તે સઘળાં શહેરના દરવાજા આગળ આવ્યાં. તે વખતે વાંઝીઆં બઈરાં પુત્રવંતાં થવા સારૂ સતી માતાનો હાથ માથે મુકાવવા આવ્યા. તેઓ સઘળાંને તેણે રાજી કરી પાછા વાળ્યાં. જે બઈરીઓને સાસરે અથવા પીએર દુઃખ હતું, જેઓના ધણી તેઓના કહ્યાસર નહીં હતા, જેઓને રંડાપો વહેલો આવશે એમ લાગતું હતું, જેઓને છોકરાં આવતાં પણ જીવતાં નહીં તે સઘળાંને સતીમાએ આશીર્વાદ દીધો. પછી પુરૂષોના ટોળે ટોળાં પોતપોતાનાં ધારેલાં કામ પાર પડે એવા હેતુથી સતીને પગે પડી આશીર્વાદ માગવા લાગ્યાં. તેઓ સઘળાં તુપ્ત થયાં; ત્યાર પછી જે કોઈએ કોઈપણ વખત સતીના ઉપર દ્વેષ રાખ્યો હશે, જેઓએ બુરી રીતે તેને અપશબ્દ કહ્યા હશે, અથવા ગાળો દીધી હશે, તેઓએ પણ

તેની પાસે ક્ષમા માગી તે તેમને મળી. આગળ ચાલતાં શબને દરવાજા બહાર વિસામા ઉપર મૂક્યું, અને ત્યાં ધારા પ્રમાણે પિંડદાન કરવામાં આવ્યું. તે વખતે લોકોનાં ટોળાંમાંથી એક ચીથરીઆ રજપૂતે બહાર નીકળી હાથ જોડી સતીનિ વિનંતિ કીધી. "માતા પરાપૂર્વથી એવો સંપ્રદાય છે કે જ્યારે કોઈ સતી થાય છે ત્યારે તે શહેરના, અથવા ગામના દરવાજા ઉપર હાંગળોકના હાથા મારે છે, અને શહેર અથવા ગામના રાજા તથા રૈયતને એ બંનેને આશીર્વાદ દે છે તે પ્રમાણે માતાએ પણ આ વખતે કરવું જોઈએ." તેજ ક્ષણે સતીએ પોતાના બે હાથ ચોળી બળતા અંગારાએ ખોબો ભર્યો, અને તે શહેર ઉપર ફેંકી બોલ્યા: "જે રાજાએ વગર વર્કિ પરસ્ત્રી, પોતાના મુખ્ય પ્રધાનની વહુ બ્રાહ્મણી, અને તેપણ વળી નાગર જ્ઞાતિની, એવીનું હરણ કીધું, જે રાજાએ એવું કામ કરી તેના મુખ્ય પ્રધાનને, તેનું ભલું ઇચ્છનારને, તેના રાજ્યનું સુખ વધારનારને તેના દરબારમાંથી હમેશાં સુધી કાઢી મૂક્યો, જે રાજાએ બળાત્કારે પરસ્ત્રીહરણ કરવામાં તેનો ધરબારી જે એક ઉંચો બ્રાહ્મણ હતો તેની હત્યા કરાવી, જે રાજાએ બ્રહ્મહત્યાની સાથે સ્ત્રીહત્યા પણ કરાવી અને અગરજો તે સ્ત્રીના મનને મરવું દુર્લભ છે અને કૈલાસ લોકમાં જવા જેવું છે, તોપણ તેના અકાળ મૃત્યુથી તેના માબાપ, ભાઈ, બેન, સગાંવહાલાં ઇત્યાદિને જે પરમ દુઃખ થશે તેનું કારણ જે રાજા છે, તે રાજા ગણ્યા દહાડામાં વનવન રઝળશે; તેની બઇરી પારકા લઈ જશે; તેની છોકરી દુઃખ પામી પામીને પરપુરૂષના હાથમાં જઈ પડશે; તેનું મોત તે પોતે હાથે માગી લેશે; તે ક્યાં અને ક્યારે મુઓ તે કોઈ જાણશે નહી; તેનું નામ, નિશાની કાંઈ રહશે નહી; તેના મહેલમાં તેના શત્રુ આવી વસશે; અને રાજાના પાપથી રૈયત દુઃખી થાય એવો નિયમ છે તે પ્રમાણે આ અણહિલપુર પાટણનો નાશ થશે; તેનું દ્રવ્ય લુંટાઈ જશે; તેના વ્યાપારીઓ જડમૂળથી ઉખડી જશે; અને કેટલાએક કાળ પછી આ ઠેકાણે આવું મોટું શહેર હતું, તેનું એક પણ ચિહ્ન રહેશે નહી. રે જગદંબા! મારો આ શાપ ફળજો. જો મારૂં વચન સિદ્ધ ન થાય તો મને પાપી, દુષ્ટ, ઢોંગી અને મિથ્યા સતી સમજજો; માટે રે તેત્રીસ કરોડ દેવતાઓ! મને સહાય થજો, અને મારૂં વાક્ય ફળીભૂત કરજો."

---

# વેદાંતી ભાઈઓ.

## ૧૮૫

પહેલેજ દહાડે તેઓ એકલા અને વાટ દેખાડનાર કોઈ ભોમીઓ નહિ તેથી ભુલા પડ્યા, અને ધોરી રસ્તો છોડીને એક જંગલમાં પેઠા. જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ જંગલ વધારે ગાઢું થતું ગયું, અને જ્યારે સાંજ પડી, ત્યારે ત્યાં એટલું તો અંધારૂં થઈ ગયું કે એક ડગલું પણ તેઓનાથી આગળ જવાયું નહિ. નિરાશ થઈને તેઓએ ઘોડા ઉપરથી ઉતરીને ઘોડા ઝાડ સાથે બાંધ્યા. જંગલી જનાવરોની દહેશતને લીધે તેઓ ઝાડ ઉપર ચઢી ત્યાં આખી રાત સુઈ રહેવાનો મનસુબો કરતા હતા, એટલામાં પાસેનાં ઝાડમાંથી બે બ્રાહ્મણો હાથમાં નાગી તલવાર લઈને તેઓની સામા ઉભા રહ્યા. જ્યારે તે ચારેજણાની આંખ મળી ત્યારે બ્રાહ્મણો બોલ્યા: "યજમાન રાજા, કલ્યાણમસ્તુ, અમે દક્ષણા લેવા આવ્યા છીએ." માધવે આશ્ચર્ય પામીને તેઓની સામું જોઈને પૂછ્યું "ગોરમહારાજ, તલવાર ઉઘાડી રાખી દક્ષણા માગતાં બ્રાહ્મણોને મેં મારી જીંદગીમાં આજે જ જોયા. તમારી હકીકત કાંઈ વિચિક્ષણ હશે, માટે કૃપા કરી તમો કોણ છો, તથા તમારો ધંધો શો છે તે કહો." બ્રાહ્મણો બોલ્યા: "યજમાન રાજા, અમે બે ભાઈઓ છીએ, અને અમે વેદાંતી ધર્મ પાળીએ છીએ. થોડાં વર્ષ ઉપર કંઈ ધંધો ન મળવાથી અમે એવા તો દરિદ્રી થઈ ગયા, અને તેથી અમારી બાયડીઓ અમને એટલા રોજ ઠોક પાડવા લાગી કે કાંઈ પણ ધંધો કરવાનો અમે નિશ્ચય કીધો. એવામાં એક દહાડો એક વ્યાસજી વેદાંત ઉપર કથા કરતા હતા તે સાંભળવાને બેઠા. કથામાં વ્યાસજી બોલ્યા: "આ જગત માયારૂપી છે. ભાઈઓ એક બાજીગરનો ખેલ છે. જેમ જાદુગરલોકો નજરબંધી કરી ધૂળ હોય ત્યાં પાણી દેખાડે છે, તેમ માણુસ સઘળું ખોટું દેખે છે. જગતમાં આત્મા અને પરમાત્મા સિવાય બીજું કાંઈ નથી. જે જે પ્રાકૃતિક પદાર્થ આપણી ઇંદ્રિઓવડે માલમ પડે છે તેઓ ખરેખર જગતમાં છેજ નહિ. એ તો માત્ર આભાસ છે. જેમ સ્વપ્નમાં આપણને હજારો વસ્તુ દેખાય છે, શબ્દ સંભળાય છે, અને સઘળાં ઇંદ્રિયસુખ મળે છે, પણ જાગ્યા એટલે તેઓમાંનું કાંઈ ત્યાં હોતું નથી, તેમ આ જગતમાં આપણી અવસ્થા સ્વપ્નવત્ છે. પદાથ કાંઈ છેજ નહિ, માટે રે ભાઈઓ, જગતમાં લોકો પૈસો મેળવવાને

જે શ્રમ કરે છે તે સઘળા મિથ્યા છે. જેટલું લોકો મારૂં તારૂં કરે છે, તે ફોકટ છે. અલ્યા, મારૂં કાંઈ નથી, અને તારૂં પણ કાંઈ નથી." એ કથા સાંભળીને અમારા મન ઉપર એટલી તો અસર થઈ કે અમે વેદાંતી થઈ ગયા, અને મારા અને તારામાં કંઈ અંતર ગણવો નહિ એવો નિશ્ચય કીધો. પછી એકવાર અમે અમારા યજમાનને ઘેર કાંઈ કામસર ગયા, ત્યાં એક પૈસાની થેલી પડી હતી તે જોઈને અમે વિચાર કરવા લાગ્યા કે આને માનવી પૈસો કહે છે, પણ ખરેખરો તો તે છેજ નહિ, એ તો માત્ર આભાસ છે. વળી જગત કારમું છે, તથા આવરદા ક્ષણભંગુર છે, તેથી એ પૈસા મૂકીને યજમાનને કોઈ દહાડો જવું પડશે, અથવા એ પૈસા યજમાનને મૂકીને જતા રહેશે, એ બેમાંથી એક વાત તો નિશ્ચય બનવાનીજ. હવે યજમાન પૈસાને મૂકીને હમણા જાય એવો સંભવ નથી, અને જાય તોપણ તેથી અમને કાંઈ લાભ થાય નહિ. ત્યારે પૈસાએ આજે યજમાનને મૂકીને જવું જોઈએ. વળી મારૂં તારૂં એ સઘળું મિથ્યા છે, માટે યજમાનના પૈસા અને અમારા પૈસા એમાં ભેદ શો ? એમ વિચારીને તે થેલી ઉંચકી લીધી, અને તે લઈને જતા હતા એટલે યજમાનના દુષ્ટ ચાકરોએ અમને પકડ્યા, અને યજમાનના કહેવાથી અમને રાજા આગળ લઈ ગયા. રાજાની પણ આંખ ઉપર માયાની અંધારી બાંધેલી તેથી તેણે મારા તારામાં ભેદ ગણ્યો, અને વેદ વ્યાસજીના વેદાંત મતથી વિરૂદ્ધ ચાલીને અમને પાંચ વર્ષ બંધીખાનામાં નાખ્યા. કારાગૃહમાં એટલાં વર્ષ મફતનું, વગર મહેનતે ખાધા પીધા પછી અમને છોડી મૂકયા. હવે શું કરવું ? જગત તો દુષ્ટ માયામાં વિંટલાયલું, અને પરમાત્મામાં લય પામવાનાં સાધન શોધવાને બદલે મારા તારામાં લડીમરી ઘાંચીના બળદની પેઠે ચોરાશી લાખના ફેરા ફર્યા કરે છે. એવા લોકોમાં સર્વોત્કૃષ્ટ વેદાંત મત ચલાવવા જઈએ તો સંકટમાં આવી પડીએ, તેથી ઋષિઓની પેઠે વનવાસ કરવો એવો નિશ્ચય કીધો; અને આ જંગલમાં ત્રણ મહીના થયાં આવ્યા છીએ, પણ લાડુ ને ઘી ખાધેલાં તે હવે કંદ, મૂળ, ફળાદિનો આહાર શી રીતે થાય ? તેથી કોઈ યજમાન શોધવાને રાતની વખતે નિકળીએ છીએ. તમે પહેલાજ મળ્યા છો, માટે જો તમે વેદવ્યાસજીને માનતા હો તો લુગડાં પાઘડી આદિ જેને તમે તમારૂં કહો છો તે અમારૂં કરો; નહિ તો આ તલવાર વડે તમને પરમાત્માનો મેળાપ કરાવી આપીશું." માધવને એ બે વેદાંતી બ્રાહ્મણોની વાત સાંભળી ઘણું

હસવું આવ્યું, અને પેટના દુઃખથી તેઓના મગજ ઉપર અસર થઈ છે એમ સમજીને તેઓને એક સોનાની મોહોર આપી, તે લઈને આ બને ઘણા પ્રસન્ન થયા. વદાય કરતી વખતે માધવે તેઓને બોધ કર્યો કે હજી વેદવ્યાસજીનો મત દુનીઆમાં ચાલ્યો નથી, માટે હવે પછી જો તમે મારૂં તારૂં સમાન ગણવા જશો, તો આ તમારીજ તલવારથી તમનેજ પરમાત્મા સાથે ઓળખાણ કરવું પડશે. વેદાંતી ભાઈ તેઓને આશીર્વાદ દઈ ચાલતા થયા.

કરણઘેલો.

---

# રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ

સી. આઈ. ઈ.

તેમનો જન્મ ઇ૦ સ૦ ૧૮૨૯માં સુરતમાં વડનગરા નાગર ગૃહસ્થની જ્ઞાતિમાં થયો હતો, અને મરણ ઇ૦ સ૦ ૧૮૯૧માં થયું હતું. તેઓ અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ અને ગુજરાતી ટ્રાન્સલેટર હતા. તેમના બનાવેલા મુખ્ય ગ્રંથો ઇગ્લંડની મુસાફરી, વનરાજ ચાવડો, સધરા જેસંગ, કેળવણી પ્રકાર, બોધવચન વગેરે.

૧૮૬

## સુરપાળનો ઉત્તર.

સોલંકી સેનાપતિ મીર જોગ લખીતંગ શ્રીપંચાસર નગરથી શ્રીમાન ચાવડામણી મહારાજાધિરાજ રાજેંદ્ર જયશિખર ગુર્જરેશ્વરનો વિશ્વાસુ, ને નિમકહલાલ સેવક, ગુર્જરી માતાનો સાચો તન, સુબુદ્ધિપરી, ગુર્જર સેનાધિપતિ સુરપાળ. જત તમારો નીચ પત્ર વાંચી તમારી નીચ, ભ્રષ્ટ બુદ્ધિને માટે મને ખેદ થયો. પૂર્વ કાળથી આર્ય શૂરવીરો નિષ્કપટી, ચોખ્ખા મનના, સદ્‌ગુણી અને સદ્‌ગુણને ઉત્તેજન આપનારા હોઈ તેવાજ ગુણો સામાવાળીઆમાં ઇચ્છતા. રિપુરાજાના સેવકોને લાંચ રૂશવત આપી નરકમાં મોકલવાનો દુષ્ટ પ્રયાસ તેઓ કદી કરતા નહિ. ધર્મયુદ્ધ કરી જય પામવો, કે રણમાં પડી સ્વર્ગે જવું, કે શત્રુને મોકલવા, એજ તેમનો હેતુ હતો. તમે એ પવિત્ર બુદ્ધિ તજી અધમ મતિને પામ્યા છો. એથી તમારા રાજ્યની થોડા વખત પછી પડતી થશે એ નક્કી જાણજો. હાલ કદાપિ દૈવયોગે કૃતેહ મેળવશો, તથાપિ તેનું ફળ આખીર હલકાનું

નથી. અમારા બહાદુર ચાવડા તમને સુખે બેસવા દેવાના નથી. તમે લાંચીઆ ચોર હશો તેથી મને પણ તમારા જેવો ધારી ફોડવા માગો છો, પણ એ ખચીત જાણજો કે જે લોક લાંચથી વિશ્વાસઘાત કરે છે, સાચાનું જૂઠું કરે છે, પક્ષપાત કરે છે, અન્યાય કરે છે કે કરાવે છે, પોતાનો ખરો ધર્મ બજાવતા નથી, તેઓ વખતે થોડા કાળ સુધી દ્રવ્ય જોડે, મોટી પદ્વીને પામે, પણ અંતે તેમનો નાશ થાય છે, તેમનો વંશ દુર્દશાને પામે છે, તેમનો આત્મા નરકવાસ કરે છે. તેઓ પોતાને હાથે પોતાનો કુવાડો પોતાના પગમાં મારે છે. તેઓ પોતે નઠારા છે અને બીજાને બગાડે છે. રાજકારભારીઓમાંથી, રાજસેનામાંથી, નોકર ચાકરોમાંથી સત્ય અને ન્યાય ગયાં, પ્રમાણિકપણું ગયું, ઉદારતા ગઈ, નીચ બુદ્ધિ આવી, લોભ પેઠો, સ્વાર્થે દેશ કલ્યાણ ભાવને મનમાંથી ખસેડયો કે રાજ્યમાં નબળાઈ, કુસંપ, દુરાચાર, દુષ્ટઇચ્છાદિક વિનાશ કરનારા શત્રુઓ પેસવાના અને નખોદ વાળવાના. સત્ય અંતે તરશેજ એમાં સંદેહ નથી. વેદવાક્ય છે કે "સત્યમેવ જયતે". અમારા ચાવડા લોકમાં, અમારા ગુર્જરોમાં લાંચ લેનારા નથી માટે અંતે અમે અમારૂં રાજ્ય પાછું નક્કી મેળવીશું. હલકા દરજ્જાનો સિપાઈ સરખો લાંચથી ફૂટે તેવો નથી તો મને તું કેમ ડગાવી શકીશ! જ્યારે ગુર્જરો નાકકટ્ટા લાંચીઆ થશે ત્યારે અમારા દેશમાં કળજુગ પ્રવેશ કરશે; ત્યારે પુરૂષો પત્નીવ્રત છોડશે, અને સ્ત્રીઓ પતિવ્રત મૂકશે. ઉદ્યમ ઘટશે અને દળદર આવશે. પણ હાલ તો અમારા મુલકમાં સતજુગ છે. રાજા પ્રજા, સ્વામી સેવક, સ્ત્રી ભરથાર, પિતા પુત્ર, પોતપોતાનો ધર્મ પાળે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "ધર્મોજય" માટે અંતે ગુર્જરોનો જય થવાનોજ છે. તમે પાપી છો અને મને પાપના ખાડામાં ખેંચવા પ્રયત્ન કરો છો, પણ "પાપો ક્ષય" માટે હું તમારો તાણ્યો તણાવાનો નથી. રે દુષ્ટ! ભુંડા! શું તારો રાજા પણ તારા જેવો દુષ્ટ હશે કે તારા ભરમાવ્યાથી ભૂલ્યો? ઇંદ્રાસન મળતું હોય તોપણ હું મારો ધર્મ ચૂકું નહિ. ત્રિલોકના રાજ્યની લાલચે પણ હું લુણહરામ ન થાઉં, મારા સ્વામીની સેવા તજું નહિ, વિશ્વાસઘાત કરૂં નહિ, લાભના લોભથી કે વેર લેવાને, કે બીજા કશાથી કદી ડગું નહિ. કદી સત્ય છોડું નહિ, હું સાચો છું ને મારા દેહમાં જીવ છે ત્યાંસુધી સાચો રહીશ. ધિક્કાર છે નફ્ટ લાંચ લેનારને! લ્યાનત છે લાંચ આપનારને અને લાંચ આપવાનો પ્રયત્ન કરનારને! ધિક્કાર છે તેની જણતીને! તે લુચ્ચા પોતાના

પૂર્વજનાં મોં કાળાં કરે છે, કુળની લાજ ખોય છે ને અધમગતિને પામે છે. તેમનો વંશ વઠે છે, ને તેમનું કુળ આખરે નિકંદન થાય છે. આ પત્ર વાંચી ખૂબ શિખામણુ માની લેજે, ને તમામ સોલંકી સરદારોને અને આખી ફોજને એકઠી કરી વાંચી સંભળાવજે. તારા એ કાગળથી તારા દેશની, તારા રાજ્યની, તારી અને તારા બાપદાદાની પ્રતિષ્ઠા ગઈ છે. લાંચ દેનાર અને લેનાર કાળા મોંના છે, કેમકે લાંચીઆને હાથે અતિ અનર્થ થાય છે. લાંચીઆ માણસ પશુ છે, રાક્ષસ છે, દૈત્ય છે; કેમકે તેઓ ફાંસીઆ ઠગ છે. મને રાજ્યદ્રોહી કરવા ચહાનારને ધીટકાર છે. મારી સુકીર્તિને, મારા રૂડા નામને બટ્ટો લગાડવાનું કરનારને ધિક્કાર છે! લાંચીઆને ધિક્કાર છે!! લાંચનો અપરાધ મોટો છે. વર્ણસંકર હોય તેજ લાંચીઆ હોય છે. લાંચીઆ ચોર છે! પાપી છે! મહાપાપી છે!

વનરાજ ચાવડો.

---

# મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જે. પી.

સંસ્કૃતમય ગુજરાતીના હીમાયતી સ્વ. મનઃસુખરામભાઈનો જન્મ ઇ. સ. ૧૮૪૦માં નડીઆડમાં વડનગરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો અને તેમનું મરણ ઇ. સ. ૧૯૦૭માં થયું હતું. તેઓ કચ્છ ને ઈડર સ્ટેટના એજન્ટ અને જુનાગઢના કાઉન્સીલર હતા. તેમનાં રચેલાં પુસ્તકો—ઉત્તર જયકુમારી, વેદાંત વિચાર, અસ્તોદય અને સ્વાશ્રય, ભગવદ્ ગીતા શાંકર ભાષ્યનું ભાષાંતર અને વાલ્મિકી રામાયણનું પદ્યાત્મક ભાષાંતર વગેરે.

૧૮૭

## મનુષ્યના ત્રણ વર્ગ.

આ જગતનાં મનુષ્યોના ત્રિવર્ગ થાય છે. તેમાં વિશેષ સંખ્યા નીચ વર્ગમાં જણાય છે. તેમને બોધ પહોંચી શકતો નથી. મધ્યમ વર્ગમાં પ્રમાણુમાં જે અલ્પ સંખ્યા છે, તેમાંથી જે પાછાં હઠે છે કે ઉભાં રહે છે તેને અંતે નીચ વર્ગમાં જવાનું થાય છે, અને જે વર્ધમાન વા અગ્રગામી થાય છે તેનું સંચરવું ઉત્તમ વર્ગ—કે જેમાં અલ્પતર સંખ્યા છે—તેમાં થાય છે. આમ પરસ્પર સંબંધ હોવાથી સર્વે વર્ગ વિષે વિચાર જાણુવા ઉપયોગી છે.

જન્મથી જે પોતાની દશા હોય તેવી ને તેવીજ દશામાં રહેનાર માણસો નીચ વર્ગમાં ગણાય છે. જન્મ પછી વધવું એ સ્વાભાવિક નિયમ કે સંકેત છે એમ સર્વનાં શરીરની વૃદ્ધિ ઉપરથી સ્પષ્ટ જણાય છે; બાલકના અવતરતી વેલાના શરીરમાં, અને પછી તેના તેજ બાલકના પચીસ ત્રીસ વર્ષના શરીરમાં વૃદ્ધિ થઈ કેટલો બધો અંતર પડે છે, એ સર્વને પ્રત્યક્ષ છે. જેમ શરીર વિષે સર્વ પ્રાણીને છે, તેમ શરીર સંબંધી સર્વ વિષયોમાં મનુષ્ય પ્રાણીને એક વિશેષ છે. ભાષાના તથા વિચાર વૃદ્ધિના સાધનના અભાવને લીધે પશુઓને, પ્રથમની જે દશા હોય છે તેમાંજ રહેવું પડે છે. હોય તેજ દશામાં રહેવું એ પશુની સ્થિતિ છે. પોતાની દશા સુધારવા તથા વધારવા મનુષ્યજાતિ પાસે બહુ સાધન છે, અને તેનો જેમ જેમ ઉપયોગ કરવામાં આવે, તેમ તેમ માનવીદશા સારી રીતે વધતી જાય છે; તેમ થાય એમાં એક સાધન થવું એ મનુષ્યમાત્રનો ધર્મ છે. જે હોય તેજ અવસ્થામાં રહેવું એ પશુતુલ્ય થવા જેવું છે; તેમ છતાં દુર્ભાગ્યે, બહુ સંખ્યા પ્રથમથી બહારની જે સ્થિતિમાં હોય છે તેજ સ્થિતિમાં સદા રહે છે. એ દશાનું શાસ્ત્રોક્ત નામ કહીએ તો તમોગુણની દશા કહેવાય, જે તમોગુણ મૂઢ આદિ વૃત્તિનો હેતુ છે. તેમાં જડતા બહુ આવે છે; અને તે મનુષ્યોને આલસ્ય, મૂઢતા, અંધકાર આદિમાં રાખે છે. અર્થાત્ નીચવર્ગીય મનુષ્ય સજીવ છતાં સ્થાવર સમાન થઈ રહે છે.

ઈશ્વર કૃપાથી કોઈ સંયોગને લીધે જે કોઈ મનુષ્યો એ સીમામાંથી નીકળી અગાડી આવે છે તે ઉપરી વર્ગમાં સંચરે છે.

મધ્યમ વર્ગમાંનાં મનુષ્યો પોતાની અવસ્થા સુધારવા વધારવા પ્રયત્ન કરે છે, અને એમ કરવું એજ માનુષ્યમાં મનુષત્વ છે. થોડું ભણી વાંચવા લખવા શક્તિમંત થયા હોય, અને પોતાની મૂલ અવસ્થા હોય તેમાંથી ગમે તે પ્રકારે જે આગળ જવા ધારતા હોય, એ સર્વ આ વર્ગમાં આવે છે, તેમાંથી કેટલાક થોડું ચાલી અટકી પડે છે, કેટલાક ચાલ્યા જઈ અધિકાધિક યોગ્યતા મેળવી અંતે ઉત્તમ વર્ગમાં પ્રવેશ કરે છે. આ મધ્યમ વર્ગમાંથી ઉત્તમ વર્ગમાં સંચરવાની આશા રાખનાર ઉત્સાહી મહાશયોએ કેટલાક વિચારો બહુ લક્ષમાં રાખવાના છે.

શાસ્ત્રોક્ત રીતે, એ મધ્યમ અવસ્થામાં આવેલા મનુષ્યને રાજસી વૃત્તિનાં કે રજોગુણી મનુષ્યો કહે છે. રજોગુણ ઘોર અને રાગ આદિ

વૃદ્ધિને હેતુ છે, તેથી સંચાલતા બહુ આવે છે, એ ગુણમાં વર્તતાં મનુષ્યોને કાર્યોમાં તથા કર્મમાં બહુ આસક્તિ થાય છે, અને તેથી તૃષ્ણા જાગી તે તૃષ્ણારૂપી રજ્જુથી બંધાઈ તેઓ આગળ પાછળ ખેંચાય છે. એ અવસ્થામાં બહુ સાવધાની રાખવાની છે; કારણ કે તેમાંથી નીચે પડાય છે, કે તેમાંને તેમાંજ હિંદોળે ચડાય છે, કે તેમાંથી ઉત્તમ વર્ગમાં જવાય છે. સમજુ મનુષ્યોએ તેમાંથી ઉત્તમ વર્ગમાં જવાનું ઉચ્ચ લક્ષ્ય રાખવું. તેટલા માટે તેમણે પ્રથમ નિરંતર સન્માર્ગમાં વધ્યા જવાની પ્રતિજ્ઞા કરવી અને તે સંવર્ધન (Progressing)ને સદા સ્મરણમાં રાખી જ્યાંસુધી પુરૂષાર્થ સિદ્ધ થાય ત્યાંસુધી ન વિરામવાનું 'પણ' લેવું.

સદા મહાશય રાખી ગમે તેવાં વિઘ્ન કે વિક્ષેપ આવે તોપણ કદાપિ વિરામવું નહિ. જે વિક્ષેપ દેખી પાછાં હઠે છે કે વિરામે છે તેમને ઇચ્છિત ફલ મળતું નથી, અને કરેલો શ્રમ વ્યર્થ જાય છે. કોઈ કોઈ સમયે તો ફલ બહુ સમીપ હોય છે, પણ ધૈર્ય ત્યજી વા હિંમત હારી ઉભા રહેથી તેનો લાભ લેવાતો નથી. કેટલેક પ્રસંગે તો 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે અભાગીઓ મોં ધોવા ગયો' એવુંજ થાય છે. માટે ગમે તેવાં સંકટો, ગમે તેવા પ્રતિબંધો, ગમે તેવા વિક્ષેપો, સંક્ષેપમાં ગમે તેવા ઉદ્વાસ્ત આવે તોપણ શૂરવીરની પેઠે સુવર્ધમાન શબ્દના મંત્રનો જપ મનમાં કરતા રહી, અને તેજ શબ્દનો ઘોષ મુખથી કરતા જઈ, સન્માર્ગમાંથી ચળ્યાવિના અગ્રગામી રહેવું તો અંતે ઈશ્વરના અનુગ્રહથી શુભ ફળ મળશેજ મળશે.

અમેરિકાખંડ શોધી કહાડનાર કોલંબસના વૃત્તાંતથી સિદ્ધ થાય છે કે, જે લોકો સંકટથી નિરાશ ન થતાં સંવર્ધમાન રહે છે તેને અંતે ઇચ્છિત ફલ મળે છે. જેટલા દિવસનું અનુમાન કર્યું હતું તે કરતાં બહુ દિવસ સુધી તેણે પોતાની નૌકાને આગળ ચલાવ્યા કરી તોપણ કોઈ સ્થલ વા દેશ દેખાયો નહિ, તેથી તેના સંગીઓ એટલા બધા રોષે ભરાયા કે કોલંબસને મારી નાખવાનો તેમણે સંકલ્પ કર્યો, તોપણ કોલંબસે પોતે ધૈર્ય રાખી, તેમને પણ બહુ પ્રકારે શાન્ત પાડ્યા, અને અંતે અમેરિકા જેવો આખો ખંડ શોધી અમર નામ કર્યું. સામાન્ય મનુષ્યોની પેઠે સંકટ જોઈ નિરાશ થઈ કોલંબસ પાછો વળ્યો હત તો કરેલો શ્રમ વ્યર્થ થાત, તેના જીવતરને નિષ્ફલતાનો ચાંલ્લો ચોંટત, અને ફલ કશું ન થાત.

સંવર્ધનના પ્રતાપથીજ કોલંબસને અમેરિકા ખંડ મળ્યો કહીએ તો ચાલે. આપણે આપણી શક્તિ અને આશયના પ્રમાણમાં, નિરાશ થઈને ઉભા રહીએ ત્યાં જરા સારૂ, ફલથી દૂર રહેતા હઈશું, એમ હોય તો તેમાં શું આશ્ચર્ય છે. આપણે જે શુભ કર્તવ્ય કરવાનો આરંભ કર્યો હોય તેમાંથી વિરામવાની વૃત્તિ થાય ત્યારે એટલુંજ આપણે પોતાનેજ પૂછવું કેઃ—

અલ્પ અંતર સારૂ સર્વ સિદ્ધિનો નાશ તો નથી થતો ? એટલું સ્મરણ કરી કોલંબસની પેઠે સંવર્ધમાન થવું. ઈશ્વરેચ્છાથી એમ થયે કર્મ અને ફલનો યોગ થશેજ થશે.

શૂરવીર નેપોલીઅન બોનાપાર્ટની પેઠે અશક્યતાના નિરાશાના વાચક શબ્દ કોશમાંથી કહાડી નાંખી, સંવર્ધન શબ્દનુંજ સેવન રાખવું ગ્યોગ્ય છે.

નીચવર્ગવાળાંજ મનુષ્યો, સૂક્ષ્મદર્શકયંત્રના જેવી વિચારરૂપી આંખોથી—નાની નાની કઠિનતાઓને મોટી મોટી દેખી, બી જાય છે, એટલે પછી જીવતરસફલકર મહાશયને તો જોવાનો વારો પણ તેમને આવતો નથી, અને તેમની સૂક્ષ્મદર્શક આંખ મહદ્દર્શક થઈ શકતીજ નથી.

સંવર્ધમાન જનો અંતે ઉત્તમ વર્ગમાં સંચરે છે. ઉત્તમ વર્ગનો મહિમા જેટલો ગાઈએ એટલો ઓછો છે. શાસ્ત્રોક્ત રીતે એ ઉત્તમ વર્ગની સીમામાં આવેલાં મનુષ્ય, સાત્વિકીવૃત્તિનાં કે સત્વગુણી મહાત્મા કહેવાય છે. તે વૃત્તિનો લાભ થતાં પ્રકાશ બહુ થાય છે. સત્વગુણજ એકાગ્રતા અને જ્ઞાનનો જનક છે, અને અંતે સુખશાંતિ પણ સત્વગુણનુંજ સુરસ ફલ છે, માટે અસ્તોદયમાં સંવર્ધમાન તથા વિવર્ધમાન થઈ ઉન્નતેચ્છા રાખી અભીષ્ટ ફલની પ્રાપ્તિ અર્થે પુરૂષાર્થ કર્યાં જવા અને કૃતકૃત્ય થવું.

અસ્તોદય.

---

# રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા.

વીસા ખડાયતા જ્ઞાતિના અને ઉમરેઠના વતની રા૦ હરગોવિંદદાસભાઇનો જન્મ ઇ૦ સ૦ ૧૮૪૪ ( સંવત ૧૯૦૦ )માં થયો હતો. તેઓ વડોદરામાં કેળવણી ખાતાના ડાયરેકટર અને પછીથી મીલીટરી સેક્રેટરી હતા, અને હાલમાં ત્યાંથી પેન્શન લઇ લુણાવાડાના દિવાન તરીકે નીમાયા હતા, અને હાલમાં ત્યાંથી પણ પેન્શન લઈ નિવૃત્તિ ભોગવે છે. તેમનાં રચેલાં પુસ્તકો-કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧-૨, પ્રાચીન કાવ્યમાળા, સ્ત્રી જાતિનાં કર્તવ્ય, બે બહેનો વગેરે.

૧૮૮

## સમયતુલના.

હાલના સમય સાથે સરખાવીને આગલા સમયને ઘણાં લોકો વખોડે છે. આજના જેટલું તે વખતે ભણતર નહોતું એ વાત ખરી; આજના જેટલી શાંતિ ને છૂટ તે કાળે નહોતાં એ પણ સાચું; આજના કરતાં તે સમયે વહેમ કંઇક વધારે હતા અને કેટલીક નાપસંદ કરવા જેવી રૂઢીઓનું પ્રબળ હતું એ વાતે સાચી; પરંતુ તે સમયની સાથે સરખાવતાં કેટલીક બાબતમાં આપણે સુધરવાને બદલે બગડતા ગયા છીએ, એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. છૂટનોજ દાખલો લઈએ. હદની માંહે છૂટ જરૂરની ને સુખદાયક છે. સમજની સાથે સ્વતંત્રતા લાભકારી છે. અણસમજુને તે વાંદરાને નીસરણી આપ્યા જેવી થઈ પડે છે. નીતિ, કાયદા અને વડીલોની આજ્ઞાનું બંધન દૂર કરી શકાય નહીં. તેમને દૂર કરવા જતાં સંસાર દુઃખરૂપ થઈ પડે. વિવેક અને માઝાને બાજુએ મુકાવે એવી છૂટ ચાહવા લાયક નથી. માબાપના મોં આગળ છોકરાં ચબડચબડ મનમાં આવ્યું તે બોલે કે તેમના કહેવાને ગણકારે નહીં તો છોકરાં નઠારાં નીવડે, અને ઘરમાં કલેશ કંકાસ ચાલે; સ્ત્રીઓ પોતની કે વડીલની આજ્ઞા ન પાળે, ને મનસ્વી રીતે વર્તવાનું કરે, તો તેથી તેમની ને તેમના ઘરસંસારની ખરાબી થાય. નીતિના એટલે ઇશ્વરી ધારાના બંધનને બાજુએ મૂકનાર જાતે દુઃખ પામે, અને બીજાઓને દુઃખી કરે. સરકારના કાયદા તોડનારની પણ એજ વલે થાય. છૂટની

આમે રાખેલાં બંધનો અગાઉ કરતાં કંઈક ઢીલાં પડેલાં હાલ જણાય છે. તે દહાડા જેટલી અદબ હાલ જણાતી નથી, એમ ઘણાનું ધારવું છે.

શાંતિ પ્રબળ રાજ્યે પસારી છે એટલે તેમાં આપણે કાંઈ કર્યું નથી. વહેમનું મૂળ અજ્ઞાન છે. તે કાળે અજ્ઞાન વધારે હતું, માટે વહેમ પણ વધારે હોવો જોઈએ. જેમ કેળવણી વધારે ફેલાશે, તેમ વહેમને ખસવું પડશે. આપણી સુધારણા થવામાં અને આપણા સુખમાં વધારો કરવામાં જે મુખ્ય સાધન કેળવણી, તેનો હજી પણ વધારે ફેલાવો થવો જોઈએ. દરેક માબાંપે પોતાનાં છોકરાંને વધારે ને સારૂં ભણાવવાની કાળજી રાખવી જોઈએ. રૂઢીઓની વાત લઈએ, તો તેમાંની કેટલીકમાં આપણે હાલ સહેજસાજ સુધારો કર્યો હશે, તો કેટલીકમાં તેવો બગાડો પણ કર્યો હશે, એમ તપાસ કરતાં માલમ પડશે. તે સમયે કન્યાવિક્રયમાં ને સાટાં તેખડાંમાં કોઈ સમજતું નહીં. કદી કોઈ છાનુંછપનું હાથકાળા કરે, તો તેની ભારે નિંદા થતી. ભીડમાં આવવાથી કે જીવ બગડવાથી વખતે કોઈ માંડવા ખરચ કે સહેજ પૈસા લેતું; તે ઠેકાણે હાલ દશ દશ હજાર રૂપીઆ કન્યાના માબાપે લીધાની વાતો સાંભળીએ છીએ! દીકરી ભાઈની સાળાવેલી થાય, ને ભાઈ દીકરીનો નણદોઈ થાય, એ શું ગજબની વાત નથી? આંખમાંથી અમી કમી થઈ છે, અને દ્વેષ, ડોળ, તથા અદેખાઈ વધ્યાં છે. જ્યાં જુઓ તો નાતોમાં કજીઆ, બખેડા ને ફાટફાટા. હલકા પ્રસંગે કે હલકી વર્ણોમાં ગોળને બદલે ખાંડ સાકર ઉછળવા લાગી છે. અબાબ અથવા રીત પુરત વગેરેમાં પહેલાંના કરતાં ઉલટો ખરચ વધ્યો છે. જે રૂઢીઓનો સંબંધ વહેમ સાથે છે, તે સમજના ઘરમાં આવીને આપણે કંઈ કંઈ ફેરવી છે; પણ જે રૂઢીઓનો સંબંધ ધર્મ સાથે છે અથવા મનાયલો છે અને જે રૂઢીઓને ઘણા કાળની નાતિજાતિએ મંજુર કરેલી છે, તે સુધારવા કે કાઢી નાખવાની વાતમાં હજી આપણે બહુ ફાવી શક્યા નથી. સમજવડે આપણે જાણીએ છીએ, કે તે ખરાબ છે, અને નાતજાતના ઘણા લોક એ વાત કબુલ કરે છે, તોપણ આપણાથી તેમને હજી સુધી સુધરાઇ નથી.

બે બહેનો.

---

# દિ. બ. રણછોડભાઈ ઉદયરામ.

૧૮૯

## ક્ષમા.

પોતાનામાં શક્તિ છતાં કોઈનો અપરાધ જતો કરવો તેનું નામ ક્ષમા છે. આ ગુણ સર્વે ગુણોમાં શ્રેષ્ઠ છે. ઈશ્વરી આજ્ઞા છે કે, જે કોઈએ તમારો વાંક કર્યો હોય તેને ક્ષમા કરવાની ટેવ પાડો. આ ઉપરથીજ હઝરત પેગંબર સાહેબ મહંમદે જ્યારે મક્કા જીતી લીધું ત્યારે કુરેશના જે જે સરદારોએ તેમને ઘણાં દુઃખ દીધાં હતાં અને તેથી જે ઘણું ભય પામી ગયા હતા, કે, અમને હવે કોણ જાણે એ શું કરશે; તેમને છોડી મૂક્યા, અને તેમના વાંક ક્ષમા કરી દીધા. તે સાથે વળી વિશેષમાં શિખામણરૂપે કહ્યું કે, જેઓએ અમારી સાથે ભુંડાઈ કરી તેઓની સાથે અમે ભલાઈ વિના બીજું કાંઈ કરવાના નથી. તેમજ ખોટું બહાનું કહાડવાની ટેવ નહિ રાખીને માત્ર લોકોનું ભલું કરવું, અને અમારે સારી રહેણી રાખવી એટલુંજ કરીશું. નીતિ જાણનારા કહી ગયા છે કેઃ—

ગીતિ—મોટો વાંક ઘણો કદી, તોપણ તેને ક્ષમે ક્ષમાવાળો;
તેની વડાઈ તેથી અતિશય મોટી ખરેખરી ભાળો.

કહે છે કે આરબસ્તાનના પાદશાહના કુટુંબીઓને કતલ કરીને એક અપરાધી તે પાદશાહની હજુરમાં પોતાની મેળે આવી રજુ થયો. તેને પાદશાહે કહ્યું કે, આવું તારૂં બેધડકપણું જોઈને મને આશ્ચર્ય લાગે છે. કારણ મારા કુટુંબ અને મારી બાબતમાં તેં ઘણો મોટો અપરાધ કર્યો છતાં પણ તું મારી શિક્ષાથી ન ડરતાં નિર્ભય થઈ ચાલ્યો આવ્યો; અપરાધીએ ઉત્તર આપ્યો કે, હું આ પ્રમાણે આપની હજુરમાં ચાલી આવ્યો, અને શિક્ષાનો ડર રાખ્યો નહિ તેનું કારણ એ છે કે, મારો અપરાધ મોટો છે, તોપણ આપનામાં ક્ષમા કરવાનો ગુણ છે તે તેના કરતાં પણ મોટો છે. આ તેનું બોલવું પાદશાહને પસંદ પડ્યું, અને તેનો વાંક ક્ષમા કરીને તેના ઉપર કૃપા કરી. આવો પ્રસંગ જોઈને એક હજુરીએ

કહ્યું કે આવા શત્રુને શિક્ષા કરવાનો લાગ મળ્યો છતાં, આપે તેના ઠગાઈ ભરેલા બોલવાથી ઠગાઈ જઈને બદલો કેમ ન લીધો? પાદશાહ કહે કે, ના. તેમ નથી. મેં મારા મનમાં એમ વિચાર્યું કે, જો હું બદલો લઉં તો મારૂં મન ખુશી થાય અને સંતોષ પામે; પણ હું જો ક્ષમા કરૂં તો તેનું મન ખુશી થાય એટલે મને કીર્તિ મળે ને પરલોકનું પુણ્ય પ્રાપ્ત થાય.

દુહો—ક્ષમા આપતાં વાંકની, રસ મનમાં રેલાય,
શિક્ષા કરતાં થાય રસ તે તેવો ન ગણાય.

બગદાદના પાદશાહ મામુન ખલીફાનું કહેવું એમ છે કે, કોઈ મને પૂછે કે, સ્વાદ શામાં છે? તો હું તેને એવો જવાબ આપું કે, ક્ષમા કરવામાં; અને તે એમ પૂછે કે, પ્રસન્નતા શામાં છે? તો તેને હું એમ કહું કે, કોઈના અપરાધની ક્ષમા કરવામાં. વળી તે મને એમ પૂછે કે તમારી ખુશી શામાં છે? તો તેને હું એમ કહું કે અપરાધ કરનાર કાલાવાલા કરે તેને અમે જતો મૂકીએ તેમાં.

સિકંદરે આરિસ્ટોટલને પૃછ્યું કે, ફલાણા અપરાધી વિષે તમે શો અભિપ્રાય આપોછો? તે વિદ્વાને ઉત્તર આપ્યો કે, અય મલેક! જો અપરાધ કરનારા જગતમાં હોત નહિ તો ક્ષમા કરવાનો સર્વોત્તમ ગુણ છે તે પ્રસિદ્ધિમાં શી રીતે આવત? ક્ષમારૂપી આરસીમાં અપરાધી પોતાના અપરાધની છાયા બતાવેછે, ત્યારે ક્ષમાનું પ્રતિબિંબ તેમાં પ્રકટ થાયછે; માટે એ અપરાધી વિષે એમજ વર્તો, કહ્યું છે કેઃ—

ગીતિ—અપરાધ છે અરીસો, ક્ષમા દયા બે નિહાળવાજ ખરે;
માટે અપરાધી પર, કટાક્ષ ધિક્કારની કરો ન અરે.

આવું સાંભળી સિકંદરે વળી પૂછ્યું કે, કેવા પ્રસગમાં ક્ષમા કરવી? તેણે ઉત્તર આપ્યો કે, જ્યારે આપણે શક્તિમાન હોઈએ ત્યારે અને શત્રુ ઉપર જય મેળવીએ ત્યારે. કારણ કે ક્ષમા કરવામાં આવે ત્યારેજ જય પ્રાપ્ત થયાવિષે પરમેશ્વરનો પાડ માનવામાં આવેછે.

એક પાદશાહ પોતાના શત્રુ ઉપર જય પામ્યો. તેને શિક્ષા કરવા માટે તેની હજુરમાં લાવ્યા; એટલે પાદશાહે તેને પૂછ્યું કે, હવણાં તું કેવી સ્થિતિમાં છે? અને હવે તારાથી શું બની શકે એમ છે? જે તારે કહેવાનું હોય તે નિવેદન કર. તેણે ઉત્તર આપ્યો કે, પરમેશ્વર

ક્ષમાની સાથે પ્રિયતા રાખેછે; અને આપ જયતી સાથે પ્રિયતા રાખોછો. તો પરમેશ્વરે આપની પ્રિયતાની વસ્તુ જે જય તે આપને આપ્યો, તો આપ પરમેશ્વરની પ્રિયતાની વસ્તુ જે ક્ષમા તે પરમેશ્વર પ્રીત્યર્થે મને આપો. પાદશાહને આ બોલવું પસંદ પડયું અને તેને છોડી મુકયો. માટે આ જગતમાંના રાજકર્તાએ અપરાધીના અપરાધનો બદલો લેવાનો સ્વભાવ છોડી દઈને અને મનમાંથી તે ઉપરનો દ્વેષ કહાડી નાખીને ચેનમાં રહેવું, અને અપરાધથી લાજ પામ્યો હોય તેના ઉપર બદલો લઈ શકાય એમ છતાં પણ, પરમેશ્વરની કૃપા હોવાને લીધે ક્ષમારૂપી વધામણીનું તુષ્ટિદાન કરવું. કારણ કે, વિજયી રાજ્યકર્તાની રહેણી આવી હોય છે.

હરિગીત—આ જગ થયું નિર્માણ ત્યારથી આજ લગીના કાલમાં,
સ્વાધીન જે જન ધણીં તણા ને ગરીબ ભુંડા હાલમાં;
અપરાધ જે કાંઈ તેમણે જાણે અજાણે જે કર્યા,
ડાહ્યા ક્ષમા કરતા ગયા અપરાધ અંતર નવ ધર્યા.

એક પાદશાહના હજુરીએ કાંઈક વાંક કર્યો, તેથી તે શિક્ષાને પાત્ર થયો. ત્યારે પાદશાહે પોતાના ખવાસમાંથી એક જણને અભિપ્રાય પૂછયો કે આનું શું કરવું! તેણે કહ્યું કે, જો આ સેવક આપની જગ્યાએ હોત તો તેને ખરેખર શિક્ષા કરત. પાદશાહ કહે કે તું જ્યારે મારે ઠેકાણે નથી ત્યારે મારે તારા અભિપ્રાય કરતાં ઉલટું કરવું જોઈએ; એટલે તારો અભિપ્રાય શિક્ષા કરવા ભણી છે તો મારો અભિપ્રાય તેને ક્ષમા કરવા ભણી થવો જોઈએ કારણ કે, એ માણસને તેના અપરાધે ખોટો દેખાડયો તો મારૂં ક્ષમા કરવું તેને સારો દેખાડશે, કહ્યું છે કેઃ—

દુહો—સેવકનો અપરાધ કદી મોટો ઘણો ગણાય;
સેવ્યતણી તેપર ક્ષમા, ઉત્તમ અતિ મનાય.

જ્યારે કોઈ અપરાધીથી કાંઈ અપરાધ થયો હોય, ત્યારે તે ક્ષમારૂપી આશરો માગે છે, તો યોગ્ય છે કે, તેને તે તરતજ આપવો જોઈએ. જેથી પ્રભુ પણ ક્ષમા કરનારને પોતાના ભણીથી ક્ષમા કરે.

દુહો—પ્રભુ પાસથી તું કરે, ક્ષમાદાનઇચ્છાય;
કરીને કૃપા ઉદારતા, કરી દે વાંક ક્ષમાય.

કોઈ રાજાએ એક જણને કામ ઉપર મોકલ્યો હતો, તેનાથી રાજાને ઠીક ન લાગે એવું કાંઈ કામ બની ગયું. રાજાએ તેને ઉંચા કર કરીને કેદમાં નાંખવાની આજ્ઞા કરી પોતાની પાસે બોલાવ્યો, અને બહુ ધમકાવ્યો. તેણે કહ્યું કે, અહો અધિપતિ, આવતી કાલે સર્વે જગતોના અધિપતિ આગળ જો આપનાં કૃત્યની પૂછપરછ થશે અને કદાપિ આપને તેનો ઉત્તર દેવો પડશે તો આપ કઈ વસ્તુને સહાય લેખે ઓથે રાખશો? રાજા કહે છે કે, પ્રભુની ક્ષમાની ઓથ હું રાખીશ. આ સાંભળીને તે બોલ્યો કે, હું જ્યારે આપની પાસે ક્ષમાની ઓથ માગું છું ત્યારે આપે પણ મને તે આપવી જોઈએ. કારણ કે પરમેશ્વર ભણીથી ક્ષમાનો આશ્રય મળવાનો આધાર અધિપતિઓ પોતા ભણીથી બીજાને ક્ષમા કરશે તે ઉપર છે.

દુહો—હું અપરાધી આપનો, આપ પ્રભુના તેમ;
આપ ક્ષમા કરતાં પ્રભુ, ક્ષમા આપશે એમ.

આવું સાંભળીને પાદશાહે તેને છોડી મૂક્યો, અને તેના અધિકાર ઉપર પાછો મોકલ્યો.

દુહા—ક્ષમાવાન્ જનને મળે, રિદ્ધિ સિદ્ધિની સાંય;
ક્ષમા પ્રકાશજ પામતાં, હૃદય પ્રકાશિત થાય.
ક્ષમા બિરાજે જે મને, ફૂલવાડીનીં સમાન;
સરસ સુગંધી પ્રસરતાં, લે દે આદરમાન.
વિશ્વંભરના દ્વારમાં, ક્ષમા મિત્ર લખાય;
પ્રભુ મિત્ર જેનો બને, તો તું કાં નવ થાય?

ઉપર પ્રમાણે ક્ષમા રાખવા વિષે કહેવામાં આવ્યું; પણ તેનો ઉપયોગ સીમા ઉપરાંત થઈ જાય તેની સંભાળ રાખવાની અગત્ય છે, માટે કહે છે કે:—

દુહા—ન્યાયતણા નિયમો વિષે, વાંકતણી છે સીમ;
અઘટિત ક્ષમા ઘટે નહિ, એવો ન્યાયી નીમ.
અપરાધો અટકાવવા, નિયમતણી છે ભીંત;
ક્યાં સુધી ઘટે ક્ષમા થવી, તેની સમજો રીત.

ગીતિ—ગુણ ક્ષમાનો સારો, પણ જનને જે દુઃખ અતિ દે ભારે;
તે જનના ઘા ઉપર, ક્ષમા મલમ ના લગાવશો ત્યારે.

છપ્પો—આપ ઉપર જો દયા, કદી કરવામાં આવે;
તો સૌ માણસ ઉપર, ત્રાસ અધિકો વર્ત્તાવે;
કુટીલ લુચ્ચા હોય, દયા તે પર જો થાય;
ભલા રૂડા જન ઉપર. કોપ કરવાનું ગણાય;
તીખા જેના દાંત અતિ, તે વરૂ પર કરૂણા કરો;
તો બકરા ઉપર ઘણું કરી, કોપ કરોછો બહુ ખરો.

દુહો—શિક્ષા બદલે જાલમને, ક્ષમા મળે નૃપ પાસ;
દાઝયા ઉપર ડામ સમ, ત્રાસેલા પર ત્રાસ.

સવૈઆ—છૂટ જેની નહિ ન્યાય નિયમમાં, તેવું પાણી પીવું તોય;
એ અપરાધ ગણાય ન્યાયથી, ભલે બાધ બીજો નવ હોય;
ન્યાય નિયમમાં આજ્ઞા આપી, એવો ઘાત કર્યે નહિ પાપ;
ક્ષમા કર્યાથી નિયમ પળે નહીં, તેવી ક્ષમા કરો નહિ આપ.

પાદશાહી રાજનીતિ.

---

# મણિલાલ નભુભાઈ દ્વીવેદી, બી. એ.

૧૯૦

## સ્વાશ્રય.

જગન્નાથ પંડિતને પોતાના પરાક્રમનું એવું અભિમાન હતું કે તેણે પોતાના પ્રસિદ્ધ રસગંગાધર નામના ગ્રંથમાં દૃષ્ટાંતો આપવા માટે પણ પારકાં કાવ્ય લેવાં ઠીક ધાર્યાં નથી, ને તેણે લખ્યું છે કે "કસ્તુરી ઉત્પન્ન કરી શકે તેવો મૃગ શું પુષ્પના ગંધને સેવશે?" પારકા ઉપર આધાર ન રાખવામાં ખરો પુરૂષાર્થ સમજી રાજમુકટ તજી ખાખમાં રમતા શ્રીભર્તૃહરિએ કહ્યું છે કે "ગંગાના તરંગની ઝીણુથી શીતળ થયેલાં, અને વિદ્યાધરાદિ દેવથી રમણીય થયેલાં એવાં હિમાલયનાં સ્થાન શું લય પામી ગયાંછે, કે મનુષ્યો અપમાનયુક્ત પરપિંડ ઉપર આસક્તિ ધરી રહ્યાંછે?" સંસારમાં વસતું તો પોતાનાજ બાહુબલે પ્રાપ્ત કરેલા ઉપર સંતોષ રાખવો, ને તેમ ન થઈ શકે તો પારકાના ઉપર આશા રાખી પડ્યાં રહેવા કરતાં સંસારમાંથી જતાં રહેવું, ને ફળ

ફૂલ ઉપર નિર્વાહ કરવો તે સારો, એમ એ કવિના લખવાનો હેતુ છે. આવી વૃત્તિનાં માણુસોએજ જગતને ઘણુમાં ઘણો ઉપકાર કર્યો છે, તેમ પોતાનાં નામ અમર કર્યાં છે. નાનપણુમાંથીજ, છોકરાંની ટોળીમાં રમવાના સમયથી પણુ પોતે બધાના નાયક થવાની ઇચ્છા રાખનારાં કે નિશાળમાં પાઠ કરવામાં "પરીક્ષામાં કોઇનિમાંથી જોઈ લેવાશે" એવી આશા રાખવામાંજ પાપ ગણુનારાં, મોટપણે અતિ પરાક્રમી અને ઉપયોગી થઈ પડ્યાં છે. કોણુ એ માને કે પહાડપર્વતની બખોલોમાં ઉછરેલો એક હવાલદારનો છોકરો ચક્રવર્તી રાજા થશે? પણુ તેજ શિવાજી. કોણુ એમ ધારે કે તુલોનના એક ખારવાનો ગરીબ છોકરો આખા યુરોપને ધ્રુજાવશે? પણુ તેજ નેપોલીઅન. એક સુતારનો છોકરો એક દિવસ કોઈ ન્યાયસભામાં એક સિંહાસનને રંદો મારતો હતો, ત્યારે તેની કોઈએ મશ્કરી કરી કે એને આટલું ઘસી ઘસીને કેમ સાફ કરે છે?" પેલે છોકરે કહ્યું કે "એક દિવસ મારે એના ઉપર બેસવાની ઇચ્છા છે." તો તે સાંભળીને સર્વને હસવું આવ્યું; પણુ ખરેખર તે છોકરો છેવટે તે સિંહાસન ઉપર બેઠો, ને કોર્ટનો જડજ થયો! જેણે વરાળ યંત્રનો ઉપયોગ બનાવ્યો છે તે કોણુ હતો? ઇંજનમાં વરાળને જવા આવવાના માર્ગમાં હાલ જે કળ રખાય છે, તે ઠેકાણે એક ઢાંકણું રખાતું તેને ઉઘાડ અડકાવ કરનાર મજુર હતો! પણુ તેણેજ હાલની જે કળ તે ઠેકાણે મુકાય છે તે શોધી કહાડી છે! વિદ્વાનો, પંડિતો, આચાર્યો, એજ પ્રમાણે ઘણા અપ્રસિદ્ધ સ્થાનથી અકાલે પણુ સૂર્યના જેવા પ્રકાશી નીકળ્યા છે. પણુ તે સર્વેના પરાક્રમની કુંચી માત્ર એકજ હતી. સ્વાશ્રય. નાનામાં નાની વાતથી તે મોટામાં મોટી સુધીમાં તે બધા લોક સ્વાશ્રય વિના બીજાનો આધારજ રાખતા નહિ.

સ્વાશ્રયમાંજ ઘણાક ઉત્તમ ગુણો ખીલી નીકળે છે; ને તે ગુણોથીજ માણુસ સુખી થાય છે, અને પૂજ્ય ગણાય છે. જે મહાન્ ગુણ સ્વાશ્રયથી ઉત્પન્ન થાય છે તે સંતોષ છે, અને તેનીજ જોડે ધૈર્ય પણુ ચાલ્યું આવે છે. સંતોષી અને ધૈર્યવાન સ્વાશ્રયી મનુષ્ય પ્રમાણિક અને ન્યાયી થાય છે. સ્વાશ્રય, સંતોષ, ધૈર્ય, અને ન્યાય, તથા પ્રમાણિકતા, એટલા ગુણોનું નામજ સ્વતંત્રતા કહેવાય છે. જેની તેની વાતની નાજ પાડ્યાં કરવી, કે જેમાં તેમાં દોષ કાઢવા, કે સર્વનું અપમાન થાય તેવી ઉદ્ધતાઈ

રાખવી, એનું નામ સ્વતંત્રતા નથી. સ્વતંત્ર છે તે એટલે સ્વાશ્રયી છે તે, ઉદ્યોગી હોય, દયાલુ અને શુદ્ધ હોય, એમાં તો કહેવુંજ શું? ટુંકામાં સ્વાશ્રયથી સદ્દવૃત્તિનો ખરો ઉદય થાય છે, ને સર્વદા કલ્યાણ પેદા થાય છે. સ્વાશ્રય વિના કોઈ સુખી કે મોટું થઈ શકયું નથી. વગવસીલાથી કે ખુશામદ ગુલામગીરીથી કદાપિ કોઈને અધિકાર કે દ્રવ્ય પ્રાપ્ત થાય, પણ તે યોગ્ય રીતે દીપે કે ભોગવાય તે માટે તો સ્વાશ્રયનીજ અપેક્ષા છે, એટલે જો સ્વાશ્રય ન હોય તો તેવું જે મળ્યું હોય તે પણ લાંબું ટકતું નથી, માટે સર્વત્ર સ્વાશ્રયજ વિજ , સ્વાશ્રયજ પૂજાય છે, એમ યથાર્થ સમજી નિરંતર આપણા પોતાના ઉપર આધાર રાખવો, જે આપણાથી થઈ શકે તેની પારકા ઉપર આશા ન રાખવી, જે આજ થાય તેને કાલ ઉપર ન રાખવું, જે સવારે થાય તેને સાંજ ઉપર ન ધકેલવું, ને ક્ષણ પણ ઉદ્યોગથી વિરામ ન પામવો. ભણવામાં, રમવામાં, ખાવામાં, વ્યવહારમાં, ધર્મમાં, સર્વત્ર સ્વાશ્રયનોજ વિજય છે. માટે તેવી ટેવ બાળકપણાથીજ પાડવી.

બાલવિલાસ.

---

૧૯૧

## યોગ્ય માતા.

યોગ્ય માતા સો શિક્ષક કરતાં પણ અધિક છે. કુટુંબમાં માતા, એ સર્વ હૃદય અને સર્વ ચક્ષુને આકર્ષણ કરનારી છે. એનું અનુકરણ પ્રતિક્ષણ થયાંજ જાય છે. કહેવા કરતાં કરવાની રીતિની અસર માણસ ઉપર સત્વર થાય છે. ઉપદેશ કથવા કરતાં તેમ કરી બતાવવું વધારે શ્રદ્ધા પેદા કરવાવાળું નીવડે છે. વાણી વિનાનો સિદ્ધ ઉપદેશ કરવાનો એજ માર્ગ છે. જે ઘરમાં બોલાતાં ઉપદેશનાં વચન, વર્તનદ્વારા પ્રતિક્ષણ ભાંગવામાં આવે છે, તે ઘરમાં ઉછરનાર બાલક કદાપિ ચારિત્રવાળું થતું નથી. નિરંતર એવુંજ બને છે કે બાલકનું લક્ષ કૃતિ ઉપરજ જાય છે, ઉપદેશ ઉપર—વાણી ઉપર—નહિ. વાણીગત ઉપદેશ સમજવાનું સામર્થ્ય તો બહુ પાકું વય થયા પછી આવે છે; પણ પ્રત્યક્ષ આચારને જોઈ સમજી લેવાની શક્તિ છે તે બાલ્યથીજ હોય છે. કૃતિ ને ઉપદેશ વચન અન્યોન્યથી વિરૂદ્ધ હોય તો લાભ નથી થતો એટલુંજ નહિ પણ ઘણી

હાનિ થાય છે; એ રીતિનું અનુકરણ કે લક્ષ કરનાર, નીચમાંનું નીચ દુર્વ્યસન—નામરદાઈનું પ્રથમ લક્ષણ—ઠગાઈ શીખે છે, એવચની થઈ વાણીમાં સર્વને ઉડાવતાં શીખે છે. બાલક પણ માણસની વાણી અને કૃતિની એકતા વિષે જોઈને સંકલના બાંધી શકે છે, ને માબાપના વર્તન ઉપર નિરંતર ધ્યાન આપી તે ઉપરથી પોતાના વિચાર બાંધે છે.

અનુકરણ કરતે કરતે સમજવામાં પણ ન આવે એવી સૂક્ષ્મ રીતે માણસની વૃત્તિ બંધાવા માંડે છે, ને દીર્ઘકાલે સંપૂર્ણ રીતે દૃઢ થઈ નીવડે છે. બાલકની દૃષ્ટિ નિરંતર તેની માતા ઉપરજ ઠરેલી રહે છે કારણ કે તેજ, તેના પિતાના કરતાં, તેની પાસે વધારે સમય હોય છે. ઘર છે તે સ્ત્રીનું રાજ્ય છે; ત્યાં તેનો અધિકાર નિરંકુશ પ્રવર્તે છે. તેની નાની પ્રજા ઉપર તેનો અધિકાર સારી પેઠે ચાલે છે, ને તે પણ નાના મોટા પ્રતિપ્રસંગે તેનાજ મોં સામું જુએ છે. માતાના આચારવિચારપરજ તેમનું ધ્યાન જાય છે. માતાનુંજ તેઓ અનુકરણ કરે છે. નાના કુમળા ઝાડના છોડની છાલમાં એક બે ઝીણા આંકા ચપ્પુવડે પાડ્યા હોય તો તે, જેમ જેમ ઝાડ વધતું જશે તેમ તેમ વધીને મોટા થતા જશે. બાલકના મનમાં જે કાપા પડે છે તેનું પણ આમજ સમજવું. ઉમરે પહોંચતાં તેજ ઝીણા ઘસારા મોટા ઘાબા જેવા થઈ રહે છે ને બાલકના ચરિત્રનું સ્વરૂપ દર્શાવી આપે છે. આ પ્રમાણે બાળકોદ્વારા તેમની માતાજ ફરીથી જીવતી થાય છે. એની વૃત્તિ, વાણી સર્વની છાયા તેમનામાંજ જણાય છે. માતાનો સ્નેહ એ કોઈ ઈશ્વિરી યોજના છે. તેના ઉપરનો પ્રેમ સર્વને સહજ છે ગમે ત્યારે—સુખમાં, દુઃખમાં—ગમે તે વયમાં—પણ બાલકો માતા ઉપરજ દૃષ્ટિ કરે છે. નથી તે આવતાં દુઃખની વિટંબનામાંથી છૂટવાની સલાહ લેવા માટે, કે વિપત્તિની વિષમ વેદનાથી મુક્ત થવાની સહાય માટે, પણ કેવલ પ્રેમ, સ્નેહ, મમતાના મૃદુભાવથી પોતાનું દુઃખ વીસરવા કે સુખને અધિકાધિક દીપિત કરવા માટેજ માતા આગળ આવે છે.

સ્ત્રીઓનું જે યોગ્ય ગૃહરાજ્ય છે તે યથાર્થ રીતે ચાલે, તો તે ઉપરજ આખા દેશની ઉન્નતિનો આધાર છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ કે અયોગ્યતા નથી. ઉન્નતિનો મુખ્ય અંશ સ્ત્રીજાતિએ કરેલા સંસ્કારથીજ બંધાય છે. મનુસ્મૃતિમાં પણ કહે છે કે **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥** જયાં સ્ત્રીઓની પૂજા થાય છે, ત્યાં દેવતાઓ

રમે છે. આમ કહેવાનું તાત્પર્ય પણ એજ છે કે સ્ત્રીને પોતાના યોગ્ય વિભાગમાં પૂર્ણ અધિકાર આપી કામ કરવા દીધું હોય તો બહુ સારાં ફલ થઈ, આખા દેશની ઉન્નતિ સુધીમાં પણ તેની અસર ફેલાય છે. પ્રતિગૃહની માતાના ખોળામાં રમતું નાનું બાળક એ ભવિષ્યની પ્રૌઢ પ્રજાનું બીજ છે; ને જે રીતે આ બીજ કેળવાશે તે રીતિની આખા દેશની પ્રજાની સ્થિતિ થશે; માણસની વૃત્તિ ઘડવાના કામમાં સ્ત્રીની સમાનતા કરી શકે તેવો બીજો શિક્ષક નથી. ચારિત્રનું ઔન્નત્ય એજ દેશોન્નતિનું ચિહ્ન છે. એ ઉન્નતિ કરવામાં સ્ત્રીઓનો મુખ્ય ભાગ છે. જેમ ગૃહ, વ્યવહાર, દેશ, તેમણે રોપેલાં ચારિત્રબીજથી ફાલતા વૃક્ષફલે પ્રફુલ્લ અને પરિતૃપ્ત થાય છે, તેમ ઉત્તમ ધર્મવાસના પેદા થઈ, પરલોક સુધારવામાં પણ તેના તેજ ચારિત્રબીજ ઉપયોગી છે. આમ પોતાનું તેમ પોતાના પૂર્વજોનું કે ભાવિ પ્રજાનું સર્વનું ઐહિક અને આમુષ્મિક શ્રેય સ્ત્રીઓનેજ હાથ છે.

**दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ।**

સ્ત્રીઓ નિરંતર પ્રેમદ્વારા શિક્ષણ આપે છે. પુરૂષ એ જનમંડલનું બુદ્ધિસ્થાન—મન છે; પણ સ્ત્રી તેનું પ્રેમસ્થાન—હૃદય છે. પુરૂષ જનમંડલનો નિર્ણેતા છે, સ્ત્રી તેને રસાર્દ્ર કરી પ્રવર્તાવનાર છે; પુરૂષ જનમંડલનું બલ છે, પણ સ્ત્રી તેનું લાવણ્ય, આભુષણ તથા સુખ છે. સ્ત્રીઓની બુદ્ધિ પણ તેમના પ્રેમદ્વારાજ બહાર પડે છે. આમ યદ્યાપ પુરૂષો બુદ્ધિના અધિષ્ઠાતા છે, તથાપિ સ્ત્રીઓજ માણસની રસભાવનાને કેળવે છે—રસભાવનામાંથીજ ચારિત્ર બંધાય છે. પુરૂષનું માનપૂર્વક સ્મરણ થયાં કરે છે. સ્ત્રીના ઉપર અભિન્ન પ્રેમભાવથી લીનતા થાય છે. પુરૂષ આપણને જે વાતની શ્રદ્ધા કરાવી શકે છે તે વાત ઉપર સ્ત્રી આપણો પ્રેમ બેસાડી આપે છેઃ—આમ સ્ત્રીદ્વારાજ આપણે ચારિત્રના સ્વરૂપને પામીએ છીએ.

ગરીબમાં ગરીબની ઝુંપડીમાં પણ આવી સન્નારી અધિષ્ઠાત્રા હોય તો આનંદ, સુખ, સમૃદ્ધિ, ચારિત્ર સર્વે સહજમાં પ્રાપ્ત થાય છે. આબાલવૃદ્ધ સર્વને સારૂ ગૃહ એ સારામાં સારી શિક્ષણ લેવાની શાલા છે. ત્યાંજ સર્વે પ્રસન્નતા, ધૈર્ય, આત્મસંયમન, સહાયશીલતા અને કર્તવ્યતાનાં સ્વરૂપ સમજી અનુભવે છે. એજ સ્થલે વિનય, વિવેક, સર્વ ભણાય છે. આમ માતાને આધીન હોઈ સારાં ગૃહ તેજ સારા ચરિત્રને ઉછેરનારાં નીવડે છે.

જેમ સન્નારીના અધિષ્ઠાતાપણામાં રહેલા ગૃહમાં ઉછરેલાં બાલક ઘણા ઉત્તમ પ્રકારનાં નીવડે છે, તેમ અસન્નારીની છાયામાં ઉછરતાં બાલકનો ભવ ખરાબ પણ થાય છે. જે નારી જાતે કુછંદી, વઢકણી, અસંતોષી, અભણ છે તેનાં બાલક સારાં નીવડનાર નહિ. તેમનામાં તેમની માતાનીજ છાયા પડવાની, અને પાછળની વયમાં ગમે તેટલા સુશિક્ષણના નિર્મલ જલથી પણ તે ધોવાવાની નહિ. વિલાયતની એક પ્રખ્યાત "મીલ"ના "રિપોર્ટ" પરથી જણાય છે કે તે મીલના કારભારીઓએ એવો નિયમ રાખ્યો હતો કે તેમાં રહેવા આવનાર માણસની માતા વિષે માહીતી મેળવ્યા પછી તેને દાખલ કરવો. જ્યારે વેપાર રોજગારના ધંધામાં હિસાબે લેખાય તેવી રીતે માણસના ચારિત્રનો આંકડો તેની માતાના વ્યવહારપરથી ઠરી શકે છે. ત્યારે સમજાશે કે માતાની અસર બાળકપર કેટલી હોવી જોઈએ. એટલે સુધી પણ સિદ્ધ રીતે અનુભવાયું છે કે બાપ ગમે તેવો નઠોર હોય, પણ મા સુશીલ ને યોગ્ય હશે તો બાલક સારાં નીવડશે, પણ એથી ઉલટું બાપ ગમે તેવો સારો છતાં, મા નઠારી હશે તો બાલક સારાં નીવડવાના નહિંજ.

સ્ત્રીઓ જે કામ કરે છે, જનમંડલની જે અપ્રતિમ સેવા કરે છે તે ગુપ્ત રીતે ને લોકોની દૃષ્ટિએ ચઢયા વિનાજ થયાં જાય છે; છતાં પણ કોણ કહી શકશે કે તે કશું કરતી નથી? તેમનાં બાવલાં ઉભા કરવામાં આવ્યાં નથી, તેમની પૂજા ઘેર ઘેર થઈ નથી, તેમની વાહવા ગવાઈ નથી, પણ તેમનાં કામ, એ બધું જેના જેના વિષે થયું છે, તે સર્વ કરતાં મોટાં છે. ખરી વાત છે કે કોઈ સ્ત્રી 'વ્યાકરણભાષ્ય' કે 'શાકુંતલ' કે 'માઘ'ની રચનારી થઈ નથી; ખરી વાત છે કે કોઈ સ્ત્રીએ 'રાવણ' કે 'જરાસંધ' કે 'કંસ'ને માર્યા નથી, 'સમુદ્રમાં સેતુ' બાંધ્યા નથી; ખરી વાત છે કે તેમણે ભૂગોલ, ખગોલ કે રસાયણશાસ્ત્રના શોધ કર્યા નથી, પણ તેઓએ આ સર્વ કરતાં ઉત્તમ અને મહત્તમ કામ કરેલું છે, કેમકે તેમનાજ ખોળામાંથી એ બધું સાધનારા પુરૂષોના બલ ઉદ્ભવ્યાં છે, તેમનાજ પ્રેમામૃતથી ચારિત્રવાળાં સત્સ્ત્રીપુરૂષ પુષ્ટ થયાં છે—તેજ સર્વ કરતાં મોટી કરામત છે!

પતિનું વચન પાળવા માટે વાત્સલ્ય પ્રેમનો ઉત્કટ ભોગ આપતી કૌશલ્યાની પ્રેમાર્દ્ર કર્તવ્યપરાયણતાજ રામના મૃદુ પણ પરાક્રમયુક્ત વીરભાવનું બીજ નથી એમ કોણ કહી શકશે? અમેરિકાની સ્વતંત્રતા સ્થાપનાર જ્યૉર્જ વોશીંગ્ટન, આખા યુરપને ઉથલપાથલ કરનાર નેપોલીઅન બોના-

માટે, ઈંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર ક્રોમવેલ, પંડિતવર લોર્ડ બેકન, તથા લોર્ડ બ્રુહામ, પ્રખ્યાત જર્મન કવિરાજ ગેટી, શીલર, તેમજ અંગ્રેજ કવિ સ્કોટ, એ સર્વેની માતા ઘણી શ્રેષ્ઠ હતી, એમ ઇતિહાસમાંથી જણાય છે; અને તેમની મહત્તા એ તેમની માતાની સદ્વાસનાનુંજ ફલ હતું, એમ સિદ્ધ થાય છે. સમર્થ ધર્મપ્રવર્તકોમાં પણ માતાની શુદ્ધ છાયા જણાઈ છે. કૌશલ્યા અને યશોદાના ઉછંગમાંથીજ કૃષ્ણ ને રામ નીવડ્યા છે; તેમના પિતા દશરથ તથા નંદને આજ કોઈ ઝાઝું સંભારતું નથી પણ તેમની માતાનાં તો ઘેર ઘેર પૂજન થાય છે. ક્રિસ્ચીઅન ધર્મ ચલાવનાર ક્રાઈસ્ટના પિતાનું નામ સુદ્ધાંત પ્રસિદ્ધ નથી. કેવલ તેની માતા "મરીઅમ અથવા મેરી" તે ધર્માનુયાયીની પૂજા પામે છે. શૂરા રજપૂતો જે યુદ્ધમાં પડી કેસરીઆં કરતા તે તેમની માતાના ધાવણનું વીર્ય હતું. યુદ્ધથી પરાંમુખ થયેલા પુત્રનું મોં ન જોનાર માતા ખરા પ્રેમથી, ધર્મથી, શૌર્યથી યુક્ત હોવીજ જોઈએ! આપણા દેશના મુસલમાન પાદશાહમાં અકબરની માતાની છાયા અકબરમાં હતી એમ કહેવાય છે, અને શિવાજીએ પણ મુસલમાનને નિર્મલ કરવાનું પાન પોતાની માતાના દૂધમાંથી કર્યું હતું એમ જણાય છે. આમ માતાની સચ્છાયા સર્વત્ર પ્રસિદ્ધ છે. આથી ઉલટા દાખલા પણ ઘણાં છે. પ્રસિદ્ધ કવિ લોર્ડ બાયરનની માનો સ્વભાવ કરડો તથા ખરાબ હતો, ને તેનીજ છાયા એ કવિના ચીડીઆ તથા ક્રોધી સ્વભાવમાં નિરંતર જણાતી. લોકોમાં જે વાત ચાલે છે કે કોઈ ફાંસીએ ચઢનાર પુત્રે પોતાની માતાને પાસે બોલાવી તેનો કાન કરડી ખાધો હતો તે પણ આ સિદ્ધાંતનાજ ઉદાહરણરૂપ જાણવી.

આ પ્રમાણે સર્વથા ગૃહની, કુટુંબની, ગામની, દેશની, સર્વની, ઉન્નતિનું મૂલ સન્નારીરૂપ શુદ્ધ માતા એજ છે.

સર્વ ગૃહસંસ્કારનો આધાર માતા ઉપર ઠરે છે, ને સારી માતાથી સારાં પરિણામ અને નઠારીથી નઠારાં પરિણામ પણ અનુભવાય છે. ત્યારે સિદ્ધ થાય છે, કે માતાની સુબુદ્ધિ અને સુશીલતા ઉપર મુખ્ય આધાર છે. પુરૂષને સુશિક્ષણની જેવી ને જેટલી અપેક્ષા છે, તેવી અને તેટલીજ અપેક્ષા સ્ત્રીઓને છે. જેથી એકની બુદ્ધિ સ્ફુરિત થઈને વ્યવહારમાં કામ આવે છે તેથીજ બીજાની પણ થઈ તેટલીજ ઉપયુક્ત થાય છે. સ્ત્રીઓને પોતાનાં કામકાજમાં વ્યવસ્થા રાખવાની ટેવ, તથા સર્વ વ્યવહારમાં દૂરદર્શીપણું. એ બે ગુણ ઘણા ઉપયોગી છે. તે ઉપરાંત કરકસરની ટેવ પણ

અમૂલ્ય છે. એ સર્વ જેથી વધે તેવા શિક્ષણનો તેને ઘણો ઉપયોગ છે છતાં સ્ત્રીપુરૂષના વ્યાપાર સ્વાભાવિક રીતેજ જુદા હોવાથી સ્ત્રીપુરૂષનું શિક્ષણ અમુક વય સુધી એક હોઈ શકે. પણ પછી જુદું પડવુંજ જોઈએ. સુશિક્ષિત માતાઓ આ પ્રમાણે પેદા થાય છે. તેમ થવાથી દેશની ઉન્નતિનાં બીજ રોપાય છે. જે જે દેશ પાયમાલ થયા છે, તે તે દેશમાં સ્ત્રીશિક્ષણ ઉપર લોકો ધ્યાન ન આપવાથી તેમ થયું છે, માટે સ્ત્રીની ઉન્નતિમાંજ સર્વની ઉન્નતિ છે એમ જાણી જેમ બને તેમ દેશમાં સન્માતાની વૃદ્ધિ થાય એવો પ્રયત્ન સર્વેએ કરવો જોઇએ.

આ પ્રકારે યોગ્ય માતાઓ જે ઘરમાં હોય, તે ઘરના સંસ્કાર બાલકનામાં અતિ ઉત્તમરૂપે જડાય છે, અને મોટપણે ચારિત્રરૂપે સ્પષ્ટ થઈ, એવા મનુષ્યદ્વારા સંસારને દૃષ્ટાંતરૂપ થઈ પડે છે. ચારિત્રનું નિદાન ઉત્તમ ગૃહસંસ્કાર છે, ને તેનો આધાર માતા ઉપર છે.

ચારિત્ર.

---

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી,

બી. એ. એલ્. એલ્. બી.

૧૯૨

## રાજમહેલ.

રાણા ભૂપસિંહનો રાજમહેલ એક મોટા બગીચાની વચ્ચોવચ્ચ હતો અને બગીચાની આસપાસ એક કોટ જેવી ચારે પાસ ફરતી ભીંત હતી. ભીંતમાં બુરજોનું અનુકરણ હતું અને બધે ઠેકાણે કાંગરા હતા. ભીંતની ઉંચાઈ દશેક હાથ હતી. ભીંત પર ચઢાવેલો ચુનો કેટલેક ઠેકાણે કાળો થઈ ગરતો હતો. કેટલેક ઠેકાણે પોપડા વળ્યા હતા, અને કેટલેક ઠેકાણે પાલખો બાંધી કડીઆઓ કામ કરતા હતા. બગીચામાંના ઉંચાં ઝાડોના લીલાં પાંદડાંનું વન ભીંતોને ખભે ચડી ડોકીઆં કરતું હતું, અને વચ્ચે વચ્ચે સુકાઈ ગયલાં ઝાડોનાં લાકડાં તથા પાંદડાં વિનાની ડાળીઓ ખખડતી હતી અને સાથેનાં લીલાં ઝાડનાં પાંદડાંની સાથે અથડાઈ તેમને પણ ખેરવી દેઈ પોતાના જેવાં કરવા મથતી હતી. કેટલાંક ઉંચા આંબાને મથાળે રાતા મોર બેઠેલા જણાતા હતા અને ઉગતા સૂર્યના પ્રકાશમાં નહાતાં

નાચતા હતા, બીજા વનમાંથી ફૂલની ધોળી કળી નીકળે તેમ આ ઝાડોની વચ્ચોવચ્ચ મહેલના ઉપલા માળ દીસી આવતા હતા. બાગ અને ચાર પાસની ભીંતો કરતાં મહેલની સંભાળ વધારે લેવામાં આવતી હતી. મૂળ બે માળનો મહેલ હતો તેમાં ભૂપસિંહના વારામાં બીજા બે માળ વધારવામાં આવ્યા હતા અને ઝાડો ઉપરથી તેજ દેખાતા હતા. પડવાની બીક ઓછી કરવાના હેતુથી બીજા માળ કરતાં ત્રીજા માળનો ઘેર નાનો રાખ્યો હતો અને તેના કરતાં ચોથાનો ઓછો રાખ્યો હતો. ચોથે માળે તો એકજ શયનગૃહનો મોટો ખંડ હતો અને તેને બુદ્ધિધનની કલ્પના પ્રમાણે મુંબઈનો ઘાટ આપ્યો હતો. એ શયનગૃહને ચારે પાસ કાચની તકતીઓ ભીંતને ઠેકાણે હતી. દહોડ એ હાથેલીથી મોટી તકતી ક્વચિતજ હતી અને સીસમના ઘરમાં બેસાડી હતી. કેટલીક તકતીઓ ચોખંડી, કેટલીક લંબગોળ, અને કેટલીક છ પાસાંવાળી એમ જુદા જુદા આકાર હતા. અંદરથી રાતા કસુંબાના પડદા ભરી દીધા હતા અને કેટલીક બારી આગળ એ પડદાને ઉઘાડા રાખ્યા હતા. તે કસુંબાના દ્વાર કોઈ ઠેકાણે ત્રિકોણાકાર, અને કોઈક ઠેકાણે ચતુષ્કોણ હતાં. કેટલેક ઠેકાણે કાચ રંગીન પણ હતા. એ આયનામહેલ ઉપર સૂર્યના કિરણ પડતાં તેનું પ્રતિવમન તીવ્ર થતું અને મહેલ બહાર–ભીંત બહાર–નીચે ઉભેલા જોનારની આંખ પણ એકદમ તેનું પ્રતિફલ સહી શકતી ન હતી. કન્યાવય ગયા છતાં પણ ઘાટડી ચણીઓ પહેરનારી કાઠીઆવાડની કદાવર સ્ત્રીના જેવો રાજમહેલનો દેખાવ હતો. ફરતી મોટી ભીંત કાળા પટાવાળા ધોળા ચણીઆના ઘેર જેવી લાગતી હતી. રાતી ભાતવાળી, કરચલીવાળી, લીલીછમ ઘાટડી શરીર ઢાંકી નેફા ઉપર વેરાઈ રહે તેમ ભીંતના કાંગરા પર ઝાડો દેખાતાં હતાં, અને તેમના શિખર પર લીલો ગોળાકાર રચતી શાખાઓ લીલી ઘાટડીમાં ઢંકાયલા સ્તનમંડળનો આભાસ ઉત્પન્ન કરતી હતી. સૌને માથે માથાની પેઠે મહેલના માળ દેખાતા હતા અને તીવ્ર કટાક્ષ મારતી ચળકતી આંખોની પેઠે કાચગૃહ તેજ મારતું હતું. એ નારીની સેંથીના આગલા છેડાપર બોર મુકયું હોય તેમ કાચગૃહ ઉપર અગ્રભાગે ઉડતો ઉડતો એક પોપટ આવી બેઠો હતો. રંગીન કાચ મોંપરનાં છુંદણાં–ત્રાજવાં જેવા લાગતા હતા.

આ મહેલની અંદર વસ્તી ગમે તેટલી હો પણ સૂર્યના તાપથી સળગતા જતા આકાશ–ઘુમટ નીચે એકાંત એકલા ઉભેલા આ મહેલ ભણી

પાસે પાસે આવતો પુરુષસંઘ આઘેથી ઉંચું જોઈ ચૈત્રના તેજસ્વી પ્રભાતના તડકામાં ક્લાંત થતો હતો, સૌનાં મોં રાતાંચોળ બનતાં હતાં; પરસેવો વળતો હતો; અંગરખાં ભીનાં થતાં હતાં, અને મહેલ પાસે આવતાં–છાંયડો પાસે આવતાં–પગનું જોર વધતું જતું હતું. તડકામાં રમી રમી ખાવાનો વખત થયે–પેટમાં કુકડાં બોલતાં–રમતીઆળ બાળક સઉ સાથ છોડી ઘરભણી વૃત્તિ કરે અને માને સંભારે તેમ નગર છોડી રાજમહેલ ભણી ધસતું મંડળ દરબારના અને રાણાના વિચાર કરવા માંડતું હતું અને ખટપટનાં ભુખ્યાં ચિત્ત ફળ ચાખવા તળે ઉપર થતાં હતાં. ઘણી ગાડીઓ વચ્ચેથી આગળ નીકળી રાજવાહન ધસે એમ દરબારનો દીવસ હોવાથી આવતા નીરપેક્ષી કૌતુકવાન સામાન્ય લોકવર્ગના સંઘમાંથી જુદો પડતો અમલદારોનો નાનો પણ સજડાસજડી થતો સંઘ આગળ નીકળી આવતો હતો અને બીજા લોક તેને માર્ગ આપતા હતા.

આવતા સરઘસને સમાસ આપે એવો મોટો ભીંતનો દરવાજો હતો. દરવાજાને બે મોટાં કમાડ જાડાં અને લોખંડના ચાપડાથી નીચેથી તે ઠેઠ ઉપર સુધી જડી દીધેલાં હતાં. દરવાજાના માથા ઉપર એક મેડી હતી ત્યાં ટંકારખાનાવાળા બેસતા અને રાતદિવસના પ્રહર, દરબારના અવનવા બનાવો, તથા મહિમાવાળા દિવસો, જુદા જુદા રાગની ગર્જના મચાવી મૂકી, નગર સુધી જણાવતા. આખી ભીંતની જોડે અંદરથી ફરતો સાંકડો ઓટલો હતો તથા બુરજોમાંથી તોપો ગોઠવાય એવી જગા અને કાણાં હતાં. જુદે જુદે ઠેકાણે આ ઓટલાપર ચડવાના અંદરથી દાદર હતા અને દરવાજા પરની મેડીમાંથી ઓટલા પર જવાનાં બારણાં હતાં; મેડીની નીચે કમાડની પાછળ મોટા બે ઓટલા હતા તે ઉપર રાતદિવસ સિપાઇઓ સૂતા, બેસતા, ગપાટા મારતા, કટાતી તરવારો ઘસી તાજી રાખતા, બંદુકો ગોઠવી મુકતા, અને ચોકી કરતા. આજ તેઓ હારબંધ ઓટલા નીચે દરવાજામાં ખડા થઈ ગયા હતા અને અમલદારો અંદર જાય તેમ તેમ સલામો કરતા હતા. એકઅે સવારો અંદર બહાર આવ જાવ કરતા હતા અને કંઇ કંઈ સૂચનાઓ કરતા હતા.

દરવાજામાં પેઠા એટલે ચારે પાસે ઝાડી જેવી ઝાડની ઘટા અને વચ્ચે વચ્ચે ખરેલાં પાંદડાંથી ભરેલી પગે ચાલવાની સાંકડી નેળો નજરે પડતી હતી. નેળોની આસપાસ કોસના વહેતાં નિર્મળ પાણી ભરેલી નીકો હતી, તેમાં

ચકલીઓ અને ખબુતરો ઠેકાણે ઠેકાણે ચાંચો બોળતાં હતાં નહાતાં હતાં, અને પાંખો ફફડાવતાં હતાં. કોસનો અભિન્ન અવિચ્છિન્ન ચીકાર શબ્દ ઝાડોમાંથી આવતો કાને પડતો હતો; અને નેળોમાં ઉભેલા તથા ફરતા કામ કરતા માળીઓ અને મજુરોના અર્ધાં ઉઘાડાં, તરી આવતી રગોથી ભરપુર, અને બળવાન કાળાં ચળકતાં શરીર આસપાસના બાગથી અસંવાદી ન હતાં. આ સ્થળે ઇશ્વરરચના ઉપર માનવોની કારીગરીએ ડહાપણડાહ્યલાપણું ઘણું ઓછું કર્યું છે અને જુના વખતના સંસ્કારોને સ્મરણમાં રાખવાનો પ્રયત્ન અત્રે ધસાયો નથી; આવા આવા વિચારો મુંબઈમાં ઉછરેલા મુંબઈના કૃત્રિમ બાગબગીચાના અનુભવી નવીનચંદ્રને દરવાજામાં પેસતાં થયા. પ્રાચીન પુસ્તકોમાં લખેલા ચિતાર નાટકરૂપે તેની આંખ આગળ ખડા થતા જણાયા. તેના મન ઉપર ગંભીરતાનું પ્રતિબિમ્બ પડ્યું.

ચોપાસ, જામફળ, દાડમ, સીતાફળ, રામફળ એવાં એવાં ફળનાં નાનાં મોટાં ઝાડ હતાં. કંઈ કંઈ ઠેકાણે જુદા જુદા રંગના ફળ લચી રહ્યાં હતાં. જુદા જુદા રંગના અને જુદી જુદી વાસનાવાળા ફુલ ઘણે ઠેકાણે આંખ અને નાકને ઇશ્વરી પ્રસાદીથી તૃપ્ત કરતાં. કોઈ કોઈ ઠેકાણે પોપટ, મોર, કોયલ, ચકલી અને ખબુતર ઉડતાં, ફળ ખાતાં અને વેરતાં અને પાંખના ફફડાટથી તથા તીવ્ર શબ્દથી સાંભળનારનો કાન ભરી મૂકતાં. માત્ર આંખનેજ હારનારી શોભાથી ભરેલા મુંબાઈના બાગની નવીનચંદ્રને દયા આવી. તેનું ગંભીર થયલું અંતઃકરણ દ્રવવા લાગ્યું. ઉંચા એકાંત ઝાડ, ઉંચો એકલો મહેલ, સર્વને ઢાંકતું, તપતું, ત્રાંબા–પિત્તળ જેવું થતું આકાશ, અને સર્વેની વચ્ચે ક્ષુદ્ર જંતુ જેવો ડુબેલો પોતેઃ એ જોઈ નવીનચંદ્રનું મન દીનવૃત્તિ અનુભવવા લાગ્યું.

સરસ્વતીચંદ્ર ભાગ ૧.

---

૧૯૩

## માનચતુર અને ધર્મલક્ષ્મી.

ગુણસુંદરી સુવાવડમાં સ્વાભાવિક રીતે ખાટલાવશ રહી. સઉએ પોતપોતાનું કામ તે વખતમાં ઉપાડી લીધું અને બેચાર દિવસ તો કામ સારી રીતે ચાલ્યું. પણ ધીમે ધીમે ગ્રહયંત્રનાં સર્વ ચક્ર શિથિલ પડ્યાં અને એ યંત્રની સંભાળ રાખનારીની ખોટ અને કિંમત જણાવા લાગી.

પ્રથમ તો ઘરનાં સર્વે માણસને પોતપોતાની બાબતમાં જરી જરી અગવડ લાગવા માંડી. માનચતુરની સરભરા ઓછી થઈ, કારણ સરભરા કરનારને બીજા કામમાં ગુથાવું પડ્યું, એટલુંજ નહીં પણ એ સરભરા પર દેખરેખ રાખનારી સુવાવડમાં પડી અને તેની ચતુરાઈ, ધીરજ, મોંની મીઠાશ અને અંતરનું વહાલ, વગેરે દેખાડનાર કોઈ રહ્યું નહીં અને ડોસો અકળાવા લાગ્યો. ઘરનાં કામમાં વાદ થવા લાગ્યો અને સુવાવડીની પણ સંભાળ એવીજ રહેતી. ધર્મલક્ષ્મીથી હેરોફેરો થતો નહીં અને જરી જરી હેરોફેરો ગુણસુંદરી સારૂ કરતી, પરંતુ પોતાની દેવસેવામાં હરકત પડવાથી એ હેરોફેરો કોઈ વખત થતો નહીં; અને સઉનું કામ તે કોઈનું નહીં એમ થતાં સુવાવડીનું ખાવાપીવાનું પણ મોડું વહેલું થતું; એટલુંજ નહીં, પણ તેના બાળકની પણ સંભાળ લેવાતી નહીં. એક પ્રસંગ એવો બન્યો કે માનચતુરનું ઔષધ બપોર થતાં સુધી કોઈએ તૈયાર કર્યું નહીં. જમવાની વખત તો થાય શાની? અને ડોસો આકળો થઈને લાકડી લઈ છાનોમાનો ઘરમાં સર્વ શું કરે છે તે જોવા ફરવા લાગ્યો. પ્રથમ તો વિદ્યાચતુરની મેડીએ ચડ્યો. વિદ્યાચતુર પોતે બહારથી આવેલો પણ ભૂખ લાગવાથી પલંગમાં સુઈ રહ્યો હતો અને ઉંઘી ગયો હતો. તેના પલંગપર માકણની હાર હતી, ચાદર મેલી થઈ ગઈ હતી, અને મેડીમાં વાસીદાનો કચરો એકઠો થયેલો. સઉને ગાળો દેતો દેતો ડોસો નીચે ઉતર્યો અને રસોડે ગયો તો દુઃખબા રસોઈ કરવા નહાઈ હતી અને સઉ તૈયાર જેવું હતું પણ શાક સમાર્યા વિના પડી રહેલું, અને સામું જોઈ દુઃખબા પણ બેસી રહેલી. ડોસો વધારે ક્રોધમાં આવી ત્યાંથી ચાલ્યો અને પરસાળભણી ગયો તો ત્યાંની મેડીમાંથી ગાનચતુરનું ગાયન સંભળાયું અને નીચે ચંડિકા હીંચકાપર સુતી હતી તેની સાથે હાથમાં સાવરણી લેઈ ચંચળ વાતો કરતી હતી; તે બેમાંથી કોઈએ વાતના રસમાં ડોસાને દીઠો નહીં. ગજાર ભણી જાય છે તો સુંદર બિચારી એકલી ઘડીમાં સુવાવડીનું ઔષધ તૈયાર કરે અને ઘડીકમાં ઘોડીઆમાંના બાળકની સંભાળ રાખે, અને ગુણસુંદરી ખાટલામાં સુતી સુતી ભુખે પેટ ડાબતી સુંદરને સૂચના આપે. ક્રોધ હતો તેમાં દયા ઉમેરી ડોસો પરસાળ બહાર નીકળ્યો તો અગાશીમાં છોકરાં ધમ્માચકડી કરે; ઘરનું બારણું ઉઘાડું તેમાં આવી શેરીનું કુતરૂં જીભ કહાડી હાંફતું હાંફતું ઉભેલું, અને બારણે સામે કુવો હતો ત્યાં પાણી ભરવા ગયેલો ચાકર કોઈની સાથે

ગપાટા મારે. ડોસો કુતરાને હાંકી, બારણું વાસી ધર્મલક્ષ્મીની ઓરડી ભણી ગયો. ડોસી દેવસેવામાં હતાં. દહાડો ઘણો ચડયો હતો તેથી દેવના દીવામાંથી ઘી અને વાટ બે થઈ રહ્યાં હતાં, દીવો ઘેર ગયો હતો, અને દહેરાસરપરના પાટીઆંપર ડોસી રૂ, ઘી, અને દીવાસળી શોધતાં હતાં અને ડોસો બારણામાં ઉભો હતો તેના ભણી એની પુંઠ હતી. સહુની રીસ ડોસાએ ડોસી ઉપર કહાડી. બોલ્યા ચાલ્યા વિના વગર નહાયલા ડોસાએ દહેરાસરના પાલખાને અડકી બધા દેવ ઉપાડી લીધા અને પોતાનો ધસારો માલમ ન પડે એવી રીતે નીકળી જઈ ઘરના ટાંકા આગળ જઈ તેમાં દેવને પધરાવવા વિચાર કર્યો પણ કાંઈક વધારે શાંત વિચાર થવાથી તેમાં ન નાંખતાં પાણી પીવાની ગોળીમાં બધા દેવને નાંખી દઈ છાનોમાનો પોતાને ઠેકાણે જઈ સુઈ ગયો અને શું તાલ થાય છે તે જોવા લાગ્યો.

ડોસીને દીવાસળી જડી અને તેણે દીવો પ્રગટાવ્યો અને પાલખા પાસે દીવો મૂકે છે તો દેવ ન મળે. ડોસીના દિલમાં ત્રાસ પડયો અને ચમકી પાલખાની તળે તથા ચારે પાસે શોધવા લાગ્યાં. ભક્તિવાળી ડોસીને સમજણ ન પડી કે આ શો ચમત્કાર થયો. ડોસી દેવસેવાની ઓરડી બહાર આવ્યાં પણ ત્યાં કોઈ હતું નહીં. "બારણું ઉઘાડી અંદર આવી દેવને કોઈ છાનુંમાનું ચોરી તો નહીં ગયું હોય? મારૂં ધ્યાન બીજી પાસ હતું"—આ વિચાર થતાં વધારે ફાળ પડી અને બારણું ઉઘાડે તો ડોસાએ કહાડી મૂકેલો કુતરો ઉભેલો અને ચાકર કુવે ગપાટા મારે. "કોઈ ઘરભણી આવ્યું હતું?" એમ ચાકરને પૂછ્યું અને ધમકાવી તેને ઘરમાં બોલાવ્યો. ઘરમાં પાછાં ફરી અકળાઈ બૂમ પાડી. "ચંચળ! ચંચળ! આ જોને મારા દેવ ક્યાં ગયા?" બૂમ સાંભળી હાથમાં સાવરણી ઝાલી ચંચળ આવી, તેની પાછળ ચંડિકા, તેની પાછળ સુંદર, બીજી પાસથી દુઃખબા, અને ઘરનાં છોકરાં સહુ આવી ચોકમાં ભરાઈ ગયાં. પૂછાપૂછ અને શોરબકોર થઈ રહ્યો. એક પાસથી ગાવાનું બંધ કરી ગાનચતુર આવ્યો અને બીજી પાસથી વિદ્યાચતુર સફાળો જાગી દાદર પરથી ઉતર્યો. દેવ ક્યાં ગયા તે વિષે ઉપરાઉપરી પ્રશ્નો અને ઉત્તર થવા લાગ્યા અને સૂચનાઓ તથા શોધાશોધ થઈ રહી. દુઃખબા કહે કોઇ છોકરાં દેવને રમવા લઈ ગયાં હશે. ચંચળ અને ગાનચતુરને એમ વિચાર થયો કે ઉંદર તાણી ગયા હશે. વિદ્યાચતુર કહે "પાલખામાંથી ગરબડી

ગયા હશે—આસપાસ ફરી શોધો." છેવટે ડોસો આંખો ચોળતો ચોળતો લાકડી પર ટેકી બહાર આવ્યો અને ગુસ્સે થઈ બોલ્યો "આ શું તોફાન માંડ્યું છે? ઘરમાં ન કોઈને ખાવાની ચિંતા ને ન કોઈને ખવરાવવાની ચિંતા. એક વાગી ગયો ત્યાંસુધી જાણે ઘરમાં બઈરૂંજ ન હોય તેમ નથી કોઈ પૂછતું કે ખાવાની કેટલી વાર છે અને નથી કોઈ કહેતું કે જમવા ઉઠો!" વિદ્યાચતુર કહે "પિતાજી, માતુશ્રીને દેવ નથી જડતા તેની આ ભાંજગડ છે. અચિંત્યા પાલખામાંથી ક્યાં ગયા તે જણાતું નથી."

માનચતુર—"દેવ એના જડવાના હશે તો જડશે ને નહીં જડવાના હોય તો નહીં જડે, પણ આ બધા જીવતા પરમાત્માના પેટની ચિંતાફિકર હોય કે ન હોય? એવી ચિંતા ન રાખે તેનાપર તો દેવ ન કોપતા હોય તો કોપે અને દહેરાસર વાસેલું હોય તેમાંથી અદૃશ્ય થાય તો ઉઘાડા પાલખાનું શું પૂછવું? ચાલ, દુઃખબા અમને જમાડ તરત; એને તો દેવ જડશે ત્યાં સુધી લાંઘણો કરવી પડશે.

ડોસીને એક દુઃખમાં બીજું દુઃખ આ વચન સાંભળવાનું આવ્યું. કઠોર તીક્ષ્ણ વચન અને તેમાં પણ ઇષ્ટદેવને તિરસ્કાર; આ સાંભળી ચારપાસ અને પોપચે કરચલીઓવાળી આંખોમાં ધર્મલક્ષ્મીને આંસુ ભરાયાં, અને કાન ઉપર હાથ દેતી દેતી, બોલી, "અરેરે, આવાં નાસ્તિક વચન ન બોલતા હો તો શું થાય? સતજુગમાં દેવની સેવા કર્યાનું ફળ છે તેથી વધારે ફળ કળજુગમાં દેવસેવા કરાવ્યાનું છે. આ અવતાર આટલું આટલું દુઃખ તમે ખમો છો અને હું ખમું છું ને આવતે અવતારે પણ ખમવું છે? આપણે તો એક બીજાનાં પુણ્યપાપનાં ભાગીઆં છીએ. તમારાથી થતું નથી ને મારે હાથે થવા દેતા નથી! બળ્યું આ પેટ ને બળ્યા આ ધોળા વાળ! પેટે દેવની નિંદા કરાવી ને ધોળા વાળે પણ દેવનું સ્મરણ ન કરાવ્યું! દેવસેવાનું પુણ્ય હશે તો આ છોકરાં પણ સારાં ઉઠશે. કંઈ તો વિચાર કરો. દુઃખબા! ચંચળ! ચંડીવહુ! આ તમારા પાપને લીધે મારે આ વચન સાંભળવાં પડ્યાં! નાની વહુ ઘરમાં હરતી ફરતી હોય તો મારે આ વખત ન આવે!—તમે મહીનો માસ પણ ઘરની સંભાળ ન રાખી શક્યાં—ચંચળ! દેવ ક્યાં ગયા તે હું સમજી છું. તારા બાપનો સ્વભાવ તને ખબર છે, જા. એમને અને સૌને જમાડ, મારે તો દેવ જડે ત્યાં સુધી જમવું નથી." આંખે આંસુ ન માય એમ રોતાં રોતાં

ડોસી દેવતા પાલખા આગળ બેસી રોયાં અને આખરે પાલખા આગળ નાકલીટીઓ તાણી દેવને કાલાવાલા કરવા લાગ્યાં; "મહારાજ, ક્ષમા કરો. એમના કર્યાં સામું જોશો નહીં—એમનું પાપ મને આવજો ને મારૂં પુણ્ય એમને જજો ! પણ ક્ષમા કરો !"

ઘરમાંનું સર્વ મંડળ ભરાયું હતું તેમાં સઉની સાથે લડતો લડતો ડોસો સઉને ધમકાવવા લાગ્યો. દુઃખબા સામે આંખો કહાડવા લાગ્યો, ચંચળ સામે ઓઠ કરડવા લાગ્યો, ચંડિકા સામે દાંત પીસવા લાગ્યો, ગાનચતુર સામે ચાળા કરવા લાગ્યો, ચાકર સામે દૂરથી હાથ ઉગામવા લાગ્યો; વિદ્યાચતુર ઉપર પક્ષપાત દેખાય નહીં માટે તેની પુંઠ કરી તેને ન દેખતો હોય તેમ ઉભો; સુંદરગૌરીના સામું જોયું નહીં; અને ઘરની અવ્યવસ્થા બાબત પોતે જેટલું સુતાં સુતાં જોયાં કર્યું હતું અને જેટલાં જેટલાં જેનાં અપલક્ષણ હતાં તે તે તેમને સઉને ધમકાવી ધમકાવી કહી બતલાવ્યાં અને ગાળો ઉપર ગાળો દીધી. આખરે સુંદરગૌરીને ગુણસુંદરીની તપાસ રાખવા ગજારમાં મોકલી દીધી અને ચંડિકાને તથા પોતાની બે દીકરીઓને લાકડી ઉગામી ઘર બહાર કહાડી મુકી. સાંકળ દઈ, ગાનચતુરને હુકમ કર્યો કે "આપણે સઉને સારૂ જમવાનું તૈયાર કર—રાંડોને તો આમજ ઘટે." વિદ્યાચતુર નાનપણમાંથી પરદેશ રહેલો એટલે પિતાનું આવું ઉગ્ર સ્વરૂપ જોવાનો વારો તેને આજેજ આવ્યો, અને આશ્ચર્યથી આભો બની, હડપચીએ હાથ દઈ શું કરવું કે કહેવું તે ન સુજવાથી દિઙ્મૂઢ જેવો બની પોતે ઉભો હતો ત્યાં ને ત્યાંજ ઉભો રહ્યો. બહાર લોકો ભરાઈ ગયા અને બારણાં હચહચાવી મૂક્યાં. નાટક વધી ગયું જોઈ, ડોસો હાથમાં નથી એવું સમજી, આખરે ડોસી દેવમંદિર છોડી બહાર આવ્યાં. આંસુ લોહી નાંખ્યાં. મહાદેવના ગુણ તપોધન જાણે તેમ ડોસાનો સ્વભાવ વર્તી જનારી ડોસીને પોતાનો સ્વભાવ બદલવો પડયો. ધર્મ અને આચાર ઉભયને ઠેકાણે વ્યવહારને આગળ કરવામાં આગ્રહ ધરનારો પતિનો સ્વભાવ છે અને એ સ્વભાવ સમુદ્રના મોજા પેઠે અત્યારે ઉછાળા મારી રહ્યો છે, તેના સામા થવા કરતાં તેને વશ થવાથી તેના હેલારાનું બળ ઓછું લાગશે એ ભાન ડોસીને આવ્યું. એ ભાન આવવાની સાથે ડોસીની સ્વાભાવિક બુદ્ધિ સ્વચ્છ બની, ડોસાના વચનમાં સત્ય હતું તે સમજાયું, ઘરની અવ્યવસ્થા દૃષ્ટિ આગળ તરવા લાગી, તેનો ઉપાય પોતાનાજ હાથમાં આવે એવો હતો તેને લીધો, હૃદયને શાંત કર્યું, મુખ ગંભીર કર્યું. કુટુંબનું હિત જાળવવું એ પણ

એક ધર્મ છે એવો વિચાર થયો. એ ધર્મ સાચવવાથી ઘણા જીવને સુખ થાય છે એ દેખાયું, ઘણા જીવનું કલ્યાણ થાય એવા ધર્મને સર્વ ધર્મથી મોટો કેમ ન ગણવો એવો પ્રશ્ન મનમાં ઉભો થયો, સર્વ સૃષ્ટિ જેને વહાલી છે અને સઉ સૃષ્ટિના સુખનો ભરનાર વિશ્વંભર તેને એજ ધર્મ સઉથી વહાલો હોવો જોઈએ એવી શ્રદ્ધા થતાં તે ધર્મમાં પ્રવૃત્તિ થઈ, અને એ ધર્મની ઉત્સાહી ડોસી દેવનું દુઃખ ભૂલી પતિદેવ ભણી ચાલી; ઘરની અવ્યવસ્થા, પતિનાં વચન, ઘરબહાર જામી જતો ફજેતીનો ખેલ, અને કુટુંબનાં સર્વ મંડળનું દુઃખ—આ સર્વ સરોવરમાંથી નીકળતી કુટુંબવત્સલતાના પવિત્ર પ્રવાહમાં ડોસીની બુદ્ધિ નહાવા લાગી, અને નદી સમુદ્ર પાસે જતાં પોતાનો પટ વધારે વધારે પહોળો કરે તેમ પતિની પાસે જતી જતી અને પતિની ઇચ્છા જાણી વળતી વળતી ડોસી પોતાના અંતઃકરણને વધારે વધારે ઉદાર કરવા લાગી; તેનામાં થયેલો ફેરફાર તેને આવતી જોતાંજ તેનો પતિ સમજી ગયો. ડોસાના મનનો અર્થ મનમાં સિદ્ધ થતો જણાયો.

ડોસી નાનપણથી ધર્મસંસ્કારનું બંધન પામી હતી. પુરુષો કરતાં સ્ત્રી જાતિમાં કેટલાક ગુણ વધારે વિકાસ પામે છે, અને પુરુષો કરતાં તેમની બુદ્ધિ—તેમનાં શરીર પેઠે—વ્હેલી પક્વ થાય છે, તેનું ધર્મલક્ષ્મી એક દૃષ્ટાંત હતું. છેક નાનપણમાંથી તેના હૃદય ઉપર જે જે સંસ્કાર પડતા તે તરત એ ગ્રહી લેતી. એના બાપ ધર્માંધ હતા અને તેના ઘરમાંથી ધર્મના સંસ્કાર ધર્મલક્ષ્મીપર કુમળી વયમાંથીજ વજ્રલેપ થયા હતા. એનું દશેક વર્ષનું વય હતું ત્યારે તો શેરીની સર્વ કન્યાઓમાં ધર્મલક્ષ્મી જેવું બીજું કાંઈ ધર્મિષ્ઠ ગણાતું ન હતું. એનામાં સારી બુદ્ધિ છતાં આ ધર્મસંસ્કાર જડ થાત અને એ છેક ધર્માંધ બનત તો તેના ઘર પ્રમાણે કાંઈ નવાઈ ન હતી, પણ માનચતુરના ઘરમાં ગયા પછી એને, માનચતુરને દેશપરદેશ નોકરીમાં અથડાવું પડતું, તેની સાથે ફરવાનું થતું અને પરદેશમાં ધર્મલક્ષ્મીના સંસ્કાર સાચવવા કઠણ હતા. તેમાં વળી માનચતુરનો સ્વભાવ ઉગ્ર હતો એટલે ગૃહિણીને વખત જોઈ ગીત ગાવાં પડતાં હતાં. આ પતિનો સ્વભાવ વેઠવો એ તરવારની ધાર ઉપર ચાલવા જેવું હતું, અને કન્યાવયમાંથીજ ઈશ્વરે સૂક્ષ્મ બુદ્ધિ આપી ન હત તો ધર્મલક્ષ્મીનો પતિ સાથે એક રાગ થાતજ નહી. લોક એવું કહેતા કે “આવા માનચતુરનો મિજાજ ધર્મલક્ષ્મીજ જાળવે-બીજી હોય તો એના ઘરમાં

પળવાર પણ ટકવા ન પામે.” ધર્મિષ્ઠ છતાં ધર્માંધ ન બની, દુર્વાસા જેવા પતિના ઘરમાં વૃદ્ધાવસ્થાપર્યંત રહી શકી, અગ્નિ જેવા પતિની પ્રીતિ મેળવી છેવટ સુધી સાચવી શકી અને તેના ઉપર પોતે પ્રીતિ રાખી શકી, અને વળી તે સર્વ સાથે પોતાના ધર્મસંસ્કાર છેવટ સુધી જાળવી રહી; આ સર્વ અદ્‌ભૂત પરિણામ ધર્મલક્ષ્મીની શુદ્ધ વત્સલતા, પૃથ્વી જેવી ક્ષમા, વિષ્ણુ જેવી શાંતિ સૂક્ષ્મ બુદ્ધિ, અને ઉંચી કુલીનતા તે સર્વનું દુર્લભ ફળ હતું. એ સર્વ ગુણોનો આ પ્રસંગે આવિર્ભાવ થતો વિદ્યાચતુરે આજ પ્રથમજ જોયો અને એ જોતાં જોતાં આ ગુણવાળી માતાથી પોતાનો જન્મ છે એ વિચારથી હૃદય ગર્વવડે ફૂલવા લાગ્યું.

ડોસો ક્રોધથી રાતો થયો હતો અને તેનાં અવયવમાત્ર કંપતા હતાં. તેની આંખમાં લોહી તરી આવ્યું અને કપાળે ભૃકુટી ચડી આવી,–જાણે નરસિંહાવતાર પ્રકટ થયો. દેવને થયેલા અપમાનથી ડોસીને તીવ્ર વેદના થતી હતી એટલે બળાત્કાર કરતાં પણ તેના મુખપર સ્મિત તો ન ફરકી શક્યું, પણ એ પોતાની વેદના ઢાંકી અને પતિનો ક્રોધ શમાવવા ચાલી. તેનું શરીર વૃદ્ધ પણ બાંધી દડી જેવું હતું. ધીમા પણ સ્થિર પગલાં ભરી, ગંભીર આકાર ધરી, તે પતિ પાસે આવી, તેનું વૃદ્ધ હૃદય ધડકતું દેખાતું હતું, દાંતના આધાર વગરના ગાલ અંતરના વિકારથી ભરાવા લાગ્યા દેખાયા, જુવાનીના તેજ વિનાની પણ બુદ્ધિની તીવ્રતાએ અંદરથી ચળકતી આંખ ઉપર પાણીનું પડ બંધાયું અને નિષ્કલંક ધોળા કેશ નીચે કેશ જેવીજ વાંકીચૂંકી કરચલીઓ ભરેલા ગોરા કપાળ ઉપર પરસેવો વળ્યો તેણે સૌભાગ્ય ચિહ્નનું કુંકુમ ભીનું કરવા માંડયું.

“ હા, હું તમારો ભાવાર્થ સમજી, હું શું કરૂં ? મારો સ્વભાવ છે તે દેવસેવામાં ચિત્ત પરોવાય છે ત્યારે ઘરસેવા પર રહેતું નથી. મારો વાંક હું કબુલ કરૂં છું, પણ આટલો બધો કોપ ન ઘટે–ત્રણ જણીઓને બહાર કહાડી તે ઘેડફજેતી થાય છે ને લોક બારણે ભરાયા છે.

ડોસી ધીમે ધીમે ચાલી અને બારણાં ઉઘાડી ત્રણેને ઘરમાં બોલાવી લીધી. ડોસો દ્વારભણી જોઈ રહ્યો, ગયો, અને લોકને ધમકાવી કહાડી, બારણાં બંધ કરી પાછો આવ્યો.

“ જા ! દેવને પાણીની ગોળીમાંથી કહાડી લે ! આજ તો ગોળીમાં નાંખ્યા, પણ હવે ભુખે મારીશ તો કુવામાં નાંખીશ.” ડોસો વિકરાળ

અને રાતીચોળ આંખો કરી બોલ્યો. એના ક્રોધને શમતાં શમતાં કલાક લાગતો હતો. ડોસી બિચારી પાણી ભરેલી ગોળીમાં હાથ ઘાલી દેવને લઈ આવી—બીજાં બધામાંથી કોઈને ડોસીનું એટલું કામ કરવું ન સૂઝ્યું, દેવને દહેરાસરમાં લઈ જઈ, અશ્રુપાત કરતાં કરતાં છાતીસરસા ચાંપી, પાછા પાસખાપર પધરાવી, ઘરકામમાં વળગી અને આજથી ધર્મલક્ષ્મીની દેખરેખ નીચે આ ઘરનો સંસાર પાછો ઠેકાણે આવી રસ્તે પડયો દેખાયો. પણ દેવને અપવિત્ર સ્થળે નાંખ્યા તે વાતનો ડંખ ડોસીના દિલમાંથી મરણ સુધી ગયો નહીં.

સરસ્વતીચંદ્ર ભાગ ૨જો.

---

૧૯૪

## ગોષ્ઠિવિનોદ.

મધુમક્ષિકાના સોંપેલા રાજકુમારને રાજાએ પોતાની આંગળીએ લીધો અને પ્રધાનને તેડવા મોકલી રાજા બાળકની સાથે ગોષ્ઠિવિનોદ કરી તેની પરીક્ષા કરવા લાગ્યો.

"કુમાર, હવે માતાજી વિના તમને ગમશે કે?"

મણિ૦—"માતાજી વિના તો નહીં ગમે, પણ આપને માતાજી "વિના રહેવું પડે છે તેમ અમે પણ રહીશું."

મધુ૦—"મહારાજ, એ ઉત્તરમાં કાંઈ બાકી રાખ્યું નથી. આપ "અને માતાજી ઉભય પ્રતિ આ ઉત્તર સધર્મ છે. સર્વ ધર્મ જાળવી "બાળકે બાળભાષામાં આપેલો ઉત્તરજ કહી આપે છે કે મોટપણે "એ રત્નનગરીના રાજાઓનું ધર્મવૈચિત્ર્ય જાળવશે."

મલ્લ૦—(પ્રસન્નમુખે બાળકનો હાથ ઝાલી) "અમારે તો રાજ્ય "કરવું પડે છે–તમે શું કરશો?

મણિ૦—"આપ રાજ્ય કરો ત્યારે દેખાડી દેવાની કૃપા કરજો કે "રાજ્ય આમ થાય. આપની સાથે રહીશું, આપ દેખાડશો તે દેખીશું, "ને આપ કહેશો તે કરીશું."

મધુ૦—"મહારાજ, બાળકે તો રાજવિદ્યાનું માગણું માગી લીધું:- "તે આપવું એ હવે આપના અધિકારની વાત."

બાળકે હાથ ઉંચો કરી હાથીનું મુખ ડાબ્યું—મધમાખ, અમે "રાજાજી જોડે વાત કરીએ તેમાં વચ્ચે ગણગણવાનું તને કોણે કહ્યું "છે?—તારે અમારી વાતમાં બોલવું નહીં."

મધુમક્ષિકા નીચી વળી કુમારને છાતી સરસો ડાબવા લાગી અને તેમ કરતાં કરતાં એની આંખમાં આંસુ ભરાયાં. તેને ડાબતી ડાબતી છોડી દેતી તે બોલી. "ઘણું જીવો, કુમાર!—મહારાજ! પ્રભાતનો સૂર્ય ઉગતો "ઉગતો તિમિરને આઘું ધક્કેલે તેમ આપની પાસે આવતા ઉગતા "રાજકુમાર, રાજવિદ્યાનો આરંભ કરતાં પહેલાં આજથીજ, મજ જેવાંનો "અધિકાર બંધ કરે છે ને કહે છે કે મારી પાસે **अबला प्रबला नहीं** "થાય."

મણિ૦—"મધમાખ, હજી તું ગણગણતી રહેતી નથી ને કહ્યું "કરતી નથી."

મધુ૦—"તે આપ મને શું કરશો?"

મણિરાજ પિતાભણી જોઈ બોલ્યો: "મહારાજ, માતાજીએ કહ્યું છે "અવળે રસ્તે ચાલે તેને રાજાજી શિક્ષા કરે માટે હવે આપ જાણો?"

મધુ૦—(હસી પડી) "ત્યારે આપનું બળ તો થઈ રહ્યું કે?"

મણિ૦—"હું તારી સાથે બોલીશ નહીં."

મધુ૦—"મહારાજ, બાળકે આજ્ઞા કરવી જાણી, આજ્ઞાભંગની "અસહિષ્ણુતા બતાવી, આપે કરવાની શિક્ષા આપને સોંપી, અને "સ્ત્રીજાતિને બાળકે કરવા જેવી શિક્ષા મને કરી–મારી સાથે અબોલા "લીધા! મહારાજ, રાજસ્વભાવના વૃક્ષનો અંતર્ભાવ આ બાલક–બીજમાં "હતો તે બીજના અંકુર આજ આપરૂપી સૂર્યના તેજની પાસે ફૂટવા "લાગે છે."

મણિ૦—"મહારાજ, મારી વાત આપને કહી દીધી; ગમે તો "આ મધમાખને ઉરાડી મૂકો અને ગમે તો તેને ગણગણતી રોકો. "મને આજ આપની સાથે વાતો કરવાનું મન થયું છે તે આની વાત "જરી ગમતી નથી."

મધુ૦—"કુમાર, આપ જાતે જ મને કહાડી મૂકો તો હું તરત "જાઉં."

મણિ૦—"હું કાંઈ તને ક્હાડી મૂકતો નથી. તારા મધપુડામાં
"ભરાઈ જા ને ગણગણીશ નહીં એટલે થયું."

મધુ૦—"લ્યો, ત્યારે હું આ છાની રહી."

મણિ૦—"હવે ઠીક."

સઉ બોલતાં બંધ રહ્યાં. કુમાર મધુમક્ષિકા ભણી જોઈ રહ્યો, તોયે
એ બોલી નહીં.

મણિ૦—"મધમાખ, બોલતી કેમ નથી?"

મધુમક્ષિકા બોલી નહીં. હસતી હસતી જોઈ રહી.

મણિ૦—"કેમ બોલતી નથી?"

મક્ષ૦—"તમે બોલવાની ના કહી તે શી રીતે બોલે?"

મણિ૦—"હું બોલાવું ત્યારે તો બોલે!

મક્ષ૦—"તમારે એની પાસે શું બોલાવવું છે?"

મણિ૦—"માતાજીએ ક્હાવેલું બધું એણે આપને કહ્યું, પણ
"કાલ રાત્રે રાણીજીએ ને મધમાખે પોતે મને કહેલું હતું તે આજ
"ક્હેતી નથી."

મક્ષ૦—"શું કહ્યું હતું?"

મણિ૦—"એ વાત મધમાખ કહે."

મધુ૦—"હું તો ભુલી ગઈ છું."

મણિ૦—"ભુ...લી...જા...ય! બોલી દે–રાણીજી રોજ તને જુઠી
"કહે છે."

મધુ૦—"એ તો એમનું જુઠું ખાઉં માટે જુઠી કહે છે."

મણિ૦—"વારૂ બોલ તો ખરી!"

મધુ૦—"શું બોલું? જરા સંભારી આપો તો બોલું"

મણિ૦—"પેલું–લાકડાના ઘોડાને ઠેકાણે ખરો ઘોડો ને એવું
"બધું"

મધુમક્ષિકા હસવા લાગી. "હા, હા, મહારાજ, કુમારને આપની
"પાસે બોલી કરી આણેલા છે."

મણિ૦—"તે બોલી શી તે કહે ને?"

જરાશંકર એટલામાં આવ્યો અને પાસે બેઠો. કુમારને ખોળામાં લીધો.

જરા૦—"મહારાજ, કુમારશ્રીને શું પૂછવા માંડ્યું છે?"

મહ૦—"કુમાર આજથી માતાજીનું મંદિર છોડી આપણી "પાસે આવ્યા છે તે બોલી કરીને આવ્યા છે?"

જરા૦—"હેં કુમાર! શી બોલી કરી છે?"

મણિ૦—"આજથી મારા લાકડાના ઘોડાને ઠેકાણે હવે મને ખરો ઘોડો આપવાનો."

જરા૦—"બીજું કાંઈ?"

મણિ૦—"હવે મારે રમવાનું મૂકી દઈ ઘોડે ચડવાનું, પટા "રમતાં શીખવાનું, ને બઈરાંને મૂકી મહારાજની અને પ્રધાનજીની સાથે "ફરવાનું ને દરબાર ભરાય તેમાં આવવાનું."

જરા૦—"કેમ મધુમક્ષિકા, આવી બોલી કરી છે?"

મધુ૦—"હા જી."

મણિ૦—"હવે હું મહારાજની સાથે જમવાનો."

જરા૦—"એમાં તો મહારાજની આજ્ઞા જોઈએ."

મણિ૦—"તે તમે અપાવો કે મધમાખ અપાવે. હું નહીં માગું."

જરા૦—"પિતાજી પાસે તો માગવી પડે."

મણિ૦—"માતાજીએ કહ્યું છે કે ક્ષત્રિઓ માગે નહીં."

જરા૦—"ત્યારે જોઈતું હોય તે શી રીતે મેળવે?"

મણિ૦—"જાતે મેળવે, બળે મેળવે?"

જરા૦—"ત્યારે આપ પણ મેળવો."

મણિ૦—"મેં બોલી કરી છે તે મધમાખ નહીં અપાવે તો એના "ઉપર રીસાઈશ એટલે એ એની મેળે અપાવશે.

મધુ૦—"કુમાર, મારે તો આપની પાસેથી હવે જવાનું."

મણિ૦—"જાય ક્યાં? બોલી પાળ્યા વગર જાય તો બારણા વચ્ચે "ઉભો રહી રોકું."

જરા૦—"કુમાર. હવે તમારી બોલી મહારાજ પાળશે."

મણિ૦—"મહારાજ આપને આજ્ઞા કરે તો બોલી પળાઈ સમજું."

જરા૦—"તે આજ્ઞા કરીજ સમજો."

મણિરાજે મલ્લરાજ સામું જોયું. મલ્લરાજને હસવું આવ્યું.

મણિ૦—"રાણીજીએ કહ્યું છે કે આપની આજ્ઞા વગર કોઇથી "ચલાય નહી ને પ્રધાનજી આમ કેમ પોતાની મેળે કહે છે?"

મલ્લ૦—"એમનેજ પુછો."

જરા૦—"કુમાર, મહારાજ પ્રસન્ન થાય ત્યારે એમની આજ્ઞા થઈ સમજવી."

મણિ૦—ત્યારે અમે પણ એમને પ્રસન્નજ કરીશું" એટલે "અમારી મરજી પ્રમાણે થશે."

જરા૦—"એમજ."

મધુ૦—"મહારાજ, કુમાર સોંપી હું રજા લેઉં છું."

મણિ૦—"મધમાખ માતાજીએ કહ્યું છે કે રાજાએ અને કુમારોએ "સેવકોની ચાકરી જાણવી. માટે ઉભી રહે."

સઉ જોઈ રહ્યાં.

મણિ૦—"મહારાજ, આપની આજ્ઞા હોય તો મારાં રમકડાં મધ- "માખના દીકરાને આપવાના છે તે હું માતાજીને મંદિરે જઈને એને આપું."

મલ્લરાજ પુત્રની કૃતજ્ઞતાથી પ્રસન્ન થયો અને તેને ખોળામાં લઇ બોલ્યો "કુમાર, માતાજીએ જે જે કહ્યું છે તે સરત રાખજો ને એમને "મંદિરે જઈ મધમાખને ખુશી કરો. મધુમક્ષિકા, કુમારને વાસ્તે યોગ્ય "વ્યવસ્થા કરતા સુધી માતાજીની પાસેજ થોડા દિવસ રાખજે ને હું "બોલાવું એટલે લાવજે."

મણિ૦—"મહારાજ, હું હવે રમકડાં રમવાનો નહીં."

મલ્લરાજ હસીને બોલ્યોઃ "ના, કુમાર નહીં. હવે તમારે બેસવાને "ઘોડા ને રમવાના પટા ને બાણ આવશે-પ્રધાનજી સત્વર મોકલાવશે."

મણિ૦—"તે શીખવશે કોણ?"

મહ્લ૦—"તે પણ આવશે."

મણિ૦—"મને આપ ક્યારે બોલાવશો."

મહ્લ૦—"સાંજે કિલ્લો જોવા લેઈ જઈશું."

મણિ૦—'હા ! મધમાખ, હવે ચાલ ને ઘેર જઈ તારા દીકરાને "લાવ તે હું તેને રમકડાં આપી દેઉં."

મધુ૦—"મને આપજો એટલે હું એને આપીશ."

મણિ૦—"ના. તું તો ઘરમાં રાખી મૂકે ને તારા દીકરાને આપે "નહીં. એ તો હુંજ એને આપીશ તે મારી પાસે લાવજે, ને જો " પાછાં એની પાસેથી ખુંચી લીધાં તો જોજે તારી વલે."

મધુ૦—"એમ કરજો. ચાલો હવે મહારાજની રજા લેઈએ.—

મણિ૦—"એક બોલી તું કરે તે વગર હું આવવાનો નથી."

મધુ૦—"શી બોલી."

મણિ૦—ભરતે સિંહના દાંત ગણવા માંડ્યા ને શકુંતલા આવી "ત્યારે ભરતને મૂકી રાજા સાથે એ વાતો કરવા મંડી ગઈ ને ભરતને ન બોલાવે શકુંતલા ને ન બોલાવે દુષ્યત !"

મધુ૦—"તેનું આજ શું છે ?

મણિ૦—"રાણીજીને તારે કહેવું કે મારે આમ ભરતના જેવું "ન થાય. મારી સાથે તો આખો દહાડો ને રાત ભરતની ને લવકુશની "વાતો કર્યા કરે તો આવું." સઉ હસી પડ્યા.

મધુ૦—"તે રાણીજી કાંઈ મારા હાથમાં ? આપ એમને કહેજો."

મણિ૦—"હું આવ્યો ત્યારે રાજાજી તારા હાથમાં ખરા ને હવે જતી "વખત રાણીજી નહીં ? આવ્યો ત્યારે કેમ બોલી કરી હતી ?–જા નહીં "આવું તારી સાથે."

સર્વ હસી પડ્યાં.

મહ્લ૦—"કુમાર, જાવ, રાણીજીને કહેજો."

મણિ૦—હું રાણીજી પાસે માગવાનો નહીં. હમે રાજકુમારો તો "બળે કરી લઈએ–તે આવો તાલ નહીં ચુકું. આપ દુષ્યંત રાજા જેવું

"કરશો તો મને નહીં ગમે. મારી સાથે તો વાતો કર્યા કરશો તો મને "ગમશે." રાજા પ્રધાન ફરી હસી પડ્યા. મધુમક્ષિકા મોં મલકાવી "શરમાઈ ગઈ.

મધુ૦—કુમાર બોલી કરી બાંધશે. માગવાના નહીં. ચાલો ત્યારે એમ કરીશું."

મણિ૦—"જો જે હાં! ફરી જઈશ તો પછી જોજે. હું ખુશી "નહીં રહું ને તને કાયર કરીશ."

એ બે જણુ વાતો કરતાં કરતાં ગયાં. તેમની પાછળ રાજાની દૃષ્ટિ ગઈ. કુમાર આગળ ચાલી ધાત્રીને હાથ ઝાલી ખેંચતો હતો અને ઉતાવળી ચલાવતો હતો. એ બે અદૃશ્ય થતાં રાજાની દૃષ્ટિ પાછી વળી. સૂર્યમાંથી કિરણુ ફૂટે તેમ રાજાના મુખસૂર્યમાંથી પુત્રાભિમાનનો આનંદ ભભુકતો હતો.

રાજાને રાજકુમાર પાછળ જોતો જોઈ પ્રધાન આનંદથી મનમાં બોલ્યોઃ

"निवातपद्मस्तिमितेन चक्षुषा
"नृपस्य कान्तं पिबतः सुताननम्।
"महोदधेः पूर इवेन्दुदर्शनात्
"गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि॥
પુત્રદર્શનનો આનંદ એવોજ છે."

સરસ્વતીચંદ્ર ભાગ ૩.

---

# દોલતરામ કૃપારામ પંડયા.

૧૯૫

---

## વિશુદ્ધિનો પ્રભાવ.

અહો ! વિશુદ્ધિનો પ્રભાવ ! તેનો આશ્રય લેનારનું પણ ક્યારે કોણે ભાગ્યું છે ? ઇંદ્રથી પણ વધારે વૈભવધારી રાવણ એકલી સીતાનું વ્રત ક્યારે તોડી શક્યો છે ? ઘણોએ મોહ હતો-ઘણોએ મમત હતો; પણ કંઈ ચાલ્યું નહીં ! ક્યાં ગયું એનું બળ-ક્યાં ગયું એનું સૈન્ય, ક્યાં ગયું એ શૌર્ય-જ્યારે એક અબળા પણ રાવણથી વશ્ય ન થઈ ? પણ અબળાનું શું ગજુ ? સીતા શું કરે ? પણ જ્યાં વિશુદ્ધિ રક્ષક થઈ ત્યાં પ્રતિકૂળ રાજાના રાજ્ય ગયાં, વિદ્વાનની વિદ્યા ગઈ, યોગીના યોગ ગયા અને તપસ્વીનાં તપ ગયાં. નથી જોઈતું એને શસ્ત્ર કે નથી જોઈતું એને બળ ! કેવળ સ્વસત્તાથી તે પોતાના આશ્રિતનું સાક્ષાત્ ઈશ્વર સામે પણ રક્ષણ કરી શકે છે. અગર જો કે તેના સેવકોને દુઃખાગમ હોય છે, તેમને શોકના સમય આવે છે-ચિંતાઓ તેમને ઘેરે છે તોપણ અંતે "Virtue may be assailed but never hurt." એ મહાકવિ મિલ્ટનના અમર શબ્દોનું તે સાર્થકજ કરે છે; નહીં તો લાજ અને વસ્ત્ર સાથે ખેંચી લેતા દુશ્મનોની સભામાંથી સતી દ્રૌપદી અણીશુદ્ધ બાહેર નીકળે ? સર્વથા વિશુદ્ધિની અકળ ગતિ છે ! અગ્નિમાં પડીને પણ સુવર્ણ જેમ ચઢતે રંગે ચઢી મોંઘા મૂલ્યનું થાય છે તેમ વિશુદ્ધિના ભક્તો પણ આપત્તિની જ્વાળાઓ વેઠી વેઠી ચઢતા રંગ અને વિશેષ કીર્તિને પ્રાપ્ત કરે છે. સાવિત્રી સાથે અન્ય સ્ત્રીઓ નહીં હોય ? અહલ્યા-તારા, અનસૂયા ઇત્યાદિ "સવાર ના પ્રહરનાં નામ" કહેવાતી સતીઓના સમયમાં કંઈ સ્ત્રીઓજ નહીં હોય ? એમ કેમ કહેવાય ? સ્ત્રીઓ તો અસલથીજ છે, પણ મોંઘી વસ્તુની પેઠે આ સતીઓનાં નામ ઘેર ઘેર સંગ્રહી રાખવામાં આવે છે તે નિઃસંશય વિશુદ્ધિનોજ પ્રતાપ.

કુસુમાવલિ.

---

## ૧૯૬
## ઈર્ષા.

ઈર્ષા કેવા અનર્થ કરાવેછે? ઈર્ષાથી સંતાપ વધેછે પણ બુદ્ધિ ઘટેછે, ક્લેશ ઉત્પન્ન થાયછે પણ શાંતિ નષ્ટ થાય છે. ઈર્ષા બળતા અગ્નિની જ્વાળા છે—તે જેના હૃદયતલમાં પેડી તેને ઉષ્ણ કરેછે, કકળાવે છે, સસણાવે છે. પ્રદીપ્ત થયા પછી તે હોલાતી નથી—હિતૈષી થઈને મનુષ્યના હૃદયમાં તે પેસી જાયછે, અને પછી દુશ્મનની ગરજ સારેછે. તે વહાલામાં વેર કરાવે છે, કુટુંબમાં ક્લેશ ઘલાવે છે. વળી પરજન કરતાં સ્વજન હોય ત્યાં તેનું બહુ ચાલે છે. આખા જગતના લોકોનો ઉદય થાય તેનું કંઈ નહીં; પણ કોઈ સગાં કે સંબંધી કે મિત્રજનનું રૂડું થાય એટલે ઈર્ષા પ્રબળ થાય છે. ઈર્ષાને લોભની અપેક્ષા નથી. તેને પારકાની હાનિ ઉપરજ પ્રીતિ છે. પોતાથી ઉતરતા જન બરાબરીઆ થઈ જશે, કે બરાબરીઓ વધી જશે એવા ભયથી અને ચઢતા જન ઉતરતા નથી થતાં તેના દુઃખથી ઈર્ષાળુ પુરૂષનું હૃદય ખાખ સમાન થઈ જાય છે. ભૂતકાળની બળતરા વર્તમાનની શોચના અને ભવિષ્યની ચિંતાથી ઈર્ષા સર્વ કોઈ પ્રાણી માત્રનો વધતો ઓછો ભોગ લે છે. વળી વધારે—અવનવાં કલ્પિત કારણો ખોળી ઈર્ષા, દ્વેષ અને વૈર ઉભા કરે છે. અને તેજ વૈર તથા દ્વેષને નવી નવી કલ્પનાઓથી વર્ધિત કરે છે. અન્યોન્ય વિશ્વાસ અને પ્રીતિના પાયા નાભિકમળ સુધી ઉંડા ગયા હોય તોપણ ઈર્ષા એક ઈષત્ સ્પર્શથી તેમને ડડળાવે છે, કકળાવે છે; ઈર્ષા વહાલાને વેરી કરે છે, અને તેજ વહાલાઓનું ભુંડું કરવા વેરીને વહાલા કરે છે. જેના હૃદયમાં ઈર્ષાનું મૂળ પેઠું તેના સુખનો અંત આવે છે—તેને સુખ દુઃખરૂપ થઈ પડે છે, ઘર સ્મશાનવત્ લાગે છે, અનુકૂળતાઓ પ્રતિકૂળતાઓ થાય છે; ટુંકમાં સુધા પણ વિષતુલ્ય લાગે છે. સર્વથા મહાકવિ શેકસપીયરના

"O, beware, my lord, of jealousy:
It is the green-eyed monster, which doth make
The meat it feeds on.

એ અનુભવી અને અમર શબ્દોના મનન અને નિદિધ્યાસનના દુર્ગમાં સમાઈ રહી, સર્વ કોઈ આત્મહિતેચ્છુઓએ અનેક પ્રકારનાં તીવ્ર, અદૃશ્ય, અને ગેબી ઈર્ષાનાં શરને પેસતાંજ રોકવા જોઈએ. ઈર્ષાથી જે લેવાયો તેને દૈવેજ ખાધો.

કુસુમાવલિ.

---

# નારાયણ હેમચંદ્ર.

---

સાધુચરિત સ્વ૦ નારાયણનો જન્મ ઇ. સ. ૧૮૫૫માં મુંબઈમાં થયો હતો. તેઓ જ્ઞાતિયે બ્રહ્મક્ષત્રિય હતા અને દિવબંદરના વતની હતા. તેઓ રેલ્વેમાં નોકર રહ્યા હતા, પણ સામાજિક ઉન્નતિ કરી લોકસેવા તથા સાહિત્યસેવા કરવાની અભિલાષાથી નોકરી છોડી હતી. તેઓ બે ચારવાર યુરોપ તથા અમેરિકાને પ્રવાસે ગયા હતા. તેઓ દેશસેવાના કાર્યમાં હંમેશાં તત્પર રહેતા એટલુંજ નહિ પણ તેમણે ધર્મ, ઇતિહાસ, નીતિ વગેરે અનેક વિષયોપર ઘણાં પુસ્તકો લખી ગુજરાતી ભાષાના ભંડારમાં સંગીન વધારો કર્યો છે. બંગાળી સાહિત્યની ગુજરાતીઓને પ્રથમ પિછાન એમનાથીજ થઈ છે. મરણ પર્યંત તેઓ બ્રહ્મચારી રહ્યા હતા.

૧૯૭

## બુદ્ધનું પ્રત્યાગમન.

બીજે દહાડે બુદ્ધ ભિક્ષાપાત્ર હાથમાં લઈને નગરમાં પેઠો. એકવાર વિચાર કર્યો કે ભિક્ષાને માટે એકદમ રાજભવનમાં જાઉં, કે ઘેર ઘેર ભિક્ષા માગતો માગતો આગળ વધું; પરંતુ સંઘના નિયમાનુસારે ઘેર ઘેર ભિક્ષા માગવી એ નક્કી કર્યું. બીજા ભિક્ષુકને જે નિયમ લાગુ પડતા હતા તેજ રાજપુત્ર અને ગુરૂ તરીકે તેને લાગુ પડતા હતા. બુદ્ધ દરવાજે દરવાજે ભિક્ષા માગવા લાગ્યો. રાજપુત્રનો ભિખારી વેશ જોઈને નગરવાસીઓ રોવા લાગ્યા. ઘરમાં અતુલ ઐશ્વર્ય હોવા છતાં એક મુઠી અનાજને માટે રાજપુત્ર બારણે બારણે ભિક્ષા માગે છે; રમણીઓના કોમળ પ્રાણમાં આવો ભયાનક દેખાવ સહન થયો નહિ, તેથી તેઓ નાના પ્રકારના વિલાપ કરવા લાગી. ચારે બાજુએ આર્તનાદ અને ગડબડ સાંભળીને ગોપા મહેલ ઉપર ચઢી જુએ છે તો પોતાનો પ્રાણાધિક સ્વામી ઉઘાડે પગે, ખુલ્લે માથે, હલદરના રંગનું કપડું પહેરીને ઉઘાડે શરીરે હાથમાં ભિક્ષાપાત્ર લઈને ધીરે ધીરે ચાલે છે; ગોપા સ્વામીની આવી મૂર્તિ જોઈને બેશુદ્ધ થઈ ગઈ. રાજકુમારનો આ વેશ જોઈને કોણ રોયા વગર રહે? જે સોનાની ગાડી સિવાય કદી એક પગલું ભરતો નહોતો, મણિમુક્તાથી જેનું શરીર સર્વદા સજ્જિત રહેતું હતું, તરેહવાર વસ્તુ વિના જે આહાર કરતો નહોતો, તે આજે માટીનું પાત્ર હાથમાં લઇને પિતાનીજ રાજધાનીમાં

ભિક્ષા માંગવા નીકળ્યો છે. આવો દેખાવ કોના પ્રાણુમાં સહ્ય થાય? ગોપા! તમારા સરળ મુખપર અશ્રુજળ જોઈને અમારી પણ રોવાની ઇચ્છા થાય છે. ગોપાએ પોતાનો શોક સમાવીને સસરાને પોતાના સ્વામીની ખબર મોકલી. રાજા ગભરાઈને ભવનમાંથી નીકળ્યો; બહાર આવીને પુત્રનો આવો દીન વેશ જોઈને અધીરો થઈને રોવા લાગ્યો. ઇચ્છા થઈ કે પુત્રને ભિક્ષાથી દૂર કરૂં, પરંતુ બોલાયું નહિ. ઘણા કષ્ટથી શોકનો વેગ સમાવીને બોલ્યો, "શા માટે પેટને સારૂ ઘેર ઘેર ભિક્ષા માગીને અમને શરમમાં નાંખે છે? હું શું આટલા ભિક્ષુઓને ખાવાનું આપી શકતો નથી?" બુદ્ધે કહ્યું, "મહારાજ! ભિક્ષાવૃત્તિ અમારા વંશની રીતિ છે" રાજા બોલ્યો, "આપણે રાજાના પુત્ર છીએ, આપણા વંશના કોઈએ કદીપણ ખાવાને માટે ભિક્ષાવૃત્તિનું અવલંબન કર્યું નથી." બુદ્ધ ફરી બોલ્યો, "આપ અને આપનું કુટુંબ રાજવંશજાત હોઈ શકો છો, પરંતુ હું પુરાતન બુદ્ધગણના વંશથી અવતરેલો છું. તેઓ ભિક્ષા માગીને પોતાનો ગુજારો કરતા હતા. પરંતુ પિતાજી જો કોઈ મહામૂલ્ય ગુપ્ત ધન મેળવે તો તે અમૂલ્ય રત્ન પિતાનેજ ભેટ આપવું એ કર્તવ્ય છે." આમ કહીને તેણે રાજમાર્ગપર ઉભા ઉભા એકત્ર થએલા માણસોની સામે પિતાને કહ્યું, "પિતાજી! જાગો, હવે વખત લગાડો નહિ, પવિત્ર જીવન મેળવવાનો યત્ન કરો. જે માણસ ધર્મ પાલન કરે છે તે આ લોક અને પરલોકમાં નિર્મળ સુખ ભોગવે છે, એટલા માટે પવિત્ર જીવનલાભ કરો, હવે પાપનું અનુસરણ કરતા ના; જેઓ સન્માર્ગે ચાલે છે, તેઓને બંને લોકમાં પરમ શાંતિ મળે છે." રાજાએ તેની વાતનો કંઇપણ જવાબ આપતાં પહેલાં પોતાના હાથમાં ભિક્ષાપાત્ર લઈ લીધું અને પુત્રને લઈને અંદર ગયો. બુદ્ધ અંદર ગયો એટલે સગાંવહાલાં અને દાસ દાસી તેને યથાયોગ્ય માન આપવા લાગ્યાં; રાજકુટુંબમાંનાં સર્વ ત્યાં એકત્ર થયાં હતાં પણ ફક્ત ગોપાને કોઈએ જોઈ નહીં. "મારા ઉપર જો તેની જરા પણ પ્રીતિ હશે તો તે જરૂર મારી પાસે આવશે; અહીં આવશે તો હું મારા મનની વાત તેની પાસે કહીશ." એવો વિચાર કરીને ગોપા ઓરડાની અંદર બેસી રહી. બુદ્ધે ચારેબાજુએ નજર કરીને જોયું તો ત્યાં ગોપા નહોતી; બે શિષ્યો તેની સાથે રહેતા હતા તેમને પહેલેથી કહી રાખ્યું હતું કે જો કોઈ સ્ત્રી મને મળવાની ઇચ્છા કરે તો તેને રોકશો ના. બુદ્ધ ગોપાની પાસે ગયો પરંતુ ગોપા કંઈ બોલી નહિ પણ ઉલટી

રોવા લાગી. તેણે ઘણો બોલાવવાનો યત્ન કર્યો પણ કંઈ બોલી નહિ. સ્વામીના પગ નીચે પડીને રોવા લાગી અને આંસુથી પગ ભીના કરવા લાગી. ઘણે દિવસે સ્વામીના ચરણને સ્પર્શ કર્યો હતો, તેથી શોકસિંધુ ઉછળવા લાગ્યો. નિસ્પંદ ભાવથી તે ચરણને આલિંગન કરીને જમીન ઉપર પડી રહી. ગોપાને મનનું દુઃખ પ્રકાશ કરી શકવાને ભાષામાં શબ્દ નહોતા—અવ્યક્ત ભાષાથી આજ રોવા લાગી–તે અવ્યક્ત રોવું સાંભળીને સિદ્ધાર્થનો ઉદાસીન પ્રાણ પણ ચંચળ થયો. હાય! અસામ્ય શું દુઃખનું કારણ છે! બુદ્ધે જગતને માટે આત્મવિસર્જન કર્યું છે; ગોપા તેનો તે ઉચ્ચભાવ નહિ સમજ્યાથી આટલો કલેશ પામે છે. ચિરકાલ આવી રીતે રોયાથી પણ સ્વામી હવે તેનો થશે નહિ એવો મનમાં વિચાર કરીને ગોપા આખરે રોતી રોતી એક ખુણામાં જઈને ઉભી રહી. શુદ્ધોદને પુત્રને કહ્યું, કે "જ્યારથી તું ઘર છોડીને ગયો છે, ત્યારથી તારી પત્ની આ યૌવનમાં પણ કઠોર બ્રહ્મચર્ય વ્રતનું અવલંબન કરીને દિવસ ગાળે છે; અનાહારે, અનિદ્રામાં કોઈ રીતે પ્રાણ બચાવી રાખ્યો છે; તેનું વૈધવ્ય અને તેનો અપાર કલેશ જોયાથી પથ્થર પીગળી જાય છે; રાજરાણી થઈને કોઈએ કદીપણ આવું દુઃખદાયક જીવન ગાળ્યું નથી. ઘણા માણસોએ તેને આ રસ્તેથી દૂર રાખવાને માટે ઘણો યત્ન કર્યો હતો પરંતુ બ્રહ્મચર્યમાંજ શરીરનો નાશ કરીશ એવો સંકલ્પ એણે કર્યો છે. બુદ્ધે મુગે મોંએ પત્નીની દુઃખવાર્તા સાંભળી. જે ગોપા પ્રાણના કરતાં પણ પ્રિય હતી, વૃક્ષ જેમ લતાને આશ્રય આપે છે તેમ જીવનની સહચરી સમજીને જે પ્રાણાધિક સ્ત્રીને પોતાના આશ્રયમાં લઈને નિશ્ચિત કરી હતી, તે અબળાને આ ભૂમંડળમાં નિરાશાના અપાર સાગરમાં ડુબાવી છે. બુદ્ધ ગંભીરભાવથી ઉભો રહીને વિષાદપૂર્ણ ચિંતા કરતો હતો. વિના અપરાધે પ્રિયતમા પત્નીના સુખના માર્ગમાં કાંટા નાંખ્યા છે; ક્ષણમાત્ર આ વિચાર કરીને પત્નીને અનંત સુખથી સુખી કરવાને માટે ધર્મોપદેશ આપ્યો. ધર્મની અમૃત કથાનું શ્રવણ કરવાથી ગોપાનો શોકદગ્ધ પ્રાણજરા શાંત થયો. રાજા અને રાજકુટુંબના માણસોએ એ અપૂર્વ કથા સાંભળીને નવા ધર્મપર આસ્થા રાખી.

બુદ્ધદેવચરિત.

---

૧૯૮

# વીરાંગના કર્મદેવી.

દુરંત શાહબુદ્દીન ગોરી જ્યારે ભારતવર્ષમાં આવ્યો, ત્યારે વીર્યવંત આર્યપુરૂષો ગરીયસી જન્મભૂમિની રક્ષાને માટે તૈયાર થયા. દિલ્લીશ્વર પૃથ્વીરાજે સ્વદેશની સ્વાધીનતારક્ષાને માટે, અફગાન શત્રુને ભારતભુમિમાંથી હાંકી કાઢવાને વાસ્તે લડાઈની તૈયારી કરી; મેવાડનો અધિપતિ પરાક્રમી સમરસિંહ, પ્રિયતમ પુત્ર અને ઘણુંક હિંમતવાન સૈન્ય લઈને તેનો સાથી થયો. દિલ્હી અને મેવાડના યોદ્ધાઓ એકઠા થઈને એક પવિત્ર ઉદ્દેસ્યરક્ષાને માટે પુણ્યસલિલા દષદ્વતીના કિનારે આવ્યા; જે પ્રશસ્તહૃદયા તટિનીની મનોહર ભૂમિમાં બેસીને પ્રાચીન આર્યો જલદ-ગંભીર મધુર સ્વરથી વેદગાન કરતા હતા, જ્યાં યોગાસનમાં બેસીને યોગરત આર્યતાપસો પરમ શક્તિના ધ્યાનમાં નિમગ્ન રહેતા હતા, તે પવિત્ર સ્રોતસ્વતીને કિનારે આજ વીર્યવાન આર્યો જીવનમાં મોટા કામો કરવાને એકઠા થયા છે. પરંતુ એ મોટું કામ સફળ થયું નહિ. દુરંત અફગાનની ચાતુરીથી હિંદુઓનો પરાજય થયો અને દષદ્વતીના કિનારા ઉપર ક્ષત્રિઓના અનંતપ્રવાહના લોહીના સાગરમાં ભારતનો સૌભાગ્યરવિ ડુબ્યો. પૃથ્વીરાજ માર્યો ગયો. ત્રણ દિવસ ઘોરતર યુદ્ધ પછી પવિત્ર રણક્ષેત્રમાં પરાક્રમી સમરસિંહનું મરણ નીપજ્યું. તેના પ્રિયતમ પુત્રનું અને તેના હિંમતવાન સૈન્યનાં દેહ-રત્ન નદીની રેતીમાં રોળાવા લાગ્યાં. અફગાનોએ દિલ્હી પોતાના કબજામાં લીધી, કનોજમાં જયનો વાવટો ઉડાડયો, છેલ્લે તે પુણ્ય ભૂમિ રજપૂતાનામાં આવ્યો.

પવિત્ર રણમાં પવિત્રાત્મા સમરસિંહે દેહ છોડયો છે. આજે મેવાડ અંધારામાં છે; દુરંત શત્રુ દરવાજામાં આવ્યો છે; આજે વીરભૂમિ શોક-સાગરમાં નિમગ્ન છે. રજપુતાનાના દરેક સ્થાનમાં નર-શોણિતનો સ્રોત પ્રવાહિત થાય છે, પ્રત્યેક સ્થાન વિધર્મી યવનની ચઢાઇથી ખરાબ થતું જાય છે. તેજસ્વિતાનું-પવિત્રતાનું-સ્વાધીનતાનું આશ્રયસ્થળ આજે વિશૃંખલ અને વિધ્વંસ્ત થતું જાય છે, આજે અફગાનના જુલમથી મહાસ્મશાનમાં આવતું જાય છે, આ વિપત્તિપૂર્ણની વેળાએ એકદમ કોઈ અનિર્વચનીય શક્તિના મહિમાનો સ્રોત બીજી બાજુએ ધાવિત થયો; એકાએક વીરભૂમિ વીર્યમદમાં ઉત્તેજિત થઈ પડી; મેવાડ પોતાનું ગૌરવ રાખવાને માટે નવા ઉત્સાહની સાથે

રંગભૂમિમાં બહાર નીકળી; મેવાડની મહાશક્તિરૂપિણી યુવતી વીરાંગના વીરપોશાક સજીને યવનનું પરાક્રમ ભાગવાને માટે આગળ પડી.

એ મહાશક્તિરૂપીણી યુવતી કોણ હતી? મહારાજ સમરસિંહની સ્ત્રી કર્મદેવી હતી. સમરસિંહનો નાનો પુત્ર મેવાડનો ઉત્તરાધિકારી કર્ણ એ વખતે નાની ઉમરનો હતો એ નાની ઉમરનો છોકરો યવનના પગ નીચે છુંદાશે, સંસારના વિષયથી અજાણ્યો નિરીહ જીવ શત્રુના હાથથી લાંછના પામશે, શત્રુ વગર હરકતથી હૃદયરંજન ફૂલની કળીને ખરાબ કરી નાખશે, એ કર્મદેવી સહન કરી શકી નહિ, તેથી કર્મદેવી આજે શત્રુને દેશમાંથી દૂર કરવાને તૈયારી કરે છે. સમરસિંહ લઢાઈમાં લોકાંતરિત થયો છે. તેની વિધવા રમણીએ આજ સ્વામીના પવિત્ર ધર્મની રક્ષાને માટે દૃઢ નિશ્ચય કર્યો છે. કર્મદેવીએ વીરસાજ સજી પોતાનું શરીર કવચથી આચ્છાદિત કર્યું; તેના હાથમાં સુતીક્ષ્ણ તરવાર શોભા આપવા લાગી; વીર્યવતી વીરાંગનાના અનુપમ લાવણ્યરાશિ આજ અનુપમ ભીષણતાની સાથે મળી ગયા. ઘણા રજપૂત વીર વીરાંગનાને અધીન લઢવાને તૈયાર થયા. શાહબુદ્દીન ઘોરીનો પ્રિયપાત્ર કુતુબુદીન ઈબક રાજસ્થાનમાં આવ્યો હતો. તેને કર્મદેવીએ આંબેરની આગળ ઘેર્યો. યુદ્ધમાં વીરાંગનાએ પોતાનું વીરપણું દેખાડ્યું. તેના ઘેરાથી યવનસૈન્ય નાશ થવા લાગ્યું. યવનનું પરાક્રમ ઓછું થવા લાગ્યું. કુતુબુદીન યુદ્ધક્ષેત્રમાં લાવણ્યમયી યુવતીની ભૈરવી મૂર્તિ જોઈને સ્તંભિત થયો. હવે તેને જયની આશા રહી નહિ. કર્મદેવીએ અસાધારણ હિંમત અને પરાક્રમની સાથ યુદ્ધ કરીને શત્રુને નિર્જીવ કર્યા. હમણાં વિજયલક્ષ્મીના મહિમાથી તેની દેહ–લક્ષ્મી વધારે ગૌરવાન્વિત થઈ. કર્મદેવીએ મેવાડના ગૌરવની રક્ષા કરી. દિલ્લીના પહેલા મુસલમાન બાદશાહને વીરાંગનાના પરાક્રમથી પરાજિત અને જખમી થઈને યુદ્ધસ્થળ છોડવું પડ્યું. તેરમી સદીની આખેરીએ મેવાડે એવી પોતાની સ્વાધીનતારક્ષા કરી હતી. મેવાડની વીર રમણીએ એવા પરાક્રમથી શત્રુને પરાજિત કરીને અનંત અક્ષય કીર્ત્તિ રાખી હતી. એ અનંત અક્ષય કીર્ત્તિની કહાણી પવિત્ર ઇતિહાસમાંથી કદી પણ જશે નહિ. મેવાડ ખરેખર એવા વીરત્વ–ગરિમાની લીલાભૂમિ છે.

વીરમંડળ.

---

# ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.

'ગુજરાતી'ના માલિક અને અધિપતિ રા૦ ઇચ્છારામભાઇનો જન્મ ઈ૦ સ૦ ૧૮૫૬માં સુરતમાં થયો હતો, અને મરણ ઈ૦ સ૦ ૧૯૧૨માં થયું હતું. તેઓ દશા શ્રીમાળી વણીક જ્ઞાતિના હતા. તેઓ સ્ત્રીકેળવણીના હિમાયતી હતા. તેઓએ ચંદ્રકાંત વગેરે પુસ્તકો લખી ધર્મ તથા નીતિની અભિવૃદ્ધિ કરવામાં ઘણો આગળ પડતો ભાગ લીધો હતો એટલુંજ નહિ પણ બીજા ઘણાં પુસ્તકો પ્રગટ કરી ગુજરાતી સાહિત્યની કીમતી સેવા બજાવી છે.

૧૯૯

## શિખરમાંનું ધન.

એક સાહુકાર મરણ પથારીપર સૂતો ત્યારે તેના સર્વ પુત્રોને તેણે પોતાની આગળ બોલાવ્યા અને કહ્યું કે, "પુત્રો, તમારે મારી પ્રતિષ્ઠા, મારી પછવાડે પણ જેવી છે તેવીજ રાખવી; બલકે વધારવી; પણ તેમાંથી ન્યૂન થવા દેશો નહિ તોજ તમે મારૂં નામ રાખ્યું અને મારો ઉદ્ધાર કર્યો કહેવાશે. મારી કેટલી સંપત્તિ સ્થાવર છે તથા કેટલી સંપત્તિ જંગમ છે, તે તમે સારી રીતે જાણો છો. એમાંથી તમે રીતસર વાપરજો. પણ કદાચ કાળયોગે, વ્યાપારમાં ટોટો નફો થવાનો સંભવ હોવાથી, તમને નાણાની તંગી પડે ત્યારે જો તમે આપણા જુના ચોપડા વિચારપૂર્વક સંભાળી જોશો તો તેમાંથી મારૂં વિશેષ ધન મળી આવશે, ને તમારૂં સંકટ દૂર થશે." પછી તે સાહુકાર મરી ગયો, ને તેને કેટલાંક વર્ષ વીતી ગયાં. એક સમય એવો આવ્યો કે તેના દીકરાઓ એકઠા મળી પોતાના પિતાની સૂચના પ્રમાણે પાસનું નાણું ખૂટી પડયું ત્યારે સૌએ ચોપડા તપાસવા માંડ્યા. પાનાં ઉથલાવતાં ઉથલાવતાં એક ઘણી જુની વહીની અંદર આમ લખેલું હતું:—"ચૈત્ર સુદી ૧૦ને દિવસે પ્રહર દિવસ ચઢતાં, આપણા ઘરની પાસેના શિવાલયના શિખરમાં, મેં ઘણુંજ દ્રવ્ય મૂકેલું (દાટેલું) છે. જ્યારે તમને ખપ પડે ત્યારે તે ખોદીને કાઢી લેજો!" આ માર્મિક વાક્ય વાંચી, બીજેજ દિવસે તેઓએ એવો નિશ્ચય કીધો કે, એ શિવાલયના શિખરમાં પિતાજીનું ધન છે, માટે એને તોડી પાડીને કાઢી લેવું. પછી કેટલાક મજુરોને મંદિર ઉપર ચઢાવી,

તેઓએ શિખર ઉતરાવવા માંડ્યું. આ વર્તમાન જાણતાં આખા શહેરમાં હાહાકાર થઈ રહ્યો. લોકો તે વણિક્પુત્રોનો ફીટકાર કરવા લાગ્યાઃ—અરેરે! ખરો કલિકાળ આવ્યો! જગતમાં શંકરનું શિખર કોઈએ ઉતરાવ્યું હોય એમ કદી સાંભળ્યું નથી; પણ ભલા શેઠની પછવાડે સારા સપૂત નીકળ્યા કે તેમના પિતાએ પુષ્કળ દ્રવ્ય ખરચીને પરમાર્થને માટે શિવાલય બંધાવ્યું છે, તેઓ તેનું આજે શિખર તોડવા તૈયાર થયા છે! ફટરે ભુંડાઓ ધંધામાં દેવાળું કાઢ્યું એટલે હવે શંકરના શિખરમાંથી દ્રવ્ય કાઢવા માંડ્યું! પણ મૂર્ખાઓ એટલું સમજતા નથી કે એમાં તે દ્રવ્ય ક્યાંથી હોય?

આ વૃત્તાંત જાણી, તે મરનાર સાહુકારનો કોઈ શાણો, વૃદ્ધ, ને અનુભવી મિત્ર તે શહેરમાં રહેતો હતો, તેણે તે મંદિર પાસ જઈને વણિક્પુત્રોને કહ્યું, "ભાઈ, તમે આ શું કરો છો? વણિક્પુત્રોએ કહ્યું, "કાકા, અમારા પિતાએ લખ્યું છે તે પ્રમાણે આ શિખરમાંથી અમે દ્રવ્ય કાઢીએ છીએ." વૃદ્ધ બોલ્યો, "અરે ભલા માણસો, શિખરમાં કાંઈ અપાર દ્રવ્ય સમાય? ચોપડામાં લખેલું તમે સમજતા નહિ હો તેથીજ અપકાર્યમાં હાથ ઘાલો છો; પણ લાવો ચોપડા, તેમાં શું લખ્યું છે તે તપાસું." તુરત તેઓએ ચોપડો લાવી આગળ મૂક્યો પછી તે વૃદ્ધે વાંચી જોયું કે "અમુક વખતે શિખરમાં દ્રવ્ય દાટેલું છે." ત્યારે તે બોલ્યો, ભાઈઓ, છે તો એમજ; પણ મારો મિત્ર (તમારો પિતા) ઘણો ડાહ્યો પુરુષ હતો, માટે એના લખવામાં કાંઈક ઉંડો ભેદ છે, તે વિચાર કર્યા વગર સમજાય તેમ નથી. વિચાર કરો કે દેવાલય કર્યાંને તો ઘણાં વર્ષ વીતી ગયા ને આ દ્રવ્ય તો તે પછી દાટ્યું છે, માટે શિખર ઉતારીને દ્રવ્ય દાટ્યું હોય એમ સંભવતું નથી. વળી શેઠજીએ અમુક વર્ષમાં દ્રવ્ય દાટ્યું છે એમ ન લખતાં માત્ર ચૈત્ર સુદી દશમજ લખી છે ને વળી તેમાં પ્રહર દિવસ લખ્યો છે, માટે ચૈત્ર સુદ ૧૦ આવવા દો એટલે આપણે તેની પૂરી તપાસ કરીશું કે ધન દાટવાનું લખ્યું છે એ શું!" ચૈત્ર સુદ ૧૦ આવી અને તે વણિક્પુત્રોએ તે વૃદ્ધને બોલાવ્યો. જ્યારે પ્રહર દિવસ ચઢ્યો ત્યારે તે શિવાલય આગળ સૌ જઈ ઉભા રહ્યા, તે સમયે તે વૃદ્ધે વિચાર કરીને તેઓને કહ્યું કે,

"વણિકપુત્રો ! વારૂ તમે મને કહેશો કે આ સમયે દેવળનું શિખર ક્યાં છે ? જે એ શિખરને સૌથી પહેલો અડકશે તેને તેમાંનું દ્રવ્ય મળશે." ત્રણે પુત્રો જેમ તેમ કરી શિખરને અડકવા સારૂ દેવળપર ચડવા લાગ્યા, ત્યારે ચોથો પુત્ર, જે વિચક્ષણ હતો તેણે વિચાર કીધો કે હું ચઢી શકું એમ નથી, માટે આ શિખરની છાયા છે તે પણ શિખરજ કેની ! તેથી લાવ તેને જઈ અડકું ! તરત તે શિખરની છાયાપર જઈ ઉભો રહ્યો ત્યારે પેલા વૃદ્ધે બીજાઓ તરફ દૃષ્ટિ કરી કહ્યું, "અલ્યા અજ્ઞાનીઓ, મિથ્યા શ્રમ શું કરવા કરો છો ? હેઠા ઉતરો, શિખરને તે તમારો નાનો ભાઈ અડકયો છે ! ત્યારે તેઓએ કહ્યું " એ શું શિખર કહેવાય ? " વૃદ્ધ કહ્યું, " હા આ સઘળી શાની છાયા કહેવાય ?" " દેવળની !" તેમાં એ દેવળનું શિખર કયું ?" "આજ !" ત્યારે તે વૃદ્ધ બોલ્યો, "ભાઈ, એજ શિખર અને ત્યાંજ ખોદો કે ત્યાંથી પૈસો મળશે." તે જગ્યાપર તુરત ખોદી જોયું તો ત્યાંથી અપાર દ્રવ્ય નીકળ્યું અને તેઓ સૌ પરમ હર્ષ પામી, પેલા વૃદ્ધ સજ્જનની બહુ સ્તુતિ કરવા લાગ્યા કે "કાકા સાહેબ, તમે અમારા પિતાના મિત્ર તે અમારા પિતા તુલ્યજ છો; તમે હતા તો અમને આ દ્રવ્ય મળ્યું ને લજ્જા રહી માટે તમારા ઉપકારમાંથી અમે કયાં છૂટીશું ?" આ સાંભળી તેણે તેઓને કહ્યું, "ભાઈ, દ્રવ્ય તમારૂંજ હતું ને તમોને મળ્યું તેમાં મારો શો ઉપકાર ? મેં કાંઈ મારી ગાંઠથી કાઢીને તમને આપ્યું નથી. માત્ર તમારી અજ્ઞાનતાને લીધે તમે જાણતા નહોતા, તે મેં તમોને બતાવી આપ્યું છે. માટે ખાઓ, પીઓ, ને સન્માર્ગે ખચે એટલે બહુ થયું" એમ કહી તે પોતાને ઘેર ગયો.

ચંદ્રકાંત.

---

# પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,

## એમ. એ, એલ્એલ્ બી.

તેમનો જન્મ ઇ૦ સ૦ ૧૮૬૯માં અમદાવાદમાં વડનગરા નાગર ગ્રહસ્થની જ્ઞાતિમાં થયો હતો. તેઓ મુંબઈની યુનિવરસિટીના ફેલો છે. તેઓ વસંત નામના માસિક પત્રના તંત્રી છે. તેમણે બનાવેલા ગુજરાતી ગ્રંથો–નીતિશિક્ષણ અને શ્રી ભાષ્ય (ગુ૦ ભાષાંતર), વગેરે.

૨૦૦

## મહારાજાધિરાજ પાંચમા જ્યૉર્જ.

આપણા મહારાજાધિરાજ પાંચમા જ્યૉર્જ ઇ૦ સ૦ ૧૮૬૫ના જૂન મહિનાની ત્રીજી તારીખે જન્મ્યા હતા. એ ન્હાનપણથીજ સાદાઈમાં ઉછર્યા હતાઃ એમનાં માતા ઍલેકઝાંડ્રા જાતે પોતાના બાળકોને ઉછેરતાં, અને તેથી એ માયાળુ માતાની દેખરેખ અને કેળવણીનો લાભ આપણા શહેનશાહને બહુ સારો મળ્યો હતો. તેઓ અંગ્રેજી મૂળાક્ષર માતા પાસેજ શીખ્યા હતા; અને જો કે ચાર વર્ષની ઉમ્મરથીજ એમને ડાલ્ટન નામના એક પાદરી શિક્ષક પાસે કેળવણી લેવા મૂકયા હતા, તથાપિ એ બાર વર્ષના થયા ત્યાં સુધી એમનાં માતાએ પોતાની નજર આગળથી તેમને આઘા ખસેડયા ન હતા, પણ અંગ્રેજી માતામાં જેમ સ્નેહ હોય છે, તેમ વખત આવે કેળવણી આપવા માટે છોકરાંને બહાર મોકલવાની જરૂર પણ તેઓ સમજે છે. ઇ૦સ૦ ૧૮૭૭ના જુન માસમાં પ્રિન્સ જ્યૉર્જ (આપણા શહેનશાહ) અને એમના મોટાભાઈ પ્રિન્સ આલ્બર્ટ વિકટર–જે દૈવયોગે ગુજરી જવાથી રાજ્યગાદી આપણા શહેનશાહને મળી છે—તેઓ બંને 'રૉયલનેવી' (શહેનશાહી નૌકાસૈન્ય)ની શિક્ષણશાળાના વિદ્યાર્થી તરીકે બ્રિટાનીઆ નામની આગબોટ ઉપર રહ્યા, અને બે વર્ષ સુધી સામાન્ય વિદ્યાર્થીની પેઠે નૌકા સંબંધી અભ્યાસ કરી, નૌકાશાસ્ત્રના ધંધામાં પોતે પહેલા વર્ગમાં પસાર થયા. તેમણે આ અભ્યાસ કેવી સાદાઈથી, ખંત અને કર્તવ્યબુદ્ધિથી કર્યો, એ આટલાથી જણાશે કે તેઓ બે વર્ષ બ્રિટાનીઆ

આગબોટ ઉપર રહ્યા તે દરમિયાન હંમેશ, સવારે સાડા ૭ વાગતાં રણશીંગું ફૂંકાતાની સાથે ઊઠી, ટાઢે પાણીએ નાહી, સવાસાત વાગે ખલાસીનું કામ શીખતા, અને સવા આઠ વાગે પ્રાર્થનામાં સામેલ થતા, અને પછી પોતાના સહાધ્યાયીઓ—બસોક વિદ્યાર્થીઓ—સાથે એક મેજ પર ખાણું ખાતા. પછી ત્રણ કલાક અભ્યાસ કરતા તેમાં સઢ ચઢાવવા ઊતારવા વગેરે સાધારણ ખલાસીના જેવું સઘળું કામ તેઓ કરતા, અને એક કલાક કાંઠે જઈ રમતગમત કરવાનો વખત મળતો તે પણ તે વહાણમાંજ હરવા ફરવામાં ગાળતા. આવો એમને નાનપણથી દરિયાઈ જીંદગીનો શોખ હતો. ઇ. સ. ૧૮૭૯ના ઑગસ્ટ માસમાં એ અને એમના મોટા ભાઈ દરીઆઈ મુસાફરીએ નીકળ્યા. તે યુરોપ અને આફ્રિકાકાંઠાના દ્વીપોએ થઈ પશ્ચિમ હિંદી (અમેરિકાના) ટાપુઓ સુધી સફર મારી, ૧૮૮૦ના મે માસમાં ઇંગ્લંડ આવ્યા. માત્ર બે માસ રહી તેઓ ફરીથી પ્રવાસે નીકળ્યાઃ તેમાં તેમણે દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી, તથા શૅંગહાઈ, હૅાંગકૅાંગ, સિંગાપૂર, કોલંબો વગેરે પૂર્વના દ્વીપોનાં શહેરો જોયાં, તથા સુવેજની નહેરમાં થઈ ખ્રિસ્તી ધર્મનું પવિત્ર શહેર જેરૂસલમ પણ જોયું. આ બંને સફરોથી એમને બ્રિટીશ સંસ્થાનો પ્રત્યે બહુ માન અને પ્રેમની લાગણી ઉપજી.

ઇ. સ. ૧૮૮૨માં પ્રિન્સ જ્યૉર્જ નૌકાસૈન્યની નોકરીમાં જોડાયા, અને ખંત, શ્રમ અને ચાલાકીથી ક્રમે ક્રમે ઉંચે દરજ્જે ચઢ્યા. ૧૮૮૨માં ભૂમધ્ય સમુદ્રના કાફલામાં એમની નીમણુંક થઈ. "મોટાઈની ખુમારી" વિના કામ કરવાની એમની વૃત્તિ વિષે આ સમયની એક રસિક વાત એવી કહેવામાં આવે છે કે જ્યારે સૅલોનિકાની પાસે બ્રિટિશ આગબોટ લંગરાએલી હતી ત્યારે મહારાણી વિક્ટોરીઆના આ પૌત્રને મળવાની આતુરતાથી તુર્કસ્તાનનો પાદશાહ ('પાશા') આગબોટ ઉપર આવ્યો. તે વખતે હોડીઓ મારફત આગબોટમાં કોલસો ભરાતો હતો. જ્યારે રાજકુમાર જ્યૉર્જ એ પાદશાહની સમક્ષ આવ્યા, ત્યારે એમના કોલસાથી કાળાં થએલાં લુગડાં જોઈ પાદશાહ માની પણ શક્યો નહિ કે આ મહારાણીના પૌત્ર હશે! એક વખતે એમનાં માતપિતાએ એમને શરતનો મેળાવડો જોવા આવવા કહાવ્યું, ત્યારે મોજમજાને બદલે કર્તવ્ય પસંદ કરી એમણે જવાબ દીધો કે "પણ મારી હોડીનું શું?" નૌકાધિપતિએ બીજી ગોઠવણ કરી લેવાનું જણાવ્યું ત્યારે એમણે કહ્યું કે "મને આ

હોડી રિપટહેડ ખાતે લઈ જવાનો હુકમ મળ્યો છે એટલે મારે જાતે ત્યાં જવુંજ જોઈએ." કેવી કર્તવ્યનિષ્ઠા!

ઇ. સ. ૧૮૯૨માં યુવરાજ વિકટર એકાએક મરણ પામ્યા. એથી એમનું લગ્ન પ્રિન્સેસ મે–રાજકુમારી વિક્ટોરિયા મેરી ઑફ ટેક–સાથે કરવાની ગોઠવણ થઈ હતી તે પડી ભાગી. પ્રિન્સ જ્યૉર્જ ૭ વર્ષના હતા ત્યારે આ રાજકુંવરી સાથે રમેલા, અને તેઓનો બાળસ્નેહ હતો, પણ પોતાના મોટાભાઈ સાથે એનું લગ્ન થવાનું નક્કી થયું તે વખતે કોઈના સ્વપ્નામાં પણ ન હતું કે પ્રભુ આ બે વર–કન્યાને લગ્નની પવિત્ર ગાંઠથી જોડશે! તેઓ ૧૮૯૩ના જુલાઈ માસમાં પરણ્યાં. તેઓનો દંપતી-સ્નેહ અનુપમ છે, અને છોકરાંછૈયાંની બાબતમાં પણ તેઓ સુખી છે.

યુવરાજપદે આવ્યા બાદ એમણે આસ્ટ્રેલિયા અને હિંદુસ્થાનની મુલાકાત લીધી અને બંને વખત મુસાફરીમાંથી પાછા આવી ઈંગ્લંડની પ્રજાને અને ત્યાંના રાજ્યદ્વારી પુરૂષોને સંસ્થાનોના તથા હિંદુસ્થાનના રાજ્યવહીવટ વિષે ઉત્તમ સલાહ આપી. હિંદુસ્થાનનો રાજ્યવહીવટ કેવે ધોરણે ચલાવવો જોઈએ એ વિષે તેઓ કહે છે કે—

હિન્દનો વહીવટ ચલાવવાનો ભાર. જો આપણે સમભાવના તત્ત્વને તેમાં વિસ્તારથી ભેળવીશું તો તે વિશેષ સહેલો અને સરળ થશે. હું એવું ભવિષ્ય ભાખવાની હિંમત કરૂં છું કે જો ત્યાંની પ્રજા તરફ એવી દિલસોજી બતાવવામાં આવશે તો હિન્દી પ્રજા તેનો ખરા અંતઃકરણથી પુષ્કળ સત્કાર કરશે."

૨૦૧

## રાજા અને ડાકટર.

આપણા બ્રિટિશ રાજ્યના સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડ એમનો રાજ્યાભિષેક થવાનો હતો તે ટાંકણે એમને ઉદરનો વ્યાધિ ઉપડયો, અને તેથી એ લગભગ ત્રણ અઠવાડીઆં માંદા રહ્યા હતા. તુરત શસ્ત્રવૈદ્યને બોલાવીને આંતરડાં ઉપર શસ્ત્રપ્રયોગ કરાવ્યા વિના એ વ્યાધિ મટે એવો ન હતો, પણ તેમ કરવાથી રાજ્યાભિષેક મુલ્તવી રાખવાની જરૂર પડતી હતી. પરંતુ રાજ્યાભિષેકની સર્વ તૈયારીઓ એટલી પરિપૂર્ણ થઈ ચૂકી હતી, અને પ્રજા એ જોવાને એવી ઉત્કંઠ આતુર બની હતી, કે મુલ્તવી રાખવાથી પ્રજાના મનને બહુ ધક્કો લાગવાનો સંભવ હતો, તેથી એ શહેનશાહ

જેમની પોતાની પ્રજા માટેની કોમળ લાગણી સૌના જાણવામાં છે—તેમણે પ્રજાના ઉત્સાહભર્યાં મન ભાંગી ન જાય તેટલા માટે મીંચે મોંએ દુઃખ દબાવીને ગમે તેમ કરી એક વખત રાજ્યાભિષેક થઈ જવા દેવો એવો નિશ્ચય કર્યો.

રાજ્યાભિષેકને આગલે રવિવારે વિંડસર જતાં શહેનશાહ મૂર્છા ખાઈને પડ્યા, અને એક કલાક બેભાન રહ્યા. એમના હજુરી વૈદ્ય સર ફ્રાન્સિસ લેઇકિંગે તુરત શસ્ત્રવૈદ્યને બોલાવી પ્રયોગ કરવા દેવાની વિનતિ કરી, પણ તેમણે ના કહી. રાત્રિ ઠીક પસાર થઇ, અને બીજે દિવસે સવારે એ વિંડસરથી પૅડિંગટન જવા નીકળ્યા, તેવારે એમને પેટનું દરદ અસહ્ય થતું હતું, પણ તેની એમણે પોતાના મુખ ઉપર રેખ સરખી પડવા દીધી નહિ. પૅડિંગટનથી બકિંગહામ મહેલ જતાં એમને જોવાને હજારો લોકોની ઠઠ ભરાઈ હતી, પણ તેઓએ રાજાનું દુઃખ બિલકુલ જાણ્યું નહિ. બગી મહેલના મેદાનમાં પેઠી કે તરત રાજાને ફરી મૂર્છા આવી, અને એક કલાક કરતાં પણ વધારે વાર બેભાન રહ્યા. શુદ્ધિ આવ્યા બાદ સર ફ્રાન્સિસે રાજાને વિનતિ કરી કે—"મહારાજા સાહેબ, ખરી સ્થિતિ તરફ આંખ મીંચ્યે ચાલે તેમ નથી. અત્યારે આપ રાજ્યાભિષેકનું શું થશે તેનો બિલકુલ વિચાર ન કરો.

રાજાએ ગુસ્સે થઈ ફ્રાન્સિસને કહ્યું: "ક્રિયા પૂરી થતાં સુધી હું કાંઈ પણ કરવા દઈશ નહિ. જાઓ, ૭ વાગે આવજો."

રાજાએ પાછલા પહોરનો બધો વખત પ્રધાનોને મળવામાં અને રાજ્યનાં કાર્ય કરવામાં કાઢયો. ૭ વાગ્યા એટલે સર ફ્રાન્સિસ આવીને ઉભો રહ્યો. રાજાએ એની પાસે શરીર તપાસાવ્યું અને પૂછ્યું: "કેમ. લેઇકિંગ–શો મત છે?"

લેઇકિંગે ઉત્તર દીધો: "મારો મત કાયમ છે. શસ્ત્રવૈદ્યની સલાહ લેવાની જરૂર છે."

રાજા—"લેઇકિંગ, તમે જાણો છો કે એ તો હું હાલ કરવા દેનાર નથી. જાઓ હમણાં હું કામમાં છું."

સર ફ્રાન્સિસ લેઇકિંગ—"મહારાજા સાહેબ, હું આપને વિનતિ કરૂં છું, આજીજી કરૂં છું કે મારૂં આટલું કહ્યું માનો."

રાજા—"બસ; બહુ થયું. એકદમ જાઓ."

સર ફ્રાન્સિસ બારણા તરફ પાછો વળ્યો. એ જાણતો હતો કે આખી બ્રિટિશ શહેનશાહતની આશા અત્યારે મારા હાથમાં આવીને રહી છે. સ્વભાવે એ ગંભીર અને થોડાબોલો હતો, પણ એને થયું કે જો રાજાનો જીવ બચાવવો હોય તો આ ક્ષણે મારે મારો સ્વભાવ બદલી નાંખવો જોઈએ. એ ફરી રાજા તરફ ગયો. રાજા રાજ્યકાર્યના કાગળો વાંચતા હતા તેમાંથી મોં ઊંચું કર્યું–અને લેઇકિંગ સામું જોઈ એકદમ બોલ્યા: "મેં શું કહ્યું?–જાઓ." રાજાના કંઠમાં ક્રોધ હતો, પણ તેથી લેઇકિંગનો નિશ્ચય ડગે તેમ ન હતું. તેણે કહ્યું: "મહારાજ, મારી વિનતિ–મારી આજીજી–સાંભળો."

રાજાએ ઉત્તર આપ્યો: "હું બિલકુલ તમારી વાત સાંભળવા માગતો નથી. હવે એકદમ અહાંથી ચાલ્યા જાઓ."

ફરી ફ્રાન્સિસ બારણા તરફ ગયો–ઊભો–એક મિનિટ રાજા સામું નિહાળી રહ્યો. એ દર્દીનો સ્વભાવ જાણતો હતો, પણ ગમે તે થાય પણ એનો જીવ બચાવવાનો એણે નિશ્ચય કર્યો હતો. ક્ષણવારમાં રાજાએ ડોકું ઉંચું કર્યું–અને આ વખતે સારી પેઠે કોપાયમાન થઈ બોલ્યા: "લેઇકિંગ મેં એક વાર કહ્યું કે તમે જાઓ. છતાં તમે અહીંઆં ઊભા રહેનાર કોણ?"

લેઇકિંગે છેવટનો ઉત્તર વાળવાનો નિશ્ચય કર્યો હતો: એકદમ એ રાજા પાસે જઈ ધુંટણીએ પડયો અને રાજાનો હાથ પોતાના બે હાથમાં લેઈ બોલ્યો:

"સાહેબ, પરમેશ્વર ખાતર મારી વિનતિ સાંભળો, અને શસ્ત્રવૈદની સલાહ લેવા દો. આપ હજી પણ ના કહેતા હો તો અત્યારથી મારી નોકરીનું રાજીનામું સમજજો, અને હું કહું છું કે–આપ કાલે નહિ હો."

રાજા એકદમ ભડકી ઉઠયા, અને બોલ્યા: "લેઇકિંગ! આ શું કહો છો?"

રાજાએ જાણે "આનું કહ્યું નહિ માનો તો મૃત્યુ છે."—એવા શબ્દો લેઇકિંગના મુખ ઉપર કોરાએલા વાંચ્યા, અને તુરત પોતાનો આગ્રહ છોડી દઈ કહ્યું:

"વારૂ–લેઇકિંગ, તમારે કરવું હોય તે કરો."

સર ફ્રાન્સિસ એકદમ હરખાઈને ઉભો થયો, અને બારણા તરફ જઈ બારણું ઉઘાડી, હાથ ઉંચો કર્યો કે તુરત મહાન શસ્ત્રવૈદ્ય સર ફ્રેડરિક ટ્રીવ્ઝ અંદર દાખલ થયો.

રાજા પોતાના સ્વામિભક્ત દાક્તરની આ તૈયારી જોઈ આશ્ચર્ય પામ્યા, પણ વિશેષ પૂછપરછ ન કરતાં, સર ફ્રેડરિક ટ્રીવઝૂનો સત્કાર કરી કહ્યું:

"લેઇકિંગ કહે છે કે-તમે મારૂં શરીર તપાસો તો ઠીક."

સર ફ્રેડરિક ટ્રીવઝૂ રાજાનું શરીર તપાસ્યું, અને ટુંકામાં સર્વ સ્થિતિ સમજાવીને કહ્યુ: કાલ સવારે આઠ વાગે શસ્ત્રપ્રયોગ કરવો પડશે. પરિણામને માટે હું જવાબદાર રહેતો નથી."

એકદમ સઘળી ગોઠવણ કરીને બીજે દહાડે ૨૫મી જુન ૧૯૦૨ મંગળવારની સવારે આઠ અને નવની વચમાં શહેનશાહ એડવર્ડને શસ્ત્ર પ્રયોગના મેજ ઉપર સુવાડી સર ફ્રેડરિક ટ્રીવ્ઝૂ એમના ઉદરની અંદરના આંતરડાં ઉપર શસ્ત્રપ્રયોગ કર્યો. એ પ્રયોગ ફતેહમંદ ઉતર્યો, અને શહેનશાહ એડવર્ડનો અમૂલ્ય જીવ બચ્યો.

નીતિશિક્ષણ.

---

# મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાળા

## બી. એ, એલ. એલ્. બી.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૬૩ (સંવત ૧૯૧૯)માં મુંબઈમાં થયો હતો. તેઓ ભાવનગરની કૉલેજમાં લૉ લેકચરર અને પછીથી સર ન્યાયાધીશ હતા. તેમની રચેલી ક્રિમની વીસમી સદી નામની સાંસારિક નવલકથા ઘણી સુંદર છે.

૨૦૨

### સાધુ જીવન.

મારી વહાલી બહેન સૌ. મહામતિ,

"મારા તરફથી કાગળની તેં અપેક્ષા નહિએ રાખી હોય, તોપણ મારૂં હૃદય સાખ પુરે છે કે તું મને રોજ રોજ યાદ કરે છે, તેથી આજે એવોજ જોગ બનવાથી, હું તને આ પત્ર લખું છું, ને સુરણની થોડીક ગાંઠો મોકલું છું."

"બ્હેની અમારી જીંદગી અહીં શ્રીઆનંદગિરિના ઉપદેશાનુસાર આચરણ રાખીને રહેવાથી, શાંતિના નિસ્તરંગ મહાસાગરમાં એટલી તો નિમગ્ન થઈ ગયલી છે, કે અમે પોતેજ જાણુતા નથી, કે અમે જીવતા લોકના લોકમાં વસીએ છઈએ, કે એક જાતની ગાઢ નિદ્રામાં પડ્યા છઈએ. પરંતુ સાધારણ રીતે જે ગાઢ નિદ્રા કહેવાય છે તેનાથી અમારી આ નિદ્રા એવી રીતે વિલક્ષણ છે, કે તેવી નિદ્રાના ભોક્તા અમે છઈએ એવું અમને ભાન થયા કરે છે. એ શાંત જીવનનું રૂપક હું તારી આગળ શું અને કેવી રીતે ધરૂં? મને કોઈ એવો પદાર્થ કે ભાવ જણાતો નથી, કે જે ચેતનના સતત પ્રવાહથી ચંચલાયમાન નહિ થતો હોય. બ્હેની, તારા મનમાં તું એવી કલ્પના કર, કે આનંદની ઉર્મિઓથી ઉભરાઈ જતા એકાદા ચંદનના શીતળ સરોવરમાં અમે નિમગ્ન થઈને પડ્યા રહ્યા હોઈએની! અને જાણે સારે શરીરે ચંદનનો સ્પર્શ, જીવ્હાને આમ્રરસની પેઠે, સુખકર હોયની! તેની સાથે તું એમ પણ ધારજે કે અમે જ્યાં નિમગ્ન થયા છઈએ, ત્યાં શાંત રસ એટલો તો જામી ગયો છે કે સરોવરની એકે ઊર્મિ ત્યાં ઊઠતી નથી, પણ જાણે ચેતન સ્વારામમાંજ મગ્ન થઈને પોતાની કે પરની કંઈ પણ અપેક્ષા નહિ કરતું, નિશ્ચેતનવત્ પડ્યું રહીને સ્વાનુભવમાંજ મહાલતું હોયની!"

"બાકી અમે અમારો કાળ શ્રીવિદ્યાનંદના દર્શન કરીને, અને શ્રીઆનંદગિરિ મહારાજની સેવા ચાકરી કરીને, અને દરરોજ નિયમસર ષટ્દર્શનોનું એમની પાસ શિક્ષણ લઈને, શાંત રીતે નિર્ગમન કરીએ છઈએ. બ્રાહ્મ મુહૂર્તથી માંડીને ઘણો ખરો કાળ શ્રીઆનંદગિરિની બતાવેલી રીતિએ પ્રાણનું સ્તંભન કરતાં શીખવામાં વ્યતીત કરીએ છઈએ. તે પછી અમારા નિત્યનિયમાનુસાર અમે અમારા ઇષ્ટની સેવા પૂજા અને સ્તુતિ પાઠ કરીએ છઈએ. પછી શ્રીવિદ્યાનંદ મહારાજનાં દર્શન કરી, શ્રી આનંદગિરિ પાસે ષટ્દર્શનમાંના સાંખ્યનો અભ્યાસ આદરીએ છઈએ. પછી પાછાં અમારી મરુદીએ આવી, વનચરની પેઠે ફળ ફૂલ ને કંદમૂળ બહુ મિતાહાર રીતે ખાઈને જઠરાગ્નિને શાંત કરીએ છઈએ. બાદ ઘણો વખત સુધી અમે બે જણાં, અમને જે જે શીખવેલું હોય કે ઉપદેશેલું હોય તેને પ્રયત્ન પૂર્વક મનમાં ઠસાવી રાખવાને અને તદનુસાર વૃત્તિઓ વાળી દેવાને મથન કરીએ છઈએ, બપોરના બે ત્રણ વાગે પાછાં શ્રીઆનંદગિરિ પાસે જઈને

શ્રીમદ્ભાગવતનું અધ્યયન કરીએ છઈએ. એમનો વિચાર તે પછી અમને મહાભારતનો અને અરાડે પુરાણ શીખવવાનો છે, અને ષડ્દર્શન પછી ઉપનિષદો અમને શીખવશે. પછી એમની સાથે કે અમે બે જણાં શ્રીધવલગિરિના પવિત્ર પ્રદેશોમાં અને ગિરિગહ્વરોમાં યથેચ્છ રીતે ફરીએ છઈએ. સાંજના પાછાં આવી થોડું ઘણું નિત્ય નિયમ કરી, પરસ્પર બોધ થવા વાદવિવાદ આરંભીએ છઈએ. કોઈ વખત તાલ વાજીંત્ર સાથે હરિ કીર્તન કરી મનને તેમાં લય પમાડી, દર્ભની સાદડીપર સુઈ રહીએ છઈએ. અમે દંપતી એક બીજા સાથે, જાણે નિશાળમાં ભણવા જતાં બે સમાન પદ્વીના ગોઠીઆ હોય તેવી રીતે, બોલીએ ચાલીએ ને વર્તન રાખીએ છઈએ; સિવાય કે કોઈ કોઈ ઠેરવેલી બાબતમાં હું એમની સેવા ચાકરી કરૂં તે એમને સ્વીકારવી પડે છે. અમારી તને આ સાધનદશા અથવા વિધિ વર્ણવી છે."

"એમના સમાગમમાં આવવાથી અમને જે આનંદ જામ્યો હતો, અને હજી એ જામેલો છે, તેનું વર્ણન હું તારી આગળ કેમ કરી શકીશ. જેમ સૂર્યની આગળ અંધકાર રહેતો નથી, અગ્નિ આગળ શીતતા રહેતી નથી, તેમ એમનાં દર્શનથી ને વાણીના રણકારાથી, મનની સહજ ચંચળતા અને મલિનતા વિરમી જાય છે. એક દહાડો મહારાજ અમને કહેતા હતા કે તમને સિદ્ધિ મળશે એમ માનવાને હજી તમને કંઈ કારણ નથી. એમજ તમે ધારો. હજી તો તે પ્રાપ્ત થવાને માટે, નિવૃત્તિ માર્ગનું ઉંચું શિક્ષણ લઈ, તમારે તમારી યોગ્યતા દર્શાવવાની છે એમ માનો. પરંતુ અમને તો હવે એમના ઉપદેશના પ્રભાવથી તે સિદ્ધિઓ પામવાની લલુતાજ નથી. અમને તો અત્યારથીજ ફાળ પડવા માંડી છે કે એ સિદ્ધિની પ્રાપ્તિને અંગે, 'મેલ કરવત મોચીના મોચી,' એવી દશા તો અમારી નહિ થાય ! અમને તો વારે વારે ભર્તૃહરિના એક શ્લોકનું ચરણ યાદ આવ્યા કરે છે કે **विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः।** મહારાજ અમારા દીલનો એ આશય જાણી ગયા હોયની, તેમ અમને એક દહાડો કહેતા હતા કે, આટલું આટલું કષ્ટ વેઠી તમને એ સિદ્ધિઓ પ્રાપ્ત થાય, ને પુનઃ પતનનો ભય તમને રહે નહિ માટેજ, અમે તમને નિવૃત્તિના, માના પેટ જેવા નિર્ભય માર્ગે ચઢાવવા ધારીએ છઈએ."

"બહેની, હું એમના યોગ પ્રભાવની અને આત્મજ્ઞાનની તારી આગળ કેટલી પ્રશંસા કરું! એમનું આચરણ, રહેણી, કહેણી, એક નહાના બાલક કરતાં પણ વધારે નિર્લેપ છે, પણ નહાના બાલકના જેવું એમને અજ્ઞાન નથી. એનુંજ નામ યોગ અથવા આત્મપ્રભાવે લાધેલી ઉત્તમ દશા છે. વ્યવહારિક કોઈ પણ નહાના કે મોટા વિષયમાં એમનું અજાણપણું હોય એવું અમારા જાણવામાં હજી સુધી આવ્યું નથી. જે જે પ્રસંગ અમે એમની આગળ કહાડીએ છઈએ, તે તે વિષયની એવી ચોટલી ઝાલીને, પ્રસંગ આગળ ચલાવતા જાય છે, અને પોતાના અનેક વિષયોના વિસ્તૃત અનુભવથી તેમાં સાર અને સિદ્ધાન્તને ઉમેરતા અને વધારતા જાય છે; તેની સાથે વાર્તા પ્રસંગ, નહાના બાલકને પણ સમજ પડે એવી સરલ રીતિએ, અને પોતે સહેજ વાતો કહેતા હોય એવી શૈલીથી કહે છે, કે સામાના મનને જરાકે શ્રમ લાગતો નથી; અને બહુ ગહન વિષયોમાં ઉતર્યા છતાં આપણું મન તેમના ભાવાર્થ જોડે તલ્લીન થઈ જાય છે. બહેની, યોગનો એ કંઈ જેવો તેવો પ્રતાપ નથી. આપણા મહારાજ ઘડીકમાં નહાના બાળક જેવા જણાય છે. ઘડીકમાં મહાયોગી જણાય છે, ને વારે વારે જાણવા છતાં, એમનું ખરૂં સ્વરૂપ અમારા લક્ષ બહાર ઘડીકમાં નીકળી જાય છે."

"આવા સમર્થ છતાં જાણે શ્રીવિદ્યાનંદના વગર મૂલના દાસ હોય તેવી રીતે તેમની સેવા ચાકરી કરે છે. તેમાંજ પોતાને કૃતકૃત્ય માને છે. શ્રીવિદ્યાનંદની સેવા કરવી, એ જાણે સર્વે કર્તવ્યતાની અને પુરૂષાર્થની એમના મનથી તો સીમા છે. જો કે એ બેની વચ્ચે સ્વામી સેવકનો ભાવ છે તોપણ મહારાજશ્રીની વૃત્તિ પોતાના ગુરૂમાં એટલી તદાકાર થઈ ગઈ છે, કે મહારાજ ગુરૂમય થાય છે એમ કહીએ તો ચાલે. તેમનું સામર્થ્ય યોગબલ અને ભક્તિભાવ પોતાનામાં સાક્ષાત્ આવીને વસેલાં છે, એટલી બધી સાચી ભક્તિ અને સેવાથી તેમની અને એમની તાદાત્મ્યતા બાઝી ગઈ છે. જાણે પોતાને એકાદ વસ્તુ જોઈતી હોય તેનું જેમ આપણને ભાન થાય, અને તે પ્રાપ્ત કરવાને આપણી અન્તર્ અને બહિર્ ઇંદ્રિઓ મથે છે તેવી રીતે, શ્રીવિદ્યાનંદને, અમુક વખતે શું જોઈએ છે, વા તેમના મનમાં શું વિચાર અને આશય છે તેનું, એમને તન્મયતાના પ્રભાવથી ભાન થાય છે; ને જે કર્તવ્ય પ્રાપ્ત થયું હોય તે ગુરૂશ્રી પોતે કરે છે ને તે શ્રીવિદ્યાનંદને

ખીલે છે; એવા બધી સ્વામી સેવકની એકમયતા થઈ ગઈ છે। બ્હેની, આ વિષય તારી આગળ મેં ખાસ કરીને ધર્યો છે તે એટલા માટે કે તે ઉપરથી તું શિક્ષણ લે. આપણાં શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે અને પ્રસંગે પ્રસંગે આ વિષય વર્ણવેલો છે કે આપણા ઇષ્ટ દેવના સેવક થઈને સાચે ભાવે તેને સ્વાત્મસમર્પણ કરી રહેવું; માટે બ્હેની, આપણા ઇષ્ટ દેવના સેવક બનીને સ્વાત્મસમર્પણ બુદ્ધિએ વસવું ને તેની જોડે તદાકારતા—તદૈક્યતા—તન્મયતા તદભિન્નતા પામી જવી, તેનેજ હું તો પુરૂષાર્થ સમજું છું.

"હું ને તું ફરીથી મળશું કે નહિ એ વાત દૈવાધીન છે. પરંતુ આપણો ભેટો થાઓ કે ન થાઓ, પણ જો આપણા હૃદયમાં એક બીજાની મૂર્તિ વસી રહી છે, તો પછી ન મળવાથી ખેદ કરવાનું વસ્તુતઃ કંઈ કારણ નથી. બ્હેની, નરસિંહ મહેતાએ વર્ણવેલો પ્રેમરસ તું પા અને પી. તું ઠર અને ઠાર, એજ તારી ગુલાબનો તને આશીર્વાદ છે."

**વિક્રમની વીસમી સદી.**

---

# છગનલાલ હરિલાલ પંડયા બી૦ એ૦

તેઓ ઇ. સ. ૧૮૫૯ (સંવત ૧૯૧૫)માં નડીઆદમાં જન્મ્યા હતા અને જુનાગઢ સ્ટેટના ચીફ એજ્યુકેશનલ ઑફિસર હતા. હાલમાં તેમનો નિવૃત્તિ નિવાસ નડિઆદમાં છે તેમનું કાદમ્બરીનું ભાષાંતર ઘણી ઉચ્ચ પંક્તિનું છે.

૨૦૩

## અગસ્ત્ય ઋષિનો આશ્રમ.

તે વનભૂમિમાં દંડકારણ્યની અંદર, સર્વ પૃથ્વીમાં વિખ્યાત, અને ભગવાન ધર્મ રાજાનું ઉત્પત્તિસ્થાન હોય તેવું એક આશ્રમ—સ્થાન હતું. જે અગસ્ત્યમુનિ ઇંદ્રની પ્રાર્થનાથી આખા સમુદ્રનું પાણી પી ગયા હતા; જેમની આજ્ઞાનું, વિન્ધ્ય જેવો અચલ—જેણે મેરૂ પર્વતની અદેખાઈથી પોતાનાં હજારો વિકટ શિખર ગગનતલ સુધી પ્રસારી દીધાં હતાં; સૂર્યરથના માર્ગને રૂંધવાને જે તત્પર થયો હતો, અને જેણે સર્વ દેવતાઓની અરજને ગણી ન હતી તે પણ—ઉલ્લંઘન કરી શકયો ન હતો; જેમના જઠરાગ્નિએ વાતાપિ નામના અસુરની ભસ્મ કરી નાંખી હતી;

જેમની ચરણરજનું, દેવદાનવોના મુકુટમાંના મરકતમણીમય પત્રભંગનાં શિખર ચુંબન કરતાં હતાં; દક્ષિણ દિશાના મુખ ઉપરનું જે તિલક હતા; અને જેમણે એકજ હુંકારથી નહુષને સ્વર્ગમાંથી પૃથ્વીપર પાડીને પોતાનો પ્રભાવ બતાવ્યો હતો—તે મહા મુનિની પત્ની લોપામુદ્રાએ પોતાની મેળેજ જે વૃક્ષોની આસપાસ કયારા કરેલા હતા; પોતાને હાથેજ પાણી પાઈને જેમને ઉછેર્યાં હતાં; અને જેમને તે પુત્રસમાન ગણતી હતી—તે વૃક્ષોથી એ આશ્રમપદ શોભી રહ્યું હતું. એ મહર્ષિનો દૃઢદસ્યુ નામનો જે પુત્ર—જેણે વ્રત ગ્રહણ કર્યું હતું; ખાખરાનો દંડ ધારણ કર્યો હતો; પવિત્ર ભસ્મથી જેણે ત્રિપુંડ્રનું આભરણ રચ્યું હતું; દર્ભનું બનાવેલું જેણે વસ્ત્ર પહેર્યું હતું; મુંજની મેખલા જેણે કેડે બાંધી હતી અને લીલાં પાંદડાંનો પડીઓ લઈને ભિક્ષા માંગવાને સારૂ જે ઝુંપડીએ ઝુંપડીએ ફરતો હતો—તે પુત્રથી એ સ્થાન પવિત્ર થએલું હતું. વળી તેની ચારે બાજુએ, સર્વ દિશામાં ફેલાતાં પોપટના જેવા લીલા રંગના કેળનાં વનથી જરા કાળી પડી ગઈ હતી; અને અગસ્ત્યમુનિએ આચમન કરેલા સમુદ્રની પછવાડે પછવાડે જાણે જતી હોય તેમ ગોદાવરી નદી, વેણી બાંધીને તેની આસપાસ ફરી વળેલી હતી.

ત્યાં દશરથ રાજાનું વચન પાળી, રાજ્યનો ત્યાગ કરી, રાવણના લક્ષ્મીવિલાસનો અંત લાવનાર શ્રી રામચંદ્ર, મહામુનિ અગસ્ત્યની શોધમાં સીતા સાથે, પંચવટીમાં લક્ષ્મણે રચેલી પર્ણકુટીમાં થોડા વખત સુધી, સુખે રહ્યા હતા. ઘણા કાળથી ઉજ્જડ થઈ ગએલા તે પ્રદેશમાં આજ પણ, વૃક્ષની શાખાઓમાં ગુપચુપ ભરાઈ પેઠેલાં ધોળાં ખબુતરની હારોથી, તપસ્વીઓના અગ્નિહોત્રના ધુમાડાની જાણે ઘટાઓ બાઝી હોય એવું દેખાય છે. બલિદાન સારૂ પુષ્પ ચુંટતી સીતાના હાથમાંથી જાણે આવ્યો હોય તેમ, રાતો રંગ, ત્યાંની લતાઓની કોમળ ડાળીઓ ઉપર ચળકે છે. પીને પાછું કાઢેલું જાણે સમુદ્રનુંજ જળ અગસ્ત્ય ઋષિએ ત્યાં આશ્રમની સીમાપર આવેલાં મોટાં તળાવોમાં વહેંચી નાખ્યું છે. રામનાં તીક્ષ્ણ બાણના પ્રહારથી હણાયેલાં રાક્ષસોનાં ટોળાનાં જાડા રૂધિર વડે (લતાઓનાં) મૂળ પલળી જવાથી, જાણે હજી પણ તેનો રાતો રંગ લઈને પાંદડાં ફૂટતાં હોય એવું ત્યાં નવાં પલ્લવનું વન દેખાય છે! સીતાએ ઉછેરેલાં ત્યાંનાં વૃદ્ધ હરિણો, જેમનાં શીંગડાંના શિખર વૃદ્ધાવસ્થાને

લીધે જર્જરિત થઈ ગએલાં છે તેઓ, જ્યારે વર્ષા ઋતુમાં નવા મેઘની ગંભીર ગર્જના સાંભળે છે ત્યારે ભગવાન રામચંદ્રના ત્રિભુવન-વ્યાપી ધનુષ ટંકારને આજ પણ સંભારીને, તથા અહર્નિશ ચાલતી અશ્રુધારાથી છવાઈ ગએલાં દીન લોચન વડે દશે દિશાઓ શૂન્ય દેખીને ઘાસનો કોળીઓ પણ ભરતા નથી. ત્યાં રામરાજાએ વારંવાર મૃગયા રમીને રમીને વનહરિણોનો નિઃશેષ નાશ કરેલો તેથી જાણે ઉશ્કેરાયો હોય તેમ સોનાનો મૃગ સીતાને છેતરી, રામને અતિ દૂર લઈ ગયો હતો. વળી ત્યાં સીતાના વિયોગથી પીડાતા રાવણનો વિનાશ સૂચવતા, તથા ચંદ્રસૂર્યની પેઠે કબંધથી ઘેરાયલા, રામ અને લક્ષ્મણ બંનેયે ત્રણે ભુવનને ભયભીત કરી દીધાં હતાં. દશરથપુત્રના બાણુથી ત્યાં કપાઈ પડેલો યોજનબાહુનો અતિ દીર્ઘ બાહુ, અગસ્ત્ય મુનિને રીઝવવા સારૂ આવેલા નહુષ અજગરના શરીરની ઋષિજનને શંકા કરાવતો. અને ત્યાં રામચંદ્રે વિયોગ સમયે વિનોદને અર્થે પર્ણકુટીની અંદર ચિત્રેલી જનકકન્યાને, રામનો નિવાસ જોવાની ઉત્કંઠાને લીધે જાણે ફરીથી પૃથ્વીમાંથી નીકળતી હોય એમ વનચર લોકો અદ્યાપિ જુએ છે.

કાદંબરી.

---

# રા. બ. કમળાશંકર પ્રા. ત્રિવેદી બી. એ.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૭માં સુરતમાં વડનગરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો અને અવસાન ઇ. સ ૧૯૨૫માં સુરતમાંજ થયું હતું. તેઓ સામળદાસ કૅાલેજ, એલ્ફીન્સ્ટન કૉલેજ અને ડેક્કન કૅાલેજમાં સંસ્કૃત પ્રોફેસર, પ્રે. રા. ટ્રેનિંગ કૅાલેજના પ્રિન્સિપાલ અને ગુજરાત શાળાપત્રના તંત્રી હતા. તેમના રચેલાં પુસ્તકો—શ્રીબ્રહ્મસૂત્રશાંકરભાષ્યાનુવાદ (ગ્રંથ-૨), કર્તવ્ય (ભાષાંતર), ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ, સંસ્કૃત શિક્ષિકા, સાહિત્ય મંજરી વગેરે.

૨૦૪

## ઉદ્યોગ.

પરિશ્રમ લીધા વગર કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી એ નબળાઈ અને આળસનું મોટું ચિન્હ છે. જે દરેક પદાર્થ ઉપભોગ કરવા લાયક કે પ્રાપ્ત કરવા લાયક હોય તે ખુશીથી મહેનત કરવાથીજ મેળવી શકાય.

કામ કરવાથી જે ખુશી ઉત્પન્ન થાય છે તે મહેનત અને પરિશ્રમના બદલા કરતાં વધારે છે, અને જેવી રીતે આવા વિઘ્નની સામા દૃઢીભૂત થાય એવો જણાતો ઉદ્યોગ જાગૃતજીવનનો પ્રથમ આનંદ છે, તેમજ સંપૂર્ણ થએલું કામ ઘણાજ મોટા હર્ષનું કારણ છે; આપણામાં પોતાપણાનો વિચાર પૂરેપૂરો ઉત્પન્ન કરે છે; અને કુદરતપર આપણા જયને—જો કે જય અસંપૂર્ણ અને ક્ષણિક છે તો પણ—પૂર્ણ કરે છે. પ્રયત્ન અથવા કૃત્યરૂપમાં પરિણામ પામેલી સંકલ્પશક્તિનું આજ ખરૂં સ્વરૂપ છે."

મનુષ્યમાં અદ્‌ભુત બુદ્ધિ છે, કારણ કે તેણે અદ્‌ભુત ઉદ્યોગ કર્યો છે. દૃઢતા અવસ્થાને પણ વશ કરી શકે. ઉદ્યોગરૂપી શક્તિ એવી તો બળવાન છે કે તેમાં કોઈ પણ અવસ્થા વિઘ્ન કરી શકે નહિ. તે ઉદયનો માર્ગ ખુલ્લો કરે છે અને એવી ઉન્નત સ્થિતિએ બિરાજે છે કે તેને કોઈ પણ પદાર્થ સુભાગ્ય કે દુર્ભાગ્ય, સુખ કે દુઃખથી અસર થતી નથી. આ લોકમાં જે આનંદ મળે છે તેથી માત્ર ત્યાર પછીના વધારે મોટા ઉદ્યોગને માટે દૃઢ થવું જોઈએ. મનુષ્યનું ડહાપણ તેનાં કૃત્યમાં જણાય છે. કારણ કે દરેક માણસની સ્થિતિ પોતાના કૃત્યથીજ ઉત્પન્ન થાય છે. રિકટર કહે છે કે "સત્કર્મનો નાદ ઘંટની માફક સ્વર્ગમાં ખુલ્લો સંભળાય છે."

દરરોજ વ્યવહારમાં મનુષ્ય જાતના સમાગમમાં રહી પરસ્પર મદદ કરવી અને સુખ દુઃખમાં ભાગ લેવો એ ગમે તેટલા ધ્યાન અને એકાંતવાસ કરતાં હિતકારક અને ભારે ઉદ્યોગની ટેવનું વધારે સારૂં સાધન છે. સ્વીડનબર્ગે દરિદ્રતા સ્વીકારવાની પ્રતિજ્ઞા વિષે અને વધારે પવિત્ર રીતે જીવન ગાળવા દુનીઆનો ત્યાગ કરવા વિષે જે કહ્યું તે વાજબી અને ખરૂં ભાસે છે. તેણે કહ્યું કે "જે જીવનથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે તે દુનીઆનો ત્યાગ કરવાનું જીવન નથી, પણ દુનીઆમાં રહી ઉદ્યોગ કરવાનું જીવન છે. સહુ ઉપર પ્રીતિભાવ દર્શાવવામાં જીંદગી કાઢવી, એટલે દરેક ધંધામાં અને કામમાં ખરાભાવથી અને ન્યાયથી ઈશ્વરી નીયમને અનુસરીને વર્તવું એ કંઈ અઘરૂં નથી. પણ ભક્તિભાવમાં જીવન ગાળવુંજ અઘરૂં છે, અને તેથી સ્વર્ગ તરફ જઈશું એમ સાધારણ રીતે જેટલું ધારવામાં આવે છે તેટલુંજ સ્વર્ગથી દૂર જવાય છે.

ઘણા લોકો એમ અમુક જાતની [illegible] રાખે છે એમ માને છે. કથન કરવામાં તો એ આપણે યોગ્ય ધારીએ છીએ, તે કરીએ છીએ ઘણું શબ્દથી ભાગ્યેજ કૃત્ય, વિચાર, અને આચરણ, અથવા શુદ્ધિ, સૌજન્ય, કે પ્રમાણિકપણું આવે છે. ધર્મની બાબતમાં ઘણા અવિચાર અને ઉતાવળથી વર્તવામાં આવે છે અને ખરા દિલથી થોડોજ ઉદ્યોગ કરવામાં આવે છે. ધર્મ વિષે ઘણાં પુસ્તકો રચાયાં છે; પણ ખરો ધર્મ મનુષ્યનાં સદ્વર્તન અને કૃત્યમાં રહેલો છે અને એ હજારો ઉપદેશગ્રન્થો કરતાં વધારે બોધકારક છે.

કર્તવ્ય.

---

## ગણપતરામ અનુપરામ ત્રવાડી.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૪૮ (સંવત ૧૯૦૫)માં ભરૂચ જીલ્લાના આમોદ ગામમાં ઔદિચ્ય સહસ્ર જ્ઞાતિમાં થયો હતો, અને તેમનું મરણ ઇ. સ ૧૯૧૯ના જુન માસમાં સુરતમાં થયું હતું. તેઓ કાઠિઆવાડની મેલટ્રેનિંગ કૉલેજના પ્રીન્સીપાલ હતા. તેમના બનાવેલા ગ્રંથો—જાતમહેનત, સદ્વર્તન, દરીઆપારના દેશોની વાતો (સચિત્ર), અને મીઠી મીઠી વાતો.

૨૦૫

### સદ્વર્તન.

સદ્વર્તન મનુષ્ય—જાતનો શિરોમણિ મુગટ છે. માણસની જીંદગીનું સાર્થક સદ્વર્તનથી થાય છે. સદ્વર્તન એ માણસની મોટામાં મોટી જાગીર જાણવી; 'સદ્વર્તનવાળો માણસ' એ શબ્દોમાંજ તે માણસનો મોટો દરજ્જો રહેલો છે; અને એવા માણસો ઉપર સૌ લોકોની પ્રીતિ થાય છે; તે પ્રીતિજ એની મોટી ઇસ્કામત સમજવી. એવો માણસ ગમે તેવે ઠેકાણે પડયો હશે, તોપણ તે ઠેકાણાને તે પોતાની સારી ચાલથી શોભાવી મૂકશે; એવા માણસની સંસારિક હાલત ગમે તેવી હશે, તોપણ તે પોતાની સ્થિતિને ઉન્નત કર્યા વિના રહેશે નહીં. દ્રવ્ય કરતાં સદ્વર્તનની સત્તા વધારે ચાલે છે; અને કીર્તિ મેળવવાને માટે અદેખા માણસો તરફથી જે દુઃખ વેઠવું પડે છે, તે સારી વર્તણુકવાળા માણસને વેઠવું પડતું નથી; છતાં ઇર્ષ્યા વિનાની સઘળી આબરૂ તેને મળે જાય છે. સદ્વર્તનના અંગમાં એવી સત્તા રહેલી છે, કે તેની અસર થયા વિના રહેતી નથી; કારણ કે

પોતાની ઇજ્જત આબરૂ જાળવવામાં, પોતાનું પ્રમાણિકપણું અડગ ટકાવી રાખવામાં અને એક રહેણીએ ચાલવામાં, જે માણસ કસોટી ઉપર ચઢીને શુદ્ધ કંચન જેવો ઠર્યો હોય, તેનેજ સદ્વર્તનવાળા માણસની ઉપમા આપી શકાય; અને અમુક માણસમાં ઉપર જણાવેલા ટેક, સાચવટ અને એક રહેણીના ગુણો છે, એમ માલમ પડે, એટલે માણસ—જાત તેને સહેજે માન આપેજ અને તેના ઉપર વિશ્વાસ રાખેજ.

વાણીમાં અને કરણીમાં એક સરખું પ્રમાણિકપણું એજ સદ્વર્તનનું મૂળ સમજવું. વળી, એક નિષ્ઠાથી સાચવટને વળગી રહેવું એ સદ્વર્તનનું એક ખાસ લક્ષણ છે. સર રૉબર્ટ પીલ જેવા મહાન રાજ્ય-તંત્રીના મરણ પછી થોડાએક દિવસે અમીરોની સભામાં ડયુક ઑફ વેલિંગ્ટને તેના સદ્વર્તનની જે સ્તુતિ કરી છે, તે અતિ સુંદર છે. તેણે કહ્યું કે, સ્વર્ગવાસી સર રૉબર્ટ પીલની વર્તણુક કેવી ઉમદા અને નેક ટેક વાળી હતી, તે આપ સાહેબોના જાણવામાં હશેજ. સરકારી કામકાજને લીધે મારે તેની સાથે ઘણા વખતનો સંબંધ હતો. આપણા રાજાની સાથે સલાહ આપવા લેવામાં અને બીજા વિચારો કરવામાં અમે બંને ભેગાજ હતા. વળી ઘણાં વરસથી તે મારી સાથે ભાઈબંધીનો દાવો રાખતો હતો. એ પ્રમાણે તમે જોશો કે હું તેને ઘણી મુદ્દતથી સારી પેઠે ઓળખું છું, અને તેથીજ હું તમને કહી શકું છું કે એ માણસની સાચવટ ઉપર અને ઇનસાફી દિલ ઉપર મને સંપૂર્ણ ભરોસો હતો; તેમજ રાજ્યતંત્રને સરળતાથી ચલાવવાને એ નિરંતર આતુર હતો. જે લાંબી મુદતથી મારો તેની સાથે વ્યવહાર જોડાયો હતો, તેમાં તે સાચવટને જબરદસ્ત જોરથી વળગી રહેલોજ મેં તેને જોયો છે. એવો એક પણ દાખલો બન્યો નથી કે, તેમાં એમ નહીં બન્યું હોય; અને જે વાતને તે પૂરી ખાત્રીથી સાચી માનતો હોય, તેજ તે મને કહેતો. હું મારી આખી જીંદગીના અનુભવથી કહી શકું છું કે, સાચા સિવાયની બીજી કોઈ પણ વાત તેણે મને કહી નથી." આ ઉચ્ચ વૃત્તિની સાચવટવાળા કારભારીએ બીજા માણસો ઉપર જે અસરકારક સત્તા મેળવી, તે તેના ઉમદા સદ્ગુણને લીધેજ.

જાતમહેનત.

---

# કાંતિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૬માં નડીઆદમાં થયો હતો. તેઓ રા. છગનલાલ હરિલાલ પંડ્યાના પુત્ર અને સ્વ. ગોવર્ધનરામભાઈના ભાણેજ થાય છે. તેમણે ગોવર્ધનરામભાઈનું જીવનચરિત્ર રચેલું છે. એ ઉપરાંત તેમણે છુટક લેખો પણ લખ્યા છે.

૨૦૬

## શાંતિ અને આનંદ.

એમની (ગોવર્ધનરામભાઈની) જીવનનૌકા અનેક તોફાનોમાંથી પસાર થઈ હતી, પરંતુ એના ખલાસીએ, સહેજ પણ લાંબા કાળ સુધી, શાંતિ અને આનંદનો ત્યાગ કર્યો ન હતો; તેમાં પણ એમની શાંતિ તો અદ્ભુત હતી. એમને કોઈ પણ સમયે ગુસ્સો કરતા જોવા એ તો ભાગ્યેજ બનતું. કેટલીક વાર તે પોતે કહેતા કે "મને રીસ ચડી છે એમ બતાવવાને પણ મારે યત્ન કરવો પડે છે." આ શાંતિ તે હૃદયના ઉમળકા તથા આવેશની નિર્બળતા કે નિર્જીવતાનું પરિણામ નહોતું. બિલકુલ નહિ. એમની શાંતિ જ્યૉર્જ વૉશિંગટનની શાંતિ જેવી હતી. હૃદયની વૃત્તિઓ બહુ પ્રબળ તથા વેગવતી હોવા છતાં, તે ઉપર એમનો એવો વિસ્મયકારક સંયમ હતો કે તે વૃત્તિઓ હમેશ ન્યાયપંથેજ વળતી, અને એમની મુખમુદ્રા તથા વર્તન શાંતિમયજ રહેતાં.

સર ઐઝાક ન્યૂટનનાં ઘણાં વર્ષોની મહેનતનાં કાગળીઆં તેના કુતરા ડાયમંડે સગડીમાં નાંખી દીધાં, ત્યારે એ મહાન પુરૂષે અનુપમ આત્મનિગ્રહથી ફક્ત એટલોજ ઉદ્‌ગાર કાઢ્યો હતો કે "ડાયમંડ, ડાયમંડ, તને ઓછીજ ખબર છે કે તેં કેવું તોફાન કર્યું છે!" તેવોજ પ્રસંગ આ કથાના નાયક માટે પણ કહેવાય છે. કલાકોની મહેનતથી તૈયાર કરેલાં કેસનાં કાગળીઆંની એમની નાની પુત્રીએ પતંગ બનાવી; હરખમાં ને હરખમાં "જુઓ, મોટાકાકા, મેં કેવી પતંગ કરી!" એમ કહી એમને બતાવી; તે સમયે પોતાની ગફલતને માટે બાળકને શિક્ષા કરવી એ તદ્દન અયોગ્ય ગણી, પોતાનો ક્રોધ શમાવ્યો; અને પતંગ જોઈ પોતે પણ ખુશ થયા હોય તેમ હસી, ધીમેથી શાંતિપૂર્વક એટલીજ શિખામણ દીધી કે, "જો, બેન, મારી ચોપડીઓને અડકાય નહિ, હો.

એમની જોશની [illegible] તથા [illegible]નંદીપણું જોઈ [illegible] એમના હૃદય ઉપર આટલા બધા તથા આવા કઠોર પ્રહાર પડ્યા હશે, એમ કોઈને પણ લાગતું નહિ. આમ ટીખળી તથા મશ્કરીખોર પણ એટલા બધા હતા કે "સરસ્વતીચંદ્ર" ઉપરથીજ એમના સ્વભાવનું અનુમાન કરી લેનારા તો નવાઈજ પામતા. કુટુંબનાં માણુસો તથા બીજા સ્નેહીઓની સંગતિમાં બેસીને અનેક પ્રકારની, નિર્દોષ પણ બહુ સારી જાતની મશ્કરીઓમાં આનંદ કરતા એમને જોવા એ પણ એક લ્હાવો હતો. ખરે, રા. રા. આનંદશંકર કહે છે તેમ, "ગોવર્ધનભાઈએ આખું જીવન, જીવનનો બહુ ગંભીર અર્થ કરીને પાળ્યું હતું, છતાં જીવનની આનંદી મિઠાશ એમના હૃદયને તથા કલ્પના-શક્તિને અજ્ઞાત ન હતી."

એમની સાદાઈ એમના મહાન હૃદયને દીપે એવી હતી. એમને મળવામાં નાના ને મોટા, અજાણ્યા ને ઓળખીતા—સર્વને એક સરખી છૂટ હતી. નાનાં બાળકો આગળ તે બાળક જેવાજ રમતીઆળ ને આનંદી થઈ શકતા. રહેવાની રીતભાત પણ એવીજ સાદી હતી. મુંબાઈમાં સારામાં સારા દેશી વકીલ ગણાવા છતાં, ઘેર ગાડીઘોડાનો ભભકો રાખ્યો ન હતો, અને કોર્ટમાં અંગ્રેજી પહેરવેશ સ્વીકારવાને બદલે, રેશમી કોરનું ધોતીઉં ને પાઘડી પહેરીનેજ હમેશાં જનારા એ અને સ્વ. રા. મનુભાઈ નાનાભાઈ બેજ હતા.

આ ઉપરાંત ધૈર્ય, સંતોષ, સત્યનિષ્ઠતા, વિરાગ, નિઃસ્વાર્થતા, આદિ અનેક ઉચ્ચ ગુણો એમના વિશાળ હૃદયમાં સમાયા હતા.

સદ્‌ભાગ્યે, આ સદ્‌ગુણો પૃથ્વી ઉપર વિરલ નથી. પરંતુ તે સર્વ એકજ હૃદયમાં સ્થાન પામે એ તો વિરલ છેજ. તેમ, આવા ઉંચામાં ઉંચા ગુણોવાળા હૃદયનો યોગ, આવીજ જાતના ઉંચા ગુણોવાળા મન સાથે થાય એ તો તેથી પણ વધારે વિરલ છે. સોનું અને સુગંધ, તેમજ તેજસ્વી બુદ્ધિ અને વિશુદ્ધ નીતિ, એનો સંયોગ જેવો વિરલ છે તેવોજ તે હિતકર છે, કારણ કે એટલું તો સિદ્ધ છે કે, એક બીજાની ન્યૂનતાના પૂરક તથા એક બીજાની ઉન્નતિના સહાયક, એવા, સ્ત્રી પુરૂષના જેવા, આ દ્વંદ્વ ઉપરજ મનુષ્યની સંપૂર્ણતાની તથા મુક્તિની સર્વ આશા રહેલી છે.

શ્રીયુત ગોવર્ધનરામ.

---

# ટીકા.

---

૧

ચાચર ( સં. ચત્વર )—ચકલો.

૩

અજ—બ્રહ્મા (જેનો જન્મ નથી તે). નિગમ—વેદ. શારદ (શારદા) —સરસ્વતી—વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી. અંબરીષ—એક સૂર્યવંશી રાજા—એ વિષ્ણુભક્ત હતા. ઋષિ—દુર્વાસા. ચક્ર—સુદર્શન ચક્ર—કૃષ્ણનું મુખ્ય શસ્ત્ર. જંબુક—શિયાળ. નરસૈંયો...વામ્યો—નરસૈંઆનું જોવોભવનું દુઃખ નાશ પામ્યું. બિરદ—ટેક; સ્વત્વ. સારંગ—વિષ્ણુનું ધનુષ્ય. સારંગપાણિ ( સારંગ=ધનુષ્ય, પાણિ=હાથ—જેના હાથમાં ધનુષ્ય છે એવા)—વિષ્ણુ. પતીજ—ભરોસો. મેરૂ—એ પર્વત સાત ખંડની મધ્યે છે. એના શિખરપર બ્રહ્માદિ દેવ, ઋષિ ને ગંધર્વો રહે છે. એ સુવર્ણ ને મણિથી ભરેલો છે. ખરૂં જોતાં એમ લાગે છે કે હિમાલય પર્વતની ઉત્તરમાં તાતાર દેશની જે ઉંચી પૃથ્વી છે. તેજ મેરૂ પર્વત હશે.

૪

મુમુક્ષુ — મોક્ષની ઇચ્છા રાખનારો. પરમહંસ — જીતેંદ્રિય સાધુ: જુઓ ૧૭૬.

૫

રળી ખપી આવ્યો—મહેનત કરી થાકેલો પાકેલો ઘેર આવ્યો. ધ્રુવ—પહેલા મનુના પુત્ર ઉત્તાનપાદનો પુત્ર. એની માનું નામ સુરતી હતું. અપરમા (સુમતિ)ના કઠણ વચન સાંભળીને ધ્રુવને ઘણુંજ દુઃખ લાગ્યું; તે પછી એ માની આજ્ઞા લઈને વનમાં તપ કરવા ગયો. મધુવનમાં ઉગ્ર તપ કરવાથી એને વિષ્ણુ મળ્યા. ઘેર આવ્યા પછી એના પિતાએ એને ગાદીએ બેસાડયો. વિષ્ણુના વરદાનથી છત્રીશ હજાર વર્ષ રાજ કરી ધ્રુવ માતપિતા સહિત વિમાનમાં બેસી વૈકુંઠે ગયા. બિરદ—પણ. સારંગપાણિ—જુઓ ૩.

૬

મંદ્રાચળ—એક પર્વત જેને વિષ્ણુએ કાચબા થઈ પીઠ ઉપર ધર્યો હતો ને જેને યોગે સમુદ્રમથન થયું હતું તે. નીલકંઠ—શિવ—સમુદ્રમાંથી નીકળેલા વિષને શિવે ગળે ઉતાર્યું, પણ પછી પાર્વતીએ ગળું દાબી રાખી વિષને શિવના ઉદરમાં ન જવા દીધું ને એથી લીલું વિષ ગળેજ લપટાઈ રહ્યું. સુર—દેવ.

૭

મામ—મમત્વ; હઠ. સુદામા—વિદર્ભ નગરનો રહેવાસી એક બ્રાહ્મણ—કૃષ્ણનો સહાધ્યાયી બાળમિત્ર. એ દરિદ્રી હતો. એ કૃષ્ણને મળવા દ્વારકા ગયો હતો ત્યાં એનો ઘણો સત્કાર થયો હતો. કૃષ્ણે એને પોતાનો બાળપણનો મિત્ર જાણી ઇંદ્રના જેવો વૈભવ આપ્યો હતો. એ કૃષ્ણભક્તિમાં કાળગમન કરતો. ઉતરડીયો—ખેંચી કહાડયો. શિશુપાળ—દમઘોષનો વસુદેવની બહેનથી થયેલો પુત્ર; એને કૃષ્ણે માર્યો હતો. નરકાસુર—એક દાનવ—એને મારીને કૃષ્ણ સોળ હજાર રાણીઓ લાવ્યા. જરાસંધ—મગધ (બહાર) દેશનો રાજા—કંસનો સસરો. એના પિતા બૃહદ્રથને કોઈ ઋષિએ એક આમ્રફળ આપી કહ્યું કે આ ફળ રાણીને ખવાડયાથી પુત્ર થશે. રાજાએ તે ફળ પોતાની મોટી રાણીને આપ્યું. રાણીને પોતાની શોક્ય ઉપર પ્રીતિ હોવાથી અડધું અડધું બંનેએ ખાધું. એથી બંનેએ અડધો અડધો પુત્ર પ્રસવ્યો. રાજાએ ક્રોધથી બેઉ અડધીઆં વનમાં ફેંકી દેવડાવ્યાં. ત્યાં જરા નામની રાક્ષસીએ પોતાની માયાથી બેઉ અડધીઆં સાંધ્યાં એટલે એક જીવતો પુત્ર થયો તે ઉપરથી જરાસંધ એવું નામ. એ ઘણો બળવાન હતો. એને કૃષ્ણની યુક્તિથી ભીમે માર્યો હતો.

૮

ભગુવો—ભગવા લુગડાંવાળો; સન્યાસી. શુક—વ્યાસના પુત્ર—એ પહેલે જન્મ પોપટ હતા. એણે પરીક્ષિત રાજાને તેના અંતકાળ ઉપર ઋષિ શ્રોતાઓની સમક્ષ સાત દિવસ શ્રીમદ્‌ભાગવત સંભળાવ્યું હતું, તેથી પરીક્ષિતનો મોક્ષ થયો હતો. સનકાદિક—સનક, સનત્કુમાર, સનંદ, સનાતન; એ ચાર મહા જ્ઞાની હતા. હીંચ લેતો—ઝૂલતો.

૯

આહીર—ગોવાળીઓ.

૧૦

નેતિ—અનંત. ઘટ—હૃદય. લીન થવું—એકાગ્રચિત્તે ભક્તિ કરવી.

૧૧

ગત્ય—સદ્‌ગતિ; મોક્ષ.

૧૨

પળાય—ધોળા થાય. લલુતા—તૃષ્ણા.

૧૩

દુભેણુ—રીસ; ગુસ્સો. સમોવડ—બરોબરીઓ. સમીર—પવન. રાધાજી—વૃષભાન ગોપની દીકરી—કૃષ્ણની મુખ્ય પ્રિયા. ગજ...વહાર—ગજેંદ્રને નામસ્મરણ માત્રથી મગરના મુખમાંથી છોડાવ્યો. માનીતી = સત્યભામા. વસુદેવ...છે—મેં કંઈ તારો બાપ માર્યો નથી.

૧૪

બપૈઓ—ચાતક; કહેવાય છે કે એને ગળે કાણું છે તેથી તે હંમેશ તરસે મરે છે પણ જ્યારે વરસાદ આવે છે ત્યારેજ તેની તરસ મટે છે. આફ્ણીએ—પોતાની મેળે.

૧૫

ભોરિંગ—સાપ. ઢૂંકે—પાસે આવે. સિંગી—શિંગડું--સાધુઓ ફૂંકે છે તે. જંગોટો—તંગીઓ.

૧૭

મદગલ—મદઝરતો; માતેલો. જંત્ર બેડી—પેચવાળી બેડી (a handcuff).

૧૮

શિરપે—માથાપર. અદક્ષણ (અર્ધ + ક્ષણ)—અડધી પળ પણ.

૨૧

જ્યોત—પ્રકાશ. લગન—સંબંધ. કેદારો—રાગનું નામ છે. સામેર (સામેરી)—એક રાગ છે.

૨૪

માગે માન—કાલાવાલા કરે.

૨૫

ગોરીઓ—ધોળો બળદ (કૃષ્ણ). ગમાણુ (ગભાણુ)—ઢોરના ખીલા આગળ આડું લાકડું મૂકી જ્યાં ચાર નાંખવામાં આવે છે તે જગા. સામળીઆ...લેઇશ—કૃષ્ણને ભેટીશ. મલપતા—આનંદથી મહાલતા.

૨૬

પરભવે—હેરાન કરે. અવિલોકીને—જોઈને.

૨૮

વરાંસીએ—ભરોસો રાખીએ. ભૂધરા (ભૂ = પૃથ્વી.)—પૃથ્વીને ધારણ કરનાર-ઈશ્વર.

૨૯

આંગળી......નરસૈંએ—નરસિંહ મહેતાને અણીનો વખત આવ્યો ત્યારે.

૩૦

કમાડ (કવાટ, ક = પવન, વટ = અટકાવવું) જે પવનને ઘરમાં આવતો અટકાવે છે તે—બારણું. કોશીસાં—કાંગરા.

૩૧

અદ્વૈતરૂપ—આત્મા પરમાત્મા એકજ છે એ રૂપે. સચરાચર—જડ ને સજીવ એ સૌ સહિત—સર્વવ્યાપક. અચ્યુત—અવિનાશી (ઈશ્વર). પ્રલંબ—મંડળિકનો મંત્રી. પ્રલય—નાશ; અંત.

૩૨

કર્મના જીવ—કર્મને માનનાર. મરમ બોલે—કરડાકી કરે. ધર્મધુરંધર—ધર્મની જુંસરી ધારણ કરનાર—શ્રીકૃષ્ણ. ગુંજા—ચણોઠી. રત્ન ગુંજા... તોલે—રત્નને અને ચણોઠીને એક સરખાં ગણે. નિગમ—વેદ. અગમ (અગમ્ય)—નહિ સમજાય એવું. સુગમ—સરળ. ગોપીવિહાર—રાસલીલા. ગોપીવિહાર...જાણે—રાસલીલાના ખરા રહસ્યને ઘણા થોડાજ જાણે છે. કામના—ઇચ્છા.

૩૩

કાછ—કછોટો. વાચ...તો—જીભથી અસત્ય ન બોલે, વ્યભિચારથી દૂર રહે અને મનને આડે રસ્તે જતું અટકાવે તો. તાળી—તાન; લેહ.

૩૪

ઉછંકળ ( ઉત્શૃંખલ, ઉત્ = નથી, શૃંખલા = બંધન—વિચારરૂપિ બંધન જેને નથી હોતું તે )—ઉદ્ધત. મયંક ( મૃગાંક )—ચંદ્ર—ચંદ્રમાં હરણની આકૃતિનું ચિહ્ન છે માટે આ નામ. મીટ—દૃષ્ટિ. સદન—ઘર. બળરામ—વસુદેવનો રોહિણીથી થયલો પુત્ર—કૃષ્ણનો મોટો ભાઇ—શેષનો અવતાર. બરકી બરકી—તાણી તાણીને બોલાવી.

૩૫

વહાયે—છેતરે; ઠગે. અંતરાય—હરકત.

૩૬

દંત કરડે—દાંતીઆં કરે. પરહરી—ત્યાગ કરીને. અવગુણે—અવગુણને લીધે:

૩૭

ખટ—છ. પરહરી ( પરિ + હૃ )—તજીને. વૈષ્ણવ—વિષ્ણુભક્ત. મર્મ—છુપો ભેદ.

૩૮

દોહેલી—દુઃખની. લંપટી—ઠગારી. જ્યાં લગી...કાયા—આખી જીંદગીમાં. વાજ આવ્યો—કાયર થયો. વાજ—પીડા. પ્રતિબોધ—જ્ઞાન.

૩૯

કર્ષણ—ખેતી કરવી તે. અજા—બકરી. ઝોટી—ભેંસ. કથિર—કલાઈ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ. ટોટી—કાનનું ઘરેણું. રિદ્ધિ—દોલત. સિદ્ધિ—કાર્ય પાર પડવું તે.

૪૦

જૂજવે—જુદે જુદે. શૂન્ય—ખાલી જગા. વેદ—નક્કી; કારણ કે વેદમાં લખેલું આધારરૂપ ગણાય છે. શિરથકી...થયો—પરમાત્મામાંથી આત્મા ઉત્પન્ન થયો. એજ—અનેક રસ લેવાની. પટંતર ( પટ = વસ્ત્ર )—પડદો.

૪૧

આતમાતત્ત્વ—આત્મા એ બ્રહ્મ છે એમ. ચીન્યો—જાણ્યો. સાધન ( સાધ્ = હેતુ પાર પાડવો )—કોઈ પણ હેતુ પાર પાડવાને જે ક્રિયા કરવી તે. માવઠું—મહા મહિનામાં થનારો વરસાદ—કરતનો વરસાદ. વૃષ્ટિ વૂઠી—વરસાદ પડયો. વાળલોચન—માથાના વાળ ખેંચી કહાડવા તે. રાગ ને રંગ—ગાયન, કીર્તન કરવાં તે. ચિંતામણિ—ઇચ્છિત્ત વસ્તુ આપનાર સ્વર્ગનો મણિ.

૪૨

ઘટ સાથે—શરીર સાથે. રઘુનાથ—રામચંદ્ર. ભાવટ—આપદા. ભૂધર ( ભૂ = પૃથ્વી, ધૃ = ધરવું )—પૃથ્વીપર અવતાર ધારણ કરનાર પરમેશ્વર.

૪૩

જહાજ—વહાણ. ગિરિધર—પર્વતને ધારણ કરનાર—કૃષ્ણ. ગોવર્ધન પર્વતને શ્રીકૃષ્ણે ટચલી આંગળીપર ટેકવી રાખ્યો હતો. નાગર ( નગરનો રહેનાર )—ચતુર. આવાગમન—આવવું અને જવું તે; પુનર્જન્મ.

૪૪

મીરાંત—પુંજી; દોલત. કાંબી—પગે પહેરવાનું રૂપાનું ઘરેણું. વિંછુવા—છવીટીઆં. અણવટ—પગને અંગુઠે ઘાલવાનું ઘુઘરીવાળું રૂપાનું ઘરેણું. સાસરવાસો—છોકરીને સાસરે વળાવતી વખતે માબાપ તરફથી લૂગડાં, ઘરેણાં વગેરે આપવામાં આવે છે તે.

૪૫

શરીર...સમતોલમાંરે—પતિભાવે શ્રીકૃષ્ણની ભક્તિ કરી મેં મારૂં શરીર તેનેજ અર્પી દીધું છે, અને તેના બદલામાં મેં તેનું શરીર મારૂં કરી લીધું છે; અર્થાત્, તેના પ્રેમની પાત્ર હું બની છું.

૪૬

પશ્ચિમમાંય—દ્વારકામાં. સુષુમણા-મધ્યનાડી. નાવલીઓ—પતિ; ધણી. ચુવે—ટપકે. દુજો—બીજો.

૪૭

ઝાંઝવાં—ખારવાળી ભોંયના મેદાનમાં તડકી વખત પાણી જેવું જે દેખાય છે તે—મૃગજળ ( mirage ).

૪૮

પ્રસૂત—બાળક; છોકરૂં. અદભૂત—બહુ. વળતી...અદભૂત—પછી તે ગ્રાઝી વધી શકે નહિ. માંહેથું—માંહેથી. મરે—સુકાય. તુંબડું... તરે—તુંબડું અંદરથી સુકાય તોજ તે પાણીમાં પોતે તરી બીજાને તારે, તેમ જેની ઇચ્છા જ્ઞાનવડે બળી ગયલી હોય તેજ પોતે મુક્ત થઈ બીજાને મોક્ષ આપી શકે. પારો—એક પ્રવાહી ભારે ધાતુ. નિર્ગમે—મટાડે. નિરાશે—વાસના મારવાથી; સંસાર ઉપરની આસક્તિ તોડવાથી. પોત...કરી—તેણે (ઈશ્વરે) પોતાનાં પોત એટલે મૂળ એક રૂપની રચના કરીને સૃષ્ટિનો વિસ્તાર કીધો. ચૈતન્ય—સજીવ. શલા (શલાકા)—પીંછી. ઉચ્છેદ—સમૂળો નાશ. ચૈતન્ય બ્રહ્મ...ઉચ્છેદ—ઋષિ, જક્ષ આદિ સજીવ સૃષ્ટિ એ પરબ્રહ્મ પરમાત્માની કૃતિ છે; પણ જે નાશવંત નિર્જીવ પદાર્થો છે તે માયાની કૃતિ છે. અખો કહે છે કે ચૈતન્ય કોઈ દિવસ નાશ પામતું નથી.

૪૯

ભૂર—મૂઢ; ઉન્મત્ત. પ્રાકૃત—સંસ્કૃત નહિ તે. હાલની પ્રાકૃતભાષા—ગુજરાતી, મરાઠી, બંગાળી, હિંદી વગેરે. બાવન—બાવન અક્ષર. ત્રેપનમો—બાવન અક્ષર સિવાયનો—ભાષાથી જે વર્ણી શકાતો નથી તે—પરમાત્મા. કાષ્ઠ...અર્થ—લાકડાનો ભારો બાંધેલો હોય તે છોડેથી લાકડાં ખપ આવે. વ્યાજ...પખે—નાણું લોકોને ધીરે તોજ વ્યાજ મળે. હરખે કરખે—સુખદુ:ખમાં. આકાશ ઉદર—આકાશનું પોલાણ. જ્ઞાનગગન—બ્રહ્મજ્ઞાનરૂપી ગગન. દેશકાળ - જગા તથા વખતના વિભાગ. આળ—આરોપ; ખોટી કલ્પના. જ્યારે...આળ—હરખ કે શોક જે વેળા જે આવે તે અનુભવવું, તેથી મનમાં વિકાર થવા દેવો નહિ; કારણ કે હરખ શોક ૬૦ નામો અજ્ઞાનથી ઉત્પન્ન થયલાં છે. જ્ઞાનરૂપી પોલાણમાં તો એમાંનું કશું નથી. સિદ્ધિ...પડે—સિદ્ધિ માત્ર ઐહિક સુખનું સાધન છે; અર્થાત્ પરલોકનું સુખ સિદ્ધિથી મળતું નથી. એકમની (એક મનવાળી)—પતિવ્રતા. વાર (વારિ)—પાણી. ઉડાવે વાર—ફાંફાંમારે; મથે. સિદ્ધિ—ઈશ્વરપ્રસાદી—એ આઠ છે. અખા...અડે—અખો કહે છે કે તે કંઈ જ્ઞાનીની તોલે આવે નહિ. અહંરોગ—હુંપદ એજ કંઈ રોગ. માદક—કેફી ચીજ. જેમ...ભખે—કોઈ માણસની અક્કલ ચળી હોય તેમાં વળી કેફ કરે એટલે પુરો ભમે. પોત ન લહ્યું—પોતાનું મૂળ સ્વરૂપ સમજ્યા

નહિ. પોતે—હુંપદ ધરનાર. ક્રયવિક્રય—ખરીદી અને વેચાણ. વરો—ખરચ. સત્વ—સાર. કલ્લોલ—મોજાં. ચિદ્‌વિલાસ—જ્ઞાન જેનો વિલાસ છે એવો બ્રહ્મ. મનમુદા—મનમાં આનંદ૩૫. નિર્વાણ—મોક્ષ.

૫૦

કોદરા (કોદ્રવ—ક = વાયુ, ઉદ્ + દ્રુ = ઉગવું)—વાયુ વડે એટલે મનુષ્યની ઝાઝી મદદ વગર ઉગે એવું એક જાતનું ધાન્ય. સણગટ—ઘુમટો તાણેલો છે એવી. બોખ—કુવામાંથી પાણી ક્‌હાડવાનું ચામડા કે કંતાનનું વાસણ. ઉંડા...ફોક—જેમ ફાટેલી ડોલ વડે ઉંડા કુવામાંથી પાણી ભરીએ તો ઉપર આવતા સુધીમાં બધું પાણી વહી જાય તેમ સમજણ વિના કથા સાંભળવી એ નિષ્ફળ છે. ધૂતા—ધૂતારા. સાત—સાતગણું. લહું—ઓળખું. પાણ (પહાણ)—પત્થર. અખા થકી...હરિ—જેમ પર્વતમાંથી નાનો પત્થર છૂટો પડે છે તેમ અખો હરીમાંથી છૂટો પડેલો અંશ છે; અર્થાત્ આપણી જાત (self) સિવાય બીજું કંઇપણ જાણવાનું હોય તો તે ઇશ્વરજ છે.

૫૧

શંખલિખિત—ચંપાવતીના રાજા હંસધ્વજના પુરોહિત. સુધન્વા—હંસધ્વજનો પુત્ર; તે મોટો વિષ્ણુભક્ત હતો. પસ્તાળ—તિરસ્કારના ઉદ્‌ગાર. ઝંપાપાત—ઝંપલાવવું તે; પડતું નાંખવું તે. ગોઝારો—હત્યારો. અતિકાળ —ઘણું મોડું.

૫૨

વામન—વિષ્ણુનો પાંચમો અવતાર—ઇંદ્રના નાનાભાઈ. એ હાથમાં દંડ કમંડળ લઈ બળીરાજાને છળવા ગયા હતા. દીક્ષા—વ્રત; નિયમ. શુક્રાચાર્ય—ભૃગુના પુત્ર—દૈત્યના ગુરૂ—બળીરાજાના ગોર—એ એક આંખે કાણા હતા. બટુક—બાળક. અશરણશરણ—અનાથના બેલી. અંગના—સ્ત્રી. તિષ્ટ—થોભ, ઉભો રહે. દ્વિજ (દ્વિ—બેવાર, જ = જન્મેલો)—બ્રાહ્મણ. રોધ—અટકાવ. મૃગચર્મ—હરણનું ચામડું. અમર—દેવ. અંત્રિક્ષ—આકાશમાં. સ્વરઘોષ—મોટો અવાજ. વરૂણ—પાણીનો અધિષ્ઠાતા દેવ. સ્રૂઆ (સ્રૂવા)—અગ્નિમાં ઘી હોમવાના ખેરના લાકડાંના સાધન—સરવા. કરસ્રૂઆ—નાના સરવા. ગુરૂસરૂઆ—મોટા સરવા.

૫૩

ખડધાન—વાવ્યા વગર પોતીકી મેળે ઉગી નીકળતું જે અનાજ તે—સામો વગેરે. શાળ—ડાંગેર; ભાત. નિર્મુખ—નિરાશ. નવનિદ્ધ (નવનિધિ)—કુબેરના નવ ભંડાર. અન્નપૂર્ણા—અન્નવસ્ત્રથી ભરપુર રાખનારી દેવી. અખેપાત્ર—(અક્ષયપાત્ર)—જેમાંની વસ્તુ કદી ન ખૂટે તેવું વાસણ. કામધેનુ—મનવાંછિત આપે એવી ગાય. એ સ્વર્ગમાં છે. એ ચૌદ રત્નમાંનું એક રત્ન ગણાય છે. કલ્પવૃક્ષ—મનવાંછિત ફળ આપનારૂં સ્વર્ગનું ઝાડ—ચૌદ રત્નમાંનું એક. ધરણીધર—ધરણી (પૃથ્વી) ને ધારણ કરનાર—કૃષ્ણ. ત્રીકમ (ત્રિવિક્રમ—ત્રિ = ત્રણ, વિ + ક્રમ્ = જવું) —વિષ્ણુ (વામને ત્રણ ડગલાંથી સ્વર્ગ મૃત્યુ અને પાતાળ વીંટી લીધું હતું તે ઉપરથી).

૫૪

વિશેક (વિશેષ)—ઘણાં. હસણી—ઠિસીઆરીખોર. તૂઠડો—પ્રસન્ન થયો. ચંગ—ઘંટ. મચ્છર (મત્સર)—અહંકાર. ષડ્રિપુ—૭ શત્રુ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર. ઘાટ—સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી કપડું. બારેવાટ—રખડતા; ઠાલામાલા. સુરભિ—ગાય. વચ્છ (વત્સ)—વાછરડું. વછોઈ—વિખુટી. ઉપહાસ—મજાક. ફાંસુ—ફોકટ; નકામો.

૫૫

ઉઘડખી—ઝબકી. ચતુર્ભુજ—ચાર હાથવાળા-કૃષ્ણ. નષ્ટ—નીચ. શીઘ્ર—ઉતાવળા, જલદી. હેમ—સુવર્ણ. ચરણાં—ઘાઘરા. પુરૂષ પુરાણી—આદિ-પુરૂષ—વિષ્ણુ. સારંગપાણી—સારંગ (બાણ) જેના હાથમાં છે એવા—વિષ્ણુ. ઉમયાવર—શિવ. જાગ—યજ્ઞ. અણુવાણે—ખુલ્લે; ઉઘાડે. બજ્જ—વાણીઆ. નેત્ર...અડીઆંરે-તેની આંખ એટલી તો લાંબી હતી કે તેની અણી કાનને અડકતી હતી. તતખેવ—તરતજ. સેં એચારરે—અસો ચારસો. શ્રીરંગમહેતા—કુંવરબાઈના સસરા.

૫૬

મદન—આ શબ્દ મૃદંગ હોવો જોઈએ. ભેર—નગારૂં. શર્ણાઈ—પીપી. નફેરી—એક જાતનું વાજું. અજ—બકરો. મહિષ—પાડો. માતંગ—હાથી. અંબાર—ઢગલો.

૫૭

ઘર ઘાલ્યું—કુટુંબની પાયમાલી ( ખરાબી ) કીધી. જામની—રાત. કાલપ—કાળાશ.

૫૮

ગરૂડ—વિષ્ણુનું વાહન. પિનાક—શિવનું ધનુષ. આંદુલમાન થયો—ડોલ્યો. પાક—રસોઈ. શેષ—નાગનો રાજા—પાતાળનો અધિપતિ. અભ્ર—વાદળાં. ભિંડીમાળા—ગોફણ. ભડ ( ભટ )—યોદ્ધા. વારૂણી—દારૂ. ભગ્ન ( ભિન્ન )—વિખેરી નાંખી. ત્રિપુરારી ( ત્રિપુર+અરિ )—શિવ—ત્રિપુર નામના દૈત્યને અને એનાં નગરને શિવે કાર્તક સુદ પૂનેમે બાળી નાંખ્યું હતું. નગરનું નામ પણ ત્રિપુર હતું. પંચવદન—શિવ. અપરિમિત—સુમાર વિનાના; ઘણાંજ. પિનાકપાણ ( પિનાક + પાણિ )—જેના હાથમાં પિનાક છે એવા—શિવ. બળિનો બંધ—બાણાસુર—બળિરાજાનો મોટો પુત્ર. સ્કંધ—શિવના પુત્ર—સ્વર્ગના સેનાધિપતિ. અભ્યંતર—મનમાં. સાત્યકી—યાદવોનો સેનાધિપતિ. તિમિર—અંધકાર. નિવારે—દૂર કરે. જદુવીર—કૃષ્ણ. કવચ—બખ્તર. દક્ષ—પ્રવીણ. સારંગ—જુઓ ૩. શ્યામે—કૃષ્ણે. ખંડ—કટકા. દદામું દીધું—ડંકો વગાડ્યો. રામ—બળરામ—કૃષ્ણના મોટાભાઈ. મામ—ગર્વ; અહંકાર. કર્દમ—કાદવ. હલધર—બળરામ. ખગજંન—ગરૂડ. પાણ (પાણિ)—હાથ. શોણિત—લોહી. વિવર્ણ—ફિક્કો.

૫૯

દેવકી—દેવકની પુત્રી—વસુદેવની સ્ત્રી.—કૃષ્ણની મા. માન માંગવું—કાલાવાલા કરવા. ઉગ્રસેન—દેવકીના કાકા—કંસના પિતા. સેસ ભરવી—વર અથવા કન્યાના હાથમાં નાળીએર, પાન, સોપારી, રૂપીઆ વગેરે મૂકવાં તે. વેણી...ભરી—સેસ ભરતી વખતે કાકીએ વેણી ગુંથી હતી તે વિખેરાઈ ગઈ. સાવલીઉં—ઝીણું વસ્ત્ર. પાવલીએ—પગે. ગજગામની ( ગજગામિનિ )—ગજ ( હાથી )ના જેવી જેની ચાલ છે એવી.

૬૦

રીઢી—મજબુત થયલી; નીવડેલી. ઉછંકળ—જુઓ ૩૪. નેતરૂં—વલોવવાની રવૈને બાંધેલું દોરડું. સુરવધુ—દેવની સ્ત્રીઓ. અંબા—મા ( જસોદા. ) કૌતક—લીલા. રીસે તરડીયું—ગુસ્સાથી કપાળે

કરચલીવાળું. ખીટળીઆળી—વાંકડીઆ. રેણુ—ધૂળ; રજ. ગોરસ—દહીં. તક્ર—છાસ. કમળપે—કમળથી. ભોમ્ય—ભૂમિ. કમળપે...ધરેરે—કમળ કરતાં પણ કોમળ પગ કઠણ જમીન ઉપર મૂકે છે. મયા—દયા. આવારકી—આટલી વખત. માગે માન—જુઓ ૫૯.

૬૧

નંદ—કૃષ્ણના કૃતક (પાળક) પિતા. હાવાં—હવે. પરહરો—દૂર કરો. વેખ—વેશ. રેખ—રેખા; લેખ. ગજદંત—હાથીનો દાંત—કૃષ્ણ બળરામે કંસનો હાથી મારી તેના બે દાંત ખભે નાંખ્યાં હતાં. જેષ્ઠિકા—લાકડી. વેણુ—વાંસળી. ઓખધ (ઔષધ)—ઓસડ. બાખડી—ઘણા દિવસની વીઆયલી. રામ—બળરામ. રોહણી—વસુદેવની સ્ત્રી—નંદની બહેન—બળરામની માતા. હળધર—બળરામ.

૬૨

ત્રેવડજો—ગણજો; હેત રાખજો. દેવકીના જાયા—દેવકીને પેટે જન્મેલા. નાસરડે—નાસીને. મામાજીને માટે—કંસમામાના ધાકને લીધે. કાળજ નવ ફાટે—હૈયું ચીરાઈ જતું નથી. શું દ્રુમ નાંખ્યો કાપી—જાણે ઝાડ કાપી નાંખ્યું હોય તેમ.

૬૩

પાણિગ્રહણ કરવું—પરણવું. કાલા—હે કૃષ્ણ! વાહી લાવો—મનાવી લાવો.

૬૪

સુભદ્રા—દેવકીની પુત્રી—કૃષ્ણની બહેન–અર્જુનની સ્ત્રી—અભિમન્યુની મા. સાસરવાસો—જુઓ ૪૪. આભ્રણ (આભરણ) ઘરેણાં.

૬૫

જુજવાં કીધા—ઉઘાડ્યા. મૃત્યુક—શબ. અહિલોચન—શોણિતપુરના મયદાનવનો પુત્ર. મયને કૃષ્ણે માર્યો હતો; તેનું વેર લેવાને અહિલોચન મહાદેવ પાસેથી વજ્ર પેટી લાવ્યો ને તેમાં કૃષ્ણને ગોંધી મારી નાંખવાના વિચારથી તે માથે મૂકી કૃષ્ણને શોધવા નીકળ્યો; પણ રસ્તામાં કૃષ્ણે કપટ કરી તેને પેટીમાં સુવાડી તે બંધ કરી દીધી. આખરે અહિલોચન અકળાઈને મરણ પામ્યો. તેણે પછી સુભદ્રાને પેટે જન્મ લીધો તે અભિમન્યુ. હંસ—જીવ; આત્મા. હરિભગિની—કૃષ્ણની બહેન—સુભદ્રા. મરકલડે...તાણ્યું—મોં મલકાવ્યું. ટંઠાળી—મજાક. ટબકલી—ટપકાવાળી.

૬૬

પક્ષી—ચાર બ્રાહ્મણપુત્રો જેઓ સાપથી પક્ષિપણાને પામ્યા હતા તેઓમાંનો એક જૈમિનિ ઋષિને હરિશ્ચંદ્રનું આખ્યાન કહે છે. ક્ષિપ્ર—ઉતાવળો. કાકપક્ષાળો—માથે નાની ચોટલીવાળો. રોહિતાશ્વ—હરિશ્ચંદ્રનો પુત્ર. કરાળ—ક્રૂર; નિર્દય. ગોપાળક—ગોવાળ.

૬૭

અકળીત (અ=નહીં, કલ્=કળવું)—કળી ન શકાય એવી નવાઈ જેવી. પાણ પંકજ [પાણિ=હાથ, પંકજ (પંક=કાદવ, જ=જન્મેલું) કમળ]—હાથરૂપી કમળ, ચેહેબચો—પાણીથી ભરેલું ખાબોચીઉં. પલાશ—ખાખર. વિકાસી (વિકસ્=ખીલવું)—પહોળી કીધી. હરીવદની—ચંદ્ર જેવા મુખવાળી (દમયંતી). અંબુજ (અંબુ=પાણી, જ=જન્મેલું)—કમળ. ગાહુઓ—લુચ્ચો; ગહીઓ. ગાઠો—પકડાયો. ભ્રમ—ખોટી સમજ. બોલજ દીધો—વચન આપ્યું. હાથેથી... લીધો—અત્યાર સુધી હંસ જે દમયંતીના હાથમાં હતો તેને તેણે ખોળામાં બેસાડયો. ભીઆ—ભાઈ. તવ—ત્યારે. ઘેલી કશી—કંઈ ઘેલી; ઘેલી જેવી. બ્રહ્મ સભા—બ્રહ્માની સભા. રોજ—એક જાતનું અક્કલ વગરનું ચોપગું જનાવર. વ્રખડો (વરખડો)—એક જાતનું નાનું જંગલી ઝાડવું. લોચન—આંખ. મોર... જેવાં—નકામાં. મહિલા—સ્ત્રી (દમયંતી). નમયંતી (નમ્ = નમવું)—નમતી. કળકળી—ગદ્‌ગદ્ કંઠે. અન્યા—વાંક. કોટાનકોટ—કરોડો. થપોલી—થેપડી. હવી—બની. સૂરજ...કોર—સૂર્ય ઝાંખો દેખાય. તેણે—તેને લીધે. અદ્રષ્ટ... મધ્યાહ્ન—બપોરે જ્યારે નળ રાજા આરામ લે ત્યારે સૂર્ય ફીકર વગર તપે.

૬૮

ભામની (ભામ=ગુસ્સો)—ગુસ્સાવાળી સ્ત્રી; સ્ત્રી. મહીતળ—પૃથ્વીની સપાટી. જુગ્મ—જોડ. અશ્વિનીકુમાર—સૂર્યના બે જોડ પુત્ર. રવિસુત—સૂર્યવંશી રાજા નળ. જાય...વાટ—વાટ નાખી—રસ્તો છોડી શરમાઈને નાશી જાય. અર્ણવ—સમુદ્ર. ગંભીરતાએ...ખારાટ—નળની ગંભીરતાને સમુદ્રની ગંભીરતા સાથે સરખાવાય, પણ નળમાં ખારાટ નથી તેથી તે સમુદ્રથી ચઢતો છે. શશિ—ચંદ્ર. કળા—ચંદ્રના બિંબમાં વધઘટ થાય છે તે. મુકે...કષ્ટ—પુનેમને દિવસે ચંદ્ર સંપૂર્ણ ગોળ હોય છે. તે પછી ધીમે ધીમે કળાહીન થાય

છે ને અમાસને દહાડે બીલકુલ દેખાતો નથી. ચંદ્રની કળા ઓછી થાય છે તે ક્ષયરોગને લીધે છે એમ કહેવાય છે તેથી કષ્ટ પામે છે એમ કવિએ કહ્યું છે. આદિત—સૂર્ય. મેરૂ—જુઓ ૩. પૃષ્ઠ—પાછળ. વિમાસે (વિ+મૃષ્=વિચાર કરવો)—વિચારે. હિમસુતા—પાર્વતી. સિદ્ધિબુદ્ધિ—ગણપતીની સ્ત્રીઓ. પદમની—વરૂણની સ્ત્રી ગૌરી.. વરૂણ—પશ્ચિમ દિશાના પ્રદેશનો રક્ષણ કર્તા દેવ—પાણીનો અધિપતિ. સ્વાહા—અગ્નિની સ્ત્રી. વહ્નિ—અગ્નિદેવ; એને બે મુખ, ત્રણ પગ, ને સાત હાથ છે. એનું વાહન મેંઢો છે ને એની ધજાપર પણ મેંઢો છે. વપુ—શરીર. વાન—કાન્તિ. અનળ—અગ્નિ. નળમાં અનલ નહોતો તેથી એનું નામ નળ. જેણે...કરવત—જે સ્ત્રીએ નળને પરણવાની ઇચ્છાથી કાશી જઈ કરવત મુકાવ્યું હશે તેજ સ્ત્રી નળને પરણશે. કાશીએ જઈ શરીરને વહેરાવવાથી આવતા જન્મમાં મનમાન્યું સુખ મળે છે એવું મનાતું તેથી. વેવીશાળ—વિવાહ. વામણો—ઠીંગણો. ખપ—શોધ. વિહંગ—પક્ષી. (હંસ) નિર્ભ્રંછાં (નિર્+ભર્ત્સ્=ધમકાવવું)—તરછોડે છે.

૬૯

ગર્વ ઘેલડી—ગર્વથી ઘેલી. અલબેલડી—ફુટડી. કદળી...વેલડી—દમયંતીની બે સખીઓ (માધવી અને કેશવી) કેળના સ્થંભ જેવી જણાતી હતી અને એની વચમાં તે સોનાની નાજુક વેલી સરખી દેખાતી હતી. અવેવફૂલે—અવયવરૂપી ફૂલથી. વ્યોમ ભોમ્ય બે સોમ—બે ચંદ્ર—આકાશમાંનો ચંદ્ર ને પૃથ્વીપર દમયંતીનું મુખચંદ્ર. બિંદુ—દમયંતીના સંબંધમાં ચાંલ્લો, અને ચંદ્રના સંબંધમાં તેમાંનું કલંક. ઉડગણ—તારાનો સમૂહ. ઉભે—બેઉ. અમિનિધિ—અમૃતનો ભંડાર. ઉભે...આકાશ—આકાશમાંના અને પૃથ્વીપરના ચંદ્રોએ પોતાનાં કિરણ પ્રગટ્યાં અને તેઓનું તેજ પ્રકાશી રહ્યું, એ બેઉના સામસામા પ્રકાશ મળવાથી એક થાંભલો થયો અને તેનેજ આધારે આકાશ રહ્યું હોય એમ મને લાગ્યું. પરિમળ—સુવાસ. ધરાધર—પૃથ્વીને ધરનાર—શેષનાગ—અહીંઆ સાપ. ખંજન—એક જાતનું પક્ષી. નીમડિયાં—નિવડ્યાં. કુરંગ...નીમડિયાં—તેની આંખ હરણ અને માછલાંની આંખ જેવી ચપળ હતી, તેથી ખંજન પક્ષી જાળમાં પકડાયું હોયની એવું લાગ્યું, અને તેની આંખ એટલી તો લાંબી હતી કે તેની તીણી અણીએ તેના કાન વીંધી નાખીને સોયનું કામ સાર્યું હોયની એવું લાગ્યું. ખેત્ર—સ્થાન.

ડોડાળાં—ડોડાવાળાં. અંબુજ—જુઓ ૬૭. ભ્રુવ—ભવાં. શરાસન—ધનુષ, કામઠું. શકે નેત્ર...ભૂજ—ડોડાવાળાં કમળના જેવી દમયંતીની આંખ શું મોહનું સ્થાન—મૂર્છા પમાડે એવી વસ્તુ હોયની તેવી જણાતી હતી. કારણ તેના ભવાં તે ધનુષ, તેની દૃષ્ટિ તે તેમાંથી ફેંકાતું તીર, અને તેને ફેંકવાને હાવભાવ એવા બે હાથ છે. ભાવાર્થ કે દમયંતીનાં ભવાં ધનુષના જેવાં કમાનવાળાં છે, તેની દૃષ્ટિ તીવ્ર અને ચપળ છે, અને તેના હાવભાવથી તેની શોભામાં વધારો થાય છે. ગળસ્થળ—ગાલ. નારંગ ફળશા—નારંગીના ફળની છાલ જેવા લાલ. અકોટી—એક જાતનું (કાને પહેરવાનું) ઘરેણું. અધર—હોઠ. પ્રવાળ—પરવાળાં. કીર—પોપટ. આનન—મોં. શ્રીખંડ—મોર. અણુછતી—છાની. વનલતા—વેલી—દમયંતી. કીર...વતી—દમયંતીનું નાક પોપટના જેવું હતું, તેની નાકની વાળીનો મોર ખરા મોર જેવો હતો, તેનો સ્વર કોયલના જેવો મધુર હતો અને કનકવેલડી—દમયંતી પર વાળીનો મોર પક્ષી બેઠો હતો તે જોઈ હંસ કહે છે કે મને પણ તે લતા પર જઈ બેસવાનું મન થયું. અધરરસ—હોઠની ભીનાશ. શ્વેત બિંદુ—સફેત બિંદુ—વાળીમાંનું લટકતું મોતી. કરૂં ગ્રાસ—કોળીઓ કરૂં—ખાઈ જાઉં; હંસ મોતી ખાય છે એમ કવિ કલ્પે છે. મેખલા—કંદોરો. ટોડા—હાથણીઉં. તરંગ—મોજાં. રૂપસુધા—સૌંદર્યરૂપી અમૃત. કચ-ભૂષણ—ચોટલાનું ઘરેણું—ગોફણો. કદળી પત્ર—કેળનું પાંદડું—વાંસો. પંચાનન—સિંહ. પ્રહારથી—ગોફણાના મારથી—વાગવાથી. મેગળ—હાથી. કચ... પૂઠે—દમયંતીની વેણીનો ગોફણો, કદળી પત્ર સરખા તેના વાંસા ઉપર પડેલો છે. તેનો શબ્દ થાય છે તે તે ગોફણાનો શબ્દ નથી, પણ ત્યાં તેનો પ્રહાર થવાથી કટિરૂપી સિંહ ગર્જના કરે છે, અને તેથી એમ ભાસે છે કે કટિના નીચેના ચરણની ગતિ જે ગજની ગતિના જેવી છે તે ગતિરૂપી ગજની પૂઠે — પછવાડે કટિરૂપી સિંહ લાગ્યો છે કે શું. કેળશાખા — કેળનો સ્થંભ—દમયંતી. જલજ ( જલ = પાણી + જ = જન્મેલું )—કમળ. જલજ-જુગલ—બે કમળ—બે સ્તનરૂપી કમળ. જુગમ—બે. વેદ—ચાર. કેળ... વેદ—કેળશાખા — દમયંતીના કમળ જેવાં સ્તન જોઈને હાથી પણ પોતાના કુંભસ્થળનું અભિમાન તજી દે છે. વળી તેના પર બે આંખરૂપી કમળ હતાં અને તે કમળની આસપાસ પાંપણરૂપી ચાર ભમરા હતા. સ્કંધ પદના—પગના સ્કંધ એટલે સાથળ-કેડ અને ઘુંટણની વચ્ચેનો

ભાગ. ખટ—છ. તોયજ ( તોય—પાણી + જ = જન્મેલું )—કમળ. વ્યોમચર—વ્યોમમાં—આકાશમાં જનારો—પક્ષી. હાટકરૂપ—સુવર્ણના જેવા રૂપવાળા. મોહવારૂણી—મોહરૂપી દારૂ. રટણુ—સ્મરણુ. બાંધી રસનાયે—એકી જીભે. જળ...ગ્રેહનો—ઘરના પાણીનો નળ. રહે...દેહનો—તારી દેહનો વર્ણ જેમ કમળની કાન્તિને મળતો છે તેવોજ નળની દેહનો રંગ છે ? પરઅગ્ર—પર—પીંછાનો અગ્રભાગ—અણી. વૃશ્ચિક—વિંછુ. નિજ ભુજતળ—મારી હાથેલી. વિધિ—બ્રહ્મા. નક્ષત્રનાથ—ચંદ્ર. વિનતા વદન...લાગટ કીધું—દમયંતીનું મુખ ઘડવામાં બ્રહ્માએ ચંદ્રનું તેજ લઈ લીધું તેથીજ ચંદ્રમામાં કલંક દેખાય છે અને ત્યારથીજ ચંદ્રમાનું એ કલંક શરૂ થયું છે. ગ્રહેશ—સૂર્ય. શરવરીપતિ—રાત્રીનો પતિ—ચંદ્ર. ગોપ્ય—છૂપો. વક્ત્ર—મહોડું. અમર...કરે—દેવો ઉતરતા છે. કળાધર—ચંદ્ર. કર...રહ્યો—હાથ વતી ઠેશ મારી ચંદ્રને અદ્ધર હડસેલી મૂક્યો અને તેથીજ તે આજ સુધી અંતરીક્ષ રહ્યો છે.

૭૦

બાહુક—નળ—એ નામ નળરાજાએ ઋતુપર્ણને ત્યાં રાખ્યું હતું. બાદુઆં—બિચારાં. વરત્યાં—રહ્યાં. અંતરિયાળ—નિરાધાર. શ્રાવણસમાન—શ્રાવણ મહિનાના વરસાદની માફક આંખોમાંથી આંસુની ધારા ચાલી. છળયાં—ચોંકેલા. સાંઈ—આલિંગન. આશ્રજ=આશ્ચર્ય. કાળો—બાહુક (નળ)—નળનું રૂપ કાળું તથા કુબડું થયું હતુ તેથી. ભ્રાંત—શક.

૭૧

ત્રેહ—વિરહ. હીસે—આતુર છે. રજજુક્ત—ધૂળવાળા. ઇંદ્રવારૂણી—ઇંદ્રવાયણાના ફળ. ચણાવી—ખવડાવી. શતખંડ—સો કકડા. દુર્ભર—ભરી ન શકાય એવું ( પેટ ). નહેરી—સેંથો. હવિષ્યાન્ન—મીઠા વગરનું અન્ન. પ્રભવી—ઉત્પન્ન થઈ. ફેડી—દૂર કરી. લાધાં—મળ્યાં. ગત—બની ગયલી. પાખે—વિના. ગ્રામ—સમૂહ. પરિધાન કીધાં—પહેર્યાં. સીધાં—સિદ્ધ થયાં. મૂળગું—અસલ.

૭૨

નૃપતિ ( નૃ = માણસ, પતિ = ધણી )—રાજા. ઝાઝામાં ઝુરે—ઘણાં માણસ મળ્યાં હોય ત્યાં બળાપો કરે છે. અનમી—કોઈને નમે નહિ એવા અહંકારી. મોડે—તોડે. અગમનિગમ—આગળપાછળના.

૭૩

હરિચંદ્ર—અયોધ્યાનો સત્યવાદી રાજા—ત્રિશંકુનો પુત્ર. પરઠ્યું પાણી—પાણી ભરવાનું કબુલ કીધું. કુબ્જા—મથુરાના રાજા કંસની દાસી. એ રામાવતારમાં કૈકયીની મંથરા નામે દાસી હતી. રામે એને વચન આપ્યું હતું કે કૃષ્ણાવતારમાં હું કંસને મારવા મથુરા આવીશ, ત્યારે તને સુખ આપીશ. કૃષ્ણે એ વચન પાળ્યું હતું. હળાહળ—ઝેર—સમુદ્રમાંથી નીકળેલા ચૌદ રત્નમાંનું એક—એ શિવે પીધું હતું. શર્મ—સુખ. સુકૃતવ્રત—સારી રીતે પાળેલાં વ્રતથી મળેલું પુણ્ય. હાર્યો—ખોયાં. તેહ......મંડયો—તેની પર અગ્નિનો કોપ થયો.

૭૪

ગાડર—ઘેટાં. અજા—બકરાં. ગર્ધવ—ગધેડો. શુક—પોપટ. માનુની—સ્ત્રી; માદા. નોળી કર્મ-યોગમાર્ગની એક ક્રિયા છે. નાકે પાણી પીવું વગેરે. સહેજ ( સહ = સાથે, જ = જન્મેલું—જન્મની સાથેજ જે આવડે તે )-સહેલું. ભાવના—કલ્પના. સહેજ...છે—કલ્પના—ઉપાય સહેલો છે તે એ કે ઇચ્છાનો નાશ કરવો. મનસાસિદ્ધ—મનથી ઇશ્વરનું ખરૂં સ્વરૂપ જાણ્યું છે તે.

૭૮

નાસા—નાક. પળે—ધોળા થાય. મુંડ—માથું. તુંડ—મહોડું. અસ્થિ—હાડકાં. ધ્વંસ—નાશ. અડવડે—લથડે.

૭૯

મેરૂ—મેરૂપર્વત; એમ ધારવામાં આવે છે કે હિમાલય પર્વતની ઉત્તરમાં તાતારદેશની જે ઉંચી પૃથ્વી તેજ મેરૂપર્વત હશે. સંચ—હિકમત. કારમી—ખોટી. માયા—મિથ્યા ભાસ. અજ્ઞાને આરૂઢ—અજ્ઞાનરૂપી ઘોડે બેઠેલો. ધંધેધાયા—સંસારી ખટપટમાં મચ્યા રહ્યા. અસાચ—અસ્થિર; ક્ષણભંગુર. કિન્નર—સ્વર્ગના ગવૈયા. જક્ષ—કુબેર ( ધનનું રક્ષણ કરનાર દેવ ) ના ગણ છે ને તેની વાડી તથા ભંડારના રખેવાળ છે. ગાંધર્વ સ્વર્ગના ગાનારા એ અડધા મનુષ્ય અને અડધા દેવ છે. મઘવાદિક—ઇંદ્ર અને બીજા સૌ. કામ—કામદેવ. માંધાતા—સૂર્યવંશી રાજા યુવનાશ્વના પુત્ર. એ ઘણા પ્રતાપી હતા. એનાથી રાવણ પણ બીતો. દિલીપ—સૂર્યવંશી રાજા—રામના પૂર્વજમાંના એક. જાન્હવી—ગંગાનદી.

ભગીરથ રાજાએ, પોતાના પૂર્વજો કપિલમુનીના ક્રોધાગ્નિથી પાતાળમાં બળી મુઆ હતા તેઓનો ઉદ્ધાર કરવાને ગંગાજીને સ્વર્ગમાંથી પૃથ્વીપર આણ્યાં. સ્વર્ગમાંથી નીચે પડતાં તેનો ધોધ કોઈથી ઝીલાય નહિ માટે શિવે તેને પોતાની જટામાં લઈ લીધાં. જ્યારે ભગીરથે શિવને વિનવ્યા ત્યારે એણે એક લટ છોડી પ્રવાહ ચલાવ્યો. વળી વાટમાં જન્હુ ઋષિ તપ કરતા હતા તેની કેટલીક પૂજાસામગ્રી તણાઈ તેથી તે ગંગાનું પાન કરી ગયા. એની પણ ઘણીક સ્તુતિ કરી ત્યારે રૂષિએ પોતાની જાંગ ફાડી ગંગાને વહેતાં ક્યાં. એ ઉપરથી ગંગા જાન્હવી કહેવાય છે. ચિરંજીવી—અમર. અહિપત—શેષનાગ. ખટમાસ—છ મહિના. ગારવો ( ગર્વ )—અહંકાર.

૮૧

ઇંદ્ર વારણા—એક જાતનાં ફળ દેખીતાં સુંદર પણ સ્વાદે ઘણાં કડવાં. આભ્રણ—ઘરેણાં. અશાં—એવાં—મોતીના ઘરેણાં જેવાં. સાંખી જુઓ—તપાસી જુઓ. વામ્યાં—મટયાં. ગરૂઆ—મોટા બુદ્ધિમાન માણસો. ગાંજે—છેતરાય, પસ્તાય.

૮૫

પરિયટ—ધોબી. પરીઆ—પેઢી, કુટુંબ. પસાયતું કરે—ઇનામી જમીન ભોગવે. બાવના ચંદન—એક જાતનું ચંદન. ધોરી—બળદ. એક તુંબીએ...ઉચ્ચરે—એક તુમડીમાં યોગી ભીક્ષા લે છે અને બીજી તુમડીનું વાદ્ય બની રાજ દરબારે વાગે છે. શાળ—ચોખા. ઉદવસ્ત—ઉજ્જડ.

૮૬

ભવન........ઇંદર—ઇંદ્ર પણ બહાર ઉભો રહે. સુર........... કાજ—દેવતાઓ સઘળા એની નોકરી બજાવે છે. મુદગર—ડાંગ. લંગુર—વાંદરો. સળક્યું—આમતેમ હાલવું. દિગ્પાળ—દિશાના અધિષ્ઠાતા. એ દશ છે—ઇંદ્ર, અગ્નિ, યમ, નૈર્ઋતી, વરૂણ, વાયુ, કુબેર, શિવ, બ્રહ્મ, અને અનંત. રાવલે—રાજસભામાં. પ્લવંગ—વાંદરો. કૃતાંત—યમ ( God of death ). હિરણ્યાક્ષ—હિરણ્યકશિપુનો ભાઈ—એને વિષ્ણુએ વરાહ અવતારમાં માર્યો હતો. પયોનિધિ—સમુદ્ર. કાપડી—જોગી; સાધુ. તાત...તમો—મારા બાપ વાળીની કીર્તિ તમે બરાબર જાણોછો.

એક વેળા વાળી સમુદ્ર કિનારે ધ્યાનમાં બેઠો હતો ત્યાં રાવણ એને પકડવા આવ્યો તેથી વાળી રાવણને કાખમાં ઘાલી ચાર સમુદ્ર ઓળંગી આવ્યો હતો. બાકરી—મમત. ઓસરે—પાછો હઠે. રેણુ—ધૂળ. પાવક—અગ્નિ. ઉંડળ—પોલાણ (આકાશનું). ગુદરૂં—છોડું. ચંદ્રશેખર (જેને માથે ચંદ્ર છે એવા)—શિવ. તૂર—આકડાની દોડીમાંથી બારીક રૂ જેવો પદાર્થ નીકળી ઉડેછે તે. ટેડીઓ—આડી; વાંકી. વસુધા ( વસુ = લક્ષ્મી, ધા = રાખનાર )—પૃથ્વી. ગાડું—દાટું. લીહ—લીટી. હઠ્ઠર—હઠીલો. પાતરી—પૂજા. બેબાર ( બે + બાર )—ચૌદ. પરીઆ—પહેડી.

૮૭

પાને......આવાગમના—તારૂં પાન કરવાથી યમના દૂતો તથા પુનર્જન્મ દૂર થાય છે. શ્રમના ( શર્મના )—કલ્યાણકારક. ધ્રુવ—અચળ. પ્રિયા......દાસી—કૃષ્ણની પ્રિયા ગોપીકા આપની દાસી થઈ. પય:પાન—જળપાન. સ્વસાસૂનુ—ભાણેજ; યમુના એ સૂર્યપુત્રી—યમની બહેન—કૃષ્ણની આઠ પટરાણીમાંની એક. યાતના—અત્યંત દુ:ખ. જાન્હવી—ગંગા; જુઓ ૭૯. પરાપૂત = અતિ પવિત્ર. ત્રિવિક્રમ પાદોદકી—ત્રિવિક્રમ—વિષ્ણુએ જેમાં પગ ધોએલા છે એવી; જુઓ ૫૩. રવિજા—યમુના. કૃષ્ણા—યમુના. સદા...ન્યારૂં—એ સમુદ્રને મળતી નથી તેથી. વરાં—વખત. વિધિકલ્પ—બ્રહ્માનો એક દિવસ. કલ્પ—ચાર યુગની એક ચોકડી; એવી ૯૯૪ ચોકડી જેટલો જે કાલ તે, એ બ્રહ્માનો એક દિવસ ક્હેવાય છે. કાલિંદીકં ( કાલિંદી = યમુના, કં = જળ )—યમુનાના જળમાં. રાશિ—ઢગલો. ઓઘ—પાપ. મધુપુર—મથુરાં. વેણુપાણિ ( વેણુ = વાંસળી + પાણિ = હાથ )—જેના હાથમાં વાંસળી છે તે—કૃષ્ણ. દયો—દયારામ (કવિ). ચક્રપાણિ—કૃષ્ણ.

૮૮

વણસાડ્યું—બગાડ્યું. ગાંઠવું—પત કરવું; લેખવવું. જરા—ઘડપણ. કુત્સિત—નીચ; ખરાબ. જો...દેખે—એક દાણો પણ ધર્મ—પુણ્યમાં વપરાતો જોય તો. પરવિત્ત—પારકું ધન. કુંભીપાક—એકવીસ નરકમાંનું એક—અહીં પ્રાણીને મુઆ પછી મોટી ભઠ્ઠી ઉપર વાસણમાં સેકવામાં આવે છે. સૂકર—કુક્કુર. ગંડક—ગેંડો.

૮૯

નંદના નંદન—નંદના છોકરા. કટિ—કેડ. લીલવટ—કપાળ. ખિટલીઆળા—વાંકડીઆ. નવનીતપ્રિય—માખણ જેને વહાલું છે એવા. કોકો દૈને કંઠ લપટાવે—ઓકી કરી કોટી કરે. ભામણું—ઓવારણું; વહલાંને આશીર્વાદ દેતાં તેની તરફ હાથો કરી તે બે હાથની મુઠ્ઠીઓ લમણા આગળ રાખી તેના ટાચકા ફોડવા તે—આ રીત બૈરીઓમાં છે. નેતિ (ન + ઇતિ—છેડો)—અનંત. નિગમ—વેદ.

૯૦

ઓધવજી (ઉદ્ધવજી)—કૃષ્ણના સખા અને ભક્ત—સ્વધામ ગયા તેની પહેલાં કૃષ્ણે તેને બ્રહ્મજ્ઞાન સમજાવ્યું હતું. પ્રસુતા—સુવાવડી સ્ત્રી. રતિ—પ્રેમ. નેહ—સ્નેહ. લટવું—હટવું. દાદુર—દેડકો. સ્વાતિ—એક નક્ષત્ર; એમ કહેવાય છે કે એ નક્ષત્રમાં વરસાદ પડે છે, તેનાં ટીપાં છીપમાં જવાથી મોતી પાકે છે. મધુકર—ભમરો. પલાયણઅભ્યાસ—જેને નાસી જવાનો મહાવરો છે એવા. ચાતક—જુઓ ૧૨૪. વિરાટ—બ્રહ્માંડને રૂપે ઇશ્વરનો જે દેહ તે—સૂર્ય ચંદ્રને તેની બે આંખો તરીકે કવિએ કલ્પેલાં છે. ભેદ કશો—કંઈ પણ ભેદ નથી. કંજ—કમળ.

૯૨

સમીર—પવન. ચાત્રક (ચાતક)—જુઓ ૧૨૪. પિપાસ—તરસ. ઉલુક—ઘુવડ. મીન—માછલું. પરિક્રમા—પ્રદક્ષણા. પન્નગ—સાપ. નટવો—ખેલાડી. અવધૂત—વેરાગી, સાધુ. મૂક—મુંગો.

૯૩

અણુ...રાખીશ—કોઈ પણ ઠેકાણે જરાપણ લોભાતો નહિ.

૯૪

ઘેલાં કહાડેરે—વગર વિચાર્યું બોલે. ભવભયભંજન—દુનિયાની બીક ટાળનાર. શ્વપચ—નીચ. કૃષ્ણા—દ્રૌપદી. અનામિક—દેડ. વેવલાં—ફાંફાં.

૯૫

બિરદ—પણ; પ્રતિજ્ઞા. બિલ—દર. કાળો—કૃષ્ણ—સ્યામ વર્ણ છે તેથી. અમોલે—અમુલ્ય. તડકવું—ક્રોધ કરવો.

૯૬

મેવાસ—મહીકાંઠો. મેવાસી ( મહીકાંઠાના કોળી )—તોફાની; નિરંકુશ. પરઠયું—કબુલ કર્યું; વચન આપ્યું. દશેદ્વાર-દશે ઇંદ્રિયો. બાની—માતેલી; પુષ્ટ. પેજારાં—ખાસડાં.

૯૭

શૃંગવેલ—ગંગાને ઉત્તર કિનારે આવેલું એક ગામ. નિરાહાર ( નિર્ + આહાર )—ભોજનવિના; ખાધા વિના. ગુહ્યક—ભીલોનો રાજા. હુતાશન ( હુત = હોમેલું, અશન = ખાવાનું )—હોમેલું ખાય છે તે. અગ્નિ. આરત ( આર્ત )—દુઃખી.

૯૯

પહણ...પ્રાણી—હે મનુષ્ય, પરબ્રહ્મ ( ઇશ્વર ) જોડે વેપાર કર અર્થાત્ ભક્તિ કર. કાળ—મૃત્યુ. પામરા ( પામર )—મૂર્ખ. ચાવણું-ખોરાક. કીટ—કીડો.

૧૦૩

સાયર—સમુદ્ર. ચોકડી—ચાર જુગ; જુઓ ૮૭.

૧૦૪

કાશીએ...મુકાવ્યું—જુઓ ૬૮. રોહિદાસ—હરિશ્ચંદ્રનો પુત્ર. ઋષિ—વિશ્વામિત્ર. અમરાપર—ઇંદ્રપુરી.

૧૦૫

ભુંડી...ભટકાશે—આંધળો માણસ રસ્તે ચાલતાં જેમ ભીંત સાથે અથડાય છે તેમ દુનીઆના લોકો સંસારનાં દુઃખમાં આથડશે.

૧૦૬

મહેતો—નરસિંહમહેતો. નાપિક—હજામ. જ્યાં...ખોલે—આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી. પય...ખેલ-જેમ દૂધમાં ઘી છે પણ દેખાતું નથી અને તલમાંનું તેલ દેખાતું નથી તેમજ ઇશ્વર સર્વત્ર છે, પણ અદૃશ્ય છે.

૧૦૭

ગુજરી—મેળો, હાટ. દળ—પત્ર. ખાધી...ભાજી—કૃષ્ણે વિદુરજીને ત્યાં ખીચડીને ભાજી ખાધાં હતાં તેથી. હાડ...ગાળે—દારૂણ તપ કરે. દધી—દહીં. નિદાન—નક્કી. વણસાડવું—બગાડવું.

૧૦૮

ડેરા—તંબુ; મુકામ. મંચ—બેસવાનું ઉંચું આસન. શતાનંદ—જનકના આચાર્ય. નરેંદ્ર ( નર + ઇંદ્ર )—રાજા. સુરભૂપ—દેવતાઓના રાજા ( ઇંદ્ર ). વાસુકી—દક્ષની પુત્રી કદ્રુનો પુત્ર—નાગમાં મુખ્ય ( શેષનાગ ); કહેવાય છે કે એણે પોતાની ફેણ ઉપર પૃથ્વી ધારણ કરી છે. લંકપતિ ( લંકાપતિ )—રાવણ. લંક—કમર. સફળાણો—ફળવાળો થયો; ફતેહમંદ થયો. નરવપુ ( નર + વપુ = શરીર ) ધારી—મનુષ્યનું રૂપ લઈને. વિનાઉપહાસે—મશ્કરી કરાવ્યા વગર. પિનાક—શિવનું ધનુષ્ય. આછા—હલકા. શીઘ્ર—ઉતાવળથી. ભૃગુપતિ—પરશુરામ. મનડું પતીજે—મન ( પૃથ્વી નક્ષત્રી થઈ છે કે નહિ તેની ) ની ખાત્રી કરીઆપું. ઉખેલું—ઉખેડું. કટિતટ—કમર. પલવટ—વસ્ત્ર કે ઉપવસ્ત્રનો છેડો વિંટાળી જે ગાંઠ બાંધવી તે. કટિતટ પલવટ...ન વાળી—કમર બાંધી નહિ. ધનુત્રિપુરારિ—મહાદેવનું ધનુષ્ય. પન્નગ—શેષનાગ. તુરી—ઘોડો. કલમલ્યો—સળવળ્યો; હાલી ઉઠયો. કુરંગ—મૃગ (ચંદ્રનું વાહન). ભવકોદંડ—મહાદેવનું ધનુષ્ય. શરાસન—ધનુષ્ય. ગાંજ્યું—છોડયું. કુતુહલ—કૌતુક; નવાઈ.

૧૦૯

એ શું—એની સાથે. અમર—દેવ. અમર મેરરે—અમરના મેર—ઉપરી—વિષ્ણુ. બહુનામી—ઘણા નામવાળો. ઉપાસન ( ઉપ + આસ્ )—ભક્તિ. રમાવર—લક્ષ્મીના ધણી—વિષ્ણુ. મધુ કૈટભ—એ નામના બે દૈત્યો. અદ્વૈતભાવ—એક રૂપ. મધુસૂદન—મધુ દૈત્યને મારનાર—કૃષ્ણ. વરખા (વર્ષા) —વરસાદ. શ્રીવર—લક્ષ્મીના ધણી—વિષ્ણુ. સંઘારે ( સં + હૃ ) સંહાર કરે. વિદારે—નાશ કરે. અભિલાખી ( અભીલાષી )—ઇચ્છાવાળા. નિર્વાણ—નક્કી. રસાતાળ ચાલી—પ્રલય થવા લાગ્યો.

૧૧૦

ઉપેન્દ્ર–ઇંદ્રના નાના ભાઈ (વામન અવતારમાં) વિષ્ણુ. સચ્ચિદાનંદ–સત્–હોવું + ચિત્–જ્ઞાન + આનંદ–જ્ઞાનરૂપી સુખ)—બ્રહ્મ. પંકજ નેત્ર (પંકજ + નેત્ર)–કમળના જેવી આંખવાળા. રવિકોટિકળાવરરૂપ—કરોડો સૂર્યની કાંતિથી પણ વધારે કાંતિવાળા. સુરઅસુરભૂપ—દેવદૈત્યના રાજા. પન્નગશાયી–શેષનાગપર શયન કરનારા–વિષ્ણુ. સચરાચર—સર્વવ્યાપક. શિરચરણકરાંબુજ-સહસ્ર—કમળ જેવા હજાર હાથ, હજાર પગ અને હજાર માથાવાળા—

વિષ્ણુ. પરિધાનપીતામ્બર—પીળું વસ્ત્ર ધારણ કરેલું છે એવા—વિષ્ણુ. કિરીટાદિકાલંકૃત—મુગટ વગેરે અલંકાર જેણે ધારણ કરેલા છે એવા-વિષ્ણુ. શંખચક્રગદાંબુજપાણિ—જેના હાથમાં શંખ, ચક્ર, ગદા અને કમળ છે એવા—વિષ્ણુ. ખગવાહન—પક્ષી (ગરૂડ) જેનું વાહન છે એવા—વિષ્ણુ. ત્રટનિર્ધનપાવનચરણ—નિર્ધનને પાવન કરનાર જેના ચરણ પ્રદેશ છે એવા—વિષ્ણુ. જનદાયકદુર્લભધામ—માણસને દુર્લભ ધામ આપનારા-વિષ્ણુ. હુતાશ—અગ્નિ. સાયક (સહાયક)—મદદ કરનાર. હૃષીકેશ (હૃષીક + ઈશ)—ઇંદ્રિઓને વશ રાખનાર—વિષ્ણુ. દાઢાગ્રપર—દાઢના અગ્ર ભાગપર. શૃંગ—શિખર.

૧૧૧

વડવાનલ—દરીઆમાંનો અગ્નિ. જેમ...વારૂણ—જેમ વડવાનલથી દરીઆનાં પાણી ધ્રુજે છે તેવી રીતે. સાયર—સાગર. બોણી—માર (વક્રોક્તિ છે.)

૧૧૪

આડ કરે છે—વચ્ચે આવે છે. મરમાળી (મરમવાળી)—ગહન. તાન—સ્નેહ. ફંદ—ફાંસો.

૧૧૫

નીર વલોવવું—મિથ્યા મહેનત કરવી—પાણી વલોવવાથી કંઈ ઘી નીકળતું નથી તેથી. ધર (ધરી) તાણી—બોજો ઉપાડયો.

૧૧૬

ધ્રુવ—જુઓ ૫. બાજંદ—એક બાદશાહનું નામ છે. ભરથરી—ઉજ્જન નગરીનો રાજા—એ મોટો વિદ્વાન તથા કવિ હતો. એ જુવાનીમાંજ વૈરાગ્ય પામી જોગીનો વેષ ધારણ કરી વનમાં તપ કરવા જતો રહ્યો હતો. મહાર—જંગલમાં. વારણે જાઉં—ઓવારણા લઉં. છેક—છેડો. સગરસુત—સગરરાજાના પુત્રો. તેઓ કપિલમુનિના ક્રોધથી પાતાળમાં ભસ્મ થઈ ગયા હતા; અને તેના વંશજ ભગીરથ રાજાની પ્રાર્થનાથી ગંગાજી જ્યારે પાતાળમાં ગયા ત્યારે તેઓનો ઉદ્ધાર થયો હતો. નંદ—પાટલીપુત્ર (હાલનું પટના)નો રાજા. એણે ઘણું દ્રવ્ય એકઠું કર્યું હતું. સુપંન = સ્વપ્ન.

## ૧૧૭

ઉદાસ—વિરક્ત. તૃણસાથરો—ઘાસનું પાથરણું. કંથા—કામળી. પેંજાર—જોડા. પાવ—પગ. દારા—સ્ત્રી. નિષ્કુળ—(૧) નિષ્કુળાનંદ. (૨) જેનું કુળ નહિ એવો (સાધુ).

## ૧૧૮

ચિદાકાશ—જ્ઞાનરૂપ આકાશ. સુખરાશ—સુખનો ઢગલો. ધ્યાયે—ધ્યાન ધરે. યજે—પૂજે.

## ૧૧૯

રમણી—મનોહર સ્ત્રી. ગુંજ—છાની વાત. અણગળ—ગાળ્યા વગરનું. સુરપડિમાં (સુરપ્રતિમા)—દેવની મૂર્તિ. ઓહીંગણ—ટેકો. નરણાં—ભૂખ્યા. બોળો—મીઠામાં આથેલાં લીલાં ફળ. વિદળ—કઠોળ અને દહીં અથવા દૂધનું મિશ્રણ.

## ૧૨૦

સજાત—ઉંચ કુળની. કૃતઘ્નતા—ઉપકારના બદલામાં અપકાર કરવાની બુદ્ધિ. કૃતજ્ઞતા—ઉપકાર જાણી પાછો સામો ઉપકાર કરવાની બુદ્ધિ. ગતિ—પહોંચ; માહીતી. ગતે—જુગતીથી. ચારઠ (chariot)—રથ. રંગ—બાજી. સમારમાં—સુધારામાં. ચગે—વિચારમાં ફરે. છળે—દગો કરે.

## ૧૨૨

જળાવો—બાળી નાંખો. કંટકવાડો—કાંટાની—વહેમની વાડ.

## ૧૨૩

જીજ્ઞાસા—હોંસ. દડ—પોચી જમીન. શેર—વાઘ. શહેર... લુંટી લેતો—શહેરનાં લોકોને ખાવાનું ગામના ખેતરો પુરૂં પાડે છે તે ઉપકારના બદલામાં ભણેલા લોકો ગામડાના અભણ લોકોનો પૈસો ઠગી લે છે અને ઉપકારને બદલે અપકાર કરે છે. મનુએ...ન્યાયે—મનુએ બ્રાહ્મણોને વધારે હક આપ્યા છે ને બીજાઓને થોડા. પણ ખરૂં જોતાં કાયદો સૌને માટે એક સરખો હોવો જોઈએ. એહ—ભણેલો. તે—અભણ.

૧૨૪

નકીબ—સિપાઈ. તૈયારી છે...નકીબ—કાગડા સિપાઈઓ સૌને કહે છે કે મુગા રહો મુગા રહો (રાજાની સ્વારી આવવાનો સમય થયો છે.) અહીંઆ વન એ કચેરી; ઝાડ, પશુ, પક્ષીઓ વગેરે કચેરીમાં બેસનાર. મેઘ એ રાજા તથા કાગડા એ સિપાઈઓ કલ્પેલાં છે. અજ્ઞ:—અજ્ઞાની. રંગ—લીલા. વાંસો—વાંસના ઝાડ. કરાળ—બિહામણું. ઓથો—વરસાદથી બચવાના આશ્રમો. મરાળ—હંસ. દાદૂરો—દેડકાં. પયપય—પાણીપાણી. ચાતક (બપૈયો—પપૈયો)—એક જાતનું પક્ષી—કહેવાય છે કે એને ગળે કાણું છે, માટે ઉપરથી વરસાદનું પાણી પડે તેજ તેના પેટમાં જાય છે. ચોમાસાના સ્વાતિ નક્ષત્રના વરસાદના પાણી વગર એની તરસ જતી નથી ને તેટલા માટે એ હંમેશનો તરસ્યો કહેવાય છે. ઉંચે......ઘણાંઓ—વાદળાં તરેહ તરેહવાર આકારનાં તરતાં દેખાય છે—કોઈ ઝાડ જેવાં, કોઈ પશુ જેવાં, કોઈ પક્ષી જેવાં વગેરે. લોટું—લહેરમાં ઉંઘી જાઉં. ભારો—સઢને નીચલે છેડે બાંધેલું દોરડું. તટ—કિનારો. આકાશે...સજ્યોરે—આકાશ સ્વચ્છ સફેત દેખાય છે. પીડાતો...થયોને—કમળાના રોગથી ચંદ્ર દુઃખી હતો (ચોમાસાની ચાંદની પીળી હોય છે;) તે સારો થયો છે. પાવા માંડી...સહુને—ચંદ્રે સૌને (નિર્જીવ સજીવ પદાર્થોને) ફરી મીઠું અમૃત પાવા માંડ્યું (ચાંદનીની લહેજત આપે છે) ધન્ય છે તેને!

૧૨૬

વાસર—દિવસ. ઉત્તુંગ—ઉંચા. પેરંભ—એક બેટનું નામ છે.

૧૨૭

જીવરામ—મિથ્યાભિમાન નાટકમાં જીવરામનો દાખલો છે. પરાગ—ફૂલોમાં જે ઝીણો ભૂકો હોય છે તે. દાવાનળ (દાવ = જંગલ, અનળ = અગ્નિ)—જંગલમાંની આગ. બહુધા—ઘણીએક રીતે. હું = જીવરામ. અરીવ (અરિ + ઇવ)—શત્રુ જેવો. ઘટ—ઘડો.

૧૨૮

પાવક—અગ્નિ. વેદ—આર્યલોકોનો મૂળ ધર્મ જેમાં કર્મ ઉપાસના જ્ઞાન સંબંધી શિક્ષા છે—વેદ ચાર છે-ઋક્-ગ્, યજુર્, સામ અને અથર્વ.

૧૨૯

રમા—લક્ષ્મી. પયખારાની પુત્રી—સમુદ્રની છોકરી—લક્ષ્મી. ભગની—બ્હેન. લક્ષ્મી અને વિષનું ઉત્પત્તિસ્થાન સમુદ્ર હોવાથી લક્ષ્મીને વિષની ભગની કહી છે. ગિરિજા (ગિરિ = પર્વત, જા = જન્મેલી) — પર્વતની પુત્રી—પાર્વતી—શિવની સ્ત્રી. ગંગા—શિવની સ્ત્રી.

૧૩૦

તાળોટા—તાળીઓ. વડીલોપાર્જીત—બાપદાદાઓનું મેળવેલું. કૃતારથ (કૃતાર્થ)—સાર્થક; સફળ.

૧૩૧

તનુજો—છોકરાં. પરહરી—છોડીને. પ્રણય—હેત.

૧૩૨

કુરંગ—હરણ. કાળજ્ઞાની—ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણનાર. વળુંધી—વળગીને; ધરીને. યદુપુરી—જાદવોની રાજધાની—દ્વારકા. સુરા—દારૂ–એક સમે કૃષ્ણ યાદવોને લઈ પ્રભાસની યાત્રા કરવા ગયા. અહીં યાદવો સમુદ્ર કિનારે મદિરા પીને પોતપોતાની બડાઈ કરતા બેઠા હતા તેમાં પરસ્પર ક્લેશ ઊઠયો, ને શસ્ત્ર નીકળ્યાં જેથી સૌ કપાઈ મુઆ. કૃષ્ણ બળરામ પછી થોડા વખતમાં વૈકુંઠ ગયા.

૧૩૩

ભણેલ...ગણે—ભણ્યા પછી જો અનુભવ ન મેળવે તો ભણેલું નકામું છે.

૧૩૪

પતંગી—પતંગીઆ જેવું નાશવંત. દુઃખીઓ...હવાલો—સુખીએ દુખીની સંભાળ રાખવાની છે. દેહી—દેહ ધારણ કરનાર (મનુષ્ય).

૧૩૫

ગુજારે—વિપત્તિ પાડે. કાજી—ઈન્સાફદાર. કચેરી...કોડીનો—ઈશ્વરની કચેરીમાં દુનીઆના કાજીનો કોડીનો પણ હિસાબ નથી; અર્થાત્ ત્યાં તેને કોઈ કાજી ગણતું નથી. જગત બાજીગરી—જગતરૂપી બાજીગરી; છળકપટની

ભૂમિ. કાવ્યમાળા—કવિતારૂપી માળા. ગ્રીવા—ડોક. પ્રભુની...દેજે—તે (કવિતા) પ્રભુનેજ અર્પણ કરજે.

૧૩૬

તડે છે—અથડાય છે. પંક્તિ—હાર. તમિસ્ર—અંધકાર. પનોતી—કુમારિકા; અહીંઆ દીવાદાંડી. પખાળી—ધોઈ. મંદાકિનીના કુમુદો—આકાશગંગાના પુષ્પો—તારા. વિલાયે—અદશ્ય થાય. ઝલે—પ્રકાશ. મંદાકિનીનાં...ઝલેઆ—આકાશગંગા, તારાઓ અને ચંદ્રમા એ સઘળાંઓનું તેજ વાદળાંઓથી ઢંકાઈ જાય તોપણ આ દીવાદાંડીનો પ્રકાશ તો અખંડજ રહે છે. પ્રભંજન—પવન.

૧૩૭

અસ્ત પર્વત—અસ્તાચળ પર્વત (કલ્પિત). વર—સારૂં. આલખવું—ચીતરવું. નભસિ—આકાશમાં. શા—સરખા. રેખતો—રેખા (લીટી) પાડતો. અનળ—અગ્નિ; તેજ. હિમગિરિ The Alps. શ્રેણી—હાર. વેણી—ચોટલો. ત્રિપુર—જુઓ ૫૮. જળસપાટીપટ—જળની સપાટી રૂપી વસ્ત્ર. વિરમ ગર્વ—અભિમાન તજી દે.

૧૩૮

આત્મજા—પુત્રી. વિકસવું—ખીલવું. શૈશવ—બાલ્યાવસ્થા. પીડીઓ—દાબ્યો. ઉદ્વાહ—લગ્ન. શૈશવ...ગુરૂજને-મારી બાલ્યાવસ્થામાં એક અજાણ્યા બાળકે મારૂં પ્રાણિગ્રહણ કર્યું (પાણી = હાથ, ગ્રહણ કરવું = ઝાલવો—પરણતી વખતે વર કન્યાનો હાથ ઝાલે છે) અને લગ્નના કરારમાં મારીવતી મારા વડીલે સંમતિ આપી. ઉરવારિધિ-હૃદયરૂપી સમુદ્ર. વીચિ-મોજાં. કાન્ત...ના-જેવી રીતે ચંદ્રમાના પ્રભાવથી દરિયામાં મોજાં ઉછળે છે તેમ આની શક્તિથી મારા હૃદયમાં મોજાં કેમ ઉછળતાં નથી (મારૂં હૃદય પ્રેમથી કેમ ધબકતું નથી). સંધિ—ઐક્ય. દિનનાથ—સૂર્ય. ચેતન—જીવો. રસઐક્ય—સ્વભાવનું સરખાપણું (similarity of tastes). વિગુણ—જુદા ગુણવાળું. નહિ...સ્થિરતા—ઉરરૂપી પારો તેનાથી જુદી જાતના ગુણવાળા હૃદયમાં સ્થિર રહેતો નથી. પ્રભવે—ઉત્પન્ન થાય. કિંકરી—દાસી. વિધિહસ્ત...હું—મારા હૃદયનો પ્રેમ કોની સાથે લાગશે તે નસીબના હાથમાં છે તો તેમાં મારાથી શું બને? ઘનતિમિર—

ગાઢ અંધકાર. પુરાણુ—જુના. મેષ—ઘેટું. નિષ્કૃતિ—ઉપાય. હૃદયશલ્ય—હૃદયમાં ભોંકાયલું તીર. કૃતક—સ્વીકારેલો; માની લીધેલો. કૃત્રિમ—ખોટું, ઉપરચોટીઉં. પદપાત—પ્રણામ. પંચત્વ પામ્યા—મરણ પામ્યા. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ—એ પાંચ તત્વોનો આ દેહ બનેલો છે. મરણ વખતે એ તત્વો છુટાં પડી જાય છે. ન ચિત્ત...પામ્યા—મારૂં હૃદય ચીરાઈ ગયું નહિ અથવા તો હું મરી પણ ગઈ નહિ. નવનીત—ચિત્ત–દયાળુ (માખણ જેવા નરમ હૃદયનો). દાક્ષિણ્ય—સ્પષ્ટવક્તાપણું. અભિનંદવું — પ્રેમ બતાવવો. આદેશ—આજ્ઞા. લસનારી—ઉત્પન્ન થતી. નિમ્નગા—નદી. વૈદેહ્ય પામવું—મરણ પામવું. અબળાનું...ગ્રહાય—જો સ્ત્રીનો એક પતિ મરી જાય તો બીજો પતિ કરવાનો ચાલ આ દેશમાં નથી. સુતપદ...દેશે—પરદેશી લોકોને પોતાના છોકરા તરીકે ગણશે—અર્થાત્ પરદેશી લોકોના હાથમાં જશે.

૧૩૯

હૃદયસૂત્ર—હૃદયની દોરી. મક્ષિકા—માખી. જડ થયા—સ્થંભી રહ્યા. જનતા–જનસમૂહ—સમાજ. શાક્યસિંહ—બુદ્ધ. પરિવ્રાજિકા—સ્ત્રી સાધુ (ત્યાગી) ત્રિદોષ—સન્નિપાત ( વાયુ, પિત્ત અને કફનું સંમેલન ).

૧૪૦

ગિરિ નિર્ઝર—A mountain-torrent. હરિયાવરણું—લીલું.

૧૪૧

અદ્રિ—પર્વત. કુમુદિની—કમળ ( રાત્રે ખીલે છે તે ). કર—કિરણ. મેદિની—પૃથ્વી. માત મારી...ઉપરથી—ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે તેનું સૂચન છે. વ્યોમ—આકાશ. રૂપાના ફૂલડાં –તારા. બંધુ...પડયો—અહીંઆ કવિ ચંદ્રગ્રહણની સૂચના કરે છે. બહાર...ત્યારે—સૂર્યાસ્ત પછી. ગેંદો—દડા (તારા). અણીવાળું નાવડું—બીજનો ચંદ્રમા. અમળ—ચોકખું. ઊઠી...જળ-તણી—દરિયામાં થતાં ચંદ્રોદયનું વર્ણન છે. રૂપેરી ચળકંતા વાળ—ચંદ્રના કિરણ. પૂર્ણ...હસી—ભરતી ઓટનું સૂચન છે. રૂપેરી જાજમ—ચાંદરણું. મહીધર—પર્વત. પછી...જઈ—ચંદ્રાસ્તનું વર્ણન છે. ઘનપટ—વાદળાંનું પડ. મુકુર—દર્પણ. કાળી રાક્ષસી—અંધારી રાત. રાખી...ગઈ—શુક્લ પક્ષનું વર્ણન છે.

૧૪૨

ચંચુ—ચાંચ. ઇંદ્ર ધનુરંગ ધારી—પચરંગી. વ્યોમ...જતું—ક્ષિતિજ (horizon.). કપાળ—ખોપરી.

૧૪૩

રવિવંશજ—સૂર્યવંશમાં જન્મેલા (રામ). અબ્ધિ—સમુદ્ર. નહિ... થતા—તે વખતે તમે કે દશાનન (રાવણ) તેને સહાય કરવા ગયા ન હતા. ઘટ—ઘડો. વિચક્ષણ—ચતુર. માઘવા હરવી—ઇંદ્રને હરાવીને. એક—એકજ (અજીત). શૂકર—ભુંડ; ડુક્કર. વિધિ—બ્રહ્મા. ગ્રહેશ (ગ્રહ+ઈશ)—ઘરના કારભારી. મયા—વહાલ, કૃપા. સ્વપરાક્રથી...મયા—પોતાના પરાક્રમથી આપની કૃપા મેળવનારા. પંકજ—કમળ. ભરછક્ક—ભરપૂર. વરષા—વરસાદ. રતિ—પ્રેમ. નકરી—તેવીજ સ્થિતિમાં. વિશ્રંભિની—ભરોસો રાખનારી. અવળી ન ક્રિયા—નિર્દોષ. હુતાશન—હોમેલું ભક્ષણ કરનાર—અગ્નિ જુઓ ૯૭. શકે—જાણે કે. અંતર—હૃદય. ઝુલવતી—ડગમગાવતી. કામિની—સ્ત્રી; અહીંઆ પાર્વતી. તુષ્ટિ—સંતોષ. દુહિતા—છોકરી. વક્કર—માન; ભાર ( prestige ). મનોહરી—મંદોદરી. રામ—દમ; ભલીવાર. જીરવશે—ખમશે. મધુલિહ (મધુ=મધ+લિહ=ચાટનાર)—મધમાખ. શાર કરે—કોરી નીકળે. અરિકર્ણ—શત્રુરૂપી કણસલું. તર્કવિતર્ક—સારામાઠા વિચાર. ગરવું—પડવું. ગલિત—ગળગળી. ભીરૂ—બીકણ. અંક—ખોળો.

૧૪૪

રહસ ( રહસ્ય )—ગુપ્ત. વહન—લઈ જવું તે. પરમાણુ—Atoms. સગુણતા...મારે—મારામાં કોઈ પણ જાતનો ગુણ નથી. અર્થાત્ જેનો પાસ લાગે છે તેનો ગુણ મારામાં આવે છે.

૧૪૫

અંબ—આંબાનું વૃક્ષ. અવલંબન—આશ્રય આપનાર. વિશ્વોપકારી—જગતનું ભલું કરનારા. સુવાસિત—સુગંધમય. પ્રમોદ—આનંદ. અલિ—મધમાખ. કોકિલ—કોયલ. રતિપતિ—કામદેવ ( cupid ). અમોઘ—ફળદાયક. દસુંદી—ભાર. વ્યથા—પીડા. વિહરે—ચીરે. હાડી—હઠીલું; મમતી. અમૃતોપમ—અમૃતના જેવી. સર્વતોષી—સઘળાને સંતોષ આપનારી.

૧૪૮

સુરખી—રતાશ. અનિલ—પવન. કૃષિવલો—ખેડુતો. કર—કિરણ. વિકાશી—પહોળું કરી. કુતુહલ—આશ્ચર્ય. શિથિલ—મંદ પડી ગયેલો (વૃદ્ધાવસ્થાને લીધે). કૃષિક—ખેડુત. નહિસમો—જૂજ.

૧૪૯

સૂર્યે—સૂર્યને પણ. પ્રચંડોર્મિ—ભયંકર મોજાં. જળધિ—સમુદ્ર. રસાતલ જવું—નાશ પામવું. સત્વો—તત્વો ( elements ). પ્રલયધમસાણો પવનના—પવનના નાશકારક ઝપાટા. માર્દવ—પ્રેમ. અજડતા—કઠોરપણું. પામર—મૂર્ખ. વહો—નદીના પ્રવાહ.

૧૫૦

રવ—અવાજ. કરતાં—એનો કર્તા પાણીપર આવતા 'પરપોટા' અધ્યાહાર છે. ભડ—મોટો. સરિત્પતિ—સમુદ્ર. વસાવું—રાખું. મારૂં—મારૂં પેટ. કે...શું—પહાડ તે ધરતીનું માથું અને ત્યાંથી નીકળતી નદી તે ચોટલો. ઉદ્દિષ્ટ—પોતાનાં ધારેલાં.

૧૫૧

તિમર—અંધકાર. અંચળ—વસ્ત્ર. કર—કિરણ. નભચારી—આકાશમાં ફરવાવાળાં. પંખેરા—પક્ષીઓ. પરોક્ષે—ગેરહાજરીમાં. સુધા—અમૃત. નિશને—રાત્રિને. મોતીડાં—ઝાકળરૂપી મોતીડાં. રવિકર હંસ—સૂર્યના કિરણરૂપી હંસો. રવિકર હંસ...સઘળાને—સૂર્યોદય થયેથી ફુલની પાંખડીઓપર પડેલાં ઝાકળના ટીપાં સુકાઈ જશે એમ કવિ સૂચવે છે. અમૃતધારા—નદીરૂપી અમૃતધારા.

૧૫૨

અમોલ—અમૂલ્ય. ઉપવન—બાગ. સરસરિતા—સરોવર અને નદી. રત્નાકર—સમુદ્ર.

૧૫૩

નમ્યે—પગાને. પ્રાણુપાટલે—પ્રાણુરૂપી પાટલાપર. પત્ર ને પુષ્પે—પાંદડાં ફૂલ સહિત. મોસ્યિો—મોર આવ્યો. પુણ્યશ્લોક—જેનું નામ દીધાથી પુણ્ય લાગે એવા. આશાવાદી—આશા આપનારા. અરૂણુશા—અરૂણુ જેવા. દેવોના...

હિમાલય—આપનું હૈયું દેવોના ધામના જેવું સુંદર અને હિમાલય જેવું થંડુ હતું. આપ અમૃતનાજાયા—કવિની (દલપતરામની) માતાનું નામ અમૃત હતું એમ સૂચન છે. ડાહ્યાના—ડાહ્યાભાઈના. તેજ વાગા સજી—તેજરૂપી વાગા ધારણ કરી—તેજસ્વી હતા એમ સૂચવે છે. ફિરસ્તો—દેવદૂત. પિત્તળ પટાળી—પિત્તળની પટીવાળી. ભાલમાં—કપાળમાં. મહાભાવ—મહાન. પ્રતિભા—બુદ્ધિ. અર્ચનાભીની—અર્ચનાથી ભીની થયલી-પૂજાયલી. ઉર્મિઓ—પ્રવાહ. મંદિર છાંયમાં—સ્વામિનારાયણના મંદિર પાસે એમનું ઘર હતું એમ સૂચન છે.

૧૫૪

એક...માંડયું—એક પળવાર પણ ધ્યાન ધર્યું નહિ. ઝાંખી કરવી—દર્શન કરવાં. રક્ત—લોભાયલા. સ્રજન—સૃષ્ટિ. ચરાચર—સ્થાવર જંગમ. ચેતન—ઈશ્વર. ગમ—ભાન. વિરાટ—ઘણુંજ મોટું. જડપડદો—મૂર્ખાઈનું આવર્ણ. દરસે—દેખાય.

૧૫૫

સુરસદન—સ્વર્ગ. પ્રમદવન—ઇંદ્રનો બાગ. સુધા—અમૃત (nectar) મોહની—આકર્ષણ. પ્રતીતિ—ખાતરી. પ્રણય—પ્રેમ. આપની—આપની દાસી. આવો...રાય—હે રાજા (કવિરાજા), દુઃખ આપનાથી દૂર રહો. રાજ્ઞી—રાણી ( કવિતા ). વાદ્ય—વાજું. ગારૂડી—વાદીગર—અહીંઆ પારધી. બીન—એક જાતનું વાજું છે. મૃત્યુની...ભરે છે—જાણે છે કે આગળ જવાથી મારૂં મૃત્યુ થશે તોપણ રાગની મિઠાશથી લોભાઈને તે (મૃગ) શિકારી તરફ ધીમા અને સરખાં પગલાંથી જાય છે. લુબ્ધ થાય—લોભાય છે. લુબ્ધક—શિકારી. શબર—ભીલ. કળે—જાણે. ખરે !...તુજનું—હે નિર્દય શિકારી મને એમ થાય છે કે હું ખરેખર તારોજ વધ કરૂં. નીચે...હાય—જે મૃગને બચાવવાને મેં શિકારીને માર્યો તે મૃગ તો શિકારીના પડવાની સાથેજ વીણા બંધ પડવાથી મરી જાય છે તો હવે મારે બચાવવું કોને ?

૧૫૬

પુરૂં—ધરૂં. મર્મ—અંતઃકરણ. મુજ...તું—તું મારા જીવનનું ઉંડું પ્રેરક, ચાલક અને શાસક રહસ્ય બન. ચીતરે—એનો કર્તા કોઈ ચિતારો અધ્યાહાર છે. ચિત્રક—ચિતારો. અનુસારજ—તે પ્રમાણે. પટ—વસ્ત્ર. હ્રદ—હ્રદય. મુદ્રિત છપાયલો. ત્વન્મય હો—તુંમય બનો.

## ૧૫૭

પ્યાસી—તરસી. રૂકિમણી—વિદર્ભ દેશના ભિષ્મક રાજાની પુત્રી. એની ઇચ્છાથી કૃષ્ણે એનું હરણ કર્યું હતું અને દ્વારિકામાં એની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યું હતું. એના પુત્રનું નામ પ્રદ્યુમ્ન. એ કૃષ્ણની પાછળ સતી થઈ હતી. રઢીઆળા—સુંદર, કાંતીવાન. સુદક્ષ—સારા ચતુર. બિરદ—પણ. દારા—સ્ત્રી. અશ્વારૂઢ થઈને—ઘોડે બેસીને. કયે—ક્યારે.

## ૧૬૦

ગોદ—ખોળો. ધીનીધિ ( ધી = બુદ્ધિ, નિધિ = સાગર )—બુદ્ધિસાગર—કવિનું નામ.

## ૧૬૧

સંત—સાધુ પુરૂષ. ભ્રાન્તિ—વહેમ. સુધા—અમૃત. યારી—દોસ્તી. બુદ્ધયબ્ધિ—( બુદ્ધિ + અબ્ધિ )—બુદ્ધિસાગર—કવિનું નામ.

## ૧૬૨

સ્વરૂપ—વ્યક્તિ ( individual ). જુજવું—વિરલું. દૈવની ભાવના—દૈવી લાગણી. સ્વગશો—સ્વર્ગ સરખો. વાટિકા—વાડી.

## ૧૬૩

મર્દાની પાલન—મર્દાઈનું રક્ષણ. વિકસે—ખીલે. અમ...તંત્ર—The machine of our life નંદન—પુત્ર. સ્વાર્પણના સ્વચ્છંદ— જ્યાં ત્યાં સ્વાર્પણ કરનારા—સ્વાર્પણ-Self sacrifice.

## ૧૬૪

વિદ્ધ—ઘાયલ થયલું ( wounded ). સુખદ—સુખ આપનારૂં. સંપાત—પડવું તે; પતન. પંચત્વ મળ્યું—મરણ પામ્યો; જુઓ ૧૩૮. વા—અથવા. અવરોધ—અટકાવ. વ્યથિત—દુ:ખી. પ્રેમાબ્ધિ-પ્રેમનો સમુદ્ર. વસુધા-પૃથ્વી. શૃંગ—શિખર. હર્ષવર્ષણ—આનંદરૂપી વૃષ્ટિ. પુરંદર—ઈંદ્ર; સ્વર્ગનો રાજા. એ વાયુ. આકાશ વિદ્યુત, ગર્જન, વૃષ્ટિનો અધિપ છે. અવસાન—મોત. નિષેધ—મના; પ્રતિબંધ. સાયક—બાણ. પારાવાર—સમુદ્ર. મિષ્ટ—મીઠું. ગળ્યું.

૧૬૫

સરન્મેઘ—શરદ ઋતુની વાદળી. સર—સરોવર. સરિત્—નદી. સંપૂરિત—ભરેલાં.દ્રુમ—ઝાડ. ક્ષિતિ—પૃથ્વી. ધવલતર—વધારે ધોળું. કલાપી —મોર. કેકા—મોરના ટહુકા. ચંચુ—ચાંચ. અનવરત—નિરંતર. તડિત્—વીજળી. હરિશિર—સિંહનું માથું. પ્રમદ—આનંદ. જરઠ—જીર્ણ. રિક્ત—ખાલી. નિયતિ—નશીબ.

૧૬૬

વત્સલ –માયાળુ. પરૂષ—કઠણ. ચાહીને—ખાસ કરીને. આપશું... પામ્યાથી—આપની સાથે મન મળવાથી. તરણી—સૂર્ય. માધવ માસ—વૈશાખ મહિનો. આપ્ત સમૂહ—સ્નેહી વર્ગ. ઉશીર—ખુશબોદાર ઝાડ. વ્યજન—પંખો. શૈત્ય—ઠંડક. ઉષ્મા—ગરમી. શીઘ્ર—ઝડપ. સ્વાન્ત—અંતઃકરણ. શકે છે... હૃદયને—મનોમન સાક્ષી પૂરે છે. અભિનય—ચાળા. કૈતવ—કપટ.

૧૬૭

રત્નાકર ( રત્ન + આકર = ખાણ ) રત્નની ખાણ—સમુદ્ર. મૌક્તિક—મોતી. ચિંતાશીલ—ચિંતાવાળો. સમુદ્રમાં દ્રવ્ય ઘણું છે તેથી. દ્રવ્યવાન માણસ હંમેશાં ચિંતતાતુર રહે છે. ક્રોધાન્મત્ત—ક્રોધથી છાકી ગયલો. હેમ—સોનું. પ્રાસાદો—મહેલો. નંદન ક્રીડા—ઇંદ્રના નંદન વનમાં જેવો આનંદ મળે છે તેવો આનંદ. તરંગો—મોજાં. રેરે...તે—રે સમુદ્ર તું તેના પર ફરી વળ મનુષ્યો તેનો નાશ થવા દે છે. સુજ્ઞ (સુ = સારૂં. જ્ઞ = જાણનાર) —સારૂં જાણનાર. પ્રચંડ પ્રેતસ્થાન—ભયંકર મસાણ—અહીંઆ કવિ સમુદ્રને પ્રેતસ્થાન કહી સંબોધે છે; કેમકે સઘળાં મરેલાં માણસો સમુદ્રમાંજ હોય છે એમ કવિ કલ્પે છે. વિક્રમી—પરાક્રમી. ચારૂ—સુંદર. છે...નહિ—બધુંજ કંઈ તારા એકલાનું નથી.

---

# નાટ્ય.

## ૧૬૮

પદ્મિનીયક્ષાધ્યક્ષ—તળાવડીના યક્ષોનો ઉપરિ. નામક—નામના. નિરૂદ્યોગી...ગુંથો છો—"નવરો હોય તે ફૂલ ગુંથે" એ કહેવત ઉપરથી તિરસ્કાર વચન. અનુજ ( અનુ + જ, પાછળ જન્મેલો ) નાનોભાઈ. યક્ષેશ્વર —કુબેર. ધનદ—કુબેર. વૃકોદર (વૃક = વરૂ + ઉદર = પેટ; વરૂ જેવા પેટવાળો) —ભીમ. બિસપ્રસૂન—કમળ. પુરંદર—ઈંદ્ર. નગઝરણુ—પર્વતમાંથી નીકળતો ઝરો. ( ન + ગ, જે ચાલે નહિ તે-પર્વત ) શાંતં પાપં—શિવ શિવ ! આ તમે બોલોછો શું ! તોમર—લોઢાની ડાંગ. પટ્ટિશ—ભાલો.

## ૧૬૯

ક્ષુલ્લક—નજીવું. ચંપકસુમન—ચંપાનું ફુલ. ભેદ વચન—કપટ વચન. સાયર—સમુદ્ર. સજળધન...છે - સત્યભામા જાય ત્યાં સુધી. તમારે (રૂક્મિણિએ) અહીંઆં રહેવું એમાં મારી ( કૃષ્ણની ) શોભા ઘટે છે. સજળધન—સત્યભામા અને કૃષ્ણ. વાયુએ—રૂક્મિણીએ. ચપળા—(૧) વીજળી (૨) રૂક્મિણી. ચપળતા—જતાં રહેવું તે. પૂર્વોત્તર ચપળા—રૂક્મિણી અને સત્યભામા. ચમકારો—લડાઈ. દ્વૈતવાદી—બે સ્ત્રીનો ધણી—કૃષ્ણ. અદ્વૈત—એક પત્નીવ્રત. વહા—છેતર. વચળે—ફરે. કામે...સહા—કામના જોરથી કાચું સુખ ગ્રહણ ન કર. મરાળા—હંસ. ચરાળા—પક્ષી. અશ્રુ...ચરાળા—હંસ અશ્રુને મોતી જાણી ગ્રહણ કરશે. મરાળે—હે હંસ સમાન સ્ત્રી. કરાળા—વિકાળ સ્ત્રી.

## ૧૭૦

અધુના—હમણાં. મુનિશાર્દૂલ—વાઘ જેવા મુનિ—મુનિઓ ક્રોધી હોય છે તેથી. ભયગ્રસ્ત—બીધેલા. આર્તનાદ—દુઃખની ચીસ. સુરથ—સૌવરણનો સારથિ. શાર્દૂલી...ધારે—વાઘનું મૂળજ કાઢી નાંખું. સંયમની—યમપુરી. ખરેખરૂં...બળે—જો હું ખરા મનથી શાપ દઉં તો તું બળી જાય. ઉપસ્કર—જોઈતી ચીજો. અરે...ચઢયા છે ?—દક્ષના યજ્ઞમાં શિવનું અપમાન થવાથી તેના નોકરોએ ઘણા બ્રાહ્મણોને માર મારી અગંભંગ કર્યા હતા તેનું સ્મરણ છે. અલં—બસ.

૧૭૧

વિસરાળ—ભૂલકણી. ચોભીલી—શરમથી ગભરાયલી.

૧૭૩

કેસરી—ઘોડીનું નામ. ખટરસ—જાતજાતના ભોજન—૭ રસ નીચે પ્રમાણે—મીઠો, ખારો, તીખો, કટાણો, ખાટો અને કડવો. દુહાગણ—અણમાનીતી રાણી—માનીતીને સુહાગણ કહે છે. ફેડશો—દૂર કરશો. અડાણમાં—અવેજ દાખલ; બદલા તરીકે. ઘોતાળ—ખરચાળ; ઉડાઉ. પસાયતે આપવું—ચાકરી બદલ ભરણપોષણને માટે આપવું.

૧૭૪

બાપા—બાપા રાવળ-પ્રતાપનો પૂર્વજ. કવન—વર્ણન (કવિતામાં). શર્વરી—રાત્રી. તારો વંશજ—પ્રતાપ સૂર્યવંશી છે તેથી. ખો—ગુફા; કોતર. અર્ક—સૂર્ય. અશી—આવી. તનુજ—છોકરાં. કુર—ભાત.

૧૭૫

ઇપ્સિત—ઇચ્છેલું. સાલે—દુઃખ દે છે. અનિષ્ટશંકા—ખોટો ભય. વામી ગયા—સમાઈ ગયા. મૌક્તિક—મોતી. ગ્રંથી—ગાંઠ. છેદતાં...વિચાર શું—હે કાતર આ ગાંઠ જલદી કાપીને સુખની દોરીથી મારી ભાગ્ય દેવીને બાંધ અને કંઈ બીજા આડા અવળા વિચાર કર નહિ. મુક્તા—મોતી. હાથે ...પાણી—મારા વહાલા પતિ સાથે ફરીથી મેળાપ કરાવો.

૧૭૬

અંતઃપ્રસ્થના રાજાના કુકર્મી સાળા મદનસિંહે અમરસત્રના મિત્ર ધર્મપાળની સ્ત્રીનું હરણ કરવાથી તેણે તેને મારી નાખ્યો તેના ખુનનો આરોપ ધર્મપાળપર આવતાં તે છૂટી ગયો. આ બાબતની અમરસત્રને ખબર નહિ હોવાથી તે રાજ્યમાં તોફાન કરવા તત્પર થયો હતો એટલામાં તેના કાકા સંધિરાજે આવી તેને શાંત કર્યો. માયાવતી—મહારાજા સિદ્ધરાજની રાણી. અનૈક્યતા—સંપનો અભાવ. સ્મર—કામદેવ. ઉદ્રિક્ત—નિખાલસ. ગળથૂથી...આવે—ગળથૂથીમાં સ્નેહરૂપી ઘૃત અને ટેકરૂપી મધ આવે છે. જનાપવાદ—લોકવાયકા. ભસ્માસુર (વૃકાસુર)—શકુનીનો પુત્ર. એણે શિવ પાસે એવું વરદાન મેળવ્યું હતું કે હું જેની ઉપર હાથ મૂકું તે ભસ્મ થાય.

પછી પાર્વતીને પરણવાના લોભથી શિવને ભસ્મ કરવાને તેણે પ્રયત્ન કર્યો પણ વિષ્ણુએ તેને ઉધુંચત્તું સમજાવી તેના પોતાનાજ માથાપર હાથ મુકાવ્યો જેથી તે ભસ્મ થયો. અમર—અમરસત્ર. ધર્મ—ધર્મપાળ. શર્મ—સુખ. રાજ્ય લક્ષ્મી લલાટે—મદનસિંહને રાજાની મદદ હતી એમ સૂચવે છે. રંગ...કંદે —આ શ્લોકમાં વાચ્યાર્થ નાગદમનનો છે અને વ્યંગ્યાર્થ પ્રધાને કરેલા મદન સિંહના પરાજયનો છે. સુયોધન—દુર્યોધન. ઈષત્—કંઈક. દીપોત્સવી–દિવાળી. દીપોત્સવી...પચીસ–પચીસ વર્ષની ઉમર થઈ. ગજબાળક—ગજસિંહનો પુત્ર (અમરસત્ર). કૃપાણ—તરવાર. ગૌરીદ્રોહ—સતી (પાર્વતી)નો અનાદર (દક્ષના યજ્ઞમાં થયલો). નૃશંસ—ક્રૂર (રાક્ષસ). ચંડ—ઉગ્ર. શિળા—ઠંડા. પંકજ ( પંક = કાદવ. જ = જન્મેલું )—કમળ. પંકજલોચને—કમળના જેવી આંખ વડે. અનલશો—આગની માફક. ચિન્માત્ર—જ્ઞાનમય. ગ્રસ્ત—કેદી. બાહુકથી ...બાહુ—હાથથી જો શત્રુ હણાય નહિ તો હાથ શા કામના. ધીરપ—ધૈર્ય. દોષાકર ( દોષ + આકર = ખાણ )—ચંદ્ર. ચંદ્રમામાં ઘણા દોષ છે તેથી. અપાય—હાનિ. વૈરોત્શ્વાસ કરીને–વૈરરૂપી શ્વાસ બહાર કહાડીને (Breathing revenge). બાલિશતા–મૂર્ખાઈ. સામ્રાજ્ય—મોટું રાજ્ય ( Empire ). અંબુધિ—સમુદ્ર. સ્યાલ—સાળો. દર્દુર—દેડકું. અથેતિ—પહેલેથી છેલ્લે સુધી. પરમહંસ—જીતેંદ્રિય સાધુ. કહેવાય છે કે હંસમાં એવી શક્તિ છે કે દૂધ અને પાણીના મિશ્રણમાંથી તે દૂધજ ગ્રહણ કરી લે છે; તેજ પ્રમાણે પરમહંસમાં એવી શક્તિ હોય છે કે સત્યાસત્યના મિશ્રણમાંથી સત્યનેજ ગ્રહણ કરે છે અને અસત્ય જે માયા તેનો ત્યાગ કરે છે. નમિત—નમીને. ભૂમંડલૈકચુડામણિ—આખી પૃથ્વીના મુગટના મણિસમાન.

## ૧૭૭

યયાતિરાજા—દુષ્યંતનો પૂર્વજ ને નહુષનો પુત્ર; તે વૃષપર્વા નામના અસુર રાજાની કન્યા શર્મિષ્ઠાને વર્યો હતો. તેને પુરૂ નામનો સાર્વભૌમ પુત્ર થયો હતો. વૈતાન અગ્નિ—યજ્ઞ સંબંધી જે અગ્નિ તે. કલાપી—મોર. ક્ષત—ઘા. સામો—ખેડ્યા વિના એની મેળે થયલું એક જાતનું ખડ ધાન્ય. પૂર—આંસુની ધાર. અબ્જ—કમળ. સંયમધના—તપ નિયમ એજ જેનું ધન છે એવા. ગૃહિણી—ઘરમાં મોટી પદ્વીવાળી સ્ત્રી. કંટક—ઘરની પીડા. બીજી—એમ નહિ ચાલે તે. મલય—મલબાર દેશ જ્યાં મલયાચળ પર્વત છે; કહેવાય

છે કે એ પર્વતપરથી મલયાગર ચંદન મળે છે. ન્યાર—એક જાતનું અન્ન છે. અનિવાર—ટાળી નહીં શકાય એવો. વનરાઈમાં—ઝાડની ઘટામાં. સહધર્મચારિણી—સાથે રહીને ધર્મકાર્ય કરનારી ( સ્ત્રી ).

૧૭૮

ચંદ્રગુપ્તના પ્રધાન ચાણક્યને માલમ પડ્યું કે ચંદ્રગુપ્તના શત્રુ સાથે મળી ગયલા ગત રાજાનાં પ્રધાન રાક્ષસનું કુટુંબ તેના પરમમિત્ર ચંદનદાસના ઘરમાં છે તેથી તેણે ચંદનદાસને ધમકી આપવા બોલાવ્યો છે. કૌટિલ્ય—ચાણક્ય. પ્રતિપ્રિય—સામું પ્રિય; રૂડો બદલો. અપરિક્લેશ—જુલમનો અભાવ. અધન્ય—કમનસીબ. રાક્ષસ—નંદરાજાનો પ્રધાન—ચંદ્રગુપ્તનો શત્રુ. વાક્છળ—પડદો રાખીને પાધફેર બોલવું તે. પ્રતીકાર—ઉપાય. વિષ્ણુગુપ્ત—ચાણક્ય. વક્રનાસ—નંદરાજાનો પ્રધાન. હરિ—સિંહ. શોણથેરી—( ૧ ) લોહીવાળી. ( ૨ ) લાલ. ઉત્સારણા—'બાજુથાઓ' એવા શબ્દો. ક્ષપણક—જૈન સાધુ. જીવસિદ્ધિ—પ્રથમ ચાણક્યનો મિત્ર પણ પાછળથી ચાણક્યના કહેવાથીજ રાક્ષસનો બનેલો ધૂર્તમિત્ર. શકટદાસ—રાક્ષસનો મિત્ર. ધરાધર—છચોક. શિબિ—અયોધ્યાનો ચક્રવર્તિ રાજા—એણે એક વખત એનો ટેક છોડાવવા હોલારૂપે આવેલા અગ્નિને બચાવવા તેની પાછળ શ્યેન પક્ષીરૂપે પડેલા ઇંદ્રને હોલા ભારોભાર પોતાનું માંસ કાપી આપ્યું એટલામાં વિષ્ણુ આવી રાજાને ભેટી પડ્યા ને રાજાનું અંગ સારૂં થયું.

૧૭૯

આપ્ત—લાગતા વળગતા. આપ્તે—પાસેના લોકો પણ. ઉત્તમાંગ—(૧) રાજા; (૨) માથું. વિહુણાં—વગરનાં. અંગો—( ૧ ) રાજ્યના નોકરો; ( ૨ ) અવયવો. શ્રી—લક્ષ્મી. વૃષલ—શૂદ્ર—અહીંઆ ચંદ્રગુપ્ત; કારણ કે ચંદ્રગુપ્તની મા શૂદ્ર હતી. વૃષલી—શૂદ્ર સ્ત્રી. વિધિ—નસીબ. વત્—માફક. શૈલેશ—પર્વતેશ્વર—ચંદ્રગુપ્તનો શત્રુ, જેની સાથે રાક્ષસ મળી ગયો હતો તે. કેતુ ( મલયકેતુ )—પર્વતેશ્વરનો છોકરો. વિપ્ર—બ્રાહ્મણ—આ ઠેકાણે ચાણક્ય. વિચારશૂન્ય—અવિચારી. ગતિહિન—મૂર્ખ. જેને...ઉરે—સરખાવો 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ.' વાગ—લગામ. લાગવે—ચાલા-

[illegible] [illegible] નવેંદુ—બીજનો ચંદ્ર. રાજાશો—રાજા જેવો. [illegible]—[illegible]. નયવત—રાજનીતિની માફક. વિનાશે...સર—વિનાશ [illegible] જેમ મિત્રોના હૃદય સુકાઈ જાય (કઠણ થઈ જાય) તેની માફકજ આ સરોવર સુકાઈ ગયું છે. કપોત—હોલો. અહિગણ—સર્પો. પટહ—પડઘમ.

૧૮૦

નવલ—નવો. ઘન—વાદળું. નિશાચર—રાક્ષસ. પાપ—પાપી. સુરધનુષ—મેઘધનુષ (a rain—bow). રિપુચાપ—દુશ્મનનું ધનુષ. રેખાશી—લીટી જેવી. ઉન્માદક—ગાંડો બનાવનાર. **राजा कालस्य कारणम** રાજાની વર્ત્તણુકના ઉપરજ યુગનો આધાર છે. રાજા ધર્મિષ્ઠ હોય તો સત્યયુગ પ્રવર્તે. નિચુલ—બરૂ (reeds). મંજરી—કુંપળો. અબ્દ (અપ્ = પાણી, દ = આપનાર)—વાદળાં. મંજરીચામરો, મોરબંદિજનો અને અબ્દસોદાગરો એ ત્રણે કર્મધારય સમાસ છે. અરૂણા—રાતા. દિવ્યાંગના—સ્વર્ગની અપ્સરા. અળતો—પોથીનો રંગ. અનેરાં—સુંદર. જહીં...રતુમડા—અને જેની અંદર આંખમાંથી ટપકતાં આંસુ હોઠ ઉપરથી પસાર થવાથી લાલ રેલા પડી રહ્યા છે. નિલકંઠ–મોર–મોરની ડોક લીલી હોય છે તેથી. બિસ—કમળનો દાંડો. આરત—અરજ. આર્ત—દુખિયારો. રઘવાટ—ગભરાટ. આજો—માનો બાપ. ઉર્વી–પૃથ્વી. દળ—પાંદડું. લઈ—ધારી. સહચરી—સાથી માદા—ચક્રવાકી. વિધુર—દુખિયારો. સ્વન—અનાજ. અબ્જ (અપ્=પાણી જ=જન્મેલું)—કમળ. મધુપ (મધુ=મધ, પ=પીનાર)—ભમરો. પંકજ—જુઓ ૧૭૬. નવપલ્લવવાળી—નવી કુંપળોવાળી. સુરાસમ સ્રવતી—દારૂના જેવો રસ આપતી. તદ્રુપ—તેવીજ રીતે. હુંશી—મારા જેવી. સુરભિકંદર—વિશેષ નામ છે. કટિતટ—કેડ. કાનન—જંગલ. મનોભૂ—કામદેવ—જેની ઉત્પત્તિ મનમાંથી થાય છે તે. દ્રગે—નજરે. ભૂધર—પર્વત. ભ્રૂશાં—ભવાં જેવા. રસના—કટિમેખળા. ખગ (ખ = આકાશ + જ = જનાર, આકાશમાં જનાર.)—પક્ષી. રસે—શબ્દ કરે છે. સુદર્શના—સુંદર દેખાવની. કૃષ્ણસાર—નર મૃગ. ઘન—ગાઢું. હત—હણેલો. માંસલવ—માંસના લોચો. અનલ—અગ્નિ, શકે–જાણે કે.

જાસુ—એક જાતનું ફૂલ. અરૂણુ લાલ. કર—(૧) હાથ; (૨) કિરણુ. મંદાર—મંદાર વૃક્ષના ફૂલ. પરમેશ્વરી—પાર્વતી. ગજચર્મધારી—ગજાસુરનું ચર્મ ધારણુ કરનાર. અનુગ્રહ—કૃપા. હરિ—સિંહ. દુર્મિળ—દુર્લભ.

૧૮૧

સૂતપુત્ર—કર્ણ. વપુ—શરીર. અંગરાજ—અંગદેશ (બંગાળા—ભાગલપોર)નો રાજા કર્ણ. શિશુ—બાળક. જરઠ—ઘરડા. યુવા—યુવાન. ગર્ભકોષે—ગર્ભવાસી. અહંતા—અભિમાન. અરાતિ—શત્રુ. શોણિત—લોહી. અરાતિદારણુવિભુ—શત્રુને છિન્નભિન્ન કરવામાં સમર્થ. ઉચ્છેદન—સમૂળો નાશ. ઉપેક્ષા—અવગણુના. અપાંડવ—પાંડવ વિનાની. રાધાગર્ભભારભૂત—કર્ણ. સૂતાપસદ (સૂત + અપસદ) સૂતમાં નીચ. પ્રતિકાર કરવો—બદલો વાળવો. વસુંધરા—પૃથ્વી (એમાં ધન છે માટે). યુદ્ધદક્ષ—યુદ્ધમાં પ્રવીણ. અવધ્ય—મારી ન શકાય એવો (બ્રાહ્મણ). ધૃષ્ટદ્યુમ્ન—દ્રુપદનો પુત્ર—મોટા યુદ્ધમાં એ પાંડવ પક્ષમાં મહારથી યોદ્ધો હતો. એને દ્રોણુ ઉપર બહુ વેર હતું. તેથી દ્રોણે પ્રાણુ મૂકયો ત્યાર પછી પણુ તેણે આચાર્યનું શિર ઉડાવ્યું હતું. અશ્વત્થામાએ એને માર્યો હતો. આત્મશ્લાઘા—પોતાના વખાણુ. અઘકર્મી—પાપ કરનાર.

૧૮૨

રંજાડવું—દુઃખ દેવું. ઉધમાત—તોફાન. સર્વદમન—સૌને કાયર કરનાર. લોકોત્તર—અલૌકિક; અસાધારણુ. શકુન્તલાવણ્ય (શકુન્ત = પક્ષી, લાવણ્ય = સૌંદર્ય) પક્ષીનું સૌંદર્ય, 'શકુન્તલાવણ્ય એ શબ્દમાં પોતાની મા શકુંતલાનું નામ આવવાથી બાળકને પોતાની મા સાંભરી આવે છે. અપરાજિતા—જીતાય નહિ એવી. જાતકર્મ—સોળ સંસ્કારમાંનો એક—તરત જન્મેલાં બચ્ચાંને તેની નાળ વધેર્યા પહેલાં સોનાને ચમચે વતી મધ અને ઘી આપવું તે.

---

# ગદ્ય.

૧૮૩

તરંગી—અસ્થિર. કામણુ—વશીકરણુ વિદ્યા. સંધિ—લાગ. મામ—પૈસો. ધીટ—અડગ. ઉત્કર્ષ—ઉદય ( rise ).

૧૮૪

એ વાત—કેશવ ( ગુણુસુંદરીનો પતિ ) ના મરણુની ખબર. વર્ણ—રંગ. સુખન—શબ્દ. ક્ષણુ ભંગુર ( ક્ષણુ+ભંગુર=નાશ પામે એવું )—પળમાં નાશ પામે એવું. ઠોક—મેણાં, પાંથક—દ્વારનો પિંડ—ષટ્પિંડમાંનો બીજો. પરાપૂર્વથી—જુના વખતથી. સંપ્રદાય—ચાલ. કૈલાસ—શિવનું ધામ. ગણ્યા દહાડા—થોડા દિવસ. ફળીભૂત થજો—સિદ્ધ થજો.

૧૮૬

ગુર્જરેશ્વર ( ગુર્જર+ઈશ્વર )—ગુજરાતનો રાજા. તન—છોકરો. સુભટોપરી—યોદ્ધાઓનો ઉપરી. રિપુ—શત્રુ. સત્યમેવજયતે—સત્યજ જય પામે છે. દળદર ( દારિદ્ર )—ગરીબાઈ. લાનત—શરમ. પૂર્વજ—બાપદાદા. વંઠે છે—બગડેછે. નિકંદન—નાશ. પ્રતિષ્ઠા—આબરૂ.

૧૮૭

અગ્રગામી—આગળ જનારા. અલ્પતર—વધારે ઓછી. રજ્જુ—દોરડું. વિરામવું—અટકવું. વિક્ષેપ—હરકત. ઉદયાસ્ત—ચડતીપડતી. ઘોષ—અવાજ. અનુગ્રહ—કૃપા. સંવર્ધમાન—આગળ વધતા ( progressing ). ઉન્નતેચ્છા—ઉચ્ચ અભિલાષા ( high aspirations ). અભિષ્ટ—ઇચ્છિત.

૧૮૮

પ્રબળ (પ્રાબલ્ય)—જોર. વાંદરાને નિસરણી આપવી ( to hold a candle to the devil )—વાંદરા જાતે ટીખળી તેમાં વળી તેને નિસરણી આપવામાં આવે તો ઉલટો વધારે ટીખળ કરે તેમ અણુસમજુને સ્વતંત્રતા આપવાથી તે તેનો ખોટો ઉપયોગ કરે છે. માઝા—મર્યાદા; અદબ. સાળાવેલી—સાળાની વહુ. અમી—અમૃત (રહેમ નજર). અબાબ (અસ્બાબ)—ઘરેણુંગાંઠા. પુરત—પહેલું.

૧૮૯

ખલીફા—મહંમદ પેગંબરની પછી તેની ગાદી ચલાવનાર. આરિસ્ટોટલ—ગ્રીસના મહાન સિકંદરનો વિદ્યાગુરૂ. મલેક—રાજા. પ્રતિબિંબ—પડછાયો. તુષ્ટિદાન—પ્રસન્નતાથી આપવું તે. નિર્માણ થયું—સરજાયું. ખવાસ—ખાસ નોકર. સેવ્ય—શેઠ. વિશ્વંભર—વિશ્વનું ભરણપોષણ કરનાર; ઈશ્વર. જાલ્મ—નીચ માણસ.

૧૯૦

તરંગ—મોજાં. જીણુ—પાણીનાં ઝીણાં છાંટા (spray). તુલો-ફ્રાન્સમાં એક શહેર છે. સ્વાશ્રય-પોતાનાપરજ આધાર રાખવો તે (self-reliance). અપેક્ષા—જરૂર.

૧૯૧

સિદ્ધ—Practical. આકર્ષણ કરવું—ખેંચવું. ચારિત્ર—character. કૃતિ—આચરણ (action). સંકલના બાંધવી—વિચાર ગોઠવવા. નિરંકુશ—સ્વતંત્ર. સહજ—સ્વાભાવિક. તાત્પર્ય—સાર. ઔનત્ય—ઉચ્ચપણું (elevation). ઐહિક—આ દુનીઆનું. આમુષ્મિક—બીજી દુનીઆનું. શ્રેય—કલ્યાણ. અધિષ્ઠાતા—ઉપરી. રસભાવના—sentiments. અભિન્ન—અખંડ. આબાળવૃદ્ધ—બાળકથી તે ઘરડા સુધી. આત્મયમન—self-restraint. અપ્રિતમ—અનુપમ. ઉદ્‌ભવ્યા છે—પેદા થયાં છે. ઉત્કટ--ઉચ્ચ પ્રકારનો. પ્રેમાર્દ્ર—પ્રેમમય. કર્તવ્યપરાયણતા—ફરજ બજાવવામાંજ મંડ્યા રહેવું તે. ઉછંગ—ખોળો. ધર્માનુયાયી—ધર્મ પાળનાર. પરાઙ્મુખ—વિમુખ. સ્ફુરિત થઈને—ખીલીને. દૂરદર્શીપણું—અગમચેતી. સુશિક્ષિત—સારી કેળવાયલી. નિદાન—મૂળ.

૧૯૨

બુદ્ધિધન—સુવર્ણપુરના રાણા ભૂપસિંહનો અમાત્ય. ચતુષ્કોણ—ચાર ખુણાવાળા. પ્રતિવમન—પાછા વળવું તે (reflection). પ્રતિફળ—પ્રતિબિંબ, પ્રતિકૃતિ. ત્રાજવાં—છુંદણાં. ક્લાંત—થાકી ગયલો. પેટમાં કુકડાં બોલતાં—ભુખ લાગે ત્યારે. રાજવાહન—દરબારી ગાડી. નિરપેક્ષી—નિઃસ્પૃહી. કૌતુક્વાન—જીજ્ઞાસુ. અભિન્ન—એક સરખો (similar). અવિચ્છિન્ન—ચાલુ (continuous). અસંવાદી ન હતાં—મળતાં આવતાં હતાં. સંસ્કાર—છાપ.

નવીનચંદ્ર—મુંબાઈના ધનાઢ્ય શેઠ લક્ષ્મીનંદનનો પુત્ર સરસ્વતીચંદ્ર. એ પોતાના પિતાનું ઘર છોડીને ફરતો ફરતો બુદ્ધિધનને ત્યાં આવ્યો હતો. ક્ષુદ્ર—હલકું.

૧૯૩

શિથિલ—મંદ. વાદ—તકરાર. રસ—તાન. ગજાર—જમવા બેસવાનો ઓરડો. સફાળો—ફાળભેર, ચમકીને. નાકલીટી તાણવી—જમીન સાથે નાક ઘસી ક્ષમા માગવી. વિકાસ પામે છે—ખીલે છે. વજ્રલેપ થવું—ચોંટી જવું. ગૃહિણી—ઘરમાં મુખ્ય સ્ત્રી. એકરાગ—મળતાપણું. દુર્વાસા—એક ઘણાજ આકળા સ્વભાવના ઋષિ. એ જરા જરામાં શાપ દેતા. વત્સલતા—માયાળુપણું. આવિર્ભાવ થવું—બહાર પડવું. નરસિંહાવતાર—હિરણ્યકશિપુને મારવા થયલો વિષ્ણુનો અવતાર. સ્મિત—હાસ્ય. બાંધી દડી જેવું—મજબુત બાંધાનું.

૧૯૪

ધર્મવૈચિત્ર્ય—જુદી જુદી ફરજો. અસહિષ્ણુતા—સહન કરવાની અશક્તિ. ભરતે......દુષ્યંત—જુઓ ૧૮૨. **निवात......नात्मनि**—પવન વિનાના કમળ જેવા નિશ્ચલ નેત્રવડે રાજાએ પુત્રનું કાંત વદન પીવા માંડયું ત્યારે મહાન હર્ષ પોતાનામાં રહી ન શકતાં બહાર નીકળવા લાગ્યો—ચંદ્ર દર્શનથી મહાસાગરનું પૂર નીકળે તેમ ( રઘુવંશ, સર્ગ ૩. શ્લોક ૧૭. )

૧૯૫

વિશુદ્ધ—શીયળ ( chastity ). પ્રતિકૂળ—વિરોધી.

૧૯૬

તલ—તળીયું. અપેક્ષા—ઇચ્છા; સ્પૃહા. સુધા—અમૃત. નિદિધ્યાસન—એકાગ્ર મનન—ધ્યાન. ગેબી—છુપું.

૧૯૭

અતુલ—જેની તુલના ન થઈ શકે એવું—ઘણુંજ. ગોપા—બુદ્ધની સ્ત્રી. પ્રાણાધિક—પ્રાણ કરતાં પણ વધારે ( વહાલો ). જાત—જન્મેલું. નિસ્પંદભાવ—ઉછળતી લાગણી. અવ્યક્ત—ન સમજાય એવું (indistinct.)

સિદ્ધાર્થ—બુદ્ધનું મૂળ નામ. ઉદાસીન—વિરક્ત, વૈરાગ્યવાન. અસામ્ય—અસમતા ( inequality ). અવલંબન કરીને—ધારણ કરીને. અનાહારે—ખાધા વગર. સહચરી—સખી. વિષાદ–દુઃખ. અપૂર્વ–અગાઉ નહીં સાંભળેલી એવી.

૧૯૮

દુરંત—દુર્જય. ગરીયસી—મોટી. સ્વાધીનતા—સ્વતંત્રતા. ઉદ્દેશ્ય—મુખ્ય ધારણા. પુણ્યસલિલા (પુણ્ય=પવિત્ર+સલિલ=પાણી)—પવિત્ર પાણીવાળી (નદી). દષદ્વતી—ઉત્તર હિંદુસ્તાનમાં એક નદી છે. પ્રશસ્તહૃદય—પ્રશંસાપાત્ર. તટિની—નદી. જલદગંભીર—વાદળાના જેવું ગંભીર. યોગ—સમાધિથી આત્માનું ઈશ્વર સાથે જે ઐક્ય કરવું તે. યોગરત—devoted to yoga. સ્રોતસ્વતી—નદી. સ્રોત—ઝરો. વિશૃંખલ ( વિ=નહિ, શૃંખલા=બંધન )—અવ્યવસ્થિત. અનિર્વચનીય—જેનું વર્ણન કરી શકાય નહિ એવું. ઉત્તરાધિકારી—પાછળનો વારસ. નિરીહ—બિનઅનુભવી. લોકાંતરિત થયો છે—મૃત્યુ પામ્યો છે. લાવણ્યરાશિ—સૌંદર્યસમુહ. ગૌરવાન્વિત—કાંતિવાન. વીરત્વગરિમાની—વીરત્વ જેનું ગૌરવ છે એવી.

૨૦૦

નૌકા સૈન્ય—દરિઆઈ લશ્કર. સહાધ્યાયીઓ—સાથે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ. કર્તવ્યનિષ્ઠા—ફરજ બજાવવાની વૃત્તિ. યુવરાજપદ—પાટવી કુમારનો દરજ્જો. સમભાવના—સરખી પ્રીતિ.

૨૦૨

અપેક્ષા—આશા. ઉપદેશાનુસાર—બોધ પ્રમાણે. નિસ્તરંગ—મોજા વિનાના. વિલક્ષણ—જુદાજ પ્રકારની. ચેતન—ચિત્ત. ષડ્દર્શન—૭ મુખ્ય શાસ્ત્ર—સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત. સ્તંભન—અટકાવવું—રોકવું તે. વ્યતીત કરીએ છીએ—ગાળીએ છીએ. સાંખ્ય—ષડ્દર્શનમાંનું એક દર્શન–શાસ્ત્ર. ઉપનિષદ—વેદાંતશાસ્ત્ર—એક ઈશ્વરજ્ઞાન.

ગિરિગહ્વર—પર્વતની ગુફા. **विपाकः पुण्यानां जयनति भयं मे विमृशतः**— The result of good deeds inspires me with fear as I contemplate it–when I take a right view of the matter. વિસ્તૃત—વિશાળ. તદાકાર—તેના જેવા આકારની—તદ્રૂપ. તાદાત્મ્યતા (**तादात्म्यम**) ઐક્ય. વસ્તુતઃ—ખરેખર.

૨૦૩

ઉત્પત્તિસ્થાન—જન્મભૂમિ. અગસ્ત્ય—એ નામના ઋષિ—વરૂણ અને ઉર્વશીના પુત્ર. એ ઠીંગણા હતા. એની સ્ત્રીનું નામ લોપામુદ્રા હતું. અગસ્ત્યની આજ્ઞાથી વિંધ્યાચળ પર્વત નમન કરતો આડો પડયો છે. એને ઋષિએ કહ્યું કે હું આવું ત્યાં સુધી પડી રહેજે ને પછી તે આવ્યાજ નથી. એ ઉપરથી ‘અગસ્તના વાયદા’ કહેવાય છે. પત્રભંગ—પત્રને આકારે રચેલા આભૂષણ. નહુષ—એક ચંદ્રવંશી રાજા—એ અગસ્ત્યના શાપથી પૃથ્વીપર સર્પ થઈને પડયો હતો. ત્રિપુંડ્ર—કપાળમાં કરેલું ત્રણ પાંખિયાનું તિલક. મુંજ—એક જાતનું ઘાસ. વેણી—વિધવાઓ તથા વિયોગિની સ્ત્રીઓનો એકજ લટમાં ગુંથેલો ચોટલો. અત્રે સમુદ્રરૂપી ભર્તા મરી જવાથી ગોદાવરીરૂપી વિધવાએ જાણે વેણી બાંધી હતી. ખરૂં જોતાં ગોદાવરી વેણીબંધ વહેતી હતી. અર્થાત્ તેના પ્રવાહનો વેગ અતિશય હતો. અગ્નિહોત્ર—હોમ કરવાનો અગ્નિ. શૂન્ય—રામ વિનાની. કબંધ—એ એક રાક્ષસ હતો. યોજનબાહુ (યોજન જેટલા લાંબા હાથવાળો)—એક રાક્ષસ.

૨૦૪

સૌજન્ય—સાલસાઈ; નમ્રતા.

૨૦૬

સંયમ—કાબુ. આત્મનિગ્રહ—self-control. વિરલ—અસાધારણ.

---

# પરિશિષ્ટ.

## રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ. એલ્ એલ. બી., એડ્વોકેટ.

## વિધિ અને તેનાં સાધનો.

ગામની સ્ત્રીઓમાં વાચસ્પતિ ગજાનન પંડિત પાટણનું નાક ગણાતા. એમ કહેવાતું કે તેમની ધાકથી વેદપારંગતો કાશીપુરમાં રહ્યારહ્યા પુરેપુરો વેદોચ્ચાર પણ કરી શકતા નથી; ઇંદ્રનું ઇંદ્રાસન ઘણી વખત ડામાડોળ થાય છે; દાનવો નરકમાં પડ્યા પડ્યા સડવાનું ભુલી જઈ કંપે છે; નક્ષત્ર. તારા, ધુમકેતુઓ સુદ્ધાં એ કહે તેજ ઘરમાં, ફરમાવે તેવીજ દૃષ્ટિ ફેંકી જોયા કરે છે. તેમની પાસે ભણવા દેશદેશના શિષ્યો આવતા; તેમની પાસે પરાજય પામવા દશ દિશાના પંડિતો આવતા; તેમની પાસે શાસ્ત્રવચન સાંભળવા નગરજનો ઉલટતા; તેમની પાસે મુહૂર્ત માગવા મહાજનો તેના બારણાં તોડી પાડતા; તેમની પાસે વેવાણોનો સંબંધ બાંધવા તલસતી સ્ત્રીઓ, વ્યતિપાત, વૈધૃત અને ખડાખાટાની અટપટી મુશ્કેલીઓ અચુક ન્યાય કરાવવા લાવતી.

તે કર્ણદેવના માનીતા વૈદ લીલાની છોકરી માત્રાને પરણ્યા હતા; મીનળબાના તે માનીતા પંડિત અને જોષી હતા; પાટણની પાઠશાળાના મહામહોપાધ્યાય હતા. તે હતા જુવાન પણ ગણાતા વૃદ્ધોમાં પણ વૃદ્ધ.

વિઘ્નેશ શંકરપુત્રનું મંગલદાયક નામ તે ધારતા હતા, પણ ગણપતિમાં જે ગુણો વિશ્વવિખ્યાત છે તે એમનામાં ગેરહાજર હતા. ગજાનન તો ફુંડાળા અને આ ગજાનન માત્ર હાડ અને ચામ હતા. દેવ ગજાનન સુખ અને ચૈનની મૂર્તિ અને આ સતત અભ્યાસથી શુષ્ક અને ચિંતાતુર. એકનું માથા કરતાં શરીર મોટું; બીજાનું શરીર કરતાં માથું ઘણુંજ ભારે. એક ગજાનન બબ્બે સ્ત્રીઓની સેવા સ્વીકારતા; બીજા ગજાનન લોકોની કુંડળીઓ જોવામાં એક સ્ત્રીને પણ ઘણી વખત ભુલી જતા.

રાજ્ય અને સંસારની ખટપટોનું વાદળ ચારે તરફ મુશલધાર પડતું, છતાં વિદ્યાદેવીના છત્ર નીચે ગજાનન પંડિત સ્વસ્થ, અસ્પર્શ્ય બની પોતાનું કામ કરતા. આજે પાટણમાં વસંતોત્સવ શરુ થયો હતો, પરદેશી સેનાપતિનાં પગલાં આવ્યાં હતાં, ઘરમાં મરી ગયલા મિત્રની પુત્રી આવી હતી, છતાં પંડિત ટીપણું લઈ પાટલા પર નિશ્ચલ મને બીરાજ્યા હતા. જમણે કાને તેમણે કલમ ખોસી હતી અને અંગુઠાથી આંગળીની રેખાઓ પર ગણત્રી કરતા હતા. તેમની સામે એક મોટી જન્મોત્રીનું ટીપણું પડયું હતું. એક ખુણામાં ત્રણ શિષ્યો પાસેપાસ ભરાઈ હાથમાં સમ ખાવા પોથી વાંચવાનો ડોળ કરતા બેઠા હતા. એક શિષ્યે ગુરુ તરફ આંખની અણીથીજ માત્ર નજર કરી અને બીજાઓના શરીરમાં આંગળી ઘોંચી તેમનું ધ્યાન ગુરુ તરફ ખેચ્યું. કયો ગ્રહ કયા સ્થાનથી ઉપડી કયે સ્થાને પહોંચી જવાનો હતો તેનો એકાગ્રતાથી વિચાર કરતા પંડિતરાજનો અંગુઠો નહીં સીધો, નહીં વાંકો, પણ સ્તબ્ધ બની ઉભો રહ્યો—એક પળ એમ રહ્યો; બે પળ ગઈ પણ ડગ્યો નહીં. આવા અકસ્માતથી શિષ્યો ગભરાયા. તેમણે ગુરુદેવના મોઢા પર દૃષ્ટિ કરી, તેમની શાંત, ઝીણી આંખો આંગળીની રેખા પર ઠરી ગઈ હતી—સાથે ફાટી પણ રહી હતી. શિષ્યોનો શ્વાસ રુંધાયો; ગુરુદેવ શું સમાધિસ્થ થવાની તૈઆરીમાં હતા ? એક પળની દશ થઈ, પણ નહીં હાલ્યો અંગુઠો કે નહીં હાલી પાંપણ. શિષ્યોએ એક બીજાની તરફ જોયું. હવે શું કરવું ?

એકદમ, નિર્મલ આકાશમાં જાણે વીજળીના કડાકા થઈ આવ્યા હોય તેમ તે વેદોચ્ચારે પુનિત કરેલા શાંત નિઃશબ્દ ખંડમાં ખડખડાટ હસવાનો ધ્વનિ ગાજી રહ્યો. શિષ્યો ગભરાઈ ઉભા થઈ ગયા. ગુરુનું હસવું માતું નહોતું. કોઈ દહાડો તેઓએ ગુરુને મંદહાસ્યથી ઉંચી પંક્તિનું આવું ગૌરવહીણું કર્તવ્ય કરતા જોયા નહોતા, અને તેથી તે ભાનમાં હશે કે કેમ તેની શંકા થઈ.

ગુરુદેવે થોડી વારે હસવું ખાળ્યું; આંખમાં આવેલાં આંસુ લુછ્યાં; પાછી આંગળી પર ત્રણ વખત ગણ્યું—એક, બે, ત્રણ, ચાર, ને પાંચ અને મલકાવા લાગ્યા; આખરે બોલ્યા: "અહાહા શું વૈચિત્ર્ય!" શિષ્યો પણ કેવી વિચિત્રતાએ ગુરુને આટલા અસ્વભાવિક બનાવી મુક્યા તેનો નિર્ણય કરવા પાસે આવ્યા. પંડિતે ઉંચું જોયું, ગુસ્સાભર્યા મુખે આમ તેમ જોયું અને શિષ્યોને ત્યાંથી ચાલી જવા સુચવ્યું. હાસ્યનો ભેદ પામવાને નિરાશ થયલા શિષ્યો ત્યાંથી ચાલ્યા ગયા.

ગજાનન પંડિત ફરી થોડું હસ્યા. ટીપણું લીધું, જોયું અને પાછું હસ્યા. ટીપણામાં કંઈ અજબ હાસ્યજનક વસ્તુ હતી. પણ વધારે વખત તે વસ્તુનો વિચાર કરી શક્યા નહી. એક શિષ્ય દોડતો આવ્યો. ગુરુદેવ! કાશ્મીરાબા અહીંઆં આવે છે."

"હેં!" આવું ઓચીંતું આવાગમન જોઈ ચમકી ઉઠી તેમણે કહ્યું.

"એક વાત કરવા, મારે ઘેર જતીજતી આવી છું. બેસી રહો બેસી રહો. શું કરવા ઉઠો છો?" માન આપવા ઉઠવા તૈયારી કરતા પંડિતને તેણે કહ્યું.

"બોલો પ્રસન્નબા—અરે—અરે–કા"

પંડિત ગલવાઈ ગયા. "બા, ભુલ.:"

"એ વાત જવાદો. હું ઉતાવળમાં છું. હું લગ્નની વાત કરવા આવી છું."

કાશ્મીરાએ જરા આંખો નચાવી "ચારચાર વર્ષનાં વહાણાં વાયાં, પણ તમારી જીભે પ્રસન્ન કાશ્મીરા નહીં થઈ. કોણ જાણે કોણે પંડિત બનાવ્યા."

પંડિતની ગંભીર મુખમુદ્રા વિચારમાં પડી–તેની નજર સામે પડેલા ટીપણા પર પડી–અને તે એકદમ હસી પડ્યા. કાશ્મીરા પહેલાં કંઈ પણ ન સમજી. પછી પંડિતને આવી વિચિત્ર રીતે હસતા દેખી પોતે પણ હસવા લાગી. "કેમ હસો છો?"

ખો–ખોખોમાંથી પંડિતના અર્ધા શબ્દો નીકળ્યા: "હું પણ લગ્નનીજ વાત કરવા માગું છું."

કાશ્મીરાદેવી આ શુષ્ક, વેદાભ્યાસથી જડ બનેલા પંડિતની આવી વાતથી તે સાનમાં છે કે નહીં તેનો વિચાર કરવા લાગી.

"કોનું લગ્ન?"

"મુંજાલ મહેતા"નું કહી પાછા ખડખડ હસતાં પંડિતે ટીપણાં તરફ આંગળી કરી.

"આ ટીપણું મામાજીનું છે?"

"હા. આ વર્ષે તેમને સ્ત્રીયોગ છે."

"શું સાચી વાત?" કાશ્મીરાએ પુછ્યું.

"બા! મેં અનેકવાર ગણ્યું. જો આ વર્ષે મુંજાલ મહેતા ન પરણે તો હું પાણી મુકું–ફરી કોઈ ટીપણાને હાથ નહીં અડકાડું. યોગ એવો છે કે એ ભલેને ના કહે પણ પરણેજ. મને તેજ ક્યારનું હસવું આવે છે. મુંજાલ મહેતા પરણે હા–હા–હા" કહી પંડિત ફરી હસવા લાગ્યા. કાશ્મીરા હવે આ હસવાનું કારણ સમજી. પંડિતને મન મુંજાલ પરણે એ ઘણી વિચિત્ર વાત હતી.

"ત્યારે તમારા મોમાં ગોળ."

"કેમ કે વાત થાય છે?" પંડિતે પુછ્યું.

"ના. પણ મેં નિશ્ચય કર્યો છે એટલે થવાનુંજ" કાશ્મીરાએ કહ્યું, "એમના યોગને લીધેજ મને પ્રેરણા થઈ હશે. પણ મુશ્કેલીની વાત એક છે."

"શી?"

"મામાજીને લાયક કન્યા ક્યાંથી લાવવી?"

પંડિતે એકદમ ભવાં ચઢાવ્યાં, માથું ખોતર્યું અને એક આંખ મીચી જવાબ દીધો: "હું બતાવું–ઈશ્વરે કન્યા સરજી નહીં હોય તો ગ્રહયોગ આવે કેમ?"

"કોઈ નજરમાં ઉતરે એવી છે?" કાશ્મીરાએ પુછ્યું.

"હા."

"કોણ?"

પંડિતજી નીચા નમ્યા અને ધીમેથી કન્યાનું ઓળખાણ આપ્યું; કાશ્મીરા ચમકીને આઘી ખસી ગઈ.

"મામાજી એને કેમ પરણે?"

"ગ્રહયોગ. તેની કુંડલી મેં જોઈ છે. આવું જુગતે જોડું બ્રહ્માંડમાં મળે એમ નથી."

કાશ્મીરાએ ડોકું ધુણાવ્યું: "ઉહું, કાલાંતરે એને પરણે નહીં. પણ એ છે કેવી? મેં જોઈ નથી. હું જોઈશ હવે."

"જોઈને શું કામ છે? બંનેના ગ્રહ કેવા પડ્યા છે? આ–હા–હા"–કહી પંડિતે મુંજાલ મહેતાનું ટીપણું હાથમાં લીધું.

"વારુ. પણ હવે મારે જવું છે. એક વાત તમને કહેવી છે."

"સુખેથી કહોની."

"મંડલેશ્વર મહારાજનો એક કાકભટ્ટ કરીને મિત્ર છે."

"હા. જે મંજરીને લઈ આવ્યો તે."

"તે બીચારાને માથે કોઈ છે નહીં તેથી માગું કરવા આવી છું."

"કોનું માગું"

"મંજરીનું. જુઓ મંજરીનો કન્યાકાલ વીતી ગયો છે અને બાપ છે નહીં, મા શ્રાવક છે, દાદા અપંગ છે અને જુનાગઢમાં પડ્યા છે, મંડલેશ્વર મહારાજનો એમ વિચાર છે કે એ બે પરણે તો બંને સુખી થાય."

"મા! કાકની કુંડલી છે?"

"કુંડલી ગઈ—" કાશ્મીરા બોલી ઉઠી.

"હા, હા," પંડિત બોલ્યા "એ કેવો બ્રાહ્મણ છે?"

"લાટનો યોદ્ધો છે; બહુ ટેકીલો, શૂરવીર ને કુલવાન છે. મારા પર ભરોસો નથી?"

"બા! મારા મિત્રના કુલને લાંછન નહીં લાગવું જોઈએ."

"પંડિતજી! પાંચ વર્ષમાં એ પાટણનો સેનાપતિ થશે."

"તેને શું કરે? બ્રાહ્મણ થઈ વેદોચ્ચાર પુરો આવડતો ન હોય તો."

"પંડિતજી! તમે એને જોજો, પછી વિચાર કરજો. એનાથી વધારે સારો પતિ મંજરીને ત્રણ ભુવનમાં નથી મળવાનો."

"વારુ, હું કાલે મળીશ. આશીર્વાદ બા! કુમાર કેમ છે? ને મહારાજ? હું મહારાજને મળવા આવીશ તો એ તો ગરીબ બ્રાહ્મણને ઓળખતાએ નહીં હશે."

"તમને ભુલીને માણસ જાય ક્યાં?" કહી નીચી વળી, પ્રણામ કરી, કાશ્મીરા ત્યાંથી નીકળી. પંડિતે પાછું ટીપણું હાથમાં લીધું.

થોડી વારમાં ઘરના આગલા ભાગમાં બારણાંની અફળાઅફળી થઈ ને માત્રા અને મંજરી હાફલાં ફાંફલાં આવ્યાં. પાછળ વિસ્મય પામેલી કાશ્મીરાદેવી આ ગભરાટનું કારણ જાણવા પાછી આવી.

"દેવી! શું છે?" પંડિતજીએ માત્રાને પુછ્યું.

"ઉભા રહો કહું છું" કહીને તેણે મંજરીને બેસાડી. મંજરીના હોસકોસ ઉડી ગયા હતા. તેની કમલપત્ર શી આંખો ફાટી ગઈ હતી; રમણીય અપૂર્વતાએ

પહોંચેલી તેની છાતી જોસથી ઉંચી નીચી થઈ રહી હતી. આ ગભરાટમાં તેનું સૌંદર્ય, તેનું લાલિત્ય ભયંકર મોહકતા ધારી રહ્યાં હતાં. શુકદેવજીએ રંભા પાછી કાઢી પણ આને જોઈ શું વિચાર કરત! એ પ્રશ્ન પંડિતરાજના શુષ્ક હૃદયમાં પણ ઉભો થયો. તે ઉભા થઈ પાસે આવ્યા.

"બા! પંડિતજી!" માત્રાએ કહ્યું, "અમે રાજગઢથી પાછાં આવતાં હતાં ત્યાં એકદમ મંજરી ચીસ પાડી ઉઠી અને મારો હાથ ઝાલી અહીંઆં સુધી દોડાવી લાવી."

"કેમ?"

મંજરીએ હોઠ દબાવી જરા સ્વસ્થતા આણી. "મેં જતો જોયો."

"કોને?" કાશ્મીરાદેવીએ પુછ્યું.

મંજરીએ પોતાનું માથું હાથથી ઢાંકી દીધું અને ધ્રુસકા ખાવા મંડી.

"જે તને ખંભાતમાં પરણવાનો હતો તે?" કાશ્મીરાએ પુછ્યું.

ઉંધે માથે ડોકું હલાવી મંજરીએ હા કહી.

"શું કોઈ શેઠ ઉદા મહેતાની જોડે ખંભાતથી આવ્યો છે?"

ફરીથી મંજરીએ હા કહી.

"હા હા." કાશ્મીરાએ કહ્યું, "તેને રસ્તેથી જતો જોયો હશે તેમાં એ ગભરાઈ" કહી તેણે પંડિતની સામે જોયું; પંડિત તેનો અર્થ નજ સમજ્યા.

મંજરીને પરણાવવી જોઈએ તેનું એક બીજું સબળ કારણ મળ્યું.

"બા! બા!" મંજરીએ કાશ્મીરાદેવીને દયામણે અવાજે કહ્યું, "એણે મને પણ જોઈ. હવે હું ક્યાં જાઉં? મને જરૂર લઈ જશે."

"ગભરાય છે શું? ગાંડી! આ ખંભાત નથી, પાટણ છે."

"બા! તમે એને ઓળખતાં નથી."

"ગભરાઓ નહીં પંડિતજી! મંજરીને મારે ઘેર લઈ જવા દો. એ અહીંઆં ગભરાશે."

"હા હા." માત્રાએ કહ્યું. ગજાનન પંડિત કૈં નિશ્ચય પર આવી શક્યા નહીં.

"ચાલ મારી સાથે મંજરી! કોની મગદુર છે કે મંડલેશ્વરને ત્યાં તારો વાળ વાંકો કરે?" કહી કાશ્મીરાદેવી મંજરીને પોતાની સાથે લઈ ગઈ. તેના ગયા પછી પંડિતજી બોલ્યાઃ "શું વિધિનું વૈચિત્ર્ય!"

“ કેમ ?” તેની અર્ધાંગનાએ પુછ્યું.

“ કુંડલી જોયા વગર કહું છું કે મંજરીનો લગ્નયોગ આવી ગયો.”

“ કેમ તમે પણ લગ્નયોગો જોતાં ગાંડા થઈ ગયા છો કે શું ?”

“ દેવી ! તું પ્રસન્નબાબાને ઓળખે છે ને ?”

“ નાનાં નાનાં અમે કુંકા રમતાં ત્યારથી. પણ તેમાં મંજરીના લગ્નની વાત ક્યાંથી આવી ?

“ પ્રસન્નબાએ નક્કી કર્યું છે કે મંજરીને પરણાવવી.”

“ કોની સાથે ?”

“ એક કાકભટ્ટ છે તેની સાથે.”

“ હેં ?” તેની કીર્તિ તો બધા ઘણા ગાય છે. તો તેમાં શું ખોટું ? આપણે તે મંજરીને ક્યાં સુધી રાખીશું ? એનાથી રુડું શું ?”

પંડિત નક્ષત્રો પર સત્તા ચલાવતા, પણ તેમના પર માત્રા સત્તા ચલાવતી. તે પણ એજ મતના થયા. “ એનાથી રુડું શું ?”

ગુજરાતનો નાથ.

---

# પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ,

એમ. એ.

## નવું ઓળખાણ.

હમણાં અંધારિયું ચાલતું હતું. આજે મંગળવાર હતો. તાજેતર પાસ થયેલ એડવોકેટ રમણલાલભાઈ ચોપાટી ઉપર સંધ્યાકાળે, નિત્યની પેઠે ફરવા આવ્યા હતા. ભાઈ અડધા પડધા વિચારમાં, અડધા પડધા છેટેથી આવતા ગંડેરીવાળાને જોતા બેંચ ઉપર અઢેલીને બેઠા હતા. એટલામાં બાજુ ઉપરથી એક પંજાબી જેવો જણાતો ગૃહસ્થ ટેલતો ટેલતો ત્યાં આગળ આવી બેંચના બીજા છેડા ઉપર બેઠો. તેણે સફેદ મોટો સાફો બાંધ્યો હતો. કોટના ઉપર, ગળે કિંમતી શાલ વીંટાળી હતી અને તેના બે છેડા આગળ ઝુલતા હતા. ચાંચવાળા પંજાબી જોડા તેણે પહેર્યા હતા. પંજાબીના પ્રમાણમાં તેનું શરીર જરા નીચકડું હતું. તેની સુન્દર અણીદાર ભરાઉ મૂછો ઉપરથી તેની ઉમર પચીસ ત્રીસ વર્ષની લાગતી હતી. રમણલાલે તેના તરફ સહેજ નજર કરી, જરાક બેદરકારીમાં ને જરાક મત્સરમાં, જતા આવતા લોકો તરફ પોતાની દૃષ્ટિની લટારો પાછી શરૂ કરી.

જરા વારમાં ગંડેરીવાળો એકાદ જણને ગંડેરી વેચી આ તરફ આવ્યો. પેલા પંજાબી ગૃહસ્થે તેને કહ્યું: "અચ્છી હો તો દો આને કી દો તો, હમકો, ભઈઆ." ગંડેરીવાળાએ શેરડીના કડકા વીણી વીણીને, અને ભેગા ભેગા એક બે પૂંછડા તરફના કડકા પણ અંદર દાખલ કરવાની કાળજી રાખીને ગંડેરી તોળી આપી; ને પૈસા લઈ આગળ ચાલ્યો. પેલા પંજાબી ગૃહસ્થે, એક પારસી યુગલ તરફ જોવામાં રોકાયેલા રમણલાલને ધીમેથી કહ્યું; "જી આપ લેંગે?" ને પોતાની હથેલીમાં ભરેલી ગંડેરી તેની પાસે ધરી, "નહીં સા'બ" રમણલાલે તેના વિનયને ધૃષ્ટતા માનીને જરા કડકાઈથી કહ્યું. "યહ બંબઈકી ઉસ હમેરા મુલક જૈસી મીઠી તો નહીં રહતી, લેકિન હમકો ગંડેરીકા જરા શૌખ હૈ. આપ ભિ દો એક લીજીયે" પંજાબીએ જરા હશીને કહ્યું. એનો વિનય એવો નિખાલસ અને સહજ હતો કે રમણલાલ એનો તિરસ્કાર કરી શક્યા નહિ, ને બે કડકા લીધા. અને હવે પોતે પણ વિનયમાં

પાછા ન પડવાની ઇચ્છાથી પેલા ગૃહસ્થને કહ્યું: "આપ તો ઉત્તરસેં આયે હોંગે?" "જી હાં." પંજાબીએ ઉત્તર વાળ્યો, "હમારે બિરાદરોંકી યહાં શાલ આલવાન કિ દુકાન હૈ. આપ ગુઝરાતીમાં બોલેંગે તો ભિ હમ સમઝ લેંગે હમકો મહાવરા હૈ ના." રમણલાલે કહ્યું: "હાં" ને હિંદીની કડાકુટ બચી જાણી જરી સંતુષ્ટ થઈ બોલ્યો. "આપ લોકની દુકાન કીયા નામથી ચાલે છે?" "લાલા સીતારામ ટેકચંદ નામ ચલતા હૈ" પંજાબીએ તુરત ઉત્તર વાળ્યો; "આપ તો વકીલ બારિષ્ટર હોંગે!" "નહીં જી" રમણલાલે કહ્યું; "હું એડવોકેટ છું" પણ આ પંજાબી ભાઈ, વકીલ એડવોકેટનો ફેર સમજી શકશે કે કેમ એ શંકા રમણલાલને ગળા સુધી આવી ગઈ હતી; એટલામાં તો તેમણે કહ્યું: "જી, એડવોકેટ ભિ એક રકમ કે વકીલ હિ હોતે હૈ ને." રમણલાલે કહ્યું: "હાં, પરંતુ અમને સત્તાઓ ઘણી વધારે છે. અમે હાઈકોર્ટમાં બન્ને બાજુ વકીલાત કરી શકિયે છિયે." "હાં હાં, ઓ તો થોડે હિ વકીલ કર સકતે હૈં; દોનોં કા ફીસ લેના ઔર દોનોં કા કામ કરના ઉસમેં ભિ કાબેલિયત ચાહિયે" પંજાબીએ મૂછમાં હસતાં કહ્યું. રમણલાલ હસ્યો અને કહ્યું: "નહીં સા'બ ઐસા તો હમ નહીં કરતે હૈં—પણ હાઈકોર્ટમાં નવા મુકદ્દમા ચાલે છે ત્યાં અમે બ્રીફ લઈ શકિયે છિયે." "હાં" પંજાબીએ કહ્યું: જો 'ઓરીજીનલ સાઈડ' બોલતે હૈ વહી તો? હમારા ફારમકા પહેલે એક મામલા થા ઉસમેં એક એડવોકેટ હિ રુકા ગયા થા. મગર એ સબ કામ હમ નહીં કરતે. કયોંકિ ફિર હમારા કામ કૌન સમાલે? આજ કલ કામ બહુત રહતા હૈ તો ભિ શ્યામકો ફુરસત રહતી હૈ તબ ઇધર હવા ખાયે ચલે આતે હૈં."

ભળ ભાગી અને બન્ને ખુલાસાથી વાતચીત કરવા લાગ્યા. આવા સારા ફર્મવાળાની મિત્રતા ઉપયોગી નિવડે એ રમણલાલને સમજાવવું પડે તેમ નહોતું. પાએક કલાક ગપ્પાં સપ્પાં મારી પંજાબી ગૃહસ્થ "અબી તો હમ જાયંગે" કહી ઉઠયા. અને રમણલાલ પોતાના હંમેશના રિવાજ મુજબ ત્યાંથી ક્લબમાં ગયા; ત્યાં અડધોક કલાક મિત્રો જોડે પત્તાં રમવાનો આનંદ લૂંઈ આઠેક વાગ્યે ઘેર આવ્યા.

રમણલાલનું મકાન સેન્ડહર્સ્ટરોડ ઉપર આવેલું હતું. એક ન્હાનો 'ફ્લૉક' એમણે રાખેલો હતો; જો કે ભાડું તો આટલાનુંયે સવાસો હતું. પણ સારા ઘરના સારા દામ આપવા પડે એ સૂત્રથી રમણલાલ તથા તેની પત્ની

સંતોષ વાળતાં હતાં. રમણુલાલ આવ્યા ત્યારે તેમની પત્ની માતાજીના દીવાનેટ મોગરો ક્રાપતી હતી. એનું વય સત્તર અરાઢ વર્ષનું હતું. તે તાજેતરમાં પરણી હતી. રમણુલાલને સારૂં બહુયે માગાં થયેલાં પણ ભણેલી, ગણેલી, રૂપાળી અને ગર્ભશ્રીમંતની કન્યા લેવાની રમણુલાલની ઇચ્છા; તેવી મળતાં વાર લાગે એ સ્વાભાવિક હતું. પણ ઇશ્વરકૃપાથી રમણુલાલની ધીરજ સફળ થઈ અને કાપડની ગાંઠિના પ્રખ્યાત વેપારી સારાભાઈ શેઠની દીકરી સુલભા જોડે એમનાં લગ્ન થયાં. રમણુલાલને આવ્યા જાણુતાંજ સુલભા ઉઠી અને તેમની પાસે જઈ મ્હોં મલકાવીને બોલી 'આવ્યા?' સુલભા કેમ જાણે નેત્રનું રસાયનજ ન હોય એમ રમણુલાલ એની મુખમુદ્રામાંથી વર્ષતું અમી ઝીલવા લાગ્યો. "આ શિયાળામાં આઠ વાગ્યે બહુ મોડું લાગે છે હોં" સંબોધન વિનાજ સુલભા બોલીઃ—કેમ જાણે નવોઢાઓનો સંબોધનકોષ ન્હાનો હોય અને તે પણ ઘણું ખરૂં શરમાઈને હ્રદયમાંજ સંતાઈ રહેતો હોય. "હા, પણ જરા,—બહાર જઇએ છિયે ત્યારે કોઈ મળે, હળે, ગપ્પાં મારિયે, ને પાછું તું જાણે છેજ ને કે મારે કલબમાં ગયા વગર તો નજ ચાલે. ચાલો, જરા પાણી લાવોને" રમણુલાલે માનાર્થે બહુવચન વાપરી કહ્યું. ઘરમાં રહેતી દક્ષિણી બાઈ પાણીનો કળશો પ્યાલો હમણાંજ મૂકી ગઈ હતી. પ્યાલામાં ભરી સુલભાએ લીલા કરતાં પાણી આપ્યું. રમણુલાલને તરશ લાગી હતી એટલે એણે તો પાણી સારી રીતે ઢીચવા માંડ્યું. સુલભાએ કહ્યું: "હમણાં ચાલીને આવ્યા છો એટલે જરાવાર પછી વધારે પીઓ તો?" "ઠીક, લે ત્યારે" કહી રમણુલાલે પ્યાલો સુલભાના હાથમાં આપ્યો. પ્યાલામાં રહેલું પાણી સુલભાએ પી લીધું.

પતિપત્નીને એક બીજાથી સંતોષ હતો. સુલભા વિનયી હતી, આનંદી હતી અને પતિની આમન્યા લોપે એવી નહોતીઃ પણ જો મનમાં ધારે તો એને હથેલીમાં નચાવે એવીયે હતી. આ મકાનમાં તેઓ સુખચેનથી રહેતાં હતાં. રમણુલાલે એને એકલાં ન ગમે માટે એક દક્ષિણી બાઈ ઉપર ઉપરનું કામ કરવા રાખી આપી હતી. બાકી વાસણપાણી તો ઘાટી આવીને કરી જતો હતો. સગુણાબાઈ સુલભાના પીયરમાં સાતેક વર્ષથી રહેતી હતી એટલે વિશ્વાસુ હતી, અને તેથીજ તેને રમણુલાલે સાસુને કહીને માગી લીધી હતી.

રમણુલાલનું સાસરૂં શ્રીમંત હતું. ઘેર એક મોટર અને એક ગાડી હંમેશાં સુલભાને તેડી જવા બપોરે આવતી અને પાછી સાંજના એને મૂકી

જતી. અને કોઈ વાર ફરવા જવું હોય ત્યારે પણ દંપતી તેનો ઉપયોગ કરતાં. દીકરી લાડકડી હતી અને શેઠ જરા વ્હેમી હતા એટલે એમણે કહી મૂક્યું હતું કે ગાડી એને જોઈએ ત્યારે વાપરે પણ મોટરમાં અકસ્માત થાય છે માટે મોટરમાં એણે ન જવું. સસરાના આ વહેમને રમણુલાલ હસતા અને કહેતા કે બાબાજી તો જૂના ને જૂનાજ રહ્યા. સુલભા હસતી અને સાંભળી રહેતી. રમણુલાલે એક વખત એમે કહેલું કે 'આપણા લોકો તે આવા ક્યાં સુધી રહેશે' ને સુલભાએ ઉત્તર વાળેલો કે 'આપણા લોક શા ખોટા છે?' પણ રમણુલાલ વિલાયતની નવલકથાઓની સૃષ્ટિમાં રમતા હતા અને તેમને આપણા લોકોનો સંસાર ઘાણીના બેલની ગરડ જેવો લાગતો હતો અને એમણે એમે કહેલું કે 'આપણા સંસારમાં નવીનતા ક્યાં છે?' પણ પતિપત્નીનું ગાડું હમણાં તો નવો નવો સંસાર હોવાથી ઠીક ઠીક ચાલ્યા કરતું હતુ બીજાઓને તો તે સરખે સરખી જોડીનો ગૃહસંસાર ઈર્ષ્યા કરાવે એવો લાગતો હતો. પણ રમણુલાલને કોઈ કોઈવાર વિલાયતના 'રોમૅન્સ'નો અભખરો થઇ આવતો હતો. પહેલાં તો એનો વિલાયત જવાનો વિચાર હતો પણ કેટલાક મુરબ્બીઓની સલાહ ન પડવાથી અને વાસ્તવિક રીતે તો પંદર હજારનું પાણી ક્યાં કરવું એ મુદ્દાના વિચારથી તે અટકી ગયો હતો. એડવોકેટની પરીક્ષા તાજેતરજ પાસ કરી તે ચાર છ મહિનાથી ધંધામાં જોડાયો હતો એટલે એડવોકેટની કમાણી નહોતી પણ એડવોકેટની ખુમારી હતી. પણ તે એકંદરે ચતુર, ખાનદાન, વિલાસી અને વ્હાલસજ્ઞો હતો અને સુલભા ઉપર તેને બહુ મમતા હતી.

થોડી વારમાં જમવાની વખત થઈ. શાક તો થઈજ ગયું હતું અને પૂરીની કણક પણ બાંધેલી હતી. રમણુલાલ ઉતરતી પૂરીએ બેસી ગયો, અને કેસરી દૂધ પૂરી ને શાક જમી લીધું. સુલભા પણ પાએક કલાકમાં જમી પરવારી, ને સગુણાબાઇને ઉંચું નીચું મૂક્વાનું કહી પોતાના ઓરડામાં ગઈ. બીજે દિવસે રમણુલાલ કૈંક વહેલો આવ્યો, અને હંમેશની પેઠે જમી ખાઇને રાત્રે બન્ને જણ શાકુન્તલનું નાટક વાંચવા બેઠાં. તેમાં કાલિદાસની ચર્ચા કરવાનો એક પ્રસંગ બન્યો. સુલભાએ પૂછ્યું: "કાલિદાસ **उन्नमितम** થીજ કેમ અટકી ગયા હશે?" રમણુલાલે ઉત્તર આપ્યો "હું શાકુન્તલ લખું તો એવી ભૂલ ન કરૂં".

બીજે દહાડે, ગુરુવારે હંમેશના રિવાજ મુજબ સંધ્યાકાળે ચોપાટી ઉપર એને એજ બેંચ ઉપર રમણુલાલ બેઠા હતા. એટલામાં જરા આઘે એક વિકટોરિયામાંથી પરમ દિવસવાળા પંજાબી ગૃહસ્થ ઉતર્યા. તેમણે ચાલતાં ચાલતાં જરા નીચા વળીને 'જી, સા'બ' કહીને સલામ કરી. તે કદાચ સલામ કરીનેજ આગળ ચાલ્યા જાત. પણ તે નીચકડા પંજાબી જુવાનના મળતાવડાપણાથી રમણુલાલને તેના તરફ જરા પક્ષપાત થયો હતો. અને તેણે સલામ ઝીલી સહજજ કહ્યું: "આપ કલ તો નહીં આયે થે, મનોહરલાલજી?"

આ પ્રશ્ને તે પંજાબી ગૃહસ્થને અટકાવ્યા અને તેમણે પોતાની છડી હલાવતા હલાવતાં કહ્યું, "અજી, રોજ સમય કહાં મિલતા હૈ, સાહબ. કલ રુક ગયે, આપ હરહમેશ આતે હૈં ક્યાં?" "જી હાં" રમણુલાલે કહ્યું. બન્ને વાતે વળગ્યા અને લાલાજીનેય વાતમાં રસ પડયો ને તે પણ બેંચ ઉપર બેઠા. એમ તો રમણુલાલ હોંશિયાર હતો અને કોઇને કુપ્પામાં ઉતારવાની કળા એને આવડતી હતી. તેને આ પંજાબીની વગથી પોતાના ધંધામાં લાભ થાય એમ આશા હતી. પરમ દિવસ એક સવાલ પૂછવાનો રહી ગયેલો તે આજે એણે પૂછયો: "આપની દુકાન તો બડામંદિર પાસે છે પણ આપને રહેવાનું તો બીજે થતું હશે?" "જી હાં" લાલાજીએ કહ્યું "હમ લોગ કુટુંબ કબીલાવાલે ઠહરે, તો બિના ઇલાયદા મકાનસે કૈસે કામ ચલ સકતા હૈ? હમ રહતે હૈં બહાર કોટ, બાલુરામકી ગલીમેં." રમણુલાલે જરા મ્હોં મલકાવીને કહ્યું: "અચ્છા?" "ફિર યહ ન હૈ" લાલાજીએ કહ્યું: "હમારે લોગમેં મુલાઝા બહુત હૈ. આપ લોગોમેં ઔરત લોગ હરકોઈ આદમીસેં બાતચીત કર સકતેં હૈં મગર હમારેમેં ઐસા નહીં. હાં, હમ લોગ યહાં આયે હૈં તો હમારેમેં ઇતના હુવા હૈ કી કોઇ ખાનદાન હો, અપના દોસ્ત હો, તો ઉસકે લીયે ઉતના ઓ નહીં હૈ. એક રોજ આપકો હમારે મકાન પર લે જાયંગે." રમણુલાલને આશા તો હતીજ પણ જે અનિર્વચનીય નવીનતાને એ અંતરના ઉંડાણમાં ઝંખતો હતો તેનાં આછાં કિરણો હવે તો સ્ફુરતાં જણાયાં.

એટલામાં ગંડેરીવાળો આવ્યો. લાલાજીએ તેને રોકયો. તેણે રમણુલાલની બાજુમાં છાબડી મૂકી અને ગંડેરી તોળી. રમણુલાલ પોતાના ખીસામાંથી પાકિટ બ્હાર લઇને પૈસા કાઢતો હતો ને ગંડેરીવાળો પંજાબી ગૃહસ્થને ગંડેરી આપતો હતો એટલામાં પવનના સપાટાથી છાબના ધાસલેટના દીવાની ઝાળે

રમણલાલના ધોતીયાની ફડકને પકડી. પંજાબી ગૃહસ્થની નજર તે પર ગઇ ને તરત તેમણે "અરે–હાં–એ ક્યા ?" કહેતેકને પોતાના હાથવડે તે ભાગને ચોળી નાંખ્યો. રમણલાલ જરા ખસિયાણો પડી ગયો; અને પંજાબી મિત્રનો આભાર માનવા લાગ્યો. લાલાજીએ જાણે લૂલો દિલાસો આપતાં કહ્યું: "યહ બિલાયતી ધાસલેટકા કામ હિ ઐસા હૈ. ઔર પવન ભિ ચલા હૈ." રમણલાલનો આભાર માત્ર મ્હોડાનો ન હતો એમે જણાયું; કારણ કે થોડીવાર આડી અવળી વાત કર્યા પછી વાતનો મોક્કો આવતાં તેમણે કહ્યું: "આપ આજ તો હમારે વહાં ચલિયે," પંજાબી ગૃહસ્થની આનાકાની પણ એના આગ્રહ પાસે ચાલી નહિ. પાસેજ વિકટોરિયા મળી ગઈ અને બન્ને રમણલાલને મકાને ગયા.

સગુણાબાઇએ બારણું ઉઘાડયું ને બન્ને દિવાનખાનામાં ગયા. સુલભા આજે પીયરથી આવી નહોતી; ને રમણલાલ ક્લબમાં ગયા વગર આવ્યા એટલું વહેલુંયે હતું. રમણલાલે બાઇને તરત ચાહ કરી લાવવા હુકમ આપ્યો. સગુણાબાઇએ અંદર જતાં મ્હોં મરડયું. સારૂં થયું કે કોઇએ દીઠું નહિ. "અરે, સગુણાબાઇ" રમણલાલે જરા ઉંચે સાદે કહ્યું: "પ્યાલા રકાબી પેલા કબાટમાંથી લેજો હોં" "બાહેર ચ આહેત" બાઇએ ડોકું કાઢી જવાબ વાળ્યો. રમણલાલે કહ્યું "પેલા કબાટમાં છે તેજ લેજો ને" ફરીવાર સગુણાબાઇએ મ્હોં મરડયું. રમણલાલે દેખ્યું ન દેખ્યું ને જરાક છાવરવા ને જરાક મહેમાનને ખુશી કરવાના ઇરાદાથી કહ્યું: "આજે કોણ જાણે શાથી એની શેઠાણી હજી આવ્યાં નથી ને, એટલે એનો જીવ ઉંચો જણાય છે. એ આવ્યાં હત તો આપની પણ ઓળખાણ કરાવત."

લાલાજીએ **પ્લેટો** કે **સૉક્રેટીઝ**ના જેવી ગંભીરતાથી તે સાંભળ્યા કર્યું. રમણલાલને લાગ્યું ખરૂં કે આવી બાબતોમાં મારા જેટલો ઉદ્યમ આમને નથી. એક તરફથી એને એમે થયું કે આવા મિત્રની અસરો આદરણીય પણ છે. વાતચિત કરતાં થોડીવારમાં ચાંદીના સુંદર પ્યાલા રકાબીમાં ચાહ આવ્યો. લાલાજીએ બહુ પીધો નહિ. રમણલાલે આગ્રહ તો કર્યો પણ એ વખતે ચાહ પીવાની પોતાને ટેવ ન હોવાનું જણાવી બીજો એકાદ ઘુંટડો માત્ર લીધો. આટલી બે મુલાકાતમાં રમણલાલ અને લાલાજી વચ્ચે સારી મૈત્રી થઈ ગઈ. સામાન્ય રીતે ન થાય પણ કોઈ કોઈ ને પૂર્વની

લ્હેણુદેણીજ હોય છે. પાએક કલાક નીકળી ગયો. મનોહરલાલજીને ઉતાવળ હતી. આવ્યા હતાજ માંડમાંડ એટલે થોડીવારમાં તેઓ રજા લઈ પોતાને ઘેર ગયા.

સુલભા ઘેર આવી ત્યારે સગુણાબાઇએ બધી હકીકત કહી. સુલભા જરાક્જ મોડી પડી એમ રમણલાલે પણ કહ્યું. સુલભાએ તે કોણ છે તે પૂછી જોયું; રમણલાલે ટૂંકમાં હકીકત કહી, અને તેમની ખાનદાનીની જરા પ્રશંસાયે કરી. જરાવારે સુલભાએ પોતાને, માશી આવ્યાને લઈને કેમ મોડું થયું એ વાત પણ કરી. કારણ, સુલભા નાક ઉપર માખીયે બેસવા દે એવી નહોતી. નાકે એ હીરાની નાનીશી ચૂંક પહેરતી ને એને જડ કહેતી. વાળનાં ફુલ પાડતી પણ સેંથી સીધી રાખતી; કારણ એની બાળસખીએ કહેલું કે વાંકી સેંથી રાખિયે તો વાંકો વર મળે.

થોડીવારમાં સુલભાએ પૂરી શાક કરી નાંખ્યાં. આજે સુરતથી રતાળુ આવ્યું હતું. ભજિયાંને સારૂં ખીરૂં તૈયાર કરી સુલભાએ તેલની પેણી શગડી ઉપર મૂકી, રમણલાલને 'વખત થઈ છે' કહેવરાવ્યું. રમણલાલ આવ્યા તો ખરા પણ હજી ભજીઆં કરવાનાં હતા એટલે સુલભાને કહ્યું: "ભજિયાં કરી નાંખોને, આજે તો આપણે જોડેજ બેસીશું."

"કૈં નહિ" સુલભા જરા હશીને બોલી: "તમે થતે ભજીએ બેસોને. ઉનાં ઉનાં ખવાશે.–મને તો તમારી સહચરી કરતાંયે અનુચરી થવું બહુ ગમે છે."

"હા, એ તો વિલાયતી ચોપડીઓ વાંચી નથી ત્યાં લગી. નહિ તો તુંયે બંડખોર થઈ જાય." રમણલાલે પુરુષોની પેઠે ચિણગારી મૂકી.

"ના એમ તો નહિ" સુલભા બોલી: "અલબત બંડખોર થવાની શક્તિ તો અમે ધરાવિયે છિયે. પણ અમે એમાં ન્હાનમ માનિયે છિયે."

"અરે વાહરે, બંડખોરપણાને જીતનારાં!" રમણલાલે કહ્યું; "ત્યારે તો બોલ્યું પાળો. અમારે તમારી જોડે ટહાડાં ભજીયાં ખાવાં છે."

"લ્યો, ત્યારે તો જરા પાટલા ઉપર બેસો. આપણે વાતો કરીશું, જો જો–અધીરા–ન–થશો" સુલભાએ સરત કરી.

"અરે વાહ, અહીં તારી પાસે બેઠો હોઉં અને આપણે બેને જમવાનાં ભજીયાં તળતી તને જોવામાં ક્યાં ઓછો આનંદ છે કે મને અધીરાઈ આવે?" રમણલાલે કહ્યું.

"આનંદે છે ને કૈંક નવુંયે નથી?" ભજીયાંને ઉથલાવતી સુલભા બોલી.

"હા, વધારે આનંદ તો એનોજ છે ને" રમણલાલે ઉત્તર વાળ્યો.

"ત્યારે તમે કેમ કહેતા'તા કે આપણા લોકોના જીવનમાં નવીનતા નથી–'રૉમૅન્સ' નથી–કે એવુંજ કૈંક કહેતા'તા ને?"

"એવી એવી રસલ્હાણીઓ તો હોય પણ તે કૈં 'રોમાન્સ' કહેવાય, સુલભા?" રમણલાલે કહ્યું.

"કોણ જાણે ત્યારે હું તો ધારતી હતી કે લગ્ન એજ માનવિનું રૉમૅન્સ, મિઠ્ઠું સ્વપ્ન છે" સુલભા જરા વિચારતી બોલી.

"ઓહો, તું તો રતાળુની ગલેફી બનાવતી સંસારની ફિલસુફી બનાવવા લાગી. જો જો ગલેફીને ઉથલાવ" રમણલાલે જરા હસતાં મજાકમાં કહ્યું.

"એ ય ચાલે છે. પણ કહો, "સુલભા લાડથી બોલી; "હું કહું છું તે ખરૂં છે કે નહિ? બાકી બીજાનું બધું તો બીજે બધેય નથી?"

રમણલાલે જાણે તેનું મન રીઝવવા હસીને ઉત્તર દીધો; "અરે વાહ, તું કહે એ વળી ખોટું હોય?" વાતોચિતોમાં ભજિયાં થઈ ગયાં અને બન્ને નિરાંતે હોંશીનિશીને જમ્યાં.

ત્રણ ચાર દિવસ વહી ગયા. રમણલાલને ઘેર લાલાજી તો આવી ગયા ખરા પણ લાલાજીને પાછા મળવાનું સ્થાન તો ચોપાટીજ હતું. કેમકે રમણલાલને એમનું ઘર માલૂમ નહિ અને અથડાતા ઘર પૂછતા જવું એ એમને શોભે નહિ. આજેય પાછો મંગળવાર હતો. આજે તો રમણલાલ ચોપાટી ઉપર ફરતા હતા એટલામાં લાલાજી જરા છેટે ગાડીમાંથી ઉતરતા દેખાયા. બન્ને એકબીજા તરફ ગયા. ઘણે દહાડે મળ્યા હોય એમ બન્નેને લાગ્યું; અને વાતો કરતા બેઠા એટલામાં લોકોનું એક ટોળું દૂર કૈં જોતું જણાયું. "આ લોકો કેમ ભેગા થયા છે?" રમણલાલે સહેજજ અડધું મનમાં કહ્યું; મનોહરલાલજીએ તે તરફ જોયું અને કહ્યું: "હાં હાં ઓ તો દુઈજકા ચંદ્રમાકો દેખતે હૈં" અને રમણલાલના સામું જોઇને કહ્યું; "આપને દેખા તો?"

રમણલાલે કહ્યું: "ક્યાં છે?"

"દેખિયે" લાલાજીએ રમણલાલને ખભે હાથ મૂકી કહ્યું; "ઓ મકાન પર સુઈ દિખતી હૈ ના, ઉસકે ઉપર દુઈજકા ચંદ્ર હૈ, દેખીએ!"

"હાં હાં," રમણલાલે કહ્યું.

"અબ દેખા તો?" મનોહરલાલજીએ હશીને કહ્યું; હમ લોગ ચંદ્રકા દર્શન કરકે અપને પ્રિયજનકા, નહીં તો કોઈ અચ્છે સજ્જનકા દર્શન કરતે હૈં."

"હા" રમણલાલે જરા હસીને કહ્યું; "આજ તમારૂં મ્હોં મ્હેં જોયું છે, જો જો લાલાજી આ મહિનો કેવો જાય છે તે તમારે માથે છે હોં."

"અરે વાહ, રમણલાલજી" પંજાબી ગૃહસ્થે ઉત્તર વાળ્યો; "આપ ભિ ઠીક હમારે ગલે પેં લગ જાતે હૈં. હમને ભિ તો આપકા દર્શન કીયા હૈ, દેખતે હૈં કયા લાભ હોતા હૈ."

આમ હસ્યા ટીખળમાં પાંચ દશેક મિનિટ ચાલી ગઈ. લાલાજીએ વાતમાં એક્વાર લહેરમાં એમે કહ્યું કે "એક રોજ આપકો હમારે મકાન પર લે જાયંગે" રમણલાલને તો હોઠ સુધી આવી ગયું કે "આજે જ ચાલોને." પણ કોણ જાણે શેણે એના શબ્દોને સમાવી દીધા. સદ્ગુણોની સજની શરમ એનામાં હતી. જો કે એને મનમાં એમ તો થયું કે વાયદા વાઇને રોકડાની ના પાડવાની રીત આ વેપારી ઠીક જાણે છે. એના મનમાં એમ પણ આવ્યું કે હજી પોતે તેમને સુલભાની ઓળખાણ કરાવી નહોતી અને તેમના જેવાના આપ્તમંડળમાં દાખલ થવાની ઇચ્છા રાખવી એ વધારે પડતુંયે હતું. થોડીવારમાં ઉઠવાની વખત થવા આવી પણ વાતો કરવામાં એવો રસ જામ્યો હતો કે રમણલાલે સહજજ કહ્યું 'ચલિયે સા'બ હમારે વહાં. આપકા ભિ તો વહી રસ્તા હૈ ના."

"જી આપ હમકો બડે તંગ કર રહે હો. આપકો કયોં હમ ઉતની તકલીફ્ દેં?" લાલાજીએ છાતી પાછી લઈ વિનય કર્યો.

"અરે ચલિયે સા'બ" રમણલાલે ગંમતમાંજ હાથ ઝાલી જવાબ દીધો. અને બન્ને જણા જરા ચાલી વિકટોરિયા મળી એટલે તેમાં બેસી રમણલાલને મકાને ગયા.

હસતાં હસતાં બન્ને સીડી પર ચઢ્યા. સગુણાબાઇએ બારણું ઉઘાડયું "આઇયે" કહીને રમણલાલે લાલાજીને દિવાનખાનામાં કોચ ઉપર બેસાડ્યા. સુલભા આવી છે કે નહિ એ રમણલાલે ધામેથી ટોપી મૂકતાં મૂકતાં બાઇને પૂછ્યું. 'બેનને આજ આવવાને મોડા લાગશે, આજ બીજ છે નહિ, તો દરસન કરવા ગયા છે. તેમનાં માજી બિ તેમની બરોબર ગૈલા છે." રમણલાલને ગમ્યું તો નહિ પણ મિત્રના દેખતાં આવી વાતમાં મિજાજ ખોવો એ ઠીક ન લાગ્યું ને હશીને બોલ્યા, "આજેય એની એ દશા થઇને!"

"તબ તો આપકો ફુરસત હૈ તો ચલેંગે હમારે વહાં?" લાલાજીએ અમૃત રેડયું.

રમણલાલને મન તો મેહ તૂઠયા. એણે જાણે જરા વિલંબથી પણ તરતજ કહ્યું: "હાં, ચલ સકતે હૈં. હજી તો સાતજ વાગ્યા છે અને એક કલાકમાં ખુશીથી પાછું અવાશે. હું દિલગીર છું કે આપ એ વખત આવ્યા ને સુલભાની ઓળખાણ હું આપને કરાવી ન શકયો. જતાં બહુ વાર નહિ લાગે, હું ધારૂં છું?"

"નહીં જી, ઓ તો કરીબ હિ હૈ" લાલાજીએ ધીરજ આપી.

આમ વાત કરતાં કરતાં લાલાજીની નજર સુલભાના ઓરડામાંના ચિત્ર ઉપર ગઈ ને એમણે પૂછયું: "ઓ કૌનસા ચિત્ર હૈ?"

રમણલાલે કહ્યું: "હા, આવોને, જુઓને. આ ચિત્ર કિરાતભિલ્લીનું છે; ને આતો રાધાકૃષ્ણનું છે એ આપનું અજાણ્યું નહિ હોય."

"આપ કો દોનોંમેંસે કૌન અચ્છા લગતા હૈ?" મહેમાને પૂછયું.

"આપકો કૌન અચ્છા લગતા હૈ?" રમણલાલે સામો પ્રશ્ન પૂછયો.

"હમકો તો યહ કિરાતભિલ્લીકા અચ્છા લગતા હૈ." જરા હસીને લાલાજીએ પોતાનો મત કહ્યો. સામે પાણીનો કુંજો ને પ્યાલો પડ્યા હતા, તે ઉપર નજર જતાં મનોહરલાલજીએ કહ્યું: "જરા પાની દીજીએગા, પીને કો, સાહબ?"

"જી હાં, બહુત" કહી રમણલાલ પાણી લેવા જતા'તા એટલામાં વાત ફરી ઉથલાવીને લાલાજીએ કહ્યું: "જી આજ હિ હમારે મકાન પર ચલેંગે કિ કલ?"

"આજ હિ, સાહબ! આપકા મકાન દિખલાઇયે," એટલું ધરતી છટાથી બોલી કુંજામાંથી રમણલાલે પાણી કાઢવા માંડ્યું. આ બાજુ માનીતા મહેમાને નાક પાસેની "સ્પ્રીંગ" દબાવી બનાવટી મૂછ અને ફેંટો કાઢી નાંખી પલંગ ઉપર નાંખ્યાં, અને વાદળમાંથી વિજળી પ્રગટે એમ નિત્યનૂતન મહામાયાની વિભૂતિ સમી, સુલભા–ગાલપર ટેકવેલી આંગળીને તેમજ આંખની ભમરને, મોહકતાથી મરડતી, દિવ્ય નવજીવનની ચંદ્રલેખાને જાણે બતાવતી, મંદહાસ્ય કરતી બોલી: "યહ હિ હમારા મકાન હૈ, જનાબ!"

**થોડાંક છુટાં ફૂલ.**

**સમાપ્ત.**